




# ઝંઝાવટી

જાન્યુઆરી, ૨૦૦૪

અંજુમ વાલોડી
રતિલાલ 'અનિલ'
રવીન્દ્ર પારેખ
ગ્યુસેપ ઉન્ગારેત્તી
રાધેશ્યામ શર્મા
શિરીષ પંચાલ
રાજેશ પંડ્યા

# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૪
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૭ : અંક ૫૨૪

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૧૦૦, મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૨૨૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૨૪૨૮ ૯૪૧

ગઝલ / અંજુમ વાલોડી



જિંદગી વિશ્વાસ પર જીવાય છે.
શ્વાસનું શું, એ તો આવે-જાય છે.

થાય છે, આજે તો એવું થાય છે;
સાંભળે બ્હેરો ને મૂગો ગાય છે !

દેખતી આંખે ન જે દેખી શકો,
બંધ આંખે તે બધું દેખાય છે.

માત્ર હોવાનું જ દુઃખ અમને નથી,
એ જ ચિંતા છે : હવે શું થાય છે.

ના, નથી સંગીતની એને જરૂર,
એ તો મનમોજી છે, મનમાં ગાય છે.

વાતમાંથી વાત નીકળે છે છતાં,
વાતવાતોમાં ઘણું ખોવાય છે.

એનો પડછાયોય જ્યાં પહોંચે નહીં,
હાથ તેના ત્યાં સુધી લંબાય છે.

દીપ તો બળતો રહે, જાણે નહીં,
લાભ એનો કોને કોને થાય છે.

પૂછવું છે આ અનિલલહરીને એ
ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે ?

કેવી ખામોશી છે, અંજુમ, શું કહું ?!
મૌનની ચીસો ફક્ત સંભળાય છે !

ગઝલ / રતિલાલ 'અનિલ'

બેઉ છેડે માણસો દેખાય છે,
પુલથી રસ્તોય ક્યાં સંધાય છે !

આવનારા આવે છે ને જાય છે,
એટલે, થોડી દિશા બદલાય છે !

ઘેરી રાતે આવું કૌતુક થાય છે :
કાળા પથરા પર મૂરત દેખાય છે !

મન છે; એથી પ્રશ્ન એવો થાય છે :
સૂકી માટી કેમ તડકો ખાય છે ?

કોઈનો મત એવોયે વર્તાય છે :
શિંગડાં રાખે છે તોયે, 'ગાય' છે :

આંખને નહિ, દૃષ્ટિને સમજાય છે :
રોશનીમાં રોશની દેખાય છે !

ડોકિયું કીધું અને દેખાય છે :
ચાંદની પાણી ઉપર મલકાય છે :

એમ તો મોજાં ઘણાં ભટકાય છે,
ફિણ જેવું કૈંક મૂકી જાય છે.

કોઈ વેળા ભીનું વરસી જાય છે,
બાકી આ આકાશ ક્યાં બદલાય છે !

એટલે બેસી રહેવું ઠીક હશે,
સર્વ દિશાએથી તેડાં થાય છે.

હિંચકા શા શ્વાસ ને ઉચ્છ્વાસ આ,
એટલે તો જીવ ઝોલાં ખાય છે !

ધૂળ જેવી વાતનોયે વાયરો !
તે વળી અસ્તિત્વ પર પથરાય છે !

શૂન્ય જેવી ભૂખ કોઈને હશે ?
કેટલું ધરબાય છે, ઠલવાય છે !

વિશ્વવિણાનું તો ભૈ ક્હેવું પડે !
ગાય છે તેને જ તે સંભળાય છે !

કોઈ ભીનો વાયરો છે તું 'અનિલ',
જે નથી વાવ્યાં, તે બી ફણગાય છે !

## ગ્યુસેપ ઉન્ગારેત્તીની બે કૃતિઓ

*અનુવાદ : રાધેશ્યામ શર્મા*

### વેદના

તરસ્યા ચંડોળોપેઠ મરી મટવું
મૃગજળ મધ્યે

અથવા કવેલપંખી જેમ
દરિયાને પાછળ છોડી
ઊડવાની લેશ પણ ઇચ્છા વિના
પહેલા જ ઝાડીઝાંખરામાં મરી જાય તેમ

પણ આંખે પાટા બાંધેલ ગોલ્ડફિન્ચ પેઠે
શોકાકુલ બની ના જીવવું

### આફ્રિકાની સ્મૃતિ

શહેરને ખૂંચવી લે છે સૂર્ય
વધુ વખત જોઈ શકતા નથી આપણે
નથી જોઈ શકતા અખૂટ કબરોને પણ વધુ વખત

---

પેટ્રિક કીગના અંગ્રેજી અનુવાદના આધારે

## કાંચનાર / શિરીષ પંચાલ

*(પર્યાવરણ કથામાળા)*

'મમ્મી... મમ્મી ... ઝટ... ઝટ ... અહીં આવ ... કશુંક બતાવું ... અહીં આવ ને ... અરે, તું તો કેટલું બધું મોડું કરે છે !'

કાવેરીબહેન પાઈપ વડે પાણી છાંટતાં હતાં અને તેમના કાને અવાજ પડ્યો. ક્યાંથી આવ્યો હતો એ અવાજ ? શરીરના કયા અજાણ્યા ખૂણામાં ભરાઈ રહ્યો હતો એ અવાજ ? ધન દાટી દીધા પછી ક્યાં દાટ્યું હતું એય ભૂલી જાઓ અને એવી સ્થિતિમાં અચાનક એની સ્મૃતિ થઈ આવે એવે વખતે જે આનંદ આનંદ થઈ જાય એમ જ કાવેરીબહેન રોમેરોમ છલકાઈ ઊઠ્યાં. તરત જ તેમણે માત્ર કાન જ નહીં, પોતાના આખા શરીરને એ દિશામાં વાળી લીધું. આ અવાજ તો રચનાનો. જોતાંવેંત મનને હર્યુંભર્યું બનાવી દે એવી દસેક વરસની રચના તેમના બંગલાની સામે બંધાયેલા બહુમાળી ફ્લેટમાં બેએક મહિનાથી રહેવા આવી હતી.

તરત જ એક બીજો અવાજ સંભળાયો : 'એ આવી ... દૂધ ઊભરાવા આવ્યું છે. જરા ઊભી રહે.'

'ગેસ બંધ કરી દે મમ્મી ... દૂધ પછી ગરમ કરજે.'

કાવેરીબહેને ઝટઝટ નળ બંધ કરી દીધો, દાદર ચઢવા માંડ્યો. આ એક, આ બે, આ ત્રણ. પાંસઠ વરસની ઉંમરે આટલી ઝડપથી પગથિયાં ચઢતાં જે થાક લાગે તેને જરાય ગણકાર્યા વિના એ ચઢી રહ્યાં હતાં. પગ પહોંચે તે પહેલાં મન તો ક્યારનુંય ત્યાં પહોંચી ગયું હતું. એમના ઝરુખાની સામેના ઝરુખામાં

રચના ઊભી હશે અને કશુંક જોતી હશે ? શું જોતી હશે ? કોઈ માળો ? નવું ફૂલ ? પણ રચના જુએ અને હું ન જોઉં એ તો બને જ કેવી રીતે ?

હાંફતાં હાંફતાં એ ઝરુખામાં ગયાં અને ત્યાં એમને વિચાર આવ્યો. રચના એની મમ્મીને જે બતાવવા માગતી હતી એ પોતે છાનામાના જોયું હોય તો ? બસ ... એમ જ કરવું જોઈએ. એટલે ઝરુખામાં ન ગયાં અને બારી પાસે ગયાં. પડદાની આડશમાંથી જોવા લાગ્યાં. રચના ઘડીકમાં એક બાજુ તો ઘડીકમાં બીજી બાજુ જોયા કરતી હતી.

'કેટલી બૂમો માર માર કરે છે.. ત્રણ વાર કહ્યું ... આવું છું ... આવું છું ... સાંભળતી જ નથી ... બોલ ચાલ, શું બતાવે છે ?' કાવેરીબહેનને લાગ્યું કે સુચિત્રા ભલે ઠપકો આપતી હોય પણ દીકરી માટેનાં લાડ, પ્રેમ તો શબ્દે શબ્દે નીતરતાં હતાં. ઝરુખામાં આવી ચઢેલી સુચિત્રા તરત જ રચનાની પાસે બેસી ગઈ અને તરત જ દીકરીને ખોળામાં લઈ લીધી. કાવેરીબહેને એ નિરખ નિરખ કર્યા કર્યું. હૈયાનું પોલાણ તરત જ આંખોમાં ઘર કરી ગયું. આંખ જાણે કશું જોતી બંધ થઈ ગઈ; સામે કશું જ ન હતું. ન મળે બહુમાળી ઈમારત, નહીં દૂર દૂર બીજી ઈમારતો. ફ્લેટના કે એવા બીજા કોઈ અવાજ સુધ્ધાં નહીં.

'જો જો ... મમ્મી, આ સામે કેટલાં સરસ ફૂલ છે !' કાવેરીબહેને તરત જ રચનાએ બતાવેલી દિશા સામે જોયું. વૃક્ષ ફૂલોથી ભરચક હતું – સફેદ અને રાતાં ફૂલોથી ભરેલું – રાતો એટલે જાંબલીની છાંટવાળો રાતો. સુચિત્રા જોતી હતી, રચના જોતી હતી. કાવેરીબહેન એ બધું જોતાં હતાં. ત્રણેક વરસ પહેલાં ફૂલછોડવાટિકામાંથી લાવેલું બોહિનિયા હતું. માળી લઈ આવ્યો હતો. એ લાવ્યો ત્યારેય એના ઉપર બેત્રણ ફૂલ તો હતાં જ. જોતાંવેંત સ્પર્શી ગયાં હતાં; આસપાસમાં ક્યાંય એવું વૃક્ષ તો હતું જ નહીં.

તરત જ એમને કાને અવાજ પડ્યો, 'અરે આ તો કાંચનાર છે કાંચનાર.' આ નામ ક્યાં સાંભળ્યું હતું ? કાવેરીબહેન યાદ કરવા લાગ્યાં. થોડી વારે યાદ આવ્યું. પાંચસાત વરસ પર કોઈ વૈદે એમને જે ગોળીઓ આપી હતી તેનું નામ હતું કાંચનાર ગૂગળ.

'મમ્મી, મમ્મી આ ઝાડ આપણે ઉગાડીએ ?'

'ગાંડી, ઝાડ તે કંઈ ફ્લેટમાં ઉગાડાતું હશે? આપણે તો કૂંડાંઓમાં જેટલું ઉગાડાય તેટલું ઉગાડવાનું.'

હવે કાવેરીબહેન ઝરુખામાં આવ્યાં, 'શું દેખાડે છે મમ્મીને ?' તેઓ પોતાના અવાજથી જ ચમકી ઊઠ્યાં. ફરી પાછો એ અવાજ. ક્યાંથી આવ્યો હતો ?

'અરે આ તો અમારી રચનાને આ તમારું કાંચનાર ગમી ગયું છે એટલે એ ઘરમાં ઉગાડવાની વાત કરે છે.'

'કેમ રચના, આ તારું જ છે એમ માની લે ને ! આજે જ અમારા માળીને કહીને ફૂલોવાળી એક આખી ડાળ તારે ત્યાં મોકલી આપીશ. બસ.. હવે ખુશ? ચાલો ચાલો સુચિત્રાબહેન, મારે બહુ બધાં કામ બાકી છે. તમે માદીકરી બેઠાં બેઠાં કાંચનાર જોયા કરો.' કહીને તરત જ એમણે પગ ઉપાડ્યા.. જતાં પહેલાં વહાલથી અને કુતૂહલથી કાંચનાર સામે જોઈ રહેલાં માદીકરી સામે એક નજર કરી; તરત ધબધબ દાદર ઊતરી ગયાં. કોણ જાણે કેમ... આજે એમને થાક વધારે લાગતો હતો. ઉમર થવા આવી એટલે ? પણ ઊઠ્યાં ત્યારે તો આમાંનું ક્યાં કશુંય હતું ?

નીચે બાગમાં આવી પાઇપ સરખો કર્યો, હજુ પાણી છાંટવાનું બાકી હતું પણ માંડી વાળ્યું, આમતેમ આંટા મારવા લાગ્યાં; પછી વરંદામાં મૂકેલી આરામખુરશીમાં ફસડાઈ પડ્યાં; આંખો મીંચી દીધી. પરણીને આવ્યાં ત્યારે તો કેટલો નાનકડો ફ્લેટ હતો, છેવટે નવનીતરાયને સમજાવીપટાવીને, કાકલૂદી કરીને આટલી મોટી જમીન લેવડાવી, બાગ ઊભો કરાવ્યો, તે વખતે તો એક નાનકડી લપસણી લાવવાનું પણ નક્કી કર્યું હતું.

'કાવેરી, જો સાંભળ... આ વૃક્ષો, આ છોડવાં જ આપણાં છોકરાં ...' દાયકાઓ પહેલાં ડોક્ટરને ત્યાંથી આવીને ધ્રૂસકાં લેતી કાવેરીને નવનીતલાલે ખભા ઉપર હાથ મૂકીને કહ્યું હતું. પછી તો બંને નવરાં પડ્યાં નથી કે બાગકામ લઈને બેઠાં નથી. પૈસાટકાની તો કશી ચિંતા હતી નહીં. ઓળખાણોય ખાસ્સી હતી. જે આવે તેને બાગ બતાવતાં અને અત્યારે ? તે ઊભાં થઈ ગયાં. અંદર ગયાં. ભીં તે લટકાવેલી નવનીતલાલની

તસવીર સામે જોયું; ડુંગળી સમારવી નહોતી તોય રસોડામાં જઈને તરત ડુંગળી સમારવા બેસી ગયાં. અત્યારે રચના શું કરતી હશે ? અને સુચિત્રા ?

તે દિવસે સાંજે ઉપરના ઓરડામાં આરામખુરશી નાખીને કાવેરીબહેન બેઠાં હતાં. હાથમાં અશ્વિન મહેતાનું હિમાલયની તસવીરોવાળું પુસ્તક હતું. એ જોતાં રોમાંચનો થડકો અનુભવતાં હતાં. કાને અવાજ પડ્યો.

'મમ્મી, આજે અમે નિશાળના મેદાનમાં રમતાં હતાં ત્યાં કશુંક જોયું... બોલ જોઈએ, શું જોયું હશે ?'

'તેં શું જોયું એની મને ખબર શી રીતે પડે ? '

'કહે તો ખરી ?'

'બોલ, તેં કોઈ પંખી જોયું હતું ?'

'ના.'

'તો કોઈ ઝાડ ?'

'તું બહુ પાક્કી છે.. હા ઝાડ. પણ બહુ વિચિત્ર... એકે પાન નહીં. ડાળીએ ડાળીએ લાલચટ્ટાક ફૂલ જ બસ ફૂલ... એ કયું ઝાડ મમ્મી ?'

કાવેરીબહેનને થયું કે બોલી દઉં મોટેથી ... પણ માંડમાંડ ચૂપ રહ્યાં.

'શીમળો ...'

'શીમળો ?'

'હા .. હા... શી - મ - ળો. ચાલ તને એની એક વારતા કહું.'

કાવેરીબહેને પુસ્તક બંધ કરી દીધું, આંખો બંધ કરીને બેઠાં.

'એક વખત ટાઢ પડી... કડકડતી ટાઢ. આખું શરીર થરથર ધ્રૂજે. દાંત કડેડાટી બોલાવે. બોલાય નહીં, ચલાય નહીં; લખાય નહીં, વંચાય નહીં. આ શીમળો ખુલ્લા મેદાનમાં ઊભો હતો. ઉપર આકાશ, નીચે ધરતી. કોઈની મજાલ હતી કે બહાર નીકળે. ત્યાં એક ભિખ્ખુ આવ્યો...'*

'મમ્મી, ભિખ્ખુ એટલે શું ?

'આમ તો ભિખારી.. પણ બૌદ્ધ ધર્મના સાધુઓ ભિખ્ખુ કહેવાય. આ

---

* રાજેન્દ્ર શાહ કૃત 'શીમળાને'ને આધારે

કોઈ સામાન્ય ભિખ્ખુ ન હતો. મહા મહિનામાં જે ઠંડો પવન વાય તે જ ભિખ્ખુનું રૂપ લઈને આવ્યો હતો. એ તો શીમળા પાસે દાન માગી બેઠો. 'ભાઈ, ટાઢ બહુ વાય છે. કશુંક પહેરવાઓઢવા આપો.' શીમળો બિચારો શું આપે ? પણ દાન તો આપવું જ પડે. શીમળા પાસે તો પીળાં પાન સિવાય બીજું કંઈ મળે નહીં. તેણે તો પોતાનાં બધ્ધાં પાન ઉતારીને આપી દીધાં. ભિખ્ખુએ પીળાં પાનનું વસ્ત્ર ઓઢી લીધું. હવે આ બિચારો શીમળો... પાન તો એકે મળે નહીં અને આખા શરીરે જુઓ તો કાંટા જ કાંટા.. થડ ખડબચડું અને કાંટા. કેવું ગંદુંગોબરું લાગે. પણ કોઈ દુખિયાને મદદ કરી એનો આનંદ હૈયે માય નહીં. ડાળીએ ડાળીએ એનો હરખ પ્રગટી ઊઠ્યો... એ હરખ એટલે જ રાતાં ફૂલ...'

'મમ્મી ... મમ્મી ... તું પકડાઈ ગઈ ... પકડાઈ ગઈ. હવે કાલે બીજી વારતા.'

કાવેરીબહેને ફરી પુસ્તક ઉઘાડ્યું, પાનાં ફેરવવા માંડ્યાં. પણ કશું દેખાતું ન હતું.

સાવ કોરું. તેમણે આંખો મીંચી દીધી. ઊભા થઈને બહાર આવ્યાં. કાંચનારની ડાળીને જરા સ્પર્શ કર્યો, હલાવી જોઈ. કશું ખર્યું નહીં. ચુપચાપ મોડી સાંજ સુધી અંધારામાં રેડિયો સાંભળતાં બેસી રહ્યાં.

ફરી એક સાંજ પડી. બાગમાં ખુરશી નાખીને કાવેરીબહેન બેઠાં હતાં. સામેના ઝરુખામાં રચના અને એનો નાનો ભાઈ અમિત ક્યારના આવીને ગોઠવાઈ ગયાં હતાં. તેમણે ત્રાંસી આંખે જોયું તો બંને ભાઈબહેન દેખાડો કરવા જ ચોપડીઓ લઈને બેઠાં હતાં, એમનું ધ્યાન તો બીજે જ હતું.

'અરે.. તમે લોકો અહીં બેઠાં છો ? આખ્ખા ઘરમાં શોધી વળી. લેસન નથી કરવાનું ?'

'મમ્મી, અંધારું થઈ જશે.. પછી તો કશું દેખાવાનું નથી. તું પણ અમારી સાથે થોડી વાર બેસ ને !' કાવેરીબહેનને થયું કે હમણાં સુચિત્રા બંનેને ધમકાવી નાખશે.. પણ લે..

આ તો બંનેની સાથે ગોઠવાઈ ગઈ. આ બાઈને કંઈ કામધંધો છે કે

નહિ... છોકરાંઓને ભણાવવાનાં હોય, એમને માટે નાસ્તા તૈયાર કરવાના હોય, કોણ જાણે... તરત તેઓ વિચારતાં બંધ થઈ ગયાં; ઊભાં થયાં અને ઉપરના ઓરડામાં જઈને બેઠાં, કાન માંડીને બેઠાં.

'મમ્મી, તે દિવસના જેવી વારતા કહે ને !'

'આંબે આવ્યા મ્હોર ને વારતા કહીશું પહોર.'

'ના.. ના.. બસ તું વારતા કહે, પછી જ અમે લેસન કરવા બેસીશું...'

કાવેરીબહેને ફરી કાન માંડ્યાં.

'તો સાંભળો, એક હતું વૃક્ષ..'

'કેવું ? શું નામ ?'

આ અમિતનો અવાજ લાગે છે.

'મમ્મીને વારતા કહેવા દે... વચ્ચે વચ્ચે નહીં બોલવાનું.'

'હંઅ.. એક હતું વૃક્ષ.. શંકર ભગવાનનું ભારે ભક્ત. રાતદહાડો જપ્યા કરે ૐ નમઃ શિવાય ૐ નમઃ શિવાય .. રાતે આપણે જંપી જઈએ એમ એ પણ જંપી તો જાય. પણ જો તમે રાતે એના થડને કાન માંડો તો સંભળાય. ૐ નમઃ શિવાય. એ તો મોટું ને મોટું થવા માંડ્યું, ઉપર આકાશમાં અને નીચે પાતાળમાં. એમ કરતાં કરતાં તેને થયું ચાલ ને શંકર ભગવાન જેને ગળામાં રાખે છે તે નાગના લોકમાં જ જઈ ચઢીએ. ફરી મૂળિયાં પસાર્યાં અને જઈ પહોંચ્યું નાગલોકમાં. ચારે બાજુ મૂળિયાં જ મૂળિયાં. વાસુકિ નાગને જાણ થઈ. એ તો ચિંતામાં પડી ગયા. આ વૃક્ષરાજ પાછા શંકર ભગવાનની ભક્તિ કરે એટલે તેમની આમન્યા તો રાખવી જ પડે ને ! એ ગયા વૃક્ષ પાસે.. બે હાથ જોડીને વિનંતી કરી, 'હે વૃક્ષરાજ, કૃપા કરો. તમારાં મૂળિયાં તો બહુ ફાલ્યાં, અમારાં બાળકો એને કારણે નિરાંતે રમી પણ શકતાં નથી. બધાં એમાં અટવાઈ જાય છે.' એ સાંભળીને વૃક્ષ કહે : 'મને તમારો સહવાસ બહુ ગમે છે. તમારા વિના તો મારાથી રહી નહીં શકાય.' વાસુકિ નાગરાજ તો વિચારમાં પડી ગયા. પછી કહે, 'ચાલો, તમે મારા વિના રહી જ ના શકતા હો તો પછી હું તમારી સાથે રહેવા આવું. તમારા એકેએક ફૂલમાં મારો વાસ હશે. હવે બસ ?' નાગરાજ તો જેવું બોલે તેવું ચાલે.

એટલે તેઓ વૃક્ષના એકેએક ફૂલમાં આવીને બેસી ગયા.

હવે એ વૃક્ષને બીજો વિચાર આવ્યો. શંકર ભગવાનના લિંગ ઉપર જળાધારી હોય છે. એમાંથી ચોવીસે કલાક પાણી ટપક્યા જ કરે. વૃક્ષને થયું કે હું પણ ભગવાનને જળનો અભિષેક કરું. પણ એ મંદિરે કેવી રીતે જાય? એને ઓછા પગ છે? આમતેમ જોયું તો નીચે છાયામાં એક ગોળમટોળ પથરો હતો, એને જ તેણે તો શંકર ભગવાન માની લીધા. પોતાના શરીરમાં જેટલું પાણી હતું તે ખલાસ થવા માંડ્યું. પાણી વિના જીવાય કેવી રીતે? જેમ જેમ શરીરમાંથી પાણી ઓછું થતું ગયું તેમ તેમ એનાં પાંદડાં ખરતાં ગયાં. એકેય પાંદડું છેવટે રહ્યું નહીં. માત્ર ડાળીઓ જ ડાળીઓ. જોવી પણ ન ગમે. અને હવે તો ડાળીઓ પણ સુકાવા માંડી. ૐ નમઃ શિવાયનો મંત્ર આછો ને આછો થવા લાગ્યો. છેવટે સાવ આછો થઈ ગયો. કોઈ કરતાં કોઈના કાને પણ ન પડે. પણ શંકર ભગવાનને તો એમની સમાધિમાંય આવા ભક્તનો અવાજ સંભળાયા વિના કંઈ રહે? ભગવાન તો રાજી રાજી થઈ ગયા. બોલી ઊઠ્યા : 'જા તને ઢગલેઢગલા કૂંપળો ફૂટશે. બહુ જલદી મોટી થશે. પાંચેક દિવસમાં તો ફરી જેવું હતું તેવું થઈ જઈશ. તારા એકેએક ફૂલમાં વાસુકિ નાગની ફેણ નીચે હું સ્થાન લઈશ. આજથી બધા તને પણ મારી જેમ કહેશે કૈલાસપતિ.'

તરત જ તાળીઓનો ગડગડાટ સંભળાયો. કાવેરીબહેનના હાથ સળવળી ઊઠ્યા. પણ તેઓ સ્થિર બેસી રહ્યાં. પછી તો અવારનવાર કાવેરીબહેનના કાને આ વાતો પડતી રહગી. બાંગમાં આવતાં પંખીઓ, છોડ પર થતાં ફૂલ અને સમગ્ર વનસ્પતિ પરિવાર તેમનો નહીં પણ સુચિત્રા અને તેમનાં બાળકોનો હોય એવું લાગતું હતું. તેમનું કામ જાણે માત્ર પાણી પીવડાવવાનું હતું. જમીન પરની જ માલિકી તેમની હતી. એમાંય જ્યારે સુચિત્રાના પતિએ કાંચનારની, કૈલાસપતિની અને મધુમાલતીના મંડપની તસવીરો લીધી ત્યારે તો હદ આવી ગઈ. કાંચનાર એ બાળકોનું માનીતું વૃક્ષ બની ગયું. અજવાળું થાય ત્યારથી અંધારું થાય ત્યાં સુધી કેટલીય વાર રચના કાંચનારને જ તાક્યા કરતી હતી. એક દિવસ તો રચનાને એકલાં એકલાં વાતો કરતી સાંભળીને તેમને અચરજ થયું.

'બોલ, તારી તો કેટલી બધી વાતો મેં કરી છે... આ રવિવારે મારી દસંપંદર બેનપણીઓ તને જોવા આવવાની છે.'

કાવેરીબહેન તો આભા બની ગયાં. આસપાસ નજર કરી, કોઈ કરતાં કોઈ હતું નહીં..

'જોજે... તારાં ફૂલ ખેરવી ના દઈશ. શું કહ્યું ? વીસપચીસ દિવસથી ફૂલ ટકાવી રાખ્યાં છે તો બીજા પાંચછ દિવસ વધારે... વાહ... વાહ..'

કાવેરીબહેનને લાગ્યું કે રચના ગાંડી થઈ ગઈ છે. તે ગાતી હતી... મને કહો ને પરમેશ્વર કેવા હશે .. કેવા હશે ક્યાં રહેતા હશે ?

તેમને પણ ફેરફુદરડી રમવાનું મન થયું 'શું પરમેશ્વર તારામાં જ છે ? તું જ પરમેશ્વર ?'

ઝરુખામાં આવીને જોયું તો રચના આંખો બંધ કરીને કશુંક બબડતી હતી. થોડી વારે એ તો જતી રહી. કાવેરીબહેન ત્યાં ને ત્યાં જડાઈ ગયાં. તેમણે કાંચનાર સામે જોયું, તરત જ તેમની આંખ કેસૂડાંના ફૂલ જેવી બની ગઈ. તે રાતે બધાં જંપી ગયાં પણ કાવેરીબહેનને ઊંઘ ન આવી. ઊભાં થયાં અને કાંચનારની નીચે આવીને બેઠાં. ચૈત્રની ચાંદનીમાં કાંચનાર અત્યંત શોભતું હતું. ખાસ્સો સમય તેઓ ત્યાં બેસી રહ્યાં. આસપાસ જોયું, ન કોઈ જોનાર, ન કોઈ સાંભળનાર. અચાનક ચરેરી ઊઠેલી ચીબરીએ તેમને ચોંકાવી મૂક્યાં. તેઓ બોલ્યાં, 'અલ્યા, ફૂલછોડની વાડીમાંથી લાવી હું, રોપ્યું મેં, ખાતરપાણી મેં નાખ્યાં, અને વાતો કરે પેલી રચના જોડે... તારી આટલી બધી સેવાચાકરી કરી, તેનો આવો બદલો ? મારી સાથે બોલવાનું નહીં, એમ ? '

થોડી વાર તો તેઓ રાહ જોતાં બેસી રહ્યાં, થડને કાન અડકાડ્યા, પવન પડી ગયો હતો, ચારે બાજુ નિસ્તબ્ધતા હતી. 'સંભળાય છે કે નહીં ? ... એમ ? તો તું મારી સાથે વાતો નહીં જ કરે ? ' કાવેરીબહેનનો અવાજ જરા આકરો થયો. તેમનું લોહી ઉછાળા મારવા લાગ્યું. 'જો ત્યારે, મહીજી આવે એટલે તારી વલે થાય છે તે.'

અને બીજી સવારે તેમણે મહીજીને કાંચનાર કાપી નાખવાની સૂચના આપી. આજ સુધી આ ભાષામાં કાવેરીબહેને ક્યારેય વાત કરી નહોતી એટલે તે તો આભો જ બની ગયો.

'બહેન, આટલાં સરસ ફૂલ... અને આટલામાં તો ક્યાંય આવું ઝાડ પણ નથી.'

'એને બદલે ત્યાં નારિયેળી વાવીશું.'

'એ તો પાછળ છે જ..'

'તું તારે હું કહું એમ કર.'

'સારું, પણ આ બધાં ફૂલ ખરી જાય ત્યાર પછી કાપીશું. દસેક દિવસ ભલે રહે.'

'ના, આજે ને આજે જ.'

'અરે મારા ભગવાન...'

બીજે દિવસે કાવેરીબહેન થોડાં વહેલાં ઊઠ્યાં. સૂરજ હજુ તો ઊગ્યો નહોતો અને ત્યાં ચીસ સંભળાઈ. 'મમ્મી... મમ્મી.. ' કાવેરીબહેન ઝરુખાની આડશે ઊભાં હતાં. ચીસ સાંભળીને સુચિત્રા અને તેના પતિ બંને દોડી આવ્યાં. રચના હીબકે ચઢી હતી. 'રચના, રચના, શું થયું દીકરી ?'

રચનાએ લાંબો હાથ કરીને કપાયેલું કાંચનાર બતાવ્યું. સુચિત્રાએ દીકરીને બાથમાં લઈ લીધી. તેના બાપાએ માથા ઉપર હાથ મૂક્યો.

'છાની રહી જા... છાની રહી જા.. આપણે આ ફ્લેટ કાઢી નાખીશું. નાનકડા બાગમાં તમે કાંચનાર ઉગાડી આપીશું.'

'મમ્મી, આ જોવા તો આજે મારી બહેનપણીઓ આવવાની છે... હવે એમને હું શું બતાવીશ ?'કહીને તે ફરી રડવા લાગી.

કાવેરીબહેને પડદો વાસી દીધો. તેમની આંખો સાવ કોરી થઈ ગઈ. એમના કાનમાં રચનાની ચીસો સંભળાયા કરતી હતી. ઘડીભર તો તેમને થયું કે તે કશુંક પૂછે પણ એવું કશું પૂછવાના તેમના હોશકોશ જ ક્યાં હતા ?

એ વાતને પંદરવીસ દિવસ થઈ ગયા. એ દિવસોમાં રચના ઝરુખામાં ઊભી રહીને સામે જોયા જ કરતી હતી એ વાત કાવેરીબહેનના ધ્યાનમાં આવી. અચાનક તેમના કાને સુચિત્રાનો અવાજ પડ્યો. 'રચના... રચના... જલદી આવ.'

કાવેરીબહેન હાંફળાંફાંફળાં ઉપર દોડ્યાં. ઝરુખાની બારીએ જઈને ઊભાં રહ્યાં. રચના દોડી આવી. 'જો જો... રચના, કાંચનાર...'

રચનાએ જોયું, કાવેરીબહેને જોયું, પાછળ પાછળ દોડી આવેલા અમિતે જોયું. કાંચનારના કપાયેલા થડમાંથી નાની નાની ડાળખીઓ ફૂટી હતી, કૂંપળો પણ ફૂટી હતી. રચના સુચિત્રાને વળગી પડી. કાવેરીબહેનની આંખોમાં માદીકરીનાં પ્રતિબિંબ ઝિલાયાં અને કાંચનારની કૂંપળો જાણે એ આંખોમાં તરવા લાગી.

(મે, ૧૯૯૪)

## દલપત પઢિયારકૃત 'ભોંયબદલો' / રાજેશ પંડ્યા

આરંભે હું, દલપત પઢિયારની બે કવિતાનો વિશેષ ઉલ્લેખ કરું કેમકે, આ બન્ને રચનાઓ 'ભોંયબદલો' સંગ્રહની મોટાભાગની રચનાઓને સમજવામાં મદદરૂપ બને તેવી છે. આ બે રચનાનો અહીં આ વિશેષ સંદર્ભમાં જ હવાલો આપું છું એટલે કે આ બે રચનાઓ કાવ્યત્વની દૃષ્ટિએ પણ ઉત્તમ છે એમ કહેવાનો આશય નથી.

સંગ્રહના આરંભમાં જ કવિતા વિશેની કવિતા મૂકવામાં આવી છે. રચનાનું શીર્ષક છે : 'કાગળના વિસ્તાર પર.' આ કાવ્યમાં કવિની કવિતા વિશેની, ભાષા ને સર્જકતા વિશેની વિભાવના પણ પ્રગટ થઈ છે. કાવ્યસર્જનને કવિ રઝળપાટ તરીકે ઓળખાવે છે પરંતુ આ રઝળપાટ આગવો છે એ સૂચવવા કવિએ વાપરેલી ઉપમા એમને સ્વભાષાના બીજા કવિઓથી જુદા પાડે છે. જુઓ :

*ધણથી છૂટા પડેલા ઢોર જેવો*
*હું*
*અહીં કાગળના વિસ્તાર પર*
*રોજ રઝળપાટ કરું છું (પૃ.૧)*

પરંતુ એ પછી : 'પાનાંનાં પાનાં ભરાય છે, રોજ./શબ્દની મોરીએ કશુંક ખેંચાઈ આવશે / એ આશાએ મથ્યા કરું છું, રોજ.' (પૃ. ૧) એ પંક્તિઓ પાસે આવતા લાભશંકર ઠાકરના 'લઘરા કાવ્યો'માં નિરૂપાયેલી પ્રયત્નવિફળતા પ્રગટ કરતી 'ડોલ શબ્દની કાણી રે, ઊંડા કૂવાનાં પાણી રે' એ પંક્તિઓ આપણા ચિત્તમાં ઝબકી જાય છે, ત્યારે આપણે આગળ નોંધ્યું

છે તેમાં થોડો ઉમેરો કરવાની ઇચ્છા થાય છે કે રઝળપાટ ભલે આગવો હોય પણ એની કાવ્યાભિવ્યક્તિ એટલા પ્રમાણમાં આગવી નથી. આ કવિ પણ પોતાના સમકાલીનો અને નજીકના પુરોગામીઓ સાથે અભિવ્યક્તિસામ્ય ધરાવે છે. એનો પુરાવો આ જ કાવ્યની 'કૂવો પાણી ખેંચી લેશું' એવી પંક્તિમાં મળી રહે છે.

બીજી રચના 'મારો ભોંયબદલો'ની પહેલી પંક્તિ છે :

*હું*
*આ નગરમાં ભૂલો પડેલો જણ છું (પૃ.૩)*

આમ તો આ માત્ર સીધું વિધાન છે. કોઈ પણ કાવ્યમાં ન ચાલે, કાવ્યના આરંભમાં તો ન જ ચાલે એવી આ પંક્તિ છે. પરંતુ તેને આપણે પ્રસ્થાપિત કરેલા વિશેષ સંદર્ભમાં જોઈએ તો, જણાય કે દલપત પઢિયારની કવિતા નગરમાં ભૂલી પડેલી એવી વ્યક્તિવિશેષના રઝળપાટની કવિતા છે. ગ્રામભૂમિમાંથી નગરભૂમિમાં આવવું પડ્યું એ અર્થમાં તે ભોંયબદલોની કવિતા છે. સંગ્રહની મોટા ભાગની – એટલે કે ગીતો સિવાયની ત્રીસેક જેટલી – ખાસ કરીને અછાંદસ રચનાઓનાં મૂળમાં આ સંવેદન કાર્યશીલ રહ્યું છે. આ રઝળપાટ સૌન્દર્યાભિમુખ કવિઓના નિરુદ્દેશ રઝળપાટ જેવો નથી. કવિ માત્ર ફરવા આવ્યો નથી પરંતુ ભૂલો પડ્યો છે. ભુલભુલામણીમાંથી બહાર નીકળવાની મથામણ પણ રઝળપાટ જ બની રહે છે. એમાં જ્યાંથી તે આવ્યો છે એ વતનની સ્મૃતિ કંઈક અંશે આશ્વાસનરૂપ બની રહે છે.

આ આખી રચનામાં કવિનો ઝુરાપો મુખર બનીને પ્રગટ્યો છે. રાવજી પટેલની કવિતામાં પણ આવો વતનઝુરાપો પ્રગટે છે. રાવજી પટેલનો ઝુરાપોય ઊર્મિશીલ છે છતાં તેની કવિતામાં કેટલાંક પ્રાણવાન કલ્પનોને લીધે વેદના વધુ ઊંડી છે તેની પ્રતીતિ કરાવવામાં કવિ સફળ રહ્યા છે. જે અહીં બનતું નથી. લક્ષ્ય અને સિદ્ધિ ભલે ભિન્ન ભિન્ન હોય પરંતુ આ બાબતમાં દલપત પઢિયારની કવિતા, રાવજી પટેલની કવિતાની સગોત્ર છે. 'ભોંયબદલો'ની કવિતાના વાચન દરમ્યાન મારા ચિત્તમાં કોણ જાણે કેમ રાવજી પટેલની અનેક કવિતાના સંદર્ભો સહજપણે ઊભરાતા રહ્યા. આવાં સ્થાનોની ઝીણી વિગતોને આધારે આ બન્ને કવિઓની કવિતાની તુલના ઘણી રસપ્રદ બની

શકે. અહીં નમૂનારૂપ એક ઉદાહરણ જોઈએ : દલપત પઢિયાર 'મારે ગામ જતો હતો' એ કાવ્યની રચના કરે છે. રાવજી પટેલે પણ 'ઘણાં વર્ષે વતનમાં' એવી રચના કરી છે. પરંતુ રાવજીની આ રચના ઉપરાંત તેની 'બાર કવિતાઓ'માંની છઠ્ઠી કવિતા સાથે આ કવિતા સરખાવી જોવા જેવી છે. રાવજી પટેલની આ રચનામાં જે પ્રશ્ન (હું આ ગામમાં આવીશ ત્યારે/ વૃદ્ધ મને સાંધશે ? પેલી છોકરી મને લડશે ?) પરોક્ષ રીતે આવે છે તે દલપત પઢિયારની રચનામાં પ્રત્યક્ષ રીતે આલેખાય છે :

*કોઈનાંય સામૈયા થયાં નહીં,*
*મોઈ લેવા દોડેલા મિત્રો*
*પાછા ફર્યા નહીં*
*ઢોર સાચવવા સોંપી ગયેલી સૈયરોએ*
*પોતપોતાનાં ઘર બાંધી લીધાં હતાં.*
....
*બધાં*
*કુકીઓની જેમ વેરાઈ ગયાં હતાં !* (પૃ.૮,૯)

આ રચનામાં સામગ્રી માત્ર આલેખન બનીને રહી જાય છે. કાવ્યનું રૂપ પામીને પ્રગટતી નથી. કવિ પાસે જરૂરી સામગ્રી છે, સંવેદન પણ છે પરંતુ બન્નેનું સંયોજન ઓછું થાય છે. રાવજી પટેલ એ માટે યોગ્ય પ્રયુક્તિ નિપજાવી શકે છે તેનો અહીં અભાવ છે.એટલે આ રચનાની સરખામણીમાં રાવજી પટેલની એ રચના ટૂંકી હોવા છતાં વધુ અસરકારક બની શકી છે. જો કે દલપત પઢિયાર સંવેદનને વધુ વ્યાપક ભૂમિકાએ મૂકી આપવાનો પ્રયત્ન જરૂર કરે છે. આ રચનામાં, શહેરના રઝળપાટ પછી ગ્રામમાં-વતનમાં પુનરાગમન થાય છે તેને આલેખવાનો પ્રયત્ન થયો છે. શહેરમાંથી ગામમાં આવ્યા પછી કવિ-નાયકને એવી જ અનુભૂતિ થાય છે જેવી પહેલી વાર ગામમાંથી શહેરમાં જતાં થઈ હતી. કાવ્ય અંતે એક સંકુલ સ્થિતિ પાસે આવીને સમાપન પામે છે એ ક્ષણ રસપ્રદ છે, જુઓ :

*હું મારી જ સીમમાં પારકું,*
*શુકરવારીના બજારનું ઢોર...* (પૃ.૧૦)

આ ક્ષણે આપણને જાણ થાય છે કે આ રઝળપાટ જેટલો નગરનો છે તેટલો હવે ગ્રામનો પણ છે. જેમ નગરમાં છે તેમ ગ્રામમાં પણ છે વળી, ગ્રામથી નગર અને નગરથી ગ્રામ વચ્ચેનો પણ એ રઝળપાટ બની રહે છે. જે હવે પછીથી અનેક રીતે જુદા જુદા કાવ્યમાં નિરૂપણ પામતો રહે છે. એટલે કે અનેક રૂપમાં તે કવિપ્રત્યક્ષ થતો રહે છે અને ભાવક સમક્ષ આવતો રહે છે.

અહીં, બીજી એક રચના 'મને મારો જ ઓથો' પણ સાથે જોવા જેવી છે. આ રચનામાં કવિ સંવેદનને તેની સંકુલતા સમેત કાવ્યરૂપ આપવા તરફ વળે છે. 'મારે ગામ જતો હતો' એ કાવ્યની મુખરતાને ઓછી કરવા મથે છે. તેમ છતાં પરિણામ વધુ સારું આવતું નથી. જો કે ગામની નદી સાથેનું બદલાયેલું સંવેદન કાવ્યમાં અસરકારક રીતે નિરૂપાયું છે : (ગામમાં નદી છે, નદીનું) 'પાણી/પગ બોળતાં જ પુનર્જન્મ પામીએ/ એવું નકલંક' હતું, ને આજે (એ જ નદીના) 'કરકરિયા પથરા ઊંચકાય એવા નથી : / આખી નદી એમાં સમેટાઈને સૂતી છે !' (પૃ.૫૨) એવો અનુભવ વેદના વધુ ઊંડી છે તેનો બોધ કરાવે છે. આવું જ સંવેદન અન્ય એક રચના 'હું મને ક્યાં મૂકું ?'માં વિશિષ્ટ રીતે આલેખાયું છે :

*લીમડાની સળીઓ ભેગી કરીને*
*માળો બાંધનાર હોલાએ*
*એની જગ્યા બદલી નથી*
*ગળું ખોંખારી*
*આખો ઉનાળો ઘૂંટવામાં*
*એ આજે પણ એકતાર છે.* (પૃ.૧૨)

અહીં કવિનું નિજત્વ અને તજ્જન્ય તાજગી અછતા રહેતા નથી. આ પ્રકારની નિજી સંવેદનાની કલ્પનો દ્વારા અભિવ્યક્તિ છેક સુધી ટકી રહેતી નથી. કાવ્ય અરધે પહોંચે એ પહેલાં જ કવિ અનુભૂતિનો અનુવાદ કરવામાં સરી પડે છે. વચ્ચે ક્યાંક 'નખ કાપતી વખતે/ હું અનેક છેડેથી વધતો હોઉં છું / મારી હથેળીની રેખાઓ / છાંયો શોધતી ફર્યા કરે છે/ હથેળીની બહાર !' (પૃ.૧૪) એવી પંક્તિઓ જરૂર આવે છે. પરંતુ એ પણ કાવ્યને ઉગારી શક્તી

નથી. આ વિધાન સંગ્રહની ઘણી રચનાઓને લાગુ પાડી શકાય. સમગ્ર કાવ્યસંદર્ભને ઘડી ભર બાજુ પર રાખીએ તો આ પ્રકારની ઘણી આસ્વાદ્ય પંક્તિઓ તારવી શકાય તેમ છે.

સંગ્રહની ૧૦,૧૧ અને ૧૨મી રચનાનું ('જીવને,' 'લ્યા જીવ !' અને 'જીવાજી ઠાકોર' એ ત્રણ રચનાઓનું) એક ગુચ્છ બને છે. આ રચનાઓનું મૂળ પણ સંગ્રહની પહેલી રચના 'કાગળના વિસ્તાર પર'ની પંક્તિ : 'નેવા ઝીલવાનું તમારું ગજું નહીં. જીવ !' એ પંક્તિમાં રહેલું જોઈ શકાય. આ ક્ષણમાંથી પહેલી બે સામાન્ય સ્તરની છે. જ્યારે 'જીવાજી ઠાકોર' વિડંબનાપૂર્ણ અભિવ્યક્તિને લીધે ધ્યાન ખેંચતી રચના છે. આખી રચના રાવજી પટેલના 'સ્વ. હુંશીલાલની યાદમાં'ની ધાટીએ રચાઈ છે. એ રચનામાં જે વિડંબના છે તેનું જ પ્રગટીકરણ, જરા જુદા રૂપે, આ કાવ્યની કેટલીક પંક્તિઓમાં પણ જોવા મળે છે. એક ઉદાહરણ જોઈએ :

*માથા ઉપર પાઘડી મૂકીને નીકળ્યાં*
*ત્યારે તમારી આંખોમાં પટોળાં*
*ટોળે વળતાં'તાં*
*એ તો ક્યારેય કહ્યું નહીં !* (જીવાજી ઠાકોર, ભોંયબદલો, પૃ. ૨૪)

•

*ગોલોકવાસી*
*આપને ગાયો પજવતી હોય તો*
*વૈકુંઠમાં હાલ્યા જજો.* (સ્વ. હુંશીલાલની યાદમાં, અંગત, પૃ. ૭૪)

હુંશીલાલની જેમ રમેશ પારેખની કવિતામાં આવે છે તે આલા બાપુનું 'ક્યારેક્ટર' પણ આ સાથે સરખાવી શકાય તેમ છે. એનો સંકેત પણ આ રચનાની કેટલીક (નીચેની) પંક્તિઓ દ્વારા પામી શકાય. જુઓ :

*તમારી ચાલ તો વાઘ મારવાની હતી*
*ને*
*વીંધાઈ આવ્યો એ વંદો હતો*
*તે એનો ફોટો ક્યાં સંતાડી રાખ્યો છે, ઠાકોર ?*
*ચિત્તા સાથે છબી પડાવવા માત્રથી*

બધી બાજી જીત્યાનો ખોંખારો ખાવ
તે ખોટું
હા, સાવ જ ખોટું (પૃ. ૨૪,૨૫)

આપણે જરા દૂરના ભૂતકાળ સુધી જઈને જોઈએ તો આ જીવાજી ઠાકોરનો સંબંધ દલપતરામના જીવરામ ભટ્ટ સાથેય જોડી શકીએ. કાવ્યના આરંભમાં જ 'જીવરામ !' એવું સંબોધન કરવામાં આવ્યું છે. ને આમેય ઉપર જે જે પાત્રોની વાત કરી છે એ બધાંનાં મિથ્યાભિમાનની વિડંબના કરતી રચનાઓ જે તે સર્જક પાસેથી મળી છે. આ રીતે જોઈએ તો આ 'જીવાજી' second self બની રહે છે. તેના બીજા એક રૂપનું પ્રકટીકરણ કરતી 'શ્રી છકેલાજી' રચના પણ દલપત પઢિયારે કરી છે. વધુ એક રચના 'બાપુ બહારવટે'ને પણ આ કુળની જ ગણાવી શકાય. આલા બાપુની રચનાઓ સાથે આ રચના સીધું અનુસંધાન ધરાવે છે. રમેશ પારેખની એ રચનાઓમાં જે ભગલા રાતનું પાત્ર આવે છે તે અહીં પણ હાજર છે. પાત્રની વિડંબના જ કાવ્યના કેન્દ્રમાં છે. આછા પરાક્રમ જેવું તત્ત્વ પણ છે. દલપત પઢિયારના સંગ્રહમાં ન હોય તો રમેશ પારેખની જ રચના લાગે એટલું સામ્ય છે.

અહીં પ્રશ્ન થાય કે આ પ્રકારની રચના પહેલાં રમેશ પારેખે કરી કે દલપત પઢિયારે ? રમેશ પારેખે એ રચનાઓ નીચે રચ્યા તારીખ મૂકી છે. રમેશ પારેખના પ્રથમ સંગ્રહ 'ક્યાં ?'ની એક ગીતરચના 'કોરી ખભે પછેડી' માં એની આછી ઝાંખી થાય છે. એ ગીત '૬૮માં રચાયું હતું. એ પછી એમાં રહેલી શક્યતાને પારખી કવિ '૭૦-'૭૩માં એક એક રચના કરે છે. પછી એ ગુચ્છનાં કાવ્યો '૮૨ સુધી રચાતાં રહ્યાં અને '૮૫માં સંગ્રહ રૂપે પ્રગટ થયાં. દલપત પઢિયારે આ રચના નીચે તારીખ મૂકી નથી. છતાં '૮૨માં સંગ્રહ પ્રગટ થયો એટલે તેનો સમય એ પહેલાંનો તો નક્કી કરી શકાય. જોકે આ બાબતમાં વધુ સ્પષ્ટતા કવિ જ કરી શકે.

દલપત પઢિયારની ઘણી રચનાઓમાં પોતાના સમકાલીનો અને નજીકના પુરોગામીઓના પડઘા પણ સંભળાતા રહે છે. રમેશ પારેખની જેમ, કદાચ રમેશ પારેખ કરતાં પણ વધુ પ્રભાવ રાવજી પટેલનો છે જ નહીં આ સંગ્રહની રચનાઓમાં કવિ પોતાના પુનરાવર્તનો પણ સતત કરતા રહે છે. એથી વિવિધ

પરિમાણો જ્યાં ઊઘડે છે ત્યાં એ રસપ્રદ બને અન્યથા એ કઠે વધુ છે.

હવે સંગ્રહની 'અમથું' અને 'માણસ' એ બે રચનાઓ અને તેમાંથી ઊભા થતા મુદ્દાઓ વિશે કશુંક કહેવું જોઈએ. કવિ જ્યારે અભિનિવેશને દૂર રાખી શકે છે ત્યારે આપણને 'અમથું 'જેવી રચના મળે છે. રચનાનો આરંભ સરળ અને સ્વાભાવિક રીતે થાય છે. જુઓ :

*સવાર થાય છે*
*સવારમાં ઊઠી દાતણ કરીએ છીએ*
*પછી આખો દા'ડો ડહાપણ ડો'ળીએ છીએ*
*અમથું જ !*
*દાંત કચકચાવીને દોટ મૂકીએ છીએ*
*ક્યારેક સફરજન બચકાટીએ છીએ,*
*ને નખ જેવું ઉતારીએ છીએ કોક ખૂણેથી*
*અમથું જ !* (પૃ. ૬૨)

પરંતુ પછી કવિ એક શબ્દ 'અમથું'નો ટેકો લઈ રચનાને આગળ વધારતા રહે છે. એમ થોડીક પંક્તિઓ રચાય છે. પછી તો અમથું શબ્દ જ કવિને ખેંચે છે – દોરે છે, આમ બનતાં કાવ્ય વણસી જાય છે. અહીં પ્રાસની લીલા છે. પરંતુ એથી રચનાને કોઈ ફાયદો થયો નથી.

બીજી રચના 'માણસ' માં આ જ રીતે કવિ બીજા એક શબ્દ 'ખીચોખીચ'ને લઈ આવે છે. આખી રચના એનાથી ઊભરાય છે ને કાવ્યત્વ બ્હારનું બ્હાર રહી જાય છે. ઉદાહરણ આ રહ્યું :

*જેની ખીચોખીચ આંખોમાંથી*
*ખીચોખીચ પાંદડાં ખરે છે*
*એવો ખીચોખીચ માણસ,*
*ખીચોખીચ પથારી કરે છે !*
*જેના ખીચોખીચ અક્ષરોમાંથી*
*ખીચોખીચ કાગડા ઊડે છે*
*એવો ખીચોખીચ માણસ,*
*ખીચોખીચ કાગળ લખે છે !*

જેના ખીચોખીચ શ્વાસમાંથી
ખીચોખીચ સળિયા પડે છે
એવો ખીચોખીચ માણસ
ખીચોખીચ ધાબું ભરે છે !
તમે ક્યારે ચોગાન થવાના છો ? (પૃ. ૬૯)

અહીં દેખીતી અસંબદ્ધતામાંથી પણ કશું નિપજી આવતું નથી. આપણા કવિઓ માણસને લગતી જમાને જમાને આવી, કૃતક, સપાટી પરની રચનાઓ કરતાં રહ્યાં જ છે. જયંત પાઠકની 'હસતાં રમતાં લડી પડે ભૈ માણસ છે' એ રચના બાળકાવ્યમાં હોવી જોઈએ એવી અપેક્ષાને પણ સંતોપી શકતી નથી.

આ બે કાવ્યોની સાથે જ આપણે એ વાત નોંધી લઈએ કે આધુનિક કવિતાની આવી દેખાડારૂપ બની ગયેલી અભિવ્યક્તિની, આગવું ભાવવિશ્વ લઈને આવતા આ કવિને જરાય જરૂર નહોતી.

સંગ્રહની ઘણી બધી રચનાઓમાં એ બિનજરૂરી રીતે આવ્યા કરે છે. આ પંક્તિઓ જુઓ :

- એડીવાળાં ચંપલ ?
તે પહેરવાં હોય તો પહેરાય
પછી તો ચુંદડી પણ લહેરાય જ ને !
એથી થોડું ઊંચું જવાય ?
જલેબી જોતાં જીભ લબકારા મારે
તે ચટાક ચકતું ખવાય
પણ એથી કંઈ ચાલ બગાડાય ?
પાપડીઓનું શાક ખાવા
તું વેલે વેલે વધવા માંડે તે ખોટું !
- તે બજારમાં જવાય,
ગોગલ્સ ચડાવી હારું નડતું જોવાય,
ઘડિયાળ બાંધી અંદર ને અંદર ફરાય,
ખોવાવાનું થાય ત્યાં જરા ખટકો રાખવો પડે;
બાકી બોગનવેલનો બહુ વાંધો નહીં ! (ગરનાળાની ઘો, પૃ.૨૭)

બીજી કેટલીક પંક્તિઓ જોઈએ :

ચાદરમાંથી ગીધનાં પગલાં ખંખેરાવા માંડે (પૃ.૧૯)
ઇન્જેકશન લઈ લઈને/ મેં તારું પાણી બદલી નાંખ્યું છે. (પૃ.૪)
હું કાલે ઊઠીને ટાઈલ્સ જેવો ઓળખાવા લાગું તો.... (પૃ.૪)
મારી નાડીઓમાં ટેબલનો ઉછેર હવે તળિયું બાંધી રહ્યો છે. (પૃ.૪)
હું અહીં સુગરીના માળામાં /સાંઈઠ વોલ્ટનો બલ્બ મૂકીશ ને ત્યાં/
બધાં જનાવરોની પાંખો ફાટી જશે ? (પૃ.૩)
છાલક છાલક છાંટો ક્યાં ? / ટાવર-તૂટ્યો કાંટો ક્યાં ? (પૃ.૬૧)
માણસ સડક ઉપર સડક થઈ ગયો છે (પૃ.૭૮)

આમ, આધુનિક કવિઓએ ખપમાં લીધેલી પ્રયુક્તિઓથી આ કવિ પણ પ્રભાવિત થયા છે. તેનું કશું ઉપકારક પરિણામ આ રચનાઓમાં આવતું નથી. એટલું જ નહીં આ પ્રકારની રચનાઓમાં તે આગંતુક પણ લાગે છે. હવે તો આધુનિક કાવ્યપ્રવૃતિના સમગ્ર સંદર્ભમાં પણ, દેખાડા ખાતર પ્રયોજાયેલી આવી પ્રયુક્તિઓ આજે ઘણી બોદી લાગે છે.

બીજી બે રચના 'આ સડક છે' અને 'બહાર હવાનો ઉત્સવ છે'ને વિશિષ્ટ રચનાઓ ગણાવી શકાય. આ રચનાઓ, સંગ્રહની બીજી રચનાઓની સરખામણીમાં, પ્રમાણમાં દીર્ઘ છે. કવિએ તેમાં વ્યાપક ભૂમિકાએ સંવેદનને મૂકી આપવાનું તાક્યું છે એ અર્થમાં તેને મહત્ત્વાકાંક્ષી રચનાઓ ગણી શકાય. 'આ સડક છે'માં સડકનાં ભિન્ન ભિન્ન રૂપ ઝિલાયાં છે. એમાનાં કેટલાંક આસ્વાદ્ય છે. જુઓ :

આ સડક, ગધેડાંની પૂંઠ ઉપર
રેતી-માટીના કોથળા લાદી મકાન સુધી આવે છે. (પૃ. ૭૬)

•

આ સડક, ઊંટલારી ઉપર લીમડો પાથરીને
નીકળી છે, રણ તરફ ! (પૃ. ૭૬)

આ સડક જ કવિ-વ્યક્તિને ગામથી નગર ભણી લઈ આવી હતી એ હકીકતને, અથવા તો સડકના એ રૂપને કાવ્યમાં અભિવ્યક્તિ મળી નથી. એક રીતે એ સારું થયું, રચનાના લાભમાં થયું તેમ લાગે. પરંતુ બીજી રીતે

જોઈએ તો સંગ્રહના કેન્દ્રીય સંવેદનથી રચના વેગળી પણ પડી જાય છે. આરંભમાં, નગરની સડકના વિવિધ રૂપને પ્રગટ કરતી આ રચનામાં, સામાજિક વાસ્તવ સાથે પણ કવિએ કામ પાડ્યું છે. આ આલેખન 'માણસ' રચનાની મુખરતાને પૂર્વાર્ધમાં દૂર રાખી શકે છે, પરંતુ 'એક્સિડન્ટ એક્સિડન્ટ ! / સડક ઉપર ટ્રાફિક જામ થઈ ગયો છે' એ પંક્તિથી અભિવ્યક્તિ અતિશય મુખર બની ગઈ છે. અહીંથી કાવ્યના બે ભાગ પડી જતા હોય તેમ પણ અનુભવાય છે. સાવ બિનજરૂરી એવો અરધા કરતાં પણ વધુ કાવ્યભાગ, દીર્ઘ કાવ્ય માટે, કવિ પાસે જરૂરી એવી સર્ગશક્તિના અને સસ્ટેઈનીંગ પાવરના અભાવને સૂચવે છે.

બીજી રચના 'બહાર હવાનો ઉત્સવ છે'માં આ રીતે કાવ્યના બે ફાડિયાં પડી જતાં નથી પરંતુ ત્યાં પણ કાવ્ય કોઈ નિશ્ચિત દિશા તરફ આગળ વધતું હોય તેમ જણાતું નથી. રચના આમતેમ ફંગોળાયા કરે છે. કેટલાંક કલ્પનોની સંરચનામાંથી જે નિપજવું જોઈએ તે બનતું નથી એટલે એ વેરવિખેર લાગે છે. આ રચનામાં ગ્રામ-નગર વચ્ચેના વિરોધાભાસને પ્રગટ કરી આપવાનો પ્રયત્ન થયો છે. આ પ્રયત્ન કવિ કળાવા દેતા નથી (એટલે કવિતા મુખરતાના દોષથી બચી ગઈ છે). આયાસને ઢાંકી રાખવા માટે કવિએ એક પ્રયુક્તિ ખોળી કાઢી છે. આ પ્રયુક્તિ પણ નવી તો નથી. કવિએ એક માણસના બે રૂપને કાવ્યમાં ક્રમિક રીતે પ્રગટ કર્યાં છે. એક છે ભૂતકાળના ગ્રામજીવનકાળને વાગોળતું સ્મૃતિશેષ રૂપ. તેની સાથે વર્તમાન સમયના નગરવાસીનું બીજું રૂપ સતત અથડાયા કરે છે. આ પ્રયુક્તિ થોડે સુધી તો ઉપકારક રીતે પ્રયોજાઈ છે પરંતુ પછી એકવિધતામાં સરી પડે છે. આ કારણે જ કાવ્ય વણસી જાય છે.

કાવ્યનો આરંભ જેટલો સારો છે એટલું સમગ્ર કાવ્ય સારું બની શક્યું નથી. અહીં, આરંભમાં પ્રયોજાયેલી તુચ્છ સામગ્રી પણ ધ્યાનપાત્ર છે. પછી તો કાવ્યમાં જે બેએક તાજગસભર કલ્પનો આવે છે ત્યાં એના આસ્વાદથી આનંદ પમાય છે એટલું જ.

કેટલેક અંશે, ભાવક પક્ષે ગમી જતી, ને કવિ પક્ષે મહત્ત્વાકાંક્ષી એવી આ બે રચનાઓ પછી, ત્રણ નોંધપાત્ર રચનાઓ જોઈએ. આ ત્રણેય રચનાઓ

લાગી નથી એને એક સામાન્ય લક્ષણ ગણી શકાય. એમાંથી બે રચના છે 'માટી ખાવાનું મન' અને 'રંગનું નોતરું'. આ બન્ને રચનાનો પણ એક છેડો ગ્રામ તરફ અને બીજો નગર તરફ વિસ્તરેલો છે. પરંતુ કવિ અહીં કશું જ સીધી રીતે કહેતા નથી. એ માટે તેમણે 'વરસાદ'ના સંવેદનને બન્ને રચનાના કેન્દ્રમાં મૂક્યું છે. 'માટી ખાવાનું મન' (પૃ.૪૧) નગરમાં જે કેટલાક સુખદાયી અનુભવ થયા તેમાંના એક અનુભવ સાથે સીધો નાતો બાંધતું કાવ્ય છે. વરસાદમાં, વરસાદના આગમન પહેલાંનાં સમયમાં કવિના મનમાં ભોંયમાં ભંડારેલી એવી સ્મૃતિ સળવળવા માંડે છે. જે કાવ્યને અંતે, 'ભોંયતળિયે બધે / તુવર તુવર ઊગી ગઈ હતી...' તેવા અનુભવમાં પરિણમે છે.

જ્યારે 'રંગનું નોતરું'(પૃ.૪૫)માં આ જ નગરવાસી કવિને, નગરમાં રહ્યે રહ્યે ગામવતનના વરસાદની સ્મૃતિ થઈ આવે છે. આરંભમાં તો બધે સ્મૃતિના કીડિયારાં ઊભરાઈ નીકળે છે. પછીથી એ જ સ્મૃતિ વીંછીના આંકડા ચઢાવે છે. ઉપર ઉપરથી ભિન્ન લાગતા સ્મૃતિનાં આ રૂપ,એકમાંથી બીજામાં બદલાતાં, પલટાતાં ને છતાં એકમાંથી જ બીજામાં, પરિવર્તિત થતાં, પ્રગટે છે, કવિએ આ લીલાનું આબાદ નિરૂપણ કર્યું છે. એમ કરવામાં કવિ સહેજ પણ તાટસ્થ્ય ગુમાવતા નથી. કેમકે કવિ આ વીંછીને ચીપિયે પકડી બહાર ફેંકી આવે છે ત્યાં સુધી કાવ્યની ગતિ અંકાઈ છે. સંગ્રહનું આ સૌથી વધુ ગમી જાય તેવું કાવ્ય છે. આ સંઘેડાઉતાર રચનાને અહીં આખી ઉતારવાની લાલચ જતી કરી શકાતી નથી.

*ગામડે હતો ત્યારે*
*કુંડી પછવાડે એકબીજાને વીંટળાઈ*
*ઊંચા થઈ થઈ પછડાતા સાપને જોયેલા*
*આજે ધખારામાં*
*ફરીથી એ યાદ આવ્યા :*
*ચોમાસું બેસવું જોઈએ !*
*એક વખત*
*સાવ સુક્કા, ધૂળિયા રંગના કાચંડાની પૂંછડીએ*

બિયા ! ગમ્મતમાં દોરી બાંધી દીધેલી !
મને શું ખબર કે
વરસાદ એની પીઠ ઉપર ઊઘલતો હોય છે ?
આજે,
સામેના ઝાડ ઉપરથી,
કરકરિયાળી ડોક ઉપર રંગનું નોતરું ઝીલતો
વજનદાર કાચંડો,
લચ્ચાક્ કરતો પડી ગયો :
વરસાદ તૂટી પડવો જોઈએ !
ને પછી ?
પહેલા જ વરસાદે
વગડો છૂટા નાગ જેવું નીકળી પડશે,
બધે કીડિયારાં જ કીડિયારાં...
કાછડા વાળેલી કન્યાઓ
ડાંગરની ક્યારીઓમાં
છોડ જેવું છલકાઈ જશે
મારે
કેટલા વીંછીને ચીપિયે પકડીને
ઘરની બહાર,
વાડમાં નાખી આવવાના રહેશે હેં !

આ બન્ને કાવ્યોની વચ્ચે 'તો કહેજો...'(પૃ.૪૩) એવું ત્રીજું એક કાવ્ય મૂકવામાં આવ્યું છે. આ કાવ્ય પણ નાનકડું છતાં ગમી જાય એવું છે. કવિનું સંવેદન અહીં જુદી રીતે પ્રવૃત્ત થતું-પ્રગટતું જોવા મળે છે. નગરમાં પર્યાવરણનો ખોં નીકળી ગયો છે, નીકળતો રહે છે તે આ કાવ્યનો વિષય છે. હવે તો ગામડાં પણ તેમાંથી બાકાત રહ્યાં નથી. એવે સમયે આવી રચના આવકાર્ય ગણાય. આપણો કવિ સામ્પ્રત પ્રશ્નો સાથે કામ પાડતો નથી. એવી ફરિયાદ જ્યારે વધી રહી છે ત્યારે આવી રચનાઓ, કાવ્યત્વની દૃષ્ટિએ ભલે પૂરો સંતોષ ન આપી શકે છતાં તેનો સ્વીકાર થવો જોઈએ.

સંગ્રહમાં આ પ્રકારની માત્ર આ એક જ રચના છે, આવી વધુ રચનાઓની દિશામાં કવિ કેમ ગયા નહીં તેવો પ્રશ્ન પણ આ સંદર્ભમાં જરૂર થાય.

•

લેખના ઉત્તરાર્ધમાં દલપત પઢિયારની ગીતરચનાઓ વિશે વાત કરીએ. દલપત પઢિયાર આપણે ત્યાં ગીતકવિ તરીકે જ વિશેષ પ્રચલિત છે, લોકપ્રિય પણ છે, પરંતુ સંગ્રહમાંની અને સંગ્રહ પછીની તેમની ગીતરચનાઓનો સરવાળો કરીએ તોંય એ આંકડો અછાંદસ રચનાઓને આંબી જતો નથી. જોકે પ્રસિદ્ધિની સાથે કાવ્યસિદ્ધિની દૃષ્ટિએ જોઈએ તો ગીતરચનાઓ જ આપણને વિશેષ પરિતોષ આપે તેવી બની છે.

આ બધી ગીતરચનાઓમાં દસેક જેટલાં ગીતો નાયિકાકેન્દ્રી છે. આપણા ગીતકવિઓ નાયિકાની વિવિધ ભાવાવસ્થાનું આલેખન કરતાં ગીતો સમયે સમયે રચતા રહ્યા છે. દલપત પઢિયારનાં નાયિકાકેન્દ્રી ગીતોને એવાં ગીતોના વર્ગમાં સહેલાઈથી મૂકી શકાય તેમ નથી, કેમકે તેમાં ગતાનુગતિકતા નથી. કવિ નાયિકાની વિવિધ ભાવાવસ્થાનું આલેખનમાત્ર જ આ ગીતોમાં કરતા નથી. એથી લાભ પણ થયો છે.

દલપત પઢિયારની આ ગીતરચનાઓ કેટલેક અંશે નવી શક્યતાઓને તાગે પણ છે. સંગ્રહનાં નાયિકાકેન્દ્રી ગીતોથી સંગ્રહ પછીનાં એવાં ગીતો એક બાબતે જુદાં પડી જાય છે. સંગ્રહનાં ગીતોમાં નાયિકા માટે 'અમે' તો સંગ્રહ પછીના ગીતોમાં 'મેં' એવું સર્વનામ પ્રયોજાયું છે. તે દ્વારા સર્વસાધારણ નાયિકા-નારીમાંથી વિશેષ નાયિકા-નારીરૂપ સુધીનો ગતિઆલેખ અંકાય છે માત્ર 'જલતી દીવડી' (પૃ.૮૭) એ ગીતમાં 'મારી' અને 'અમે-અમારી' એમ બેવડી રીતે તે પ્રયોજાય છે એથી સંરચનાની ખામી પણ જણાઈ આવે છે. તેને અનવધાન દોષ ગણી શકાય.

'સૂકા છાંટાની સલામું' એ ગીતમાં કેટલીક પંક્તિઓ વિશેષ આસ્વાદ્ય છે; જુઓ :

*ક્યાંક ડમરો છલકે ને મ્હેકે મોગરો*
*અમે ક્યારીએ અંતરાયેલા નીર રે;*

....

આંબો આંગણે ઊભો ને છાંયા પરદેશે,
અમે તોરણ તરાપેલી ગાંઠ્યું ;
....
એક ગલું ગાજે રે ગોરમટી ભર્યું,
અમે સૂકા છાંટાની સલામું;
સાજણ એકલ આંબેલો. (પૃ.૮૨)

આ ગીતમાં કવિ નવીન ઉપાદાનો પ્રયોજે છે, છતાં તે પરંપરામાંથી જ લીધેલાં છે. બીજા શબ્દોમાં કહીએ તો તેને પરંપરાનો આધાર છે અને પ્રયોજવાની રીત પણ પરંપરાગત છે. એથી તે આસ્વાદ્ય બન્યાં છે. 'વા'ણા વહી જશે' (પૃ.૮૮) એ ગીતમાં પણ કેટલીક આસ્વાદ્ય પંક્તિઓ મળે છે, જેમકે,

નખમાં ચીતરેલી વાડી સૈયર છાંયો લાગે રે
....
સૈયર ! ચેર્યે ચડું ને ચંપે ઊતરું રે
....
ભરિયા ચંદન તળાવ, લે'ર્યો ઊંઘ લાવે રે

આ દરેક પંક્તિને, એના પછી આવતી પંક્તિનો આધાર મળે છે અને એથી રચાતી સમગ્ર કડીમાં ભાવસૃષ્ટિ ઘન બનતી આવે છે. આવી પંક્તિઓની કાવ્યાત્મકતા ગીતની કળાત્મકતામાં વધારો કરે છે ને ત્યારે સુંદરમે ગીતમાં જેની અપેક્ષા રાખી છે તે ગીતત્વ અને કાવ્યત્વ બન્ને સિદ્ધ થાય છે. આ રચનામાં અજલે-મજલે, અદલે-બદલે, અડીએ-ઘડીએ, અધવચ-અધવધ જેવા દ્વિરુક્ત શબ્દો પણ ઉપકારક રીતે પ્રયોજાયા છે. લયની નિષ્પત્તિમાં પણ તેનો ઘણો ફાળો રહ્યો છે.

'મેડી'(પૃ.૮૯) ગીતરચના પણ ગીતમાં ભાવનિરૂપણની દૃષ્ટિએ જોવા જેવી છે. ગીતનો આરંભ 'ટોડલે ટહુક્યા ઝીણા મોરં ! ભરચક ભાત્યોભીની કોર' એવી પંક્તિથી થાય છે. ગીતનો આરંભ વાંચતાં જ આપણા મનમાં 'મારે ટોડલે બેઠો રે મોર ક્યાં બોલે..' એ અતિપ્રચલિત લોકગીત ઝબકી જાય. પરંતુ એ પછી ગીત સ્વતંત્ર રીતે આગળ વધે છે.

અહીં પણ, 'ઓરડા લીપ્યાં ને અમે હથેળીમાં ખૂંટ્યાં' જેવી પંક્તિ લાધે

છે. એ પછી તરત 'ઝરમર ઝીલ્યાં મેઘ માટી મેંદી જેવું ફૂટ્યાં' એ પંક્તિ આવે છે. જેનું અનુસંધાન ગીતની અંતિમ કડીમાં પૂરેપૂરું ઊઘડે છે. પરંતુ કડીને અને ગીતને અંતે આવતો 'મેઘ મલ્હાર' શબ્દ સમગ્ર ગીતની પદાવલિમાં બંધ બેસતો લાગતો નથી એથી ખૂંચે છે. જોકે, વચ્ચે બીજી કડીમાં પરંપરાગત ઉપાદાનો પ્રયોજાયાં છે એ પણ આસ્વાદ્ય છે :

*કાગ બોલ્યા ડાળે, અધવચ કાયા વિસારી,*
*કોરી ભૂમિ પાળે, અઢળક નજરું ઉતારી;*

નાયિકાકેન્દ્રી આ ગીતરચનાઓમાં 'રાજગરો' એ સૌથી વધુ સફળ અને તાજગીસભર રચના છે. નાની ટૂંકી પંક્તિઓ, એથી વધતો ઘટતો જતો લય વૈવિધ્ય પૂરું પાડે છે. તેમાં બન્ને પંક્તિના પ્રાસ મળે તેથી યુગ્મ રચાય એથી પણ દૂરતા ટળે ને સઘનતા અનુભવાય છે. રમતાં હરતાં ફરતાં, લે'ર્યો-મોર્યો, કેડકમ્મર, અઢળક ઢાળિયો, રે'તા રે'તા, રગરગ રેલ્યો, આરણ કારણ, વેરણ-છેરણ, ઝરમર ઝરમર જેવા રવાનુકારી-દ્વિરુક્ત શબ્દો કુશળતાથી સંયોજાય છે, ને રચનાને ગાન-શ્રવણના સ્તરે આસ્વાદ્ય બનાવે છે.

ભાવનિરૂપણની રીતે જોઈએ તો પણ આ રચના કવિની શક્તિને પ્રગટ કરે છે. બાલ્યકાળ-યૌવનની સંધિરેખા પર બંધાતી પ્રીતિ અથવા વિવાહ-લગ્ન અને પછીની તીવ્ર બનતી જતી ભાવોત્કટતાનો ક્રમિક વિકાસ આ રચનામાં સાહજિક રીતે પ્રગટતો આવે છે.

આપણે ત્યાં લખાતાં ગીતોની જે પ્રચલિત સંરચના છે તેનાથી દલપત પઢિયારનાં કેટલાંક ગીતોની સંરચના જુદી પડે છે. આ સંરચના તેમણે તેમના સ્થાનિક-પ્રદેશવિશેષનાં લોકગીતોમાંથી લીધી છે. 'રાજગરો', 'ટેંટોડો', 'મોજડી', 'છેલ રમતૂડી' જેવાં ગીતોની સંરચનાની દૃષ્ટિએ પણ તપાસ કરવા જેવી છે. આ રચનાઓમાંથી 'મોજડી' અને સૌથી વધુ તો 'છેલ રમતૂડી' એ ગીતની સંરચના વધુ આકર્ષક જણાય છે.

સ્થાનિક ગીતોની સંરચના પર આધારિત આવી રચનાઓ ભાવજગત અને તેની અભિવ્યક્તિ બન્ને બાબતમાં લોકગીત પરંપરાની વધુ નિકટ જઈ બેસે તેવી છે. 'છેલ રમતૂડી'(પૃ.૯૭)નું ઉદાહરણ લઈએ તો ભાવજગતના પ્રકટીકરણ માટે પારસ પીંપળો, દીવા શગ બળે, અષાઢીલો મેઘ, મોર ટહુક્યા,

ઓકળિયાની ભાત્ય, નજરું ઉતારો, માળીડાનો બાગ, સુથારીની હાટ, હાડિયો (હુડો-સૂડો ?) જેવાં પરંપરાગત ઉપાદાનોનો જ ગીતની સંરચનામાં વધુ આશ્રય લેવામાં આવ્યો છે.

આ સંદર્ભમાં 'મોજડી'(પૃ.૧૦૩) એ ગીતને પણ તપાસવું જોઈએ. ગીતના આરંભ અને અંતની કડી ત્રણ પંક્તિની છે. બાકીની બધી બે પંક્તિની છે તેમાં આકારની સભાનતા જોઈ શકાય. સંરચના પછી આ ગીતનું આકર્ષક તત્ત્વ તેમાંની કથા છે. આ કથાપ્રદેશ વિશેષ સાથે જોડાયેલી હોય છે. વધુ યોગ્ય રીતે કહીએ તો એ કોઈ સ્થાનિક કથા હોય છે. અહીં તેના આલેખનમાં પરંપરાનો આશરો લેવા છતાં કથા પંક્તિએ પંક્તિએ ઊઘડતી-વિકસતી ને સાથે સંકુલ પણ બનતી ગઈ છે. એ કારણે એને સહેલાઈથી પામી શકાતી નથી. (રચનાગત આ કથાનક વિશે વધુ તો કવિ જ કહી શકે.) આ ગીતમાં પરંપરાની સાથે વૈયક્તિક સર્જકતાનો સમન્વય ઉત્તમ કાર્યસાધક નીવડ્યો છે. પરિણામે, 'ટેંટોડો' કે 'રાજગરો' જેવા કવિનાં વધુ પ્રચલિત ગીતો કરતાં પણ આ ગીત વિશેષ સ્પર્શી જાય છે.

હવે, સંગ્રહની વિશિષ્ટ કહીં શકાય તેવી ગીતરચનાઓ જોઈએ. 'છતરસંગ છાના રો' (પૃ.૧૦૧) એ ગીતમાં વિડંબનાનું તત્ત્વ અસરકારક રીતે પ્રયોજાયું છે. આરંભની પંક્તિઓમાં પ્રયોજાયેલા એકાદ-બે શબ્દને બાદ કરતા – એથી ગીતતત્ત્વને કોઈ હાનિ પહોંચતી નથી, – આખી રચના છતરસંગને સંબોધીને કહેવાઈ છે. છતરસંગ second self હોય તો તેને આત્મસંબોધન પણ કહી શકાય એ રીતે પણ ગીતને નવેસરથી જોઈ-પામી શકાય છે. આ છતરસંગ, 'બાર લાખ છન્નું હ્જાર' (પૃ.૯૧) એ ગીતમાં આવતા મારુજી તથા અછાંદસ રચનાઓ જેવી કે 'બાપુ બહારવટે'ના બાપુ, શ્રી છકેલાજીને આગળ વધીને કહીએ તો 'જીવાજી ઠાકોર' અને 'ધન તમારી જાતર' એ છાંદસ રચનામાંનાં 'તમે' એટલે કે 'જીવ' બધા જ એકમાનાં જાણ્યાં છે.

'ટેંટોડો' (પૃ.૧૦૫) એ ગીતરચનામાં પણ આ વિડંબનાનું તત્ત્વ જ પ્રયોજાયું છે, પરંતુ ત્યાં વિડંબનાનું લક્ષ્ય ભિન્ન છે. આખી રચનાના કેન્દ્રમાં 'એંશી વરહનો ટેંટોડો'છે. અહીં કવિ સ્થાનિક રંગોને વધુ માત્રામાં લઈ આવે છે. જે લય, બોલસ્યાં-હેંડસ્યાં જેવાં બોલીપ્રયોગ, કે ઢહરક અથવા હલ્લક-મલ્લક

જેવાં વિશિષ્ટ રવાનુકારી શબ્દોથી માંડીને વિષય અને તેની અભિવ્યક્તિમાં જોવા મળે છે. સાથે સાથે નેણાંમેં નવરા નાગ, શેરીએ શેરીએ સાદ પડાવો, ઢોલિયા ઢેકી છાંય ઢળાવો, ઊડે'લી બગલું જો, માતાની મેઢીએ દીવા બળે, રાયવર એવી લોકપરંપરાગત formulasનો પણ કુશળતાથી વિનિયોગ કરવામાં આવ્યો છે. ગીતને અંતે 'અંદાવાદને આઠમે ટાવર ડંકા પડે રે લોલ...' એ પંક્તિ પણ લોકગીતમાં આવતા શહેરના નામોલ્લેખને જાળવે છે.

આ બંન્ને રચનાઓમાં, વિનોદ-હાસ્ય અને વિડંબનનું તત્ત્વ જોવા મળે છે. તેનું નિરૂપણ જે રીતે થયું છે એથી પણ આ ગીત આકર્ષક બન્યાં છે. આપણાં લોકગીતોમાં તો આ પ્રકારનાં ગીતોની સંખ્યા વિપુલ છે. એ પરંપરાનો કવિએ.આ રચનામાં નવેસરથી વિનિયોગ કર્યો છે. ગીતના સ્વરૂપની એક નવી શક્યતા એથી જરૂર ઊઘડી છે. આ પ્રકારનાં ગીતોની રચના બીજા કોઈ કવિએ કરી નથી એમ કહીએ તો પણ ખોટું નથી. દલપત પઢિયારનાં કેટલાંક ગીતો, ગીતની પ્રચલિત સંરચનાથી તેમ ગીતના સ્વરૂપથી પણ કેટલેક અંશે જુદાં પડી જાય એ પ્રકારનાં છે. આપણને તે પરંપરિત લયની છાંદસ રચનાઓ જેવાં પણ લાગે. 'બાર લાખ છન્નું હજાર' (પૃ.૯૧) એ રચના આ પ્રકારની છે. જોકે આવી રચનાનું ભાવવિશ્વ તો ગીતનું જ છે અને તેનું વિભાવન પણ એ રીતે જ થયું છે. 'બાર લાખ છન્નું હજાર' એ રચના ઉત્તરાર્ધમાં વધુ આસ્વાદ્ય છે, જુઓ :

*મોઝડી ઉતારીને મારુજી ચાલ્યા*
*કે પંથકમાં કેડકેડ કેસૂડાં ફાલ્યા*
*પૂછ્યું કે ચ્યાં હેંડ્યાં ? ચ્યાં હેડ્યાં ?*
*(તો)*
*ટોટીએથી હુક્કાનું તળિયું ખેંચીને કે'*
*બાર બાર વીઘાંની પાટ્યો 'લ્યા,*
*તાં હેંડ્યા, તાં હેંડ્યા !*

અહીં પરંપરામાં પોષાયેલો, ગીતપરંપરાને આત્મસાત કરીને રચના કરતો, પરંપરાને જાળવતો ગીતકવિ અને પ્રયોગશીલ અભિગમ ધરાવતો કવિ બન્ને એક સાથે પ્રવૃત્ત બને છે. પરંતુ આ બન્નેનું tuning થાય તો

પરિણામ સારું આવે. ગીતની નવી શક્યતા પણ પ્રગટે પરંતુ જ્યાં આવું ન બને ત્યાં કશું હાથમાં ન આવે.પરંપરા અને પ્રયોગશીલતા બન્ને વણસી પડે.

અહીં, ઉક્ત પંક્તિઓને બાદ કરતાં આવું બન્યું હોય તેમ લાગે છે. તેના કારણમાં કહીએ તો આ ગીતના લયવિધાનમાં પ્રાસ દૂરના મેળવવામાં આવ્યાં છે. માત્રિક સંધિઓના આવર્તનથી લય નિષ્પન્ન કરવાનો હોય ત્યારે જો પ્રાસ નજીક નજીક એટલે કે જલદી કે વહેલા ન આવે તો આવર્તનો ચાલ્યા જ કરે કેમકે લયનાં આવર્તનો અનંત સુધી ચાલ્યાં કરે. તેનો કોઈ અંત ન હોય. પ્રાસનું કામ તેને અટકાવવાનું ને પંક્તિનું રૂપ બાંધવાનું હોય છે. આ પ્રાસ જેટલો મોડેથી લાવો, પંક્તિ તેટલી લંબાઈ શકે. આપણે ત્યાં આવી લાંબી પંક્તિવાળાં ગીતોને પ્રલંબલયના ગીત કહેવામાં આવે છે; પરંતુ એ સમજ ભૂલભરેલી છે. પંક્તિ નાની-ટૂંકી હોય છતાં ગાન દરમ્યાન તે વિલંબિત લયમાં ગાવામાં આવે, ખરેખર તો તેને પ્રલંબલયનું ગીત કહેવાય. 'બાર લાખ..' જેવી રચનાનું એક ભયસ્થાન એ હોય છે કે કવિ લયના વેગમાં તણાઈ જતો હોય છે. અહીં પણ એવું બન્યું છે.

સંગ્રહની છેલ્લી બે ગીતરચનામાં વિષય સમાન છે. તેમાં 'ઉપ-વાસી'(પૃ.૧૦૯) કરતાં 'પુણ્યસ્મરણ' (પૃ.૧૧૧) વધુ સારી રચના બની શકી છે. બન્ને ગીત સ્વરૂપની જ રચના છે. સંવેદનની રીતે પણ બન્ને રચના વૈયક્તિક છે પરંતુ સંવેદનના નિરૂપણમાંય પહેલી વધુ વૈયક્તિક છે. એટલે કે તેમાં લોકપરંપરાનો ઓછો આશ્રય લેવામાં આવ્યો છે. બીજી રચના 'પુણ્યસ્મરણ' લોકગીતની ઢબે જ આગળ વધતી જાય છે. આ દ્વારા સમજી શકાય છે કે કવિ પરંપરાથી અળગાં રહીને જે સર્જન કરે છે તે કરતાં પરંપરાની સાથે રહીને, પરંપરાગત રીતે જે સર્જન કરે છે તે વધુ સારું પરિણામ લાવી શકે છે.

•

સંગ્રહ પછીના સમયમાં દલપત પઢિયારની રચનાઓ સામયિકોમાં પ્રકાશિત થતી રહી છે. આ પંદર વર્ષોમાં તેમની પંદરેક જેટલી કવિતાઓ પ્રગટ થઈ છે. આમ, દલપત પઢિયાર ઓછું લખનારા કવિ છે; છતાં ખેદ

સાથે કહેવું જોઈએ કે આ ગીતરચનાઓમાં, સંગ્રહનાં ગીતો રચનારા દલપત પઢિયાર ક્યાંય દેખાતા નથી. પંદરેક ગીતોમાંથી માત્ર 'ઉમૈડી' અને 'ઝીલણ ઝીલવાને' એ બે ગીતરચનાઓ જ આશ્વાસન રૂપ બની છે.

'ઉમૈડી'માં આ ખાસ વૃક્ષ સાથે નાયિકાનું ભાવસામ્ય ગીતરૂપ પામ્યું છે :

*ઉમૈડી અધવચ ઉતારા*
*સૈ, મહીં અંધારું ગોર, અઢળક ઉમૈડી !*
*કોણે ઊંઘમાં વેડી ઉમૈડી*
*સૈ ! કોણે ઉડાડ્યાં મોર, અઢળક ઉમૈડી !*

જેવી પંક્તિઓ ભાવસહજ સરળતાને લીધે આકર્ષક બની છે, તો,

'ઉમૈડી હફરક હડદોલો,/ હડદોલો ઝાઝું જોર, અઢળક ઉમૈડી !' જેવી પંક્તિ એની ગતિશીલતાને કારણે ગમી જાય છે.

આપણી લોકગીતની પરંપરામાં વ્યક્તિ ઉપરાંત, પશુ, પ્રાણી, પંખી અને વૃક્ષો પણ આવે છે. લોકગીતમાં એ બધા સાથે માનવનો વિશિષ્ટ ભાવસંબંધ વ્યક્ત થતો હોય છે. આમ, લોકપરંપરામાં જીવનને તેના વ્યાપક સંદર્ભમાં મૂકીને જોવાનું-પામવાનું વલણ રહ્યું છે. લગ્નગીતોમાં પણ ઉકરડી ઊઠવવાની વિધિ વખતે જે ગીત ગાવામાં આવે છે તેમાં ધ્રુવખંડ તરીકે 'બે નાળિયેરી' પ્રયોજાયું છે. એ ધ્રુવખંડ તેમ જ સ્થાનિક કથાને લઈ મનહર જાનીએ બીજું પણ એક 'વંડી પાછળ વરખડીનો છોડ, ઝાલર ઝીંડવું રે' એવું વિશિષ્ટ ગીત રચ્યું છે. આમ, લોકગીતના પારસ પીંપળો કે આંબો એવાં વૃક્ષો જ નહીં પરંતુ ઉમેડી કે વરખડી જેવા ઉપેક્ષિત વૃક્ષ-છોડને આ કવિઓ ગીતમાં લઈ આવ્યાં છે એ પણ વિશિષ્ટ બાબત ગણાય. જો કે 'ઉમૈડી'માં ભાવપિંડ બરોબર બંધાતો નથી એટલે, જેટલાં પ્રમાણમાં ગીત લયની ભૂમિકાએ સ્પર્શી જાય છે તેટલા પ્રમાણમાં ભાવોત્કટતાની રીતે સ્પર્શતું નથી.

'ઝીલણ ઝીલવાને' એ ગીતરચનાનો ધ્રુવખંડ, એથી આગળ વધીને કહીએ તો ધ્રુવપંક્તિ સુધ્ધાં પરંપરા સાથે ગાઢ અનુસંધાન ધરાવે છે. નરસિંહે સૂરતસંગ્રામનું આલેખન કરતી રચનઓ કરી છે તેનું વિશિષ્ટ સંદર્ભમાં અનુસંધાન ધરાવતી આ રચના કેટલેક અંશે આસ્વાદ્ય બની છે, જુઓ :

લહેરે લહેરે ચડ્યાં ભર રે જોબન, મારી નાડીઓમાં વેગ નહીં થીર
આ કાંઠે બેડાં ને સામે કાંઠે તેડાં, પછી છુટ્ટા મેલ્યાં'તાં શરીર
ચોગમ ચડ્યાં કંઈ ચંપાના ઘેન, અમે નીર જેવા નીર ધર્યાં ચીર

'હું બાહર-ભીતર જોતી' એ રચના પણ ગોપીભાવનું ગીત કહી શકાય. તેમાં 'અહં બ્રહ્માસ્મિ'નો, સકળ વિશ્વ સ્વમય થવાનો અનુભવ આલેખાયો છે. પરંતુ એ માટેની કોઈ પ્રતીતિકર ભૂમિકા કાવ્યમાંથી નિપજતી – ઊભી થતી નથી; એટલે આખી રચના સમીકરણમાં સરી પડે છે. ધ્રુવખંડ પણ 'હું બાહર-ભીતર જોતી' એવો તદ્દન ગદ્યાળુ ને અનુભૂતિને સૂક્ષ્મતાથી પ્રગટ કરવામાં અક્ષમ નીવડે તેવો છે.

'ઝૂંપડી ઠીક પડે ત્યાં બાંધો' તથા 'ને આમ ગણો તો' મધ્યકાલીન પદની છાયા લઈને આવે છે. પરંતુ મધ્યકાલીન રચનાઓની સરખામણીમાં આ રચનાઓ નબળી ને એ પ્રકારની કોઈ ઠોસ નક્કર અનુભૂતિના અભાવને લીધે વધુ તો કૃતક લાગે છે. આવાં પરંપરાનાં પદોમાં કેટલાંક શબ્દો જે તે પરંપરાના સંદર્ભમાં પારિભાષિક અર્થ ધરાવતા હોય છે અને સહેતુક પ્રયોજાતા હોય છે. ઈડા-પિંગલા, સૂરજ-ચંદર, કમળ સરોવર, પવન, શિખર, નભ(ચિદાકાશ) જેવા શબ્દો આ રચનામાં પ્રયોજાય છે ત્યારે તેમાં સાધનાપરંપરાનો સંદર્ભ જોડાય છે. જોકે ઉપદેશાત્મકતાનું તત્ત્વ આ રચનાઓને હાનિ પહોંચાડે છે. ગઝલમાં જેમ અધ્યાત્મતત્ત્વ કે એવી કશી અનુભૂતિને અભિવ્યક્ત કરવાનો, આપણે ત્યાં છેલ્લા વખતમાં ચાલ વધ્યો છે, ખાસ કરીને રાજેન્દ્ર શુક્લ જેવા કવિના અનુકરણમાં. એમ અહીં ગીતમાં એવું નિરૂપણ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, એમ કહી શકાય.

આ બે રચનાઓના અનુસંધાનમાં જ 'નેડો' અને 'આપણે તો આપણા મનના માલિક' એ બે ગીતરચનાઓ કવિ દ્વારા રચાય છે. જોકે તેનું કેન્દ્ર સ્વ-ભણી છે. 'નેડો'માં એક પ્રકારની સરળતા છે પરંતુ એ સરળતા સિદ્ધ કરવામાં જ કાવ્યનો ભોગ લેવાય છે. આવી રચનાઓમાં સંકુલતાને પણ ભારોભાર અવકાશ હોય છે એટલે કે સરળતાની પડછે સંકુલતા વ્યાપ્ત હોવી-રહેવી જોઈએ. એમ સરળતા અને સંકુલતા બન્ને સિદ્ધ કરવામાં કવિની સામે પડકાર હતો. કવિ તેવો પડકાર ઊઠાવી શકતા નથી.

આવું જ કંઈક 'સકલ મારું ઝળહળતું' એ ગીતમાં બને છે. આખી રચના સમીકરણમાં સરી પડે છે તેમ છતાં 'ડમરો રેલમછેલ રેલ્યો' એ તાજગીસભર ઇન્દ્રિયવ્યત્યયવાળી પંક્તિ તથા 'કૂવા પર દીવડો મેલ્યો / પછી છાંયામાં છાયો સંકેલ્યો' જેવી પંક્તિ કેટલેક અંશે સ્પર્શી જાય છે. જ્યારે 'હોંચી રે હોંચી' અગાઉનાં ગીતોની વિડંબનાનું અનુસંધાન ધરાવતી રચના છે. પરંતુ વિડંબનાનું કેન્દ્ર કયું ? એ પ્રશ્ન થાય. એ કરતાં પણ યોગ્ય પદાવલિની પસંદગીના અભાવને લીધે આ રચના કૃતક બની ગઈ છે. 'ખોલ, બારી ખોલ' એવું શીર્ષક ને ધ્રુવખંડ ધરાવતું ગીત પણ કંઈક અંશે અંતિમ કડી બાદ કરતાં સાવ નબળી રચના છે. વળી, આ ધ્રુવખંડ હટાવી લેતા રચના ગઝલ સદૃશ બની રહે એ રીતે તેના પ્રાસ મેળવાયા છે. 'મને હું શોધું છું,' 'તારે ગામે ધોધમાર ને,' 'અમથો ખાંચો પડી ગયો' જેવી ગીતરચનાઓ પણ એકાદ પંક્તિ બાદ કરતાં સાવ નબળી છે.

આ પ્રકારની રચનાઓ જોતાં 'ભોંયબદલો' નિવેદનમાંનું સંગ્રહના રઘુવીર ચૌધરીનું વિધાન યાદ આવે કે 'અત્યારે તો કવિ દલપત પર ગીતકાર દલપતની આણ ચાલે છે.' આ વિધાન, સંગ્રહનાં ગીતો રચનાર અને સંગ્રહ પછીના ગીતો રચનાર, બન્ને દલપત પઢિયારને લાગું પાડી શકાતું નથી.

લાગે છે કે 'ભોંયબદલો'ની અછાંદસ રચનાઓના સર્જનમાં કવિ એક ચોક્કસ target સાથે પ્રવૃત્ત બને છે. એ રચનાઓનો એક ગ્રાફ પણ રચાતો આવે છે પરંતુ કાવ્યસિદ્ધિ સુધી કવિ પહોંચી શક્યા નથી. આ અછાંદસોનો કવિ, એ જ વિશ્વની કેટલીક સામગ્રી ને કેટલાંક સંવેદન લઈ, પરંપરા સાથે વધુ નિકટનો સંબંધ રાખી ગીતરચનાઓ આપે છે ત્યારે વિશેષ સફળ થાય છે.

•

(૧૭-૧૮ સપ્ટેમ્બર ૧૯૯૭ દરમ્યાન, મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ દ્વારા આયોજિત 'કાવ્યસત્ર : ૨'માં દલપત પઢિયારની કવિતા વિશે રજૂ કરેલો લેખ.)

## વિસંવાદ-સંવાદ / શિરીષ પંચાલ

આજે સૌ એટલું તો કબૂલ કરશે કે શાળાનાં પાઠ્યપુસ્તકો ગંભીર રીતે, નિષ્ઠાપૂર્ણ રીતે સંપાદિત કરવામાં આવતાં નથી. અભ્યાસક્રમોનાં માળખાંનું આયોજન વૈજ્ઞાનિક રીતે, સમયસ્થળની બદલાતી જતી અપેક્ષાઓ પ્રમાણે થવું જોઈએ. એક વિચિત્ર વિરોધાભાસ એ જોવા મળે છે કે વિજ્ઞાન અને ટેકનોલોજીના અભ્યાસક્રમો આંતરરાષ્ટ્રીય કક્ષા અનુસાર તૈયાર થાય છે. અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર જેવી સમાજવિદ્યાઓમાં પણ નવા નવા અભિગમો પ્રવેશે છે પરંતુ માનવવિદ્યાઓમાં આ પ્રકારનો અભિગમ કૈંક અંશે મોળો છે. સાથે સાથે વર્તમાન સમયમાં પ્રવેશેલાં ભ્રષ્ટાચાર, અવિવેક, અપ્રામાણિકતા, નિષ્ઠા-અભાવ એ પણ અહીં કારણભૂત છે. અત્યારે આપણે એ ચર્ચામાં ન જઈએ.

એક રીતે જોઈએ તો પ્રાથમિક શિક્ષણના બે તબક્કા છે : એકથી ચાર ધોરણ અને પાંચથી સાત ધોરણ. એ જ રીતે માધ્યમિક શિક્ષણના બે તબક્કા છે : આઠથી દસ અને અગિયાર-બાર. હવે આદર્શ તો એમ કહે છે કે આ બધા જ તબક્કાઓનો એક સર્વવ્યાપી ખ્યાલ પાઠ્યપુસ્તકમંડળ પાસે હોવો જોઈએ. દરેક ધોરણના પુસ્તકનું આયોજન કંઈ સાવ સ્વાયત્ત ભૂમિકાએ સંભવી ન શકે, અર્થાત્ એકની ભૂમિકા સાથે બીજાને કોઈ સ્નાનસૂતકનો સંબંધ જ ન હોય એવી રીતે કોઈ આયોજન સંભવી ન શકે. પોતાના વિષય વિશેની એક વ્યાપક સૂઝ જેની પાસે ન હોય, જ્યાં સુધી એ મંડળ એક સાથે મળીને આયોજન ન કરે ત્યાં સુધી આવું આયોજન સફળ થતું નથી. જેવી રીતે ગણિતવિજ્ઞાન જેવા વિષયોમાં સોપાનબદ્ધ રીતે અભ્યાસક્રમનું આયોજન કરવામાં આવે છે એ રીતે સાહિત્ય જેવી માનવવિદ્યાઓમાં પણ આયોજન ન કરવામાં આવે ત્યાં સુધી આપણો મૂળભૂત હેતુ પાર પડતો નથી.

એક જમાનામાં અર્થાત્ લગભગ સો વર્ષ પૂર્વેના ગુજરાતમાં જ્યારે ભાષાસાહિત્યનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવતાં હતાં ત્યારે એને લગતી ચર્ચાઓ કેવી થતી હતી એ પણ જાણવું જોઈએ. આજે આપણે કલ્પી શકીએ કે પરબ કે શબ્દસૃષ્ટિ જેવા સામયિકમાં પ્રાથમિક કક્ષાનાં પાઠ્યપુસ્તકોની

આવું જ કંઈક 'સકલ મારું ઝળહળતું' એ ગીતમાં બને છે. આખી રચના સમીકરણમાં સરી પડે છે તેમ છતાં 'ડમરો રેલમછેલ રેલ્યો' એ તાજગીસભર ઇન્દ્રિયવ્યત્યયવાળી પંક્તિ તથા 'કૂવા પર દીવડો મેલ્યો / પછી છાંયામાં છાયો સંકેલ્યો' જેવી પંક્તિ કેટલેક અંશે સ્પર્શી જાય છે. જ્યારે 'હોંચી રે હોંચી' અગાઉનાં ગીતોની વિડંબનાનું અનુસંધાન ધરાવતી રચના છે. પરંતુ વિડંબનાનું કેન્દ્ર કયું ? એ પ્રશ્ન થાય. એ કરતાં પણ યોગ્ય પદાવલિની પસંદગીના અભાવને લીધે આ રચના કૃતક બની ગઈ છે. 'ખોલ, બારી ખોલ' એવું શીર્ષક ને ધ્રુવખંડ ધરાવતું ગીત પણ કંઈક અંશે અંતિમ કડી બાદ કરતાં સાવ નબળી રચના છે. વળી, આ ધ્રુવખંડ હટાવી લેતા રચના ગઝલ સદૃશ બની રહે એ રીતે તેના પ્રાસ મેળવાયા છે. 'મને હું શોધું છું,' 'તારે ગામે ધોધમાર ને,' 'અમથો ખાંચો પડી ગયો' જેવી ગીતરચનાઓ પણ એકાદ પંક્તિ બાદ કરતાં સાવ નબળી છે.

આ પ્રકારની રચનાઓ જોતાં 'ભોંયબદલો' નિવેદનમાંનું સંગ્રહના રઘુવીર ચૌધરીનું વિધાન યાદ આવે કે 'અત્યારે તો કવિ દલપત પર ગીતકાર દલપતની આણ ચાલે છે.' આ વિધાન, સંગ્રહનાં ગીતો રચનાર અને સંગ્રહ પછીના ગીતો રચનાર, બન્ને દલપત પઢિયારને લાગું પાડી શકાતું નથી.

લાગે છે કે 'ભોંયબદલો'ની અછાંદસ રચનાઓના સર્જનમાં કવિ એક ચોક્કસ target સાથે પ્રવૃત્ત બને છે. એ રચનાઓનો એક ગ્રાફ પણ રચાતો આવે છે પરંતુ કાવ્યસિદ્ધિ સુધી કવિ પહોંચી શક્યા નથી. આ અછાંદસોનો કવિ, એ જ વિશ્વની કેટલીક સામગ્રી ને કેટલાંક સંવેદન લઈ, પરંપરા સાથે વધુ નિકટનો સંબંધ રાખી ગીતરચનાઓ આપે છે ત્યારે વિશેષ સફળ થાય છે.

(૧૭-૧૮ સપ્ટેમ્બર ૧૯૯૭ દરમ્યાન, મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ દ્વારા આયોજિત 'કાવ્યસત્ર : ૨'માં દલપત પઢિયારની કવિતા વિશે રજૂ કરેલો લેખ.)

આજે સૌ એટલું તો કબૂલ કરશે કે શાળાનાં પાઠ્યપુસ્તકો ગંભીર રીતે, નિષ્ઠાપૂર્ણ રીતે સંપાદિત કરવામાં આવતાં નથી. અભ્યાસક્રમોનાં માળખાંનું આયોજન વૈજ્ઞાનિક રીતે, સમયસ્થળની બદલાતી જતી અપેક્ષાઓ પ્રમાણે થવું જોઈએ. એક વિચિત્ર વિરોધાભાસ એ જોવા મળે છે કે વિજ્ઞાન અને ટેકનોલોજીના અભ્યાસક્રમો આંતરરાષ્ટ્રીય કક્ષા અનુસાર તૈયાર થાય છે. અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર જેવી સમાજવિદ્યાઓમાં પણ નવા નવા અભિગમો પ્રવેશે છે પરંતુ માનવવિદ્યાઓમાં આ પ્રકારનો અભિગમ કૈંક અંશે મોળો છે. સાથે સાથે વર્તમાન સમયમાં પ્રવેશેલાં ભ્રષ્ટાચાર, અવિવેક, અપ્રામાણિકતા, નિષ્ઠા-અભાવ એ પણ અહીં કારણભૂત છે. અત્યારે આપણે એ ચર્ચામાં ન જઈએ.

એક રીતે જોઈએ તો પ્રાથમિક શિક્ષણના બે તબક્કા છે : એકથી ચાર ધોરણ અને પાંચથી સાત ધોરણ. એ જ રીતે માધ્યમિક શિક્ષણના બે તબક્કા છે : આઠથી દસ અને અગિયાર-બાર. હવે આદર્શ તો એમ કહે છે કે આ બધા જ તબક્કાઓનો એક સર્વવ્યાપી ખ્યાલ પાઠ્યપુસ્તકમંડળ પાસે હોવો જોઈએ. દરેક ધોરણના પુસ્તકનું આયોજન કંઈ સાવ સ્વાયત્ત ભૂમિકાએ સંભવી ન શકે, અર્થાત્ એકની ભૂમિકા સાથે બીજાને કોઈ સ્નાનસૂતકનો સંબંધ જ ન હોય એવી રીતે કોઈ આયોજન સંભવી ન શકે. પોતાના વિષય વિશેની એક વ્યાપક સૂઝ જેની પાસે ન હોય, જ્યાં સુધી એ મંડળ એક સાથે મળીને આયોજન ન કરે ત્યાં સુધી આવું આયોજન સફળ થતું નથી. જેવી રીતે ગણિતવિજ્ઞાન જેવા વિષયોમાં સોપાનબદ્ધ રીતે અભ્યાસક્રમનું આયોજન કરવામાં આવે છે એ રીતે સાહિત્ય જેવી માનવવિદ્યાઓમાં પણ આયોજન ન કરવામાં આવે ત્યાં સુધી આપણો મૂળભૂત હેતુ પાર પડતો નથી.

એક જમાનામાં અર્થાત્ લગભગ સો વર્ષ પૂર્વેના ગુજરાતમાં જ્યારે ભાષાસાહિત્યનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવતાં હતાં ત્યારે એને લગતી ચર્ચાઓ કેવી થતી હતી એ પણ જાણવું જોઈએ. આજે આપણે કલ્પી શકીએ કે પરબ કે શબ્દસૃષ્ટિ જેવા સામયિકમાં પ્રાથમિક કક્ષાનાં પાઠ્યપુસ્તકોની

સમીક્ષાઓ વિગતવાર આવે ! આજથી લગભગ સો વર્ષ પૂર્વેના સામયિક 'વસંત'(સંપાદક : આનંદશંકર ધ્રુવ)માં આ પ્રકારની ચર્ચાઓ નિયમિત રીતે અને વિસ્તારથી વિદ્વાનો દ્વારા કરવામાં આવતી હતી. એ સમયે તૈયાર કરવામાં આવતાં પાઠ્યપુસ્તકોના સંપાદકોની કક્ષા અત્યંત ઉચ્ચ હોવા છતાં એવી ચર્ચાને 'વસંત'ના સંપાદકે આવકારી હતી. એમની પાસે બીજા ગંભીર વિષયોને લગતી સામગ્રીની કોઈ ખોટ ન હતી છતાં પ્રાથમિક કક્ષાનાં પાઠ્યપુસ્તકો માટે આવી જગ્યા ફાળવવાનાં કોઈ કારણ ખરાં? ભવિષ્યની પેઢીનું વૈચારિક અને ભાવાત્મક પાસું સૌથી વધારે કેળવાયેલું હોવું જોઈએ એ સિવાય તો બીજો કયો આશય સંભવી શકે? આવી કોઈ ચર્ચા હવે કરવામાં આવતી નથી. આપણે આ બાબતે ઓછા ગંભીર છીએ. આ પ્રકારનાં પાઠ્યપુસ્તકોના સંપાદકો પાસે પણ આજે કયા પ્રકારની અપેક્ષાઓ રાખવી જોઈએ ?

જો ભાષાસાહિત્યની જ વાત કરવી હોય તો પહેલી વાત તો એ છે કે ગુજરાતી ભાષાની સમૃદ્ધિનો પરિચય વિદ્યાર્થીઓને થવો જોઈએ. ગુજરાતી ભાષાની સમૃદ્ધિ માત્ર સર્જનાત્મક લખાણોમાં જ જોવા મળે છે એવો કોઈ ભ્રાન્ત ખ્યાલ આપણા કેટલાક સાહિત્યચિંતકોના મનમાં ઘર કરી ગયો લાગે છે. જે વ્યક્તિને ગુજરાતી ગદ્યના ઘડતરમાં કોણે કોણે મહત્ત્વનો ફાળો આપ્યો છે તેની જ જો ખબર ન હોય તો એવી વ્યક્તિને હાથે થતાં સંપાદનોનો કયો અર્થ સરશે? અંગ્રેજી ભાષામાં તૈયાર થતાં સંકલનો જોઈશું તો વિજ્ઞાન, ગણિત, ભૂગોળ જેવી વિદ્યાશાખાઓમાં કામ કરનારાની કલમોને આવકારવામાં આવે છે. ગુજરાતી ભાષાનાં પાઠ્યપુસ્તકોમાં પંડિત સુખલાલજી. હરિનારાયણ આચાર્ય કે છોટુભાઈ સુથાર જેવી પ્રતિભાઓને પણ લાવવી ઘટે. એક જમાનામાં એટલે કે ૧૯૫૦ની આસપાસનાં પાઠ્યપુસ્તકોમાં પ્રાચીન કથાસાહિત્યથી માંડીને વર્તમાન સાહિત્ય સુધીની પરંપરાઓનું પ્રતિબિંબ ઝીલાતું હતું. એમાં પરોક્ષ રીતે પર્યાવરણનો પ્રશ્ન પણ આવી જતો હતો. વિદ્યાર્થીને સાહિત્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો ખ્યાલ પણ મળી રહેતો હતો. કહેવાનો ભાવાર્થ એ કે જે સંપાદકને આ સઘળી પ્રણાલીઓનો ખ્યાલ જ ન હોય તે સંપાદક તટસ્થતાથી સંપાદન કરી નહિ શકે.

૧૨-૧-૨૦૦૪

આષાઢના દિવસો છે. દસે દિશાઓ વાદળાંથી ઘેરાઈ ગઈ છે. હું હીંચકા ઉપર બેઠો છું. હાથમાં 'મેઘદૂત' છે. મંદાક્રાન્તી કાલિદાસીય પંક્તિઓમાં તરું છું, તણાઉં છું. એ વિદિશા ને દશાર્ણ, રેવા ને ક્ષિપ્રા, ઉજ્જયિની ને અલકા : મહાકવિએ ઇતિહાસ-ભૂગોળને કવિતામાં કેવાં મઢી લીધાં છે ! કવિતાની પાંખે કવિ કેવા આખા ઓતરાખંડની જાત્રા કરાવે છે ! મન ભીનું ભીનું છે, વિરહ વગર વિરહભાવથી ગદ્‌ગદ છે. ને વિરહ નથી એવુંય કેમ કહેવાય ? પેલા યક્ષ જેવો કાન્તાવિરહ ભલે નથી, પણ વતનથી વિખૂટો છું, શૈશવથી દૂર પડી ગયો છું. ભીની માટીની ગંધ સાથે મનની માટી સ્મરણોની ગંધથી તરબતર છે. 'મેઘદૂત'ના શ્લોકે શ્લોકે વાદળ સાથે મન વતનભણી ઊડી રહ્યું છે. સાગનું વન ટપકે છે, ધુસ્કો બે-કાંઠે જાય છે. ભ્રૂવિલાસથી અનભિજ્ઞ એવી કાલિદાસની જનપદવધૂઓમાં મારા વતનની વનકન્યાઓ ભળી જાય છે.

*'તરુરાગ અને નદીસૂક્ત'માંથી*

•

સ્થાનસમર્પિત : ઇન્દુ ગોસ્વામી

# સમાચાર

- લોકસભાની આગામી ચૂંટણી વિશે હજુ સરકારે કોઈ ચોક્કસ નિર્ણય કર્યો નથી.
- જાણીતા લેખક સલમાન રશદી જૂનાં સંસ્મરણોને વાગોળવા મુંબઈ આવી પહોંચ્યા છે.
- ડુંગળીના ભાવ ઉપર અંકુશ રાખવા માટે તેની નિકાસ પર પ્રતિબંધ મૂકવાનો વિચાર સરકાર કરી રહી છે.
- નાસાએ મંગળની એક તસવીર મોકલી આપી છે.
- ભારતમાં આ વખતે ઘઉં અને રાઈનું ઉત્પાદન અત્યાર સુધીના તમામ આંકડાઓ વટાવી જાય તેવી સંભાવના છે.
- સૂર્યપ્રકાશની હાજરીમાં ચામડીને લિપસ્ટીક અને ક્રીમ વડે નુક્સાન થવાની શક્યતા છે.
- અલ્જીરિયામાં ભૂકંપનો આંચકો આવ્યો છે.

ગઝલ / રતિલાલ 'અનિલ'

વાયરો ક્યારેક એવો વાય છે,
ફૂલ ઝૂમે છે, ને ફોરમ ગાય છે !

થાય છે, ઝાકળની વર્ષા થાય છે;
ફૂલ, ચિલમનમાં રહી ડોકાય છે !

આપણું દિલ તો કોઈ પર્વત નથી,
તે છતાં યે કેટલું પડઘાય છે !

રેતના કાંઠાને ભીનો રાખવા,
કેટલાં મોજાં સતત પછડાય છે !

એ જ તો સાચી દિવાળી હોય છે,
દિલના દસ કોઠાએ દીવા થાય છે !

એ હશે દર્શન વળી કેવાં ય કે,
રાતનું કાજળ યે ચમકી જાય છે !

રાત પણ માંડે છે કેવી વારતા !
ભીંતના યે કાન સરવા થાય છે !

ઓસ બિન્દુએ નમેલાં પાંદડાં,
દિ' ઊગ્યા પહેલાં નમાઝી થાય છે !

થાય છે જ્યારે 'અનિલ' ધીમે પસાર,
ને સરુવન શું મધુરું ગાય છે !

ફેબ્રુઆરી, ૨૦૦૪ : ૨




## ગઝલ / રવીન્દ્ર પારેખ

એક પલ્લે મૂક જવું ને બીજે પલ્લે આવવું,
ફટ કહેજે થાય જો સમતોલ તારું ત્રાજવું.

તું ખરેખર જાય તે સાથે જ પાછી આવતી,
આ ન હોવામાંય હોવું શી રીતે સમજાવવું ?

એકલો હું હોઉં ત્યારે તો ન વળ ટોળે મને,
છે ઘણું મુશ્કેલ ખુદની ફરતે આ ભેગા થવું.

કૈંક એવું કર કે મારામાં રહું ના ક્યાં ય હું,
શક્ય છે કે થાય તારે પણ બને મળવું નવું.

આ સ્મરણ દીવો નથી કે ફૂંક મારી હોલવે,
એને હોલવવાનો સાદો અર્થ છે સળગાવવું.

કાંચળી જો હોત તો છોડીને ચાલ્યો જાત હું,
પણ ન હોવું કેમ કરતાં દેહથી ઊતરાવવું ?

ફૂલ બનવાનો મને જો શાપ દેવો હો તો દે,
પણ, એ નક્કી હું કરીશ, ખેરવવું કે મ્હેકાવવું.

હાથથી છત્રીને બદલે ખોલ ચોમાસું હવે,
ક્યારનું ચાલ્યા કરે છે એક લાંબું ઝાંઝવું.

## નહીં માનું ! / નિર્મિશ ઠાકર

અંદર નથી જણાતું તે બ્હાર નહીં માનું
છે ભીંતના અભાવો, ત્યાં દ્વાર નહીં માનું

જે કંઈ સત્ત્વશીલ છે, નશ્વર નથી કદાપિ
ભૂંસી શકાય એને આકાર નહીં માનું

ચોર્યાશી લાખ ફેરાના ડર થકી જનમતો
એને મનુષ્યનો હું અવતાર નહીં માનું

ધરતી જ મારી મા છે, એને જ હું સમર્પિત
ઈશ્વરના આગ્રહોને આધાર નહીં માનું

અન્યોની માન્યતાના એ ત્રાજવે ચડું હું ?
મારી કલા કલા છે, વ્યાપાર નહીં માનું

મારી ફરજ હતી કે એમાં ચીંધી દિશા મેં
સર્જન ભલે વખાણો, આભાર નહીં માનું

મારી મમત કહો છો ? છે એ જ લક્ષ્ય મારું !
છું ન્યાત બ્હારનો હું, વ્યવહાર નહીં માનું

કોશોની બ્હાર હોવું ને તેય શબ્દરૂપે !
'નિર્મિશ' છું, અર્થ જેનો 'હું હાર નહીં માનું' !

## બકરીઓ / હસમુખ કે. રાવલ

દીવા જેવું છે.
ધોળી બકરીઓ ધોળી છે.
ને કાળી બકરીઓ કાળી છે.

તેથી ધોળી બકરી માટે ધોળો વાડો
ને કાળી બકરી માટે કાળો વાડો

પણ બકરીઓ તો બકરીઓ.
બેં... બેં... ભણેલી,
એમ.બી.એ. નહીં...
વાડો હોય કે વગડો
ભેગી ને ભેગી.

ધોળા વાડામાં કાળાં ટપકાં
ને કાળા વાડામાં ધોળાં ટપકાં

વાડામાં જાઉં તો
જબરી ધીંગામસ્તી ચાલે.
કોઈ ભેટે

તો કોઈ ભેટાં મારે
ને કોઈ કોઈ તો રીતસર
એકમેકને પાડે પાડે ને પાડે.
જૂના-નવા ઉઝરડા પર
માખીઓ બણબણે.
બુચબુચ કરી તેડી તેડી
હું માંડ છૂટી પાડું...

ધોળી કહે : હાશ, કેટલાં વર્ષે બધું
ધોળું ધોળું જોયું !
આ જ તો મારું પિયર છે !
– ને સાસરે દોડી જાય.

કાળી કહે : નો ધોળી .?. નોટ ટુ વરી !
લાવો તાશ ને જમાવો જામ...

પણ જામ ખખડે એ પહેલાં તો
કોઈ ધોળીની ડોક પર માથું ઢાળી
ઘસઘસાટ ઊંઘી જાય.

ને ઊંઘરેટું બચ્ચું આંખ ચોળતું
રો-કકળ કરે :
ધોઓઓળી... !
મને જવા દો, પ્લીઝ...
ધોળી મારી મમ્મી છે...
બેં... બેં... કસમ...
: આઘી ખસો, બધીઓ.
લડો, પડો, રમો, મરો કે સડો...
પણ મને છોડો...

– ને ધૂંવાં-પૂંવાં થતો
ફાળિયું વીંટી ચલમ ચૂસતો
હું તો મારે એ ય ને
વગડે છૂટ્યો...

તો
આજુબાજુ
આગળ પાછળ
બેં... બેં... બેં... બેં...
દોડી આવી
ધોળી-કાળી...

ને
કૂદકાતું બચ્ચું કાલું
લટકાં કરતું કાખ ભરાતું...

ચલમ ફેંકતો
હળવા પગલે
વાડે પાછો...

## આંખ / રતિલાલ 'અનિલ'

હમણાં એક આંખ પોતાને જ ખટકે છે. પણ તેને આત્મનિંદા કરવાની ટેવ નથી. કારણ કે એ સંતની આંખ નથી. આંખ કોઈ કોઈ વાર પોતાનો સાદ્યંત સાક્ષાત્કાર કરે છે. આંખ બધું જુએ છે પણ પોતાને જ જોતી નથી. બહુ તટસ્થ છે, અને એની તટસ્થતાનો ભંગ થાય એવું હું અરીસા પાસે જઈને કરતો નથી. એ મને બતાવે છે અને જોવું એટલે જોવું, નક્કી કરેલું નિરખવું એવું નહીં, આમ છતાં આ ઘરે બેઠો ત્યારે તે એકનું એક વારંવાર જુએ છે. એ ઠપકો ન આપે એ માટે ક્યારેક આકાશ સામે જોઉં છું. બહુ વ્યાપક છે આકાશ, પણ હમણાં તો એકરૂપ છે, તો પરિચિત દર્શનમાં કેટલી વિવિધતા છે. આંખ વિશે વિચાર્યું નથી અને આ લખું છું ત્યારેય વિચારું છું એવું લાગતું નથી.

કોઈ વાર લખતાં લખતાં અટકી જાઉં છું. મારા લખેલા શબ્દો છપાય તે પહેલાં એની સામેથી આંખ મીંચી લઉં છું. અટકેલો વિચાર સ્પષ્ટ થાય છે, તે પછી આંખ ખોલું છું ત્યારે તે મને ઠપકો આપતી નથી કે તેં મને થોડી રાહત આપી તે ઠીક થયું એવો સંકેત પણ કરતી નથી. કહે છે કે આંખ માણસને પક્ષપાતી બનાવે છે. અમુક નિરખેલું સૌન્દર્ય બીજું જોઈએ ત્યારેય ઝાંખું ઝાંખું બતાવે છે. આંખ ઘરરખુ સ્ત્રી જેવી છે.

તમને ગમ્યું તે મને ગમ્યું એવો ભાવ વ્યક્ત કરે છે. આંખ તાણીતાણીને ક્યારેક નજીકને દૂર દૂર જતું જોયું છે. એમાં છબિની લઘુતાનું સૌન્દર્ય પણ કારણભૂત હોય. કોઈ સારું વર્ણન કોઈએ વખાણ્યું છે ત્યારે તેં બરાબર આંખ

ચલાવી છે એવું કહેવાને બદલે બરાબર કલમ ચલાવી છે તે એણે નજરોનજર જોયું છે. નજર ફેરવી લીધી નથી. આંખ ક્યારેક ફિલસૂફ જેવી લાગે છે.

મને ગમે છે તે આંખને ગમતું હોવાનો પ્રત્યક્ષ પરિચય આપ્યો છે ત્યારેય એવા આરોપ સામે એણે પોતાને પૂર્ણપણે વિસ્તારી નથી. કોઈની આંખમાં પોતાને પ્રતિબિમ્બિત થતી જોવાનો ઉમળકો એણે બતાવ્યો નથી એથી એ નિરસ છે એવું ન કહેવાય. માણસમાં આત્મરતિ છે. આંખમાં નહીં. આ અક્ષરો તો દૃશ્યમાન છે, એના એકના એક અક્ષરો જોઈને કંટાળી જતી નથી. કંટાળી હોત તો મારું શું થાત શબ્દોનો અર્થ તો મારા મનમાં હોય છે. તે આવું અડધુંપડધું ચલાવી લે છે. કૃતિ આકૃતિ એ તો માણસના નિર્ણયો કે આરોપણો હોય છે. આ માણસ કોણ જાણે પોતાને શું ય સમજી બેઠો છે ! જેને તેને નામ, અર્થ આપી બેસે છે અને વળી વીસરી યે જાય છે. માણસ દિવસે જાગે અને રાતે ઊંઘે એ જ બતાવે છે આંખમાં રાખેલું આંખની બહાર પણ રાખવા જેવું છે ! માણસ પોતે રાતે આરામ કરે છે, મીંચેલી આંખ જ તેને એ આરામ આપે છે છતાં તે જાગૃતિ અને જ્ઞાનની સુ-રક્ષિતતાની વાત કરે ત્યારે આંખ હસતી નથી. કહે છે કે એ કાબૂ તો માણસે સ્નાયુ પર રાખેલો કાબૂ હોય છે.

ઘણો બધો બોધ તો પરોક્ષ છે. ઈશ્વર અને વૈકુંઠ નામો જ છે પણ જાણે જોયા હોય એવા વર્ણનને રવાડે ચઢ્યું ત્યારે આંખ એનો વિક્ષેપ કરતી નથી. અલ્યા, મેં નથી જોયા તો તેં ક્યાંથી જોયા ? આંખને લડવાની ટેવ નથી, અને મેંયે પોતે થઈને એને ક્યાંય લડાવી નથી. જીવ ઠર્યો ત્યારે લીલપથી આંખ ઠરી એવું કહ્યું ત્યારે એ તણાઈ નથી. આંખ બહુ તટસ્થ છે. મોગલ કે ખાસ તો રાજસ્થાન શૈલીનાં ચિત્રોમાં સ્ત્રીઓની મોટી આંખો એણે જોઈ ત્યારે એણે પોતે છે તે જ રહેવાનું રાખ્યું, નહિતર હું ગુજરાતી અને વળી પુરુષ હોવા છતાં મારા વિશે ખાસ્સો ભ્રમ ફેલાવે. એ લીંબુની તો શું, કશાનીય ફાડ જેવી નથી. વિશેષ હોવાનો એને ફાંકો નથી. નજીક જોયા કર્યુ છે ત્યારે 'અલ્યા, તારે તો દૂરદૃષ્ટા થવાનું છે ' એવો ટોણોય માર્યો નથી. નલિનાક્ષી ને મયૂરાક્ષી આંખો વિશે એણે પોતે જ ચોપડીમાં વાંચ્યું ત્યારેય એણે પોતાને ઠપકો આપ્યો નથી કે છીએ તે જ ઠીક એવો સંતોષ પણ વ્યક્ત કર્યો નથી.

કરે છે ત્યારે માણસ પક્ષપાત કરે છે. આંખો તો તટસ્થ હોય છે. જ્ઞાન દ્વારા જોઉં છું એવો સંકેત કર્યો ત્યારે જો, જોયા કર..'

આંખ દ્વારા જ્ઞાત થયા વિના જ્ઞાતની શરૂઆત ખરી - એવો પ્રશ્ન એણે કર્યો નથી. જ્ઞાન-ચક્ષુનો મહિમા એને કથ્યો નથી. આ શબ્દલિપિ એ પરોક્ષ જ્ઞાનનું માધ્યમ છે, એ પરોક્ષતામાં પ્રત્યક્ષતા- સાક્ષાત્કાર કેટલો એવો પ્રશ્ન કરી એણે રાતે મને જગાડ્યો નથી. વાસ્તવમાં આંખ તો અંગ છે. છતાં આંખ જ 'પૂર્ણ હું' હોઉં એવું મેં ઘણી વાર અનુભવ્યું છે. પણ મીંયોં રહીને મનમાં જ રાખ્યું - જ્ઞાન શું લુચ્ચું ન હોઈ શકે ? કોઈ વાર તો પ્રશ્ન થાય છે : મને યાદ રાખવાની હોય છે કે આંખને કોઈ વાર સ્મૃતિ દ્વારા ગત છબિ સાકાર કરું છું ત્યારે માત્ર એ મનની શક્તિ છે એવું લાગતું નથી, તે એવી હોય તોયે પ્રથમાધાર તો આંખ જ હોય છે એટલું સ્વીકારવાની પ્રામાણિકતા રાખવી જોઈએ. આંખ હસી છે, આંખ રડી છે, કારણ કે એક માણસની આંખ છે. મારી પ્રસન્નતા અને શોકમાં એ એકાકાર થઈ છે. 'અંગભૂત' શબ્દ અહીં અસ્થાને છે.

મારે તો પોતાને જ અત્યારે કથતી મારી આંખને સાચવવાની છે. લાઈટ ઓફ થાય છે, અંધારું ખાસ્સું લંબાય છે ત્યારે હું વ્યાકુળ થઈ જાઉં છું. આમ તો રાત્રે લાઈટ બંધ કરીને હું પોતે જ આંખ મીંચી દઉં છું ! પ્રકાશ મારો હક્ક છે એવા મિજાજમાં એ ભૂલી જાઉં છું કે હું આંખ દ્વારા જોતો નથી, પ્રકાશમાં આંખ જુએ છે ! હરિનાં લોચનિયાં નથી તેમ બુદ્ધનાં ચક્ષુ નથી, પણ તે જે છે તે છે. મેં મૂરખે બુદ્ધ જેવી શોધ અને તપશ્ચર્યા ન કરીને મારી જ નહીં, આંખની શક્યતા પણ ખોઈ. મેં નહીં, પ્રૂફના નિરસ કાગળોએ આંખોને બહુ ત્રાસ આપ્યો છે. કોઈ મોટો સુધારક ન થઈ શક્યો તે પ્રૂફસુધારક થયો એનો દંડ, ત્રાસ તો આંખે ભોગવ્યો.

મારામાં સરસાઈ, પ્રામાણિકતા હોય તો મારે કહેવું જોઈએ હું જે કંઈ છું તે આંખને કારણે, આંખ દ્વારા પણ નહીં. આંખની આડત નહીં, સંડોવણી હોય છે, ટોટલ સંડોવણી, ત્યારે આ શ્રીમાન શ્રીહીન હોય છે.

## શિયાળાની સવાર / અલગારી

શિયાળાની સવાર, જાગ્રત છતાં ધુમ્મસ જેવી, ઉન્નિદ્ર ઊંઘ. દૂરથી નજીક આવતાં ઘોડાનાં દાબલાં લયબદ્ધ આંતરાની જેમ સંભળાય છે : ટપ્...ટપ્.....ટપ્.... પછી નથી સંભળાતા એક ખોંખારો સંભળાય છે, પછી ટન્‌ન્‌ન્ શ્રવણમધુર ઘોડાગાડીનો બેલ ત્રણેક વાર વાગ્યો, 'ચાલો ટાઈમ હો ગયા !' શબ્દો સંભળાય છે. એ સવારીના ચાચાનો સાદ હતો. સવારની ટ્રેનમાં જનારે વરદી આપી હતી તે ઘોડા ગાડી આવી હતી. થોડોક આચરકૂચર અવાજ....લાગે કે પોટલાં ઘોડાગાડીમાં ગોઠવાઈ ગયાં હશે. એક પુરુષ અવાજ અને 'ચાલો.' લગામ ખેંચાઈ હશે એટલે ઘોડાના ખોંખારા અને પછી દાબલાના ધીમા સાદ, એ ગતિ પકડે છે અને અવાજ દૂર દૂર જઈને અદૃશ્ય થઈ ગયો.

'તેરે કદમ જહાં પડે....' એ સૂર આરતના લયમાં રેલાયા કરતો હતો એ સિવાયના પાછોતરા શબ્દો પણ રેલાયા કરતા હતા પણ 'તેરે કદમ જહાં પડે.....' એ શબ્દો લયમાં ફરી ફરી મનમાં જાણે ઘૂંટાયા કરતા હતા. નબળા પાંગળા પડેલા પગ સામે જોઉં છું અને હસવું આવી જાય છે..... ગઈ કાલે જ તો લખ્યું હતું :

ડગમગ પગલે ચઢો અગાસી,
થઈ ઓરડી સાવ જ વાસી.

એ જ વાસી ઓરડામાં બેઠો છું અને ભૂતકાળની એક શિયાળુ સવારના ઘોડાના દાબલાના ટપ્...ટપ્.... સાદ સંભળાવા લાગ્યા. સ્મૃતિ આકાશ

છે કે કેમ, તે હું જાણતો નથી. પણ કહે છે કે પ્રત્યેક બોલાયેલો શબ્દ સાદ, અવાજ આકાશમાં સંઘરાયેલો રહે છે. મન એટલું તો વિશાળ નથી, તે પોતાના માપનું સ્મૃતિ કહીએ એવું સંઘરી રાખે છે.

પગલો......'પગલો' કહેવાતો હતો અને શિયાળુ પ્રભાતે ટહેલિયાના 'ડગલાં' ડગલો થાય છે. એ શબ્દો સંભળાતા ત્યારે તો રન્નાદેએ આપી હોય કે ન આપી હોય એવી પગલી ધૂળમાં ચાલતો ત્યારે પડતી કે નાવણિયામાંથી, 'અંબેઝંબે' કરી ઓકળિયાળી જમીન પર ભીને વાન દોડી આવતો ત્યારે ભીની પગલી પડતી.. રન્નાદે પાસે મંગાય છે એવી પગલી..... પગલાં તો પગના પંજા મોટા થયા ત્યારે પડ્યાં હશે અને ઊંબર સુધી ગયા પછી કંઈ યાદ આવ્યે પાછો વળ્યો ત્યારે એ જ પંજાએ પોતાનાં પગલાં ભૂંસ્યાં હશે !! ઓહ, ચંપલ જેવું પગરખું તો કેવી મોટી ઉંમરે આવ્યું ! તે પહેલાં બસ પગલાં જ પગલાં સીધાં પગલાં, આડાં પગલાં, આગળ પગલાં પાછળ પગલાં...... છાપ વગરનાં અદૃષ્ટ પગલાં..... ધૂળિયા મારગે ચાલવા અને દોડવાના દિવસો હતા ત્યારે પગલાં નહીં તો પગલી હતી જ.... તાપીનાં ભીના કિનારે જ એની છાપ બરાબર જોઈ હતી, પવન ભીની ભોંયમાં પગલાં ઊશેટી, ભૂંસી શકતો નથી. પવનને ધૂળમાં પડેલાં પગલાંને ધૂળ જ ઉરાડીને ભૂંસવામાં મઝા આવતી લાગે છે.

તેરે કદમ જહાં પડે.... હા, શેરીમાં દોડતાં દોડતાં પડેલાં ત્યાં પગલાં સાથે એક હાથની છાપ પણ પડેલી પણ એમાં ભાગ્ય વાંચવા જેટલા હોશ, હોંશ નહોતાં - પોતીકાં જ દૂર થઈ જાય એમ પગ જેવા પગ જ રહ્યા નથી, પગરવ પણ રહ્યો નથી. 'દબાતાં પગલાં'માં કેવો આછો રોમાંચ અને રહસ્ય રહેલાં છે. પણ, હવે પોતાનાં દબાતાં પગલાંમાં કમ્પ જ રહી ગયો છે...

નાનપણમાં શેરીમાં દોડતાં દોડતાં પડી ગયેલો ત્યારે 'સજદો' - પ્રણામ કરેલા - દંડવત્ પ્રણામ ! પણ, એવા સજદા વારંવાર કરવાનો ઉમળકો નહીં તો છતાં કોઈ કોઈ વાર પોતાના જ પગલાંને સજદો કરેલો, દંડવત પ્રણામ કરેલા ? ના , કવિતાની જેમ એ 'થઈ ગયેલા !'

-પગલાં પડે છે અને રસ્તો ચાલવા માંડે, આગળ વધે ! ભારે કૌતુક ! પાછા ફરીએ ત્યારે રસ્તો રહે તોયે સમેટાય, તે સાથે આપણાં પગલાં પણ !

ચાલતાં ચાલતાં ક્યારેક, ઊભા રહીને પાછળ જોયું છે અને કશી જ છાપ ન જોતાં મારાં જ પગલાં ઉશેટીને હું ચાલ્યો એવું યે લાગ્યું છે, શેરીનો કૂતરો કોણ જાણે દિવસમાં કેટલીય વાર માણસની આંખને ન દેખાય એવાં પગલાં સૂંઘ્યાં કરે છે, ક્યાંક ક્યાંક જઈ આવ્યા પછી ગમન, આગમન વિશે વિચારતો હોઈશ ત્યારે ભાગ્યે જ પગલાં સૂંઘતો શેરીનો કૂતરો સાંભરે છે.... શ્વાન અને માણસ વચ્ચે ભેદરેખા હોય વળી. પોતાનાં પગલાંને સૂંઘવાની ટેવ કદાચ, બીજાં પ્રાણીઓમાં નહીં હોય !

'તેરે કદમ જહાં પડે.....' પવન નહીં હોય તો કોઈએ અવશ્ય સાવરણી હાથમાં લીધી હશે ! એને કલ્પના નહીં હોય કે પગલાં પાડનારો પોતે જ બધી પદચાપ અને પગછાપ સમેટીને આડો થઈ જવાનો છે ! અને આમેય થાકેલા પગ સામે ક્યારેક ક્યારેક જોયું છે, પણ કેવાં પગલાંએ એમને થકવ્યા છે એનો વિચાર જ આવ્યો નહીં : અને છતાં કહેવાય છે : 'માણસ, વિચાર કરનારું પ્રાણી છે !'

પગ છેવટ સુધી પગ રહ્યા, પગદંડી બન્યા જ નહીં. ક્યાંય આપણો પગદંડો નહીં તો પગલાંની છાપ ક્યાંથી હોય ? અને હવે પગ રોકાયા છે અને કાશી દૂર, દૂર..... છે ત્યાં જ રહી છે. પગ, ચરણ બન્યા જ નહીં. 'દિલ્હી હનોજ દૂર અસ્ત' ક્યાં ? અહીં તો 'કાશી હનો જ દૂર અસ્ત ! .

પગ ઊપડ્યા ત્યારે બસ ઊપડ્યા, ન પગ સામે જોયું, ન પંથ સામે જોયું. પાછા ફરી પોતાનાં જ પગલાં ભૂંસવાનું યે કેટલી વાર બન્યું !

હવે તો બાળકો પણ પગરખાંની છાપ માટે ચાલે છે ! હવે તો માણસ નાનપણથી જ સાહસિક થતો જાય છે. હું નહીં, મારું હોય તેની છાપ હોય એવો આશય પણ ક્યાં સચવાય છે ? સૌને બહુ જાણીતા એક સરખા પગરખાં પહેરીને ચાલવાનું ગમે છે !

અરીસો કોઈ મુદ્રા સાચવતો નથી તો ડામરિયો માર્ગ શા માટે પગરખાં કે પગલાંની છાપ સાચવે ?

પગરખાંની છાપ ભૂંસવા માટે તો રસ્તા પર હવે પૈંડા ફરતાં હશે !

એક વાર ઉંબર પાસે કંકુપગલાં કંકુખરતી નજરે દીઠેલા ખરાં પણ તે પોતાનાં નહીં, કદાચ, 'પોતીકાં'નાં..... તેયે બીજા દિવસે અલોપ ! પગલાંની

છાપ વિશે વીમા કંપનીની પોલિસી જેવું માનવા જેવું નથી. જીવનના એ ચોરપગલાં ગયાં. બીજાઓને જે કહેવું હોય તે કહે, અમારેય ચોરપગલાં હતાં તે સમય જ ચોરી ગયો ! કંકુપગલાંને ચોરપગલાં સાથે સંબંધ હોવાની લોકવાયકા સાંભળી છે ખરી !

એ ધૃષ્ટતા અને હેંકડાઈના દિવસો જ હોવા જોઈએ, નહિતર, આવું લખાય ? વળી ગવાય પણ ખરું ? -

પગલાં પૂજાય એવું જીવન હોવું જોઈએ,
સમજાય છે કે, કેવું જીવન હોવું જોઈએ ?

સુ.જો. નથી એટલે માસ્તરે કવિ કે કવિએ માસ્તર ન થવું જોઈએ - એવું હવે કોણ કહે ?

બાળક રહેવામાં જ મઝા છે.ગાંડાઘેલા કાઢવામાં જીવન એયને, મઝામાં હાલ્યું જાય ! પગલાં પાડ્યા વિના જ હાલ્યું જાય એની મઝા ઓર ! ‘હમકો રૂલા, રૂલા દિયા, જાતી હૂઈ બહારનેં’ ગાવું હોય તે ગાય, અમને તો હાળી કેવી હાલી જાય છે એ જોવામાં ગમ્મત પડે છે.

ભીના કિનારે ચાલે તો પગલાં પડે છે, ફરી આવેલાં મોજાં એ ધોઈ નાખે છે તો છોળ સીધા આંટા મારે છે તો માણસ ભીના કિનારે આડા આંટા મારે ! અરીસો કોઈની મુદ્રા સાચવતો નથી અને મોજાં ભીના કિનારે પડેલાં પગલાંને ધોયા કરે છે. જીવીએ ત્યાં સુધી તો આ રમતમાં મઝા પડે !

અને જુઓ તો ખરા, અહીં ઉઘાડપગાનાં પગલાંની છાપ નથી, પણ બે ત્રણ દસ્તાવેજ પર અંગૂઠાની છાપ છે ! સમય આ રીતે માણસને તેનો પોતાનો અંગૂઠો બતાવે એ તો હસવાની વેળા !

## વીઝીટીંગ કાર્ડ / હરબન્સ પટેલ

પટાવાળાએ આવીને પરિમલના હાથમાં વીઝીટીંગ કાર્ડ મૂક્યું. એણે કાર્ડ સામે જોયું. લખ્યું હતું : અલોકપુરી શિરોપુરી ગોસ્વામી એને થયું. કંઈક ભૂલ છે. ફરી વાંચ્યું : અલોકપુરી શિરોપુરી ગોસ્વામી. 'અલોકપુરી' તો જાણે સમજ્યા, પણ 'શિરોપુરી ' ? આવું નામ હોય ? એણે ત્રીજી વાર ખાત્રી કરી, ચોખ્ખું લખ્યું હતું : અલોકપુરી શિરોપુરી ગોસ્વામી. એના ચહેરા પર સ્મિત ચમકી ગયું. એને થયું : 'શિરોપુરી'? ખરું નામ કહેવાય : પછી પટાવાળા સામે જોઈ આગન્તુકને અંદર મોકલવાનો ઈશારો કર્યો.

આગન્તુકે ઓફિસમાં પ્રવેશ કર્યો. પીસ્તાલીસેક વરસનો, બેઠી દડીનો, ગળુંગર્દન એક, શ્યામવર્ણ, ટાલિયો માણસ હતો. એની સામું જોઈ સ્હેજ તોફાની સ્વરમાં કહ્યું : 'પ્લીઝ હેવ અ સીટ, મિ. શિરોપુરી.'

આગન્તુક ચમક્યો અને પછી એણે ચીંધેલી ખુરશી પર બેઠો એટલે એણે પૂછ્યું : 'વોટ કેન આઇ ડુ ફોર યુ મિ. શિરોપુરી ?' અને તોફાની સ્મિત કર્યું. એને 'શિરોપુરી' બોલવામાં મઝા પડતી હતી, પણ આગન્તુક ફરી ચમક્યો અને સ્હેજ થોથવાઈને બોલ્યો, : સર, આપની કંઈક ભૂલ થાય છે. મારું નામ શિરોપુરી નહિ, પણ 'અલોકપુરી' છે.

ફરી વિઝીટીંગ કાર્ડ ભણી જોઈ એણે કહ્યું, : 'ઓ યસ યસ યુ આર મિ.અલોકપુરી એન્ડ યોર ફાધર ઇઝ સિરોપુરી નો ?

આગન્તુકે સ્હેજ અકળાઈને અંગ્રેજીમાં જવા આપ્યો : 'નો સર, માય ફાધર ઇઝ શિવપુરી આઇ એમ અલોકપુરી શિવપુરી ગોસ્વામી.

એણે ફરી ધ્યાનથી વિઝીટીંગ કાર્ડ ભણી જોયું, ચોખ્ખું વંચાતું હતું : 'અલોકપુરી શિરોપુરી ગોસ્વામી.'

વાતને વાળતાં એણે કહ્યું : 'આઈ અન્ડરસ્ટેન્ડ મિ. અલોક, ઇટસ એ પ્રીન્ટીંગ મીસ્ટેક. યુ શુડ હેવ કરેકટેડ ઇટ ઓર યુ શુડ હેવ ન્યૂ વીઝીટીંગ કાર્ડ.'

આ વખતે અલોકપુરીએ ખરેખર મુંઝાઈને કહ્યું : 'નો સર, ધેટ ઇઝ નો પ્રીન્ટીંગ મિસ્ટેક. ઇટ ઇઝ પ્રિન્ટેડ એઝ અલોકપુરી શિરપુરી ગોસ્વામી.'

હવે ચમકવાનો વારો પરિમલનો હતો. ફરી એણે ધ્યાનપૂર્વક વાંચ્યું. સ્પષ્ટ વંચાતું હતું :'અલોકપુરી શિરોપુરી ગોસ્વામી.'

પરિમલે બેલ માર્યો. પટાવાળો આવ્યો એટલે એને મિ.મહેતાને બોલાવવા કહ્યું. બે મિનિટમાં સિનિયર એકઝીક્યુટીવ મિ. મહેતા આવી પહોંચ્યા. મિ. મહેતાના હાથમાં કાર્ડ મૂકી પરિમલે કહ્યું. : 'મિ.મહેતા, આ વાંચો.'

મિ. મહેતાએ આગન્તુક ભણી નજર કરતાં કરતાં કાર્ડમાંનું લખાણ વંચાયું.'અલોકપુરી શિરોપુરી ગોસ્વામી.' આસ્ટિસ્ટંટ ડાયરેકટર, આશી ઇન્ડસ્ટ્રીઝ, આશી.

હવે અલોકપુરી મુસ્કુરાતો હતો.

પરિમલે ફરી વિઝીટીંગ કાર્ડ પોતાના હાથમાં લીધું ધ્યાનથી એક એક અક્ષર વાંચ્યો. સ્પષ્ટ વંચાતું હતું : અલોકપુરી  શિરોપુરી ગોસ્વામી. હજુ ગઈ કાલે જ એણે ચશ્માના નંબર ચેક કરાવ્યા હતા. ગોટાળો થવાનો કોઈ સંભવ ન્હોતો. એ મૂંઝાયો. પછી બાજી સમાલી લેવાના ઈરાદે મોટેથી હસી પડ્યો હો.....હો.....હો. અને બોલ્યો : ઇઝ ઇટ સો ? વ્હેન બોથ ઓફ યુ આર સેઈંગ ધેટ ઇટ ઇઝ શિવપુરી એન્ડ નોટ શિરોપુરી, ઇટ શુડ બી લાઈક ધેટ ઓકે....ઓકે,ઇટસ ઓલ રાઇટ મિ. અલોકપુરી શિવપુરી, વોટ કેન આઇ ડુ ફોર યુ ? ને પછી મિ. મહેતાને આંગળી વડે ઈશારો કરી જવા કહ્યું ને પછી વાતાવરણ હળવું કરવાના ઈરાદે ફરી સ્હેજ મોટેથી હસતાં હસતાં અલોકપુરી સાથે હાથ મિલાવવા પોતાનો હાથ આગળ ધર્યો. અલોકપુરીએ મોં બગાડી કચવાતા મને હસ્તધૂનન તો કર્યું. પણ બોલ્યા વિના ના રહી શક્યો કે :'સર, યુ શુડ નોટ ડીસ્ટોર્ટ માય ફાધર્સ નેઈમ્. ઇટ વોઝ નોટ ઇન અ ગુડ ટેસ્ટ.'

. . .

પરિમલે નિખાલસ ભાવે 'સોરી' કહ્યું ને ઉમેર્યું.' આઇ ડીડનોટ મીન ઇટ બટ આઇ એમ અગેઇન સોરી મિ.અલોકપુરી, આફટર ઓલ,, વોટ ઇજ ધેટ ઇન અ નેઇમ ? ફરગેટ ઇટ એન્ડ લેટ અસ હેવ અ ટોક.'

પછી પટાવાળાને બોલાવી ઠંડું મંગાવ્યું. જો કે એ પછી વાત બહુ જામી નહીં અને અલોકપુરી પોતાની પ્રોડક્ટનાં કાગળિયાં મૂકી, ટૂંકમાં વાત પતાવી નીકળી ગયો.

.એના ગયા પછી પરિમલે ટેબલ પર બાજુમાં મૂકેલ વિઝીટીંગ કાર્ડ ફરી હાથમાં લઈ ઝીણવટપૂર્વક વાંચવા માંડ્યું : સ્પષ્ટ લખ્યું હતું : અલોકપુરી શિરોપુરી ગોસ્વામી.

એણે ચશ્મા ઉતારી આંખો ચોળી. ફરી ચશ્મા ચડાવી વાંચ્યું ફરી એ જ વંચાતું હતું.

ફરી મિ. મહેતાને તો બોલાવ્યા જ પણ કુલકર્ણી, રસ્તોગી અને આપ્ટેનેય ઓફિસમાં બોલાવ્યા. ત્રણે પાસે વારાફરતી વંચાવ્યું. ત્રણે યે વાંચ્યું : અલોકપુરી શિરોપુરી ગોસ્વામી મિ.મહેતાએ કહ્યું : યસ સર, ઇટ ઇઝ અલોકપુરી શિરોપુરી ગોસ્વામી વેરી કલિયર !'

એ આખો દિવસ પરિમલ ઓફિસમાં કાંઈ કામ કરી શક્યો નહિ. કશામાં એનું ચિત્ત ચોટ્યું નહિ. વારે વારે પેલું વિઝીટીંગ કાર્ડ ગજવામાંથી કાઢ્યું ને વાંચ્યું. દર વખતે સ્પષ્ટ વંચાયું : અલોકપુરી શિરોપુરી ગોસ્વામી .

સાંજે ઘેર જઈ પત્ની પાસે વંચાવ્યું. પત્નીએ વાંચ્યું : અલોકપુરી શિવપુરી ગોસ્વામી.

એ તાજુબ થઈને પત્નીના મોં સામે જોઈ રહ્યો. પછી રાત્રે ડાઇનિંગ ટેબલ પર જમવા બેઠો તો પત્ની એને શિરો પીરસતાં પીરસતાં કહી રહી હતી : 'આજે શિરો - પુરી સાદું જ બનાવ્યું છે, ને બટાકાની સૂકી ભાજી ચાલશે ને ?'

## મેળવણ / ભગીરથ બ્રહ્મભટ્ટ

દૂધમાં મેળવણનું એક ટીપું નાખવાથી થોડા સમય પછી દૂધના સમગ્ર સ્વરૂપમાં ફેરફાર થઈ જાય છે. મેળવણ પડ્યા પછીનું દૂધ પોતાનું નામ ગુમાવી બેસે છે. એના ગુણધર્મોને પછી ક્યાંથી સાચવી શકે ? સમગ્ર સાત્ત્વિકતા પર એક બિંદુનો પ્રભાવ પથરાઈ જાય છે. અને એની રગેરગમાં નવતર આવેગો દોડવા લાગે છે. પછી એ દૂધને આપણે દહીં નામે ઓળખીએ છીએ. પ્રકારાન્તરે એ દૂધનો બીજો તબક્કો ભલે રહ્યો પણ એની મૂળ સ્થિતિમાંથી સ્વરૂપાંતર કરાવવાનું કામ મેળવણનું છે. મેળવણની ઘટનાથી ઉઘાડી રીતે એમ જ લાગે કે કશુંક બગડે છે. પણ હકીકતમાં એ સ્વરૂપફેર થતો હોય છે. દૂધ બગડે છે ત્યારે દહીં બને છે એમ નહીં પણ દૂધ મેળવણને કારણે દૂધ રહી શકતું નથી. પરિણામે એને દહીં કહેવામાં આવે છે. એ દહીં વલોવતા એમાંથી માખણ જે તવાવાતા એમાંથી 'ઘી' – એ જ 'ઘી'માંથી કેટલીક વાનગીઓ – આમ દૂધનાં સ્વરૂપો બદલવાનો પારો યશ મેળવણને ફાળે જાય છે.

પાનનો બંધાણી એક જ પાનવાળાને ત્યાં પાન ખાવાની અપેક્ષા કેમ રાખતો હોય છે ? મેળવણ એ મોટી ઘટના છે. આકાશમાં મેઘધનુષ્યમાં સાતરંગની મેળવણી સમાજની નક્કર હકીકતોમાં સર્જક કલ્પનાના થોડાક રંગરાગોની મેળવણીથી જ પ્રશિષ્ટ કલાકૃતિ અવતારી શકે છે. સ્ત્રીના સમગ્ર સ્ત્રીત્વ પર પુરુષના પૌરુષત્વનું મેળવણ નવસર્જનની કક્ષાએ પહોંચાડે છે. સમગ્ર સજીવ સૃષ્ટિ મેળવણીની પ્રક્રિયાને આધારે જ સર્જનની કેડી પર

સલામત છે. માત્ર તુવેરની દાળને ઉકાળવાથી પાણીમાં એ સંમિશ્રણ પામેલા દાળના સ્વરૂપમાં જ સ્વાદ સચવાયો નથી પરંતુ એના જુદા જુદા પ્રકારના મસાલાઓનું મેળવણ એને સ્વાદિષ્ટ બનાવી મૂકે છે. રસોઈની આખી શાખાના મૂળમાં જ મેળવણીનો મહિમા છે. ઉત્તમ પ્રકારની 'ચા' જે હોટલમાં બનતી હોય તે જ હોટલના માલિકને પૂછી તે જ ચા-ખાંડ ઘરે ઉપયોગ કરવા છતાંય એટલા જ ટેસ્ટવાળી 'ચા' આપણે બનાવી શકતા નથી. એનો અર્થ એ થયો કે એ આખીય ઘટનામાં પદાર્થો કરતાં પદાર્થની મેળવણીનું મહત્ત્વ વધારે છે.

પ્રત્યેક કલાકાર પાસે મેળવણીની અદ્ભુત શક્તિ ન હોય તો તે ઊંચી કોટિએ પહોંચી ન શકે. સંગીત હોય કે ચિત્ર હોય કે શિલ્પ કલાકાર પોતાની આગવી દૃષ્ટિથી કશુંક મૌલિક ઉમેરણ કરે છે. પરિણામે એનું સર્જન વધારે Appealing અસરકારકતા પામે છે.

પાણીને, રસાયણ વિજ્ઞાને, હાઈડ્રોજન અને ઑક્સિજનનું મિશ્રણ સાબિત કર્યું ત્યારે પણ ઈશ્વર મેળવણીની ક્રિયાના કસબી હોય એવું નથી લાગતું ?

માણસની પ્રકૃતિમાં દુરીતત્વનું સામ્રાજ્ય હોય ત્યારે કોઈ સાહિત્ય કલાની પ્રતિશ્રુતિનાં અંશો સંભળાવવામાં આવે છે. એના દ્વારા એના સ્વરૂપમાં ફેરફાર થાય છે. ઘણીમોટી ઈમારતના બંધારણમાં પણ સિમેન્ટ રેતી, કોંક્રિટનું સરખા પ્રમાણમાં સંમિશ્રણ કરવામાં આવતું હોય છે. જેવું ઈમારતોનું એવું માણસનું !

ખૂબ કિંમતી એવા સોનાના દાગીનાના કલાત્મક અંશો તૈયાર કરવામાં પણ સોની બીજી ધાતુનું મેળવણ અવશ્ય કરતો હોય છે. પરિણામે વિવિધ પ્રકારના ઘાટ આપણને પ્રાપ્ત થતા હોય છે. એક પ્રકારનું ઊંચી કોટિનું મેળવણ ગણાવી શકાય. એના સિવાય બીજું શું કહેવું ?

ગણિતના આખા શાસ્ત્રની વાત કરીએ, જ્ઞાનગંગોત્રીની તમામ વિદ્યાશાખાઓની વાત લઈએ તો મૂળમાં તો છે શૂન્ય. કશાકના ઉમેરણથી, મેળવણથી એ અલગ અલગ વિદ્યાશાખાઓ વિશાખાઓની જેમ અસ્તિત્વમાં આવી હશે. અને મેળવણનો સિદ્ધાંત જ એનો હજુય અભ્યાસ આગળને

આગળ ગતિ કરી રહ્યો હોય એમ અવશ્ય કહી શકાય.

વિવેકપૂર્વકનું મેળવણનું ગણિત વિકાસની તરફ, પરિપક્વતાની તરફ, પુષ્ટિની તરફ પ્રયાણ કરે છે. એમાં થયેલી ચૂક ક્યારેક દુઃપરિણામોની ઝાંખી કરાવે છે. અનિષ્ટ સર્જે તો વાત જુદી છે એમ વ્યવહારની દૃષ્ટિએ આપણે કહેતા હોઈએ છીએ, આમ મેળવણના સિદ્ધાંત ઉપર જ સૃષ્ટિનું સર્જન શક્ય બન્યું છે એમ કહેવામાં કાંઈ જ ખોટું નથી.

ફેબ્રુઆરી, ૨૦૦૪ : ૨૦ - કંકાવટી

## ૬૨ / રમણીક અગ્રાવત

શ્રી કૃષ્ણ બલદેવ વૈદ્યની એક વાર્તાનો મુક્ત અનુવાદ, ફંટાયેલા અંત સાથે.

મારી શંકા સાચી નીકળી. એ માણસ ત્યાં હતો. બારીમાંથી જરાક પડદો ખસેડી મેં જોયું તો એ ત્યાં હતો જ. તાકી તાકીને જોઈ રહ્યો હતો. અમસ્તા રસ્તે જનાર સહેજ થાક ખાવા ધીમું પડે, ઊભું રહે અને આસપાસ જુએ તેમ નહીં. કશાક ખાસ ઈરાદાપૂર્વક આ માણસ તાકતો ઊભો જ હોય છે. આ માણસનું કંઈક કરવું પડશે. આ ન ચાલે. સહન જ ન થાય. આમ બેશરમીથી તાક્યા કરવું તેનો કંઈ અર્થ ખરો ? અને વારે વારે મારા ઘર આગળ જ આવીને ઊભું રહેવું પડે ? આ તો અસહ્ય. આનું કંઈ કરવું પડશે. હું એને બારીમાંથી જોતો હતો ત્યારે એ માણસ પણ સહેજ વિચલિત થયેલો લાગ્યો. ઘડીક આમતેમ જોઈ, વળી તાકી તાકીને મારા ઘર તરપ જોવા લાગ્યો.

આ દુઃખ સાવ રમતવાતમાં ઊભાં થઈ જાય. સરસ મજાનો દિવસ પસાર કરીને વહી જતી સાંજને ઉજવતો હું ચાલવા નીકળી પડ્યો હોત. પણ આ માંણસે મને રોકી દીધો. તાકી તાકીને મારા ઘરને જોતાં આ માણસને ખબર હશે કે એ મને કેટલી પીડા આપી રહ્યો છે ? આ તે કેવી બેશરમી ? બિલકુલ જડસુ. થાય છે કે એકદમ એને બોચીમાંથી ઝાલી ઢસડતો મૂકી આવું છેક સોસાયટીની બહાર. એને કંઈ પણ ચોખવટ કરવાનો મોકો આપ્યા વિના તગેડી આવું ક્યાંય સુધી.

પરંતુ આવી માથાકૂટમાં પડવું એ કરતાં સાવ સીધીસટ વાત એ હતી

કે એ માણસને પડતો મૂકીને મારે મારા રોજને રસ્તે ચાલવા નીકળી પડવું. ચાલવાની કેવી મજા હોય છે. ચાલતાં ચાલતાં તમે પોતાની સાવ નજીક પહોંચી શકો. જાત સાથે કંઈ વાત કરવાની બાકી રહી ગઈ હોય તો તેને માટે પૂરતી મોકળાશ મળી જાય. આમનેસામને મૂકાઈ જાવ પોતાની. વાંકાચૂકા વિચારોને સમેસુતર કરી લેવાનો સરળ અવસર.

મારી સાથે મારો કૂતરો ન હોત તો હું ખરેખર એમ જ ચાલતો નીકળી પડ્યો હોત, મારા રોજિંદા રસ્તાઓમાંથી કોઈ પણ એક ઉપર. મારી પોતાની બાંધેલી ચાલમાં. એ માણસને કંઈ કેમછો-બેમછો કહ્યા વગર, એને જોયો ન જોયો કરીને. એમે ય માણસોમાં એકબીજા સાથે આંખ મેળવવાનું હવે ઓછું, વધુ ઓછું થતું જાય છે. વાતચીતનો તો સંભવ જ પાતળો. એકબીજાને કદાચ એવી બીક રહેતી હશે કે 'કેમ છો ' પૂછતાં કંઈનું કંઈ નીકળી પડે તો નકામું, વાતના વતેસર જેવું. આરણકારણના ગૂંચવાડામાં ફસાઈ ને અંતે મૂંગા થઈ જવું એ કરતાં બહેતર પહેલેથી જ ચેતવું. કોઈની નજીકથી પસાર થઈ જવાનું, પણ એવી રીતે કે જાણે તમને કંઈ ખ્યાલ જ નથી. તમે તમારી ધૂનમાં કે મસ્તીમાં છો. સ્થિતપ્રજ્ઞતાના અંચળામાં સુંદર પલાયન. પણ મારા કૂતરાએ બધો ખેલ બગાડી દીધો. ખરેખર તો એ અજાણ્યાને જોતાં જ મારાં રૂવાંડાં ઊભાં થઈ ગયાં હતાં. મારા કૂતરાએ મારા ડરને સૂંઘી લીધો હશે એવું લાગ્યું. કાયદેસર તો કૂતરાએ માણસ સામે ભસવું જોઈતું હતું. પણ કૂતરાઓ મોટા ભાગે કાયદાઓ તોડતા હોય છે. મારો કૂતરો એની સામે એવી રીતે જઈને ઊભો રહી ગયો જાણે મારા વતી કોઈ સફાઈ ન આપી રહ્યો હોય કે માફી માગી રહ્યો હોય ! બધાં કૂતરાંઓની જેમ મારો કૂતરોય ક્યારેક આમ કરી બેસે છે. દરેક માલિકની જેમ મને પણ તેના પર ક્યારેક નફરત થઈ આવે છે, ક્યારેક પ્રેમનો ઓચિન્તો ઊભરો આવી જાય છે. પણ આજની એની જીદ પર તો ખરેખર ગુસ્સો જ આવ્યો. મેં તેને એક હિંસક ઝટકાથી ખેંચ્યો. દાંત પીસ્યા, મનમાં મનમાં જ એનું નામ ચીડથી લીધું પણ લાગ્યું કે એ પાજી પર આની કોઈ જ અસર થતી ન હતી. એ તો એનું બૂચું મોં એ અજાણ્યા તરફ નમાવી એની આજુબાજુની હવાને એવી રીતે સૂંઘી રહ્યો હતો જાણે એમાંથી લાખો-કરોડો વરસો પુરાણી ગંધ એને

આવી રહી હોય અને એને બરાબર સૂંઘ્યાં સમજ્યા વગર એ એક ડગલુંય આગળ ન વધી શકવાનો હોય. એ અજાણ્યો માણસ પણ એની આંખોમાં આંખો મેળવી એવી રીતે ઝૂકેલો હતો જાણે એના પર અને એના દ્વારા મારા પર કંઈ જાદુ કરી રહ્યો હોય. થોડી જ પળો પહેલાં એને જોઈને એક વિચિત્ર ખટકાથી મારાં રૂવાંડાં ઊભાં થઈ ગયાં હતાં. હવે એ ખટકો કંઈક મોળો પડી ગયો હતો. મેં એનાથી આંખો બચાવીને એને કંઈક માપી લેતી નજરથી જોઈ લીધો : એ મારી જ ઉંમરનો, ઢંગધડા વગરનો માણસ હતો. એની દાઢી વધેલી હતી, કપડાં મેલાં અને ચપ્પલ ઢીલી અને ગંદી હતી. દાંત પીળા હતા, આંખો કંઈક વેરાન જેવી.

મારા કૂતરાને મેં જોરથી ઝટકો માર્યો તો એ અજાણ્યો બોલી પડ્યો : 'અરે, આટલા જોરથી નહીં ભાઈ, બિચારાની ડોક તૂટી જશે.' મારાં રૂવાંડાં ફરી ઊભાં થઈ ગયાં અને રોમેરોમમાંથી પરસેવો પરસેવો. એ અજાણ્યો માણસ બોલતો હતો કે હું ? એ મારો જ અવાજ હતો. એક ડર મને થથરાવી ગયો, ક્યાંક કશાક જાદુથી એણે મારો અવાજ તો નથી ચોરી લીધો ? મારા કૂતરાના મનમાં આ શક જરૂર પહેલેથી જ આવી ગયો હશે. કદાચ તેનામાં એ મારા અવાજને જ સૂંઘી રહ્યો હતો. અને મને એવી રીતે તાકી રહ્યો હતો, જાણે પૂછી રહ્યો હોય : 'શું વાત છે ?' મેં દેખાય નહીં એવા ઝટકાથી સાંકળ ખેંચી, પરંતુ તે હલ્યો જ નહીં. હું મોઢું ઉઘાડવા ઇચ્છતો ન હતો. એક ડર મને એ હતો કે મારા મોંમાંથી કદાચ અવાજ જ નહીં નીકળે. અને બીજો ડર એ કે મારો અવાજ સાંભળીને એ અજાણ્યો માણસ મારી જેમ ગભરાશે નહીં, પણ હસી પડશે. અને એ હાસ્ય પણ મારું જ હશે. આ બન્ને જોખમથી મારું ગળું સૂકાઈ ગયા જેવું થઈ ગયું હતું. ત્યાં જ એ માણસ બોલી ઊઠ્યો : 'ચાલો, આજ હું પણ તમારી સાથે ચાલીશ.' ફરી પાછો મારો અવાજ.

મને ગમ પડતી ન હતી કે શું કરવું. મારી જગ્યાએ કોઈ બીજું હોય તો શું કરે એ પણ મને સમજાતું ન હતું. હું ચુપચાપ તેની સાથે ચાલવા માંડ્યો. મારો કૂતરો પણ ખુશીથી ઊછળતો અમારી સાથે. એ માણસ જાણે જાણતો હતો કે કયા રોજિંદા રસ્તે હું ચાલવાનો હતો. કદાચ એમ ન હોય તો પણ વાંધો આવે એમ ન હતું કેમ કે મારો કૂતરો મને ઘસડતો ઘસડતો

અમારી બન્નેની આગળ આગળ ચાલી રહ્યો હતો. થોડાંક ડગલાં આગળ જઈને એ અજાણ્યા માણસે સાંકળ પોતાના હાથમાં લઈ લીધી, જાણે મારી જીવાદોરી પોતાના હાથમાં લઈ રહ્યો હોય. હવે મારા હાથ ખાલી હતા અને મન ગુસ્સાથી ઊકળતું. મારો કૂતરો એને એવી રીતે ઘસડી લઈ જઈ રહ્યો હતો જાણે એ તેનો જ હોય. અને તેને મારાથી ક્યાંક દૂર લઈ જવા ઇચ્છતો હોય, કોઈક એવી જગ્યાએ જ્યાં આ પહેલાં તેની સાથે જઈ ચૂક્યો હોય. હું એમની સાથે તો હતો જ પણ દરેક ક્ષણે થોડો પાછળ પડતો જતો હતો. પછી એકાએક મને એમ થવા લાગ્યું કે જાણે મારા પગ હેઠળથી જમીન સરકી રહી છે. અથવા એ બન્ને કોઈ અદૃશ્ય દોડતી ગાડીમાં બેઠા હોય, મને કોઈ ખાલી પ્લેટફોર્મ પર એકલો છોડીને જઈ રહ્યા હોય. એ અજાણ્યાના વાળ હવામાં ઊડી રહ્યા હતા. ઊડતા વાળ સહિત પાછળથી એ મારા જેવો જ લાગતો હતો.એને તો નહીં પણ મારા કૂતરાને હું બૂમ પાડવા ઇચ્છતો હતો : 'રોકાઈ જા.' પણ બે જોખમ મને પીડતાં હતાં. એક તો એ કે મારા મોંમાંથી કદાચ અવાજ જ નહીં નીકળે; અને બીજું એ કે જે અવાજ નીકળશે એ સાંભળીને એ હસવાનું શરૂ કરી દેશે. અને એ મારા જ સ્વરમાં હસશે. હું મૂંગો રહ્યો અને વધુ ને વધુ પાછળ ઠેલાતો ગયો. એ અજાણ્યો માણસ અને મારો કૂતરો દૂર જતાં રહ્યાં. બેમાંથી કોઈએ પણ મારી તરફ જોયું નહીં. મને મારા કૂતરાની બેવફાઈનું બહુ દુ:ખ થયું. થોડી વારે તેઓ ગાયબ થઈ ગયાં ત્યારે હું એવું વિચારતો વિચારતો મારા ઘર તરફ ચાલવા લાગ્યો, બલા છૂટી, નસીબ સારું કે એ માણસ મારા કૂતરાને જ લઈ ભાગી ગયો છે, મારી પત્નીને કે મારા ઘરને નહીં. ધૂંધવાતા મને અને કળતા પગે ક્યારે મારા ઘરની સામે આવીને ઊભો રહી ગયો એનીય ખબર ન રહી. કંઈક થાકથી, ઝાઝા વલોપાતથી હું સહેજ શ્વાસ ખાવા થંભ્યો અને સામે જોયું ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે હું મારા ઘરને તાકી રહ્યો છું અને સામેની બારીમાંથી પડદો ખસેડીને બે આંખો મને તાકી રહી છે, જાણે લેસર બીજાથી શેકાતો હોઉં તેમ હું અસ્વસ્થ થઈ ગયો. બારીમાંથી તાકી તાકીને જોતાં એ માણસની મને બીક લાગવા માંડી પણ કોઈ અજાણ્યા ખટકાએ મને રસ્તામાં જ ખોડી દીધો.

## સાહિત્ય : સિદ્ધાન્ત, વિવેચન અને ઇતિહાસ / રેને વેલેક – ઓસ્ટિન વૉરન

અનુ. નીના ભાવનગરી

(સાહિત્યનો ઇતિહાસ આલેખવામાં અને તેના વિવેચનમાં અનાત્મલક્ષિતા, સમગ્રલક્ષિતા અને ચોક્કસ પદ્ધતિ અપનાવવા માટે કઈ કઈ બાબતો પ્રયોજક નીવડી શકે એ અંગેનાં દિશાસૂચનો રેને વેલેક અને ઓસ્ટિન વૉરનના પ્રસ્તુત નિબંધમાં મળે છે. મૂળ નિબંધમાંથી અંગ્રેજી સાહિત્યના કે ઇતિહાસના સન્દર્ભો મહદંશે ઓગાળીને તેનો ભાવાનુવાદ આપવાનો અહીં નમ્ર પ્રયત્ન છે. આપણી ભાષાના સાહિત્ય – વિવેચન કે ઇતિહાસલેખન માટે એમાંથી સૂચનો મળી શકે. નીના.)

સાહિત્યના અભ્યાસ પાછળની સૈદ્ધાન્તિક પીઠિકા હવે આપણી સમક્ષ લગભગ સ્પષ્ટ છે. તેથી આવો અભ્યાસ સમગ્રલક્ષી બને અને ચોક્કસ પદ્ધતિએ થાય એ વિષે વિચારવું ઘટે. જોકે સાહિત્યના આ પ્રકારના અભ્યાસ માટે પૂરેપૂરી સાર્થક અને સંતોષકારક પારિભાષિક સંજ્ઞા અંગ્રેજીમાં સુલભ નથી. સામાન્ય રીતે 'લિટરરી સ્કોલરશીપ' – સાહિત્યમીમાંસા* અને 'ફિલોલોજી' – ભાષાનું વિજ્ઞાન* – એ શબ્દો પ્રયોજાતા આવ્યા છે. 'લિટરરી સ્કોલરશીપ' – એ સંજ્ઞામાં 'વિવેચન'નો અર્થ સૂચવાતો નથી, સાહિત્ય – અધ્યયનના શૈક્ષણિક

---

* લિટરરી સ્કોલરશીપ' અને 'ફિલોલોજી' – આ બે શબ્દો આ નિબંધમાં વ્યાપક અર્થમાં પ્રયોજાયા છે તેથી મૂળ શબ્દો જ વાપરવાનું ઉચિત ગણ્યું છે: અનુ.

પાસા પર ભાર મુકાતો લાગે છે. 'સ્કૉલર' - મીમાંસક - 'વિદ્વાન' - એ શબ્દના અર્થને થોડો વ્યાપક બનાવીએ તો એ શબ્દ 'સાહિત્યના સમગ્રલક્ષી અને પદ્ધતિસરના આકલન' માટે વાપરી શકાય ખરો. 'ફિલોલોજી' શબ્દનો અર્થ સંદિગ્ધ છે. ઘણી ગેરસમજ ઊભી થાય એટલા વૈવિધ્યપૂર્ણ અર્થો એમાંથી નીકળી શકે. પરંપરાથી સાહિત્ય અને ભાષા ઉપરાન્ત માણસની કુતૂહલવૃત્તિ અને જ્ઞાન માટેની ખોજનો વિષય બની શકે એવી કોઈ પણ વિદ્યાના અભ્યાસ માટે 'ફિલોલોજી' શબ્દ વપરાતો. બોખે (એક જર્મન વિદ્વાન) 'ફિલોલોજી'ની વ્યાખ્યા 'જ્ઞાત વિષયોની જાણકારી' (અર્થાત્ મનુષ્યે ખેડેલાં બધાં ક્ષેત્રો વિષેની જાણકારી) - એવી આપી છે. આ વ્યાખ્યા પ્રમાણે 'ફિલોલોજી'માં ભાષા-સાહિત્ય, કલાઓ, રાજનીતિશાસ્ત્ર, ધર્મ, સામાજિક રીતિરિવાજો - બધાંનો

અભ્યાસ આવી જાય. એ રીતે 'ફિલોલોજી' માનવસભ્યતાનું વિજ્ઞાન છે, તેથી સાહિત્યવિદ્યા તો એની એક શાખામાત્ર ગણાય. જોકે આજકાલ આ શબ્દની વ્યુત્પત્તિ અને તજ્જ્ઞોએ એ ક્ષેત્રમાં કરેલા ખેડાણના સન્દર્ભમાં 'ફિલોલોજી'નો અર્થ 'ભાષાનું વિજ્ઞાન' કરવામાં આવે છે, જેમાં ખાસ કરીને ઐતિહાસિક વ્યાકરણ અને ભાષાઓના પ્રાચીન સ્વરૂપનો અભ્યાસ સમાવિષ્ટ થાય. આમ 'ફિલોલોજી' શબ્દના અર્થ વિવિધ છે અને વળી તે જુદી જુદી દિશામાં ફંટાય છે તેથી ઉપર કહેલા 'સાહિત્યના સમગ્રલક્ષી અને પદ્ધતિસરના આકલન' માટે એ શબ્દ પ્રયોજવો શક્ય નથી. બીજી વૈકલ્પિક સંજ્ઞા છે 'રીસર્ચ'- 'સંશોધન'. આ શબ્દ પણ આપણને બહુ ઉપયોગી નહીં નીવડે, કેમ કે એનાથી માત્ર 'અધ્યયન - સામગ્રી શોધીને એકત્ર કરવાની, તેનું પ્રાથમિક પૃથક્કરણ કરવાની પ્રવૃત્તિ' જ સૂચવાય છે. ઉપરાન્ત 'રીસર્ચ' શબ્દ અધ્યયનની જે સામગ્રી દુર્લભ હોય તેના પર જાણે વિશેષ ભાર મુકાતો હોય, એવી સામગ્રીના અભ્યાસનું મહત્ત્વ વધી જતું હોય અને એની તુલનામાં સુલભ સામગ્રી ગૌણ બની જતી હોય એવો અર્થ પ્રગટે છે. દા.ત. કોઈ 'સંશોધક' કોઈ અલભ્ય ગ્રંથનો અભ્યાસ કરવા માટે બ્રિટીશ મ્યુઝિયમની મુલાકાત લે તો તે 'રીસર્ચ' ગણાય અને એ જ ગ્રન્થ પ્રકાશિત થયેલો હોય અને કોઈ વિદ્વાન ઘરમાં બેસીને જ એનું અધ્યયન કરે તો એ જુદો મનોવ્યાયામ થયો ગણાય ! વળી 'રીસર્ચ' શબ્દથી અધ્યયન માટેની પ્રાથમિક, સ્થૂળ

કામગીરીઓનો સંકેત થાય છે અને આવી કામગીરીઓનું સ્વરૂપ અને તેમનો વ્યાપ સંશોધનવિષયના સ્વરૂપના સન્દર્ભમાં બદલાતાં રહે છે. પણ 'સંશોધન' શબ્દ દ્વારા સાહિત્યના અધ્યયનમાં જેનો સમાવેશ થાય એવી સૂક્ષ્મ બાબતો - પાત્રચિત્રણ, અર્થઘટન, મૂલ્યાંકન - ઈત્યાદિનો સંકેત થઈ શકતો નથી.

* * *

સાહિત્યના જે પ્રકારના અધ્યયનની આપણે વાત કરવા માગીએ છીએ તેમાં સાહિત્યવિષયક સિદ્ધાન્તો, સાહિત્યનું વિવેચન અને સાહિત્યનો ઇતિહાસ - આ ત્રણ વચ્ચેનો ભેદ સૂચક છે. એક જ યુગની સાહિત્યકૃતિઓ વચ્ચે ગુણવત્તાનો ભેદ તપાસવો, જુદી જુદી સાહિત્યકૃતિઓને રચનાના સમયાનુક્રમે ગોઠવીને તપાસવી, એ બધી કૃતિઓને ઇતિહાસ - પ્રક્રિયાના અવિભાજ્ય ઘટકરૂપે મૂલવવી, સાહિત્યને મૂલવવા માટેનાં ધોરણો - માપદંડોનો અભ્યાસ કરવો, દરેક સાહિત્યકૃતિને સ્વતંત્રપણે તેના રચનાકાળના સન્દર્ભમાં મૂલવવી - આ બધાં વચ્ચે પરસ્પર સૂક્ષ્મ ભેદ છે. દરેક પ્રકારના અભ્યાસની પડછે જુદો જુદો દૃષ્ટિકોણ રહેલો હોય છે. સાહિત્ય વિષેના માપદંડો - સિદ્ધાન્તો - તેના પ્રકારોના અભ્યાસને આપણે સાહિત્યસિદ્ધાન્ત - 'લિટરરી થિયરી' કહીએ, સાહિત્યકૃતિઓના મૂલ્યાંકનને વિવેચન - 'ક્રિટિસિઝમ' કહીએ અને કૃતિઓને સમયની આનુપૂર્વીમાં ગોઠવીને થતા અભ્યાસને સાહિત્યનો ઇતિહાસ - 'લિટરરી હિસ્ટરી' કહીએ, તો ભેદ સ્પષ્ટ થશે. અલબત્ત, ઘણી વાર સાહિત્ય - વિવેચનમાં સિદ્ધાન્તોનો સમાવેશ થઈ જતો હોય છે ખરો પણ બંને વચ્ચે પાયાનો ભેદ છે. એરિસ્ટોટલ સાહિત્યવિષયક સિદ્ધાન્તનો અભ્યાસી ગણાય અને સેઇન્ટ બવ વિવેચક ગણાય, જો કે સાહિત્ય-સિદ્ધાન્તોમાં વિવેચન અને ઇતિહાસ વિષેના સિદ્ધાન્તોનો સમાવેશ થઈ જાય ખરો.

સિદ્ધાન્ત - વિવેચન - ઇતિહાસ વચ્ચેનો આ ભેદ સ્પષ્ટ છે અને જાણીતો પણ છે, છતાં સાહિત્ય વિષેના સિદ્ધાન્તો, વિવેચન અને ઇતિહાસ - ત્રણેય એકબીજાથી નિરપેક્ષ રીતે પ્રયોજવા શક્ય નથી, એવી સમજ ઘણા ઓછા વિદ્વાનમાં છે. સાહિત્યકૃતિઓના પ્રત્યક્ષ વિવેચન વિના અને સાહિત્યના

ઇતિહાસ વિના સાહિત્યવિષયક સિદ્ધાન્તોના નિષ્કર્ષ પર પહોંચવું શક્ય જ નથી, કારણ કે સિદ્ધાન્તો કૃતિઓના વિવેચનનો આધાર લઈને ઘડાય છે. મૂલ્યાંકન માટેનાં ધોરણો - માપદંડો - સાહિત્યપ્રકાર વિષેનાં તારણો પર પહોંચવામાં કૃતિવિવેચન આધાર પૂરો પાડે છે. એનાથી ઊલટું, ચોક્કસ પ્રકારના સામાન્ય પ્રશ્નો, સંકલ્પનાઓ, નિયમો કે સન્દર્ભોને અનુલક્ષીને કૃતિનું વિવેચન થતું હોય છે, અથવા સાહિત્યનો ઇતિહાસ લખાતો હોય છે. આનો અર્થ એવો નથી કે આ ત્રણેય પરસ્પરાવલંબી હોવાથી અન્યોન્યાશ્રય દોષ થાય છે. વાસ્તવમાં આપણે હંમેશાં કેટલીક પૂર્વધારણાઓ સાથે સાહિત્યકૃતિનું આકલન કરતા હોઈએ છીએ. પછી એ પૂર્વધારણાઓમાં અનેક કૃતિઓના આકલનના અનુભવથી ફેરફારો કરતા હોઈએ છીએ, સુધારા-વધારા કરીએ છીએ, અમુક-તમુક ધારણાઓનો તિરસ્કાર-પુરસ્કાર કરતા જઈએ છીએ. આમ આ આખી પ્રક્રિયા સિદ્ધાન્ત અને પ્રયોગ વચ્ચેના પારસ્પરિક સમન્વયની છે.

છતાં, સાહિત્યના ઇતિહાસને તદ્વિષયક સિદ્ધાન્તો અને વિવેચનથી ભિન્ન-સ્વતંત્ર ગણાવવા પાછળ રહેલી ભૂમિકા પણ સમજવી જોઈએ. એક દલીલ એવી કરવામાં આવી હતી કે ઇતિહાસ 'અ' લેખકે 'બ' લેખકનો આધાર લીધો છે એટલો નિર્દેશ કરીને અટકી જાય છે જ્યારે વિવેચન 'અ' નામનો લેખક 'બ' નામના લેખક કરતાં ઉત્કૃષ્ટ છે એવું અભિપ્રાયમૂલક પ્રતિપાદન કરે છે. આ દલીલનો અર્થ એ થયો કે ઇતિહાસ જે હકીકતોનું વિધાન કરે છે તેની ચકાસણી થઈ શકે જ્યારે વિવેચન વ્યક્તિગત - આત્મલક્ષી અભિપ્રાયો કે પ્રતીતિ રજૂ કરે છે. પરન્તુ ઇતિહાસ - વિવેચન વચ્ચે આ પ્રકારના ભેદનો સ્વીકાર થઈ શકે તેમ નથી, કારણ કે સાહિત્યના ઇતિહાસમાં માત્ર તટસ્થ હકીકતો અને માહિતી જ રજૂ કરવામાં આવે છે એવું નથી. ઇતિહાસકાર સાહિત્યવિષયક સામગ્રીની પસંદગી કરે છે તેમાં પોતાનાં મૂલ્યાંકનલક્ષી ધોરણો લાગુ પાડે છે. સાહિત્યેતરગ્રંથો અને સાહિત્યગ્રંથો વચ્ચે તે વિવેકપૂર્વક ભેદ કરે છે. આ કે તે સર્જકને વધતું - ઓછું મહત્ત્વ આપે છે. જે તે સર્જકનો સમય નિશ્ચિત કરવામાં, તેની કૃતિઓની પસંદગીમાં પણ એણે વિવેચકદૃષ્ટિ દાખવવી પડે છે. આ બધામાં એની પોતાની

નિર્ણયાત્મક સૂઝ આવવાની. અલબત્ત, જીવન વિષેની વિગતો કે કૃતિઓનાં શીર્ષકોને આપણે તટસ્થ - નક્કર હકીકતો કહી શકીએ ખરા. પણ સાહિત્યના ઇતિહાસમાં જો માત્ર એટલું જ આલેખવામાં આવે તો એને 'સાહિત્યવિષયક દસ્તાવેજોનું સંપાદન' કહેવાય, ઇતિહાસ નહીં. એનાથી વિશેષ સંકુલ પ્રશ્નો - સમસ્યાઓમાં ઊંડા ઊતરવા માટે ઈતિહાસકારે સતત મૂલ્યાંકનલક્ષી વિવે(ચ)કબુદ્ધિનો આશ્રય લેવો પડે. દા.ત. કોઈક કૃતિના આધારભૂત પાઠની સમીક્ષા, તેના મૂળ સ્રોત વિષેની ચર્ચા કે કૃતિના પ્રભાવ વિષેના તારણ પર પહોંચી શકાય. ઉદા. કોઈ ઇતિહાસકાર એવું વિધાન કરે કે 'પોપ ડ્રાયડનમાંથી પ્રેરણા લે છે' તો એ વિધાન કરતાં પહેલાં તેણે તે યુગના અનેક કવિઓમાંથી આ બેની પસંદગી કરી, બંનેની કવિતાનાં લક્ષણોનો અભ્યાસ કર્યો, એ લક્ષણોનું મૂલ્યાંકન કર્યું, તેમની તુલના કરી અને ત્યાર પછી નિષ્કર્ષ રજૂ કર્યો. અને આ બધી જ પ્રવૃત્તિઓને 'વિવેચન' કહેવાય !

ઇતિહાસને વિવેચનથી અલગ ગણવા પાછળ એક બીજા પ્રકારની ભૂમિકા પણ છે : ઇતિહાસલેખનમાં વિવેચકદૃષ્ટિ જોઈએ એની ના નથી, પણ એમાં ઇતિહાસનાં જ આગવાં ધારાધોરણો અને માપદંડો હોય છે, જે તે યુગના પોતાનાં ધોરણો. આવું માનનારા સાહિત્યના 'પુનર્ઘટનકારો' કહે છે કે આપણે ભૂતકાળના સર્જકનું કે કૃતિનું મૂલ્યાંકન કરતી વખતે એ યુગનાં માનસ-વલણ-વૃત્તિઓમાં પ્રવેશવું પડે, એમનાં ધોરણો - માપદંડો સ્વીકારવાં પડે, આપણી પોતાની પૂર્વસંકલ્પનાઓનો હસ્તક્ષેપ ટાળવો પડે. આ પ્રકારના દૃષ્ટિકોણને'ઐતિહાસિકતાવાદ' (હિસ્ટરીસિઝમ) કહે છે. આનો અર્થ એ થયો કે ઇતિહાસમાં યુગે યુગે મૂલ્યાંકન માટે જુદી જુદી સંકલ્પનાઓ અને પ્રણાલિઓ અપનાવવામાં આવી છે, તારણ એ, કે દરેક યુગ એક સ્વયં-પર્યાપ્ત સ્વાયત્ત એકમ છે અને એ યુગ પોતાના સમકાલીન સાહિત્યમાં પ્રતિબિંબિત થયો - થતો હોય છે. એનો બીજા કોઈ યુગ સાથે મેળ ન બેસે. આવા અભિગમને સાહિત્યનાં 'વિવેચનમાં સાપેક્ષતાવાદ' (ક્રિટિકલ રિલેટિવિઝમ) કહેવામાં આવે છે. એનો અર્થ છે : સાહિત્યકૃતિમાં પ્રગટ થતાં મૂલ્યોને વ્યક્તિગત, અનુભવો, માન્યતાઓ અથવા ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં તપાસવાં. સાહિત્યના ઇતિહાસ વિષેની આવી સંકલ્પના સૂક્ષ્મતરે

ઇતિહાસ વિના સાહિત્યવિષયક સિદ્ધાન્તોના નિષ્કર્ષ પર પહોંચવું શક્ય જ નથી, કારણ કે સિદ્ધાન્તો કૃતિઓના વિવેચનનો આધાર લઈને ઘડાય છે. મૂલ્યાંકન માટેનાં ધોરણો - માપદંડો - સાહિત્યપ્રકાર વિષેનાં તારણો પર પહોંચવામાં કૃતિવિવેચન આધાર પૂરો પાડે છે. એનાથી ઊલટું, ચોક્કસ પ્રકારના સામાન્ય પ્રશ્નો, સંકલ્પનાઓ, નિયમો કે સન્દર્ભોને અનુલક્ષીને કૃતિનું વિવેચન થતું હોય છે, અથવા સાહિત્યનો ઇતિહાસ લખાતો હોય છે. આનો અર્થ એવો નથી કે આ ત્રણેય પરસ્પરાવલંબી હોવાથી અન્યોન્યાશ્રય દોષ થાય છે. વાસ્તવમાં આપણે હંમેશાં કેટલીક પૂર્વધારણાઓ સાથે સાહિત્યકૃતિનું આકલન કરતા હોઈએ છીએ. પછી એ પૂર્વધારણાઓમાં અનેક કૃતિઓના આકલનના્ અનુભવથી ફેરફારો કરતા હોઈએ છીએ, સુધારા-વધારા કરીએ છીએ, અમુક-તમુક ધારણાઓનો તિરસ્કાર-પુરસ્કાર કરતા જઈએ છીએ. આમ આ આખી પ્રક્રિયા સિદ્ધાન્ત અને પ્રયોગ વચ્ચેના પારસ્પરિક સમન્વયની છે.

છતાં, સાહિત્યના ઇતિહાસને તદ્વિષયક સિદ્ધાન્તો અને વિવેચનથી ભિન્ન-સ્વતંત્ર ગણાવવા પાછળ રહેલી ભૂમિકા પણ સમજવી જોઈએ. એક દલીલ એવી કરવામાં આવી હતી કે ઇતિહાસ 'અ' લેખકે 'બ' લેખકનો આધાર લીધો છે એટલો નિર્દેશ કરીને અટકી જાય છે જ્યારે વિવેચન 'અ' નામનો લેખક 'બ' નામના લેખક કરતાં ઉત્કૃષ્ટ છે એવું અભિપ્રાયમૂલક પ્રતિપાદન કરે છે. આ દલીલનો અર્થ એ થયો કે ઇતિહાસ જે હકીકતોનું વિધાન કરે છે તેની ચકાસણી થઈ શકે જ્યારે વિવેચન વ્યક્તિગત - આત્મલક્ષી અભિપ્રાયો કે પ્રતીતિ રજૂ કરે છે. પરન્તુ ઇતિહાસ - વિવેચન વચ્ચે આ પ્રકારના ભેદનો સ્વીકાર થઈ શકે તેમ નથી, કારણ કે સાહિત્યના ઇતિહાસમાં માત્ર તટસ્થ હકીકતો અને માહિતી જ રજૂ કરવામાં આવે છે એવું નથી. ઇતિહાસકાર સાહિત્યવિષયક સામગ્રીની પસંદગી કરે છે તેમાં પોતાનાં મૂલ્યાંકનલક્ષી ધોરણો લાગુ પાડે છે. સાહિત્યેતરગ્રંથો અને સાહિત્યગ્રંથો વચ્ચે તે વિવેકપૂર્વક ભેદ કરે છે. આ કે તે સર્જકને વધતું - ઓછું મહત્ત્વ આપે છે. જે તે સર્જકનો સમય નિશ્ચિત કરવામાં, તેની કૃતિઓની પસંદગીમાં પણ એણે વિવેચકદૃષ્ટિ દાખવવી પડે છે. આ બધામાં એની પોતાની

નિર્ણયાત્મક સૂઝ આવવાની. અલબત્ત, જીવન વિષેની વિગતો કે કૃતિઓનાં શીર્ષકોને આપણે તટસ્થ – નક્કર હકીકતો કહી શકીએ ખરા. પણ સાહિત્યના ઇતિહાસમાં જો માત્ર એટલું જ આલેખવામાં આવે તો એને 'સાહિત્યવિષયક દસ્તાવેજોનું સંપાદન' કહેવાય, ઇતિહાસ નહીં. એનાથી વિશેષ સંકુલ પ્રશ્નો – સમસ્યાઓમાં ઊંડા ઊતરવા માટે ઇતિહાસકારે સતત મૂલ્યાંકનલક્ષી વિવે(ચ)કબુદ્ધિનો આશ્રય લેવો પડે. દા.ત. કોઈક કૃતિના આધારભૂત પાઠની સમીક્ષા, તેના મૂળ સ્રોત વિષેની ચર્ચા કે કૃતિના પ્રભાવ વિષેના તારણ પર પહોંચી શકાય. ઉદા. કોઈ ઇતિહાસકાર એવું વિધાન કરે કે 'પોપ ડ્રાયડનમાંથી પ્રેરણા લે છે' તો એ વિધાન કરતાં પહેલાં તેણે તે યુગના અનેક કવિઓમાંથી આ બેની પસંદગી કરી, બંનેની કવિતાનાં લક્ષણોનો અભ્યાસ કર્યો, એ લક્ષણોનું મૂલ્યાંકન કર્યું, તેમની તુલના કરી અને ત્યાર પછી નિષ્કર્ષ રજૂ કર્યો. અને આ બધી જ પ્રવૃત્તિઓને 'વિવેચન' કહેવાય !

ઇતિહાસને વિવેચનથી અલગ ગણવા પાછળ એક બીજા પ્રકારની ભૂમિકા પણ છે : ઇતિહાસલેખનમાં વિવેચકદૃષ્ટિ જોઈએ એની ના નથી, પણ એમાં ઇતિહાસનાં જ આગવાં ધારાધોરણો અને માપદંડો હોય છે, જે તે યુગના પોતાનાં ધોરણો. આવું માનનારા સાહિત્યના 'પુનર્ઘટનકારો' કહે છે કે આપણે ભૂતકાળના સર્જકનું કે કૃતિનું મૂલ્યાંકન કરતી વખતે એ યુગનાં માનસ-વલણ-વૃત્તિઓમાં પ્રવેશવું પડે, એમનાં ધોરણો – માપદંડો સ્વીકારવાં પડે, આપણી પોતાની પૂર્વસંકલ્પનાઓનો હસ્તક્ષેપ ટાળવો પડે. આ પ્રકારના દૃષ્ટિકોણને 'ઐતિહાસિકતાવાદ' (હિસ્ટરીસિઝમ) કહે છે. આનો અર્થ એ થયો કે ઇતિહાસમાં યુગે યુગે મૂલ્યાંકન માટે જુદી જુદી સંકલ્પનાઓ અને પ્રણાલિઓ અપનાવવામાં આવી છે, તારણ એ, કે દરેક યુગ એક સ્વયં-પર્યાપ્ત સ્વાયત્ત એકમ છે અને એ યુગ પોતાના સમકાલીન સાહિત્યમાં પ્રતિબિંબિત થયો – થતો હોય છે. એનો બીજા કોઈ યુગ સાથે મેળ ન બેસે. આવા અભિગમને સાહિત્યનાં 'વિવેચનમાં સાપેક્ષતાવાદ' (ક્રિટિકલ રિલેટિવિઝમ) કહેવામાં આવે છે. એનો અર્થ છે : સાહિત્યકૃતિમાં પ્રગટ થતાં મૂલ્યોને વ્યક્તિગત, અનુભવો, માન્યતાઓ અથવા ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં તપાસવાં. સાહિત્યના ઇતિહાસ વિષેની આવી સંકલ્પના સૂક્ષ્મતરે

કલ્પનાશીલતાની વીતેલા યુગ સાથેના તાદાત્મ્ય અને સાંપ્રતમાં લુપ્ત થયેલી રુચિ સાથેના અનુસંધાનની અપેક્ષા રાખે છે. જોકે ઇતિહાસમાં અનેક પ્રાચીન સંસ્કૃતિઓ-સભ્યતાઓના જીવનવિષયક અભિગમ, વલણો, પૂર્વગ્રહો, સંકલ્પનાઓ અને અન્તર્નિહિત અવધારણાઓનું પુનર્ઘટન સાહિત્યકૃતિઓને આધારે કરવાનો સફળ પ્રયત્ન થયો છે, અને એવા પ્રયત્નને પરિણામે જ આજે આપણે ગ્રીક પ્રજાની દેવો વિષેની, સ્ત્રીઓ વિષેની, ગુલામો વિષેની માન્યતાઓ અંગે જાણીએ છીએ. મધ્ય યુગમાં બ્રહ્માંડ વિષેની કલ્પના કેવી હતી તે પણ જાણીએ છીએ. આ બધું આપણા યુગથી સાવ ભિન્ન પ્રકારનું હોવાનું અને એ બધાંની પોતાની આગવી - અલગ દુનિયા હોવાની.

સાહિત્યનો અભ્યાસ કરતી વખતે ઇતિહાસનું પુનર્ઘટન કરવાનો આ પ્રકારનો જે પ્રયાસ થયો તેને પરિણામે સર્જકના આશય પર વધારે પડતો ભાર મુકાતો થયો છે અને એમ માનવામાં આવે છે કે વિવેચન અને સાહિત્યિક રુચિના ઇતિહાસમાં આશયપ્રધાન અભ્યાસ પણ થઈ શકે. સર્જકનો આશય સમજાય અને એ આશય કૃતિમાં પરિપૂર્ણ થયો હોવાની પ્રતીતિ થતી હોય તો કૃતિ સફળ એવું સામાન્ય રીતે માની લેવામાં આવે છે. સર્જકે પોતાને યુગસન્દર્ભ સાથે સંવાદિતા ધરાવતો આશય સિદ્ધ કરી લીધો છે એમ બતાવ્યા પછી કૃતિમાં વિશેષ વિવેચન માટેની કોઈ શક્યતા બચતી નથી તેમ એવી જરૂર પણ નથી. આ પદ્ધતિ વિવેચનના એક જ ધોરણને માન્ય ગણે છે : કૃતિની સમસામયિક યુગ પૂરતી સફળતા અને પ્રસ્તુતતા. આ ધોરણને અનુસરવાથી સાહિત્ય વિષે પરસ્પરસ્વતંત્ર - ક્યારેક તો સામસામા છેડાની પણ - સંકલ્પનાઓ સર્જાય છે, અને એમાંની દરેક એક યા બીજી રીતે 'સાચી' અથવા 'યોગ્ય' પણ લાગે છે. પરિણામે કવિતા (સાહિત્યમાત્ર) વિષેનો વિચાર, સંકલ્પના કે આદર્શ અનેક ફાંટાઓમાં વિભાજિત થાય છે, એમાં એક પ્રકારની અરાજકતા સર્જાય છે, અને સાહિત્યનો ઇતિહાસ છૂટાછવાયા અર્થહીન ખંડોની હારમાળા થઈને રહી જાય છે. એના કરતાં તો ઇતિહાસલેખનમાં વિશેષ સમતોલ લાગે એવું દૃષ્ટિબિન્દુ કે સ્વરૂપ આ રીતે અપનાવી શકાય : એવો દૃષ્ટિકોણ જે સાહિત્ય વિષેની પરસ્પરભિન્ન વિચારણાઓ સ્વીકારે જે એકબીજાથી જુદા હોય, એમની વચ્ચે કોઈ સમાનસૂત્ર

ન હોય. દા.ત. પ્રશિષ્ટતાવાદ, રંગદર્શિતાવાદ, પોપનો કવિતા વિષેનો આદર્શ, વર્ડ્ઝવર્થનો વિચાર ઇત્યાદિ.

સર્જકનો 'આશય' સાહિત્યના ઇતિહાસનો પ્રતિપાદ્ય વિષય છે એવો ખ્યાલ સાવ ભૂલભરેલો છે. સાહિત્યકૃતિનો ધ્વનિ સર્જકના 'આશય' જેટલો સીમિત નથી હોતો, તેમ એના સમસામયિક ભાવકો કૃતિમાંથી જે ધ્વનિ ગ્રહણ કરે છે એટલા સીમિત અર્થમાં જ એનો સમાવેશ થઈ જાય છે એવું પણ નથી. ખરેખર તો કૃતિના મૂલ્યાંકનની સાતત્યપૂર્વક વિસ્તરતી જતી પ્રક્રિયાનું પરિણામ તે એનો સમગ્ર અર્થ. કહો કે એ અર્થ તો અનેક યુગો સુધી કૃતિના ભાવકોએ કરેલા એ કૃતિના ભાવનના સંપૂર્ણ ઇતિહાસમાં સમાયેલો હોય છે. 'ઐતિહાસિક પુનર્ઘટનકારો'નો અભિપ્રાય એવો છે કે 'આ આખી પ્રક્રિયા અસંગત છે અને આપણે કૃતિના ભાવનની પ્રક્રિયાના આરંભબિન્દુ પર પહોંચવું જ પડે.' અને આ અભિપ્રાય સાથે સંમત ન થઈ શકાય. ભૂતકાળનું આકલન કરતી વખતે આપણે પોતે આ સદીમાં જીવીએ છીએ એ શી રીતે ભૂલી શકાય ? આપણી પોતાની ભાષાના સાહચર્યને, નવેસરથી કેળવેલાં વૃત્તિવલણોને, વચ્ચે વીતેલી સદીઓનાં (સાહિત્યના) પ્રભાવ અને પ્રાપ્તિઓને આપણે શી રીતે વિસારે પાડી શકીએ ? આપણે સ્વયં હોમર કે ચોસરના સમકાલીન વાચકો ન બની શકીએ. અતીતના કલ્પનાસર્જિત પુનર્ઘટનમાં અને અતીતમાં વાસ્તવિક રીતે સહભાગી થવામાં મોટો ભેદ છે. 'હેમ્લેટ'માં તત્કાલીન ભાવકોને જે ધ્વનિ સમજાયો તેનું જ યથાતથ પુનર્ઘટન આપણે આજે પણ કરીશું તો એ નાટકની અપાર અર્થસમૃદ્ધિને નહીં પામી શકીએ, એમાં રહેલી અર્થઘટનની અનંત શક્યતાઓનો હ્રાસ થશે, એટલું જ નહી, આપણી પૂર્વેની અને શેક્સપિયર પછીની ભાવકપેઢીઓએ એમાંથી જે ધ્વનિ ગ્રહણ કર્યો હશે એની સદંતર ઉપેક્ષા થશે. એક ઉત્તમ કૃતિના નવા અર્થઘટન માટેનાં દ્વાર બંધ થઈ જશે. જો કે આનો અર્થ એવો પણ નથી કે કોઈ પણ કૃતિમાં ફાવે તેવા મનમઘડન્ત અર્થોનું આરોપણ કરી શકાય ! સાહિત્યકૃતિના સાચા-ખોટા, ઉચિત-અનુચિત અર્થો વચ્ચે વિવેકબુદ્ધિ દાખવવી પડે. દરેક કૃતિવિશેષના સન્દર્ભમાં આ સમસ્યા તો રહેવાની જ. સાહિત્યનો વિદ્વાન ઇતિહાસકાર માત્ર પોતાના

યુગના દૃષ્ટિબિન્દુ કે માપદંડથી કૃતિને મૂલવીને સંતોષ નહિ માને. એક વિવેચકની જેમ અદ્યતન યુગની પદ્ધતિ કે વિચારધારાની માંગ પ્રમાણે ભૂતકાળનું એ પુનર્મૂલ્યાંકન કરશે. કદાચ એમ પણ બને કે એના પોતાના કે સર્જકના યુગનું દૃષ્ટિબિન્દુ એ કૃતિને મૂલવવામાં ઉપયોગી ન થાય. કોઈ ત્રીજો જ માપદંડ કૃતિના અર્થને પામવામાં ઉપયોગી નીવડે. એ કૃતિના યુગે યુગે થયેલા અર્થઘટન, ભાવન અને મૂલ્યાંકનના પૂરા ઇતિહાસને તપાસવાથી કદાચ એ કૃતિના ધ્વનિને સમગ્રપણે પામવાનું દિશાસૂચન એને મળે.

સાહિત્યકૃતિનું પ્રત્યક્ષ વિવેચન કરતી વખતે ઐતિહાસિક અને અદ્યતન અભિગમ વચ્ચે સ્પષ્ટપણે એક જ વિકલ્પની પસંદગી કરવાનું શક્ય નથી. કૃતિમાં પ્રતિબિંબિત થતાં મૂલ્યોને એક શાશ્વત સત્યના અંશ રૂપે જોવાં અને એ મૂલ્યોના સર્વસ્વીકૃત, સાર્વત્રિક ક્રમને અનુસરવો એ પ્રકારનો સંપૂર્ણ નિરપેક્ષતાવાદી અભિગમ, અને એ મૂલ્યોને વ્યક્તિગત કે યુગપ્રવર્તમાન અનુભવો - માન્યતાઓને આધારે કે ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં મૂલવવાં એ પ્રકારનો સંપૂર્ણ સાપેક્ષતાવાદી અભિગમ, બંને અયોગ્ય છે. આને બદલે આપણે પરિપ્રેક્ષ્યતાવાદી અભિગમ અપનાવવો જોઈએ; અર્થાત્ કૃતિ પોતાના સમકાલીન સન્દર્ભો - મૂલ્યો સાથે સંવાદિતા ધરાવતી હોવી જોઈએ અને ભવિષ્યનાં યુગમૂલ્યો સાથે પણ એનું અનુસંધાન હોવું જોઈએ. કૃતિ 'શાશ્વત' (પોતાની આગવી ઓળખ ધરાવતી) હોવી જોઈએ અને 'ઐતિહાસિક' (સતત વિકસતા જતા અર્થઘટનની પ્રક્રિયા ઝીલતી) હોવી જોઈએ. પરિપ્રેક્ષ્યતાવાદ એટલે એવો અભિગમ કે આપણે સાહિત્યને એક પદાર્થવિશેષ રૂપે માન્ય ગણીએ. એવો પદાર્થવિશેષ જેને પ્રત્યેક યુગસન્દર્ભમાં તુલનાવી શકાય, જે બંધિયાર ન હોય, જે સાહિત્ય વિકસતું જતું હોય, પરિવર્તન પામતું હોય, જેમાં અર્થઘટન માટેની અનંત શક્યતાઓ પડેલી હોય. સાહિત્ય કાંઈ અનેક અનન્ય, કોઈ જ સાધર્મ્ય ન ધરાવતી, કૃતિઓનો સરવાળોમાત્ર નથી, રંગદર્શિતાવાદ કે પ્રશિષ્ટતાવાદ જેવા સમયના ચક્રમાં બંધબેસતી થતી હોય એવી વિશિષ્ટ કૃતિઓની હારમાળા માત્ર પણ નથી.

સમગ્ર ચર્ચાનો નિષ્કર્ષ આ છે . ખરેખર તો કોઈક પ્રકારનાં ધોરણો કે સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યા વિના સાહિત્યનો ઇતિહાસ લખી શકાતો નથી.

સાહિત્યના ઇતિહાસકારો ભલે વિવેચનના મહત્ત્વને નકારતા હોય, પણ તેઓ પોતે જાણ્યે અજાણ્યે – ભલે પરંપરાપ્રાપ્ત ધોરણો અને પ્રતિષ્ઠિત મૂલ્યોને આધારે – કૃતિના મૂળ સુધી પહોંચનારા વિવેચકો જ છે ! એટલે તેઓ વિવેચન અને તેના સિદ્ધાન્તો પ્રત્યે અરુચિ ધરાવતા હોય છે એવી ધારણા મૂલતઃ ખોટી છે એનું સીધુસાદું સ્પષ્ટ કારણ એ છે કે દરેક કૃતિનું અસ્તિત્વ વર્તમાનમાં છે, એનું પ્રત્યક્ષ અવલોકન શક્ય છે, પછી ભલે એ કૃતિ ગઈ કાલે કે હજાર વર્ષ પૂર્વે રચાયેલી હોય. કલાની કેટલીય સમસ્યાઓનું નિરાકરણ એમાં પડેલું હોય છે. એ કૃતિનું પૃથક્કરણ કે મૂલ્યાંકન વિવેચન-સિદ્ધાન્તોના સાતત્યપૂર્ણ આકલન વિના ન થઈ શકે. ઇતિહાસકારે સાહિત્યના ઇતિહાસકાર થવા માટે વિવેચક થવું જ પડે. એનાથી ઊલટું, વિવેચક માટે સાહિત્યનો ઇતિહાસ એટલો જ મહત્ત્વનો છે, જો કે એમાં વિવેચકે આત્મલક્ષિતા, રુચિ-અરુચિના વ્યક્તિગત ખ્યાલોથી તટસ્થ થવું પડે. ઐતિહાસિક સંબંધો કે સન્દર્ભોથી અજાણ વિવેચક હંમેશાં મૂલ્યાંકન બાબતે ગેરમાર્ગે દોરવાઈ જાય છે, કઈ કૃતિ મૌલિક અને કઈ પ્રતિકૃતિ – એ વિષેના સ્પષ્ટ નિર્ણય પર પહોંચી શકતો નથી, કૃતિવિશેષો – ખાસ તો પ્રશિષ્ટ – ને પામવામાં ગંભીર ભૂલો કરી બેસે છે, ઇતિહાસનું અધૂરું જ્ઞાન કે અજ્ઞાન વિવેચકને ઢંગધડા વિનાનાં દુરાકૃષ્ટ અનુમાનો તરફ દોરવે છે, ઉત્તમ સાહિત્યકૃતિઓમાં એ આત્મકથનાત્મક આરોપણો કરી બેસે છે, ટૂંકમાં ઇતિહાસ ન જાણનારો વિવેચક વીતેલા યુગના સાહિત્ય સાથે નિસ્બત રાખતો નથી. આ કામ એ પુરાતત્ત્વવિદ્ કે ‘ફિલોલોજિસ્ટ’ પર છોડી દઈ નચિંત બની જાય છે. સાહિત્યના વિવેચન અને ઇતિહાસ વચ્ચેનો વિચ્છેદ બંનેને હાનિકારક જ નીવડે છે.*

*સન્દર્ભગ્રંથ – ‘થિયરી ઓવ લિટરેચર’ : રેને વેલેક – ઓસ્ટિન વૉરન. પેન્ગ્વિન બુક્સ
મૂળ નિબંધનું શીર્ષક – ‘લિટરરી થિયરી, ક્રિટિસિઝમ એન્ડ હિસ્ટરી’.

## વિસંવાદ-સંવાદ / શિરીષ પંચાલ

મોટાં મોટાં રાષ્ટ્રોથી માંડીને નાનાં નાનાં સંગઠનોને આતંકવાદ સામે ભારે રોષ છે, કોઈ આતંકવાદી ઝબ્બે થાય છે ત્યારે એ ઘટના ઉત્સવ બની જાય છે, બળાત્કાર કરનારાઓ, પૈસા માટે અપહરણ કરનારાઓ, બેન્કોમાં કૌભાંડો કરનારાઓ, ભ્રષ્ટાચારીઓ સામે સામાન્ય પ્રજાનો રોષ તરત જ વરતાઈ આવે છે. સરકારી કે અર્ધસરકારી કર્મચારીને સોબસોની લાંચ આપનાર પછી તિરસ્કારથી બોલે છે : કૂતરાને બે ટુકડા નાખી આવ્યો. આવા ટુકડાઓ માટે લાળ પાડનારા તો ખૂણે ખૂણે, એકે એક તંત્રમાં, શાસન વ્યવસ્થામાં, ધાર્મિક સંસ્થાઓમાં જોવા મળે છે.

પ્રશ્ન એ છે કે જો પ્રજાનો આટલો બધો રોષ હોય તો એ રોષ કોઈક રીતે પ્રગટ કેમ થતો નથી ? યથા રાજા તથા પ્રજા અને આવી જ પ્રજામાંથી જો રાજા આવતો હોય તો સમાજે આ બધી જ અભદ્રતા હસતે મોંએ સ્વીકારી લેવાની. હવે તો જો કે કોઈ ભોળા ભાભા રહ્યા નથી. તેમ છતાં કેટલાક ભોળિયા જીવો એમ માને છે કે સાહિત્ય - કળા - શિક્ષણક્ષેત્રના લોકો તો સમાજની આ બધી ભ્રષ્ટતાથી પર રહ્યા હશે ને !

પૂર્ણપણે શુદ્ધ આશયોથી ચાલતી કળા સંસ્થાઓ, અકાદમીઓ હવે રહી નથી. અહીં કદાચ નાણાંવ્યવહારોમાં ભ્રષ્ટાચાર ઓછો ચાલતો હશે. (આ વાક્ય પણ જુઓ - 'કદાચ', 'ઓછો'- જેવા શબ્દો સાવધાનીપૂર્વક વાપરવા પડ્યા છે), પરંતુ નજરે ન દેખી શકાય એવા ભ્રષ્ટાચાર, અપ્રામાણિકતાઓ, માનચાંદ એવોર્ડ પારિતોષિકો મોટે ભાગે હવે સુપાત્રને અપાતા નથી.

પહેલાં આ બધા પાછળ એક ગરિમા હતી. હવે તો ટોચ પર બેઠેલા કે ટોચે જવા માગતા સૌ કોઈને કિંગમેકર - ગોડફાધર બનવું છે. કોઈ વ્યક્તિ ધારે ત્યારે સારી રીતે ચાલતી પ્રવૃત્તિઓને અટકાવી દઈ શકે એમ છે.

આપણે વાત માંડી હતી આતંકવાદથી. એક રીતે જોઈએ તો હિંસક આતંકવાદ કરતાં ય અહિંસક રીતે ચાલતો આતંકવાદ વધુ ખતરનાક છે. વાત સીધી સાદી ત્યારે પણ આટલી જ હતી કે જે દેશમાં વસતીનું પ્રમાણ આટલું બધું હોય ત્યાં યાંત્રિકીકરણ કેવી રીતે શક્ય બને ? મોટા મોટા બુલડોઝરો વડે એક બે દિવસમાં તળાવો તો ખોદાઈ જાય પણ આદિવાસી મજૂરો કે શહેરી મજૂરોને મળતી રોજી ગઈ. હવે તો બહુ મોટી મોટી કંપનીઓ પોતાના કર્મચારીઓને કેવી રીતે કાબૂમાં રાખી શકાય, તેમને ફરજિયાત બેકાર કેવી રીતે બનાવી શકાય એ માટે લાખો રૂપિયા ખર્ચીને સલાહસૂચનો મંગાવે છે. જાહેરસાહસો ધીમે ધીમે બંધ પડી રહ્યાં છે, બધું જ ખાનગીકરણ કરી નાખવું છે. આ દેશ એક રીતે જોવા જઈશું તો રાજકીય રીતે નહીં, તો આર્થિક, સાંસ્કૃતિક રીતે અમેરિકાનું સંસ્થાન બનવા હજાર હજાર પગે થનગની રહ્યો છે.

ભારતની સાચી પરિસ્થિતિઓથી અજાણ્યા રાજીવ ગાંધીએ આર્થિક ઉદારીકરણની જે નીતિ અપનાવી હતી તે અત્યારે તો બેલગામ બનીને બધાને નચાવી રહી છે, એમાં દેશપ્રેમ, ભારતીયતા, રાષ્ટ્રીય અસ્મિતા - આ બધું જ બાષ્પીભૂત થઈ ગયું. ચારેબાજુ સ્પર્ધા, અમારે આગળ જવું છે - બીજાઓને પાડી નાખીનેય આગળ જઈશું. જો લાંચરુશવત, ભ્રષ્ટાચારનું પ્રમાણ વધી ગયું હોય તો એની પાછળ પણ આ સ્પર્ધાની વૃત્તિ છે.

અકરાંતિયાવેડાથી પીડાતા લોકોને હવે ઉચ્ચ વર્ગના લોકો જે જે સુખસાહ્યબી ભોગવતા હોય એ બધી એમને જોઈએ છે. અમેરિકન કુટુંબની જેમ ફોન, મોબાઈલ, કાર, વ્યક્તિ દીઠ વાહન, વ્યક્તિદીઠ મનોરંજન સાધનો આપણે વસાવવા માગીએ છીએ. જેઓ નોકરીઓમાં હોય તેઓ તો લાંચ લેશે પણ જેઓ બેકાર હશે તે શું કરશે ? આ બધા બેકારો હિંસકતા તરફ વળી જવાના.

ધાર્મિક પ્રસંગોએ, તહેવારોએ ફંડફાળા વધી જવાના, ધાકધમકી આપીને

ધર્મને નામે પૈસા ઉઘરાવવાની પ્રવૃત્તિઓ કેટલી બધી વધી ગઈ છે. એ રીતે જોઈએ તો ફરી ઠગ, પિંઢારાઓનો સમય આવી પહોંચ્યો છે.

આવી પ્રવૃત્તિ કરવા ધાર્મિક વાતાવરણ વિશેપ ફાલવું જોઈએ. એને કળણમાંથી બચાવનાર ક્યાં છે ? આપણી તોરલ તો હવે જુદા વેશ - જુદા લિબાસ ધરાવતી થઈ ગઇ છે, હવે એની પાસે તારી બેડલીને નહીં બુડવા દઉં - ગાવાનો સમય નથી, ઉમાશંકર જોશીએ કહ્યું હતું - પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહીં !

આપણો એકવીસમી સદીનો માનવી તો કોઈની સાથે સંવાદ કરવામાં માનતો નથી, એ પોતાની જાતને ખોઈ નાખવા માગે છે, કારણકે જો જાત બચે તો કદાચ એની સાથે ક્યારેક તો વાર્તાલાપ માંડવો પડે ને ! ક્યારેક તો જાતહિસાબ માગશે ને !

અંગ્રેજીમાં જેને એકાઉન્ટેબિલિટી - જવાબદારી કહીએ છીએ એમાંથી તો દરેક માણસ છટકી જવા માગે છે, જો દરેક વ્યક્તિ આયના સામે ઊભી રહેશે તો આતંકવાદને પોપવામાં પોતાનો આછો તો આછો - ફાળો છે એની પ્રતીતિ કરી શકશે.

ઓગણત્રીસ, ત્રીસ નવેમ્બર બેહજારત્રણના શનિ-રવિ દરમિયાન સાવલીની આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ અને ગુજરાત સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે 'સુધારકયુગનું પુનર્મૂલ્યાંકન' વિશે પરિસંવાદ યોજાયો. આ પરિસંવાદમાં થયેલી વિવિધલક્ષી ચર્ચા-વિચારણા દરમિયાન ઉપસ્થિત અભ્યાસીઓ અને વિદ્વાનોને લાગ્યું છે કે સમગ્રપણે ગુજરાતી સાહિત્યના ઇતિહાસલેખન સન્દર્ભે ઉપલબ્ધ સામગ્રી ઘણી અપૂરતી છે. તેમ જ શાસ્ત્રીય પદ્ધતિએ ઇતિહાસલેખન અંગે નવા આરમ્ભોનો અભાવ આજે તીવ્રપણે અનુભવાય છે.

આ સંજોગોમાં વ્યક્તિગત કે/અને સામૂહિક ધોરણે ગુજરાતી સાહિત્યના સુધારકયુગના ઇતિહાસક્ષેત્રે કેટલીક પ્રાથમિક કામગીરી સત્વરે હાથ ધરવી જોઈએ. આ કામગીરી હાલ તો નીચેના મુદ્દાઓને સાંકળી લઈને શરૂ કરવી જોઈએ એમ સૌને લાગ્યું છે.

૧. સુધારકયુગની તવારીખ
૨. સુધારકયુગના લેખકો-લેખિકાઓની યાદી (સાલવારી)
૩. સુધારકયુગનાં સામયિકોની સૂચિ તૈયાર કરવી
૪. ઇતિહાસની સામગ્રીરૂપ બધાં પુસ્તકોની નોંધણી કરવી
(પ્રથમ આવૃત્તિ, કિંમત, સાઈઝ વગેરેની નોંધ પણ કરવી)

- શિરીષ પંચાલ
- પરેશ નાયક
- કિશોર વ્યાસ
- પુરુરાજ જોષી
- રાજેશ પંડ્યા
- જયદેવ શુક્લ
- મનોજ રાવળ
- જયેશ ભોગાયતા
- બકુલ ટેલર
- લાભશંકર પુરોહિત
- મનસુખ સલ્લા
- રમેશ મહેતા
- હેમન્ત દવે
- સિતાંશુ યશશ્ચંદ્ર
- મનોજ રાવલ
- નીતિન મહેતા
- ચંદ્રકાન્ત ટોપીવાળા
- સિલાસ પટેલિયા
- બિંદુ ભટ્ટ
- વિનોદ જોશી
- રવજી રોકડ
- મણિલાલ પટેલ

# સન્નિધિ



સંકલન

શિરીષ પંચાલ જયેશ ભોગાયતા

આજથી લગભગ વીસેક વર્ષ પહેલાં જયદેવ શુક્લની સાથે બેસીને સાહિત્ય-કળાની અને એને સંલગ્ન ઇતર પ્રવૃત્તિઓ વિશે વિચારવિમર્શ કરતી અને કરવા માગતી કેટલીક વ્યક્તિઓએ નિયમિત રીતે મળવું એ વિશે એક પરિપત્ર* તૈયાર કર્યો હતો. સાયક્લોસ્ટાઇલ કરેલો એ પરિપત્ર પડી જ રહ્યો, આમ અવારનવાર બધા ભેગા થાય ખરા અને ત્યારે વાતોચીતો ચાલે, પણ કોઈ એક સ્થળે ભેગા થઈને સહચિંતન થાય એવું ન બન્યું. ગયા વરસે ફરી એ દિશામાં કશું નક્કર કરવા માટે કેટલાક મિત્ર મળ્યા; જયેશ ભોગાયતા, રાજેશ પંડ્યા, કિશોર વ્યાસ જેવા નવયુવાન મિત્રોએ આગળ આવીને કશુંક કરવા અનુરોધ કર્યો, પણ હજુ સુધી તેનું કશું નક્કર પરિણામ આવ્યું નથી. આનો અર્થ એ નથી કે આ પ્રત્યે આપણે ઉદાસીન છીએ. પ્રશ્ન માત્ર આપણા વ્યવહારજીવનમાં અગ્રિમતાઓ નક્કી કરવાનો છે. આપણે સૌએ જોયું છે કે દરેક સમયે 'મંડળી મળવાથી થતા લાભ' વિશે બોલવું જ પડે એવી સ્થિતિ જુદા જુદા સંદર્ભમાં પ્રવર્તતી જ હોય છે.

સુંદરમે પાંત્રીસેક વર્ષની વયે 'અર્વાચીન કવિતા', ઉમાશંકર જોશીએ ત્રીસબત્રીસની વયે 'અખો એક અધ્યયન' નામના ગ્રંથો અને સુરેશ જોષીએ તેત્રીસ ચોત્રીસની વયે 'કિંચિત્' જેવા ઉત્તમ લેખ લખ્યા. આવી નાની વયે આપણામાંથી કેટલાએ સંગીન કામ કરી બતાવ્યું એ પ્રશ્નનો ઉત્તર હતાશ કરી દેશે. હા, આપણી ઇચ્છા છતાં નિષ્ક્રિયતા પાછળ સમય, સંજોગો, વાતાવરણ, અંગત સમસ્યાઓએ પણ બહુ મોટો ભાગ ભજવ્યો છે. સાથે સાથે એક બીજી ઘટના એ પણ જોઈ શકીશું કે આજે પ્રમાણમાં પુષ્કળ વહેલી સ્વીકૃતિ મળતી થઈ ગઈ છે. બહુ જ નાની વયે પણ કેટલાં બધાં પુસ્તકો આપણાં નામ પર ચઢી ગયાં છે ! પારિતોષિકો, એવોર્ડો કેટલા બધા સુલભ બની ગયા છે. રખે આનો અર્થ એવો કરીએ કે આપણા સમયમાં સાહિત્યિક વાતાવરણ સુધરી ગયું છે.

*આ સમગ્ર પ્રવૃત્તિ એકાએક શરૂ થઈ નથી એના પ્રમાણરૂપે આ પરિપત્ર પહેલી વાર અમે જાહેરમાં મૂકીએ છીએ.

એક સમયે તો બહુ નાની વયે પણ સાહિત્યકારોનું વલણ ઉન્નતભ્રૂ જોવા મળ્યું હતું. ૧૯૬૦થી ૧૯૭૦ સુધીનાં સામયિકો લઈને બેસો. સંસ્કૃતિ, ક્ષિતિજ, ગ્રંથનાં પૃષ્ઠોમાંથી આમ જ પસાર થાઓ. આપણા એ લેખકોને ભારોભાર અસંતોષ હતો. ભલભલા દિગ્ગજોની ટીકા નાનામોટા પણ કરી શકતા હતા. જશવંત શેખડીવાળાએ યશવંત શુક્લે કરેલા એક નાટકના અનુવાદ 'સાગરઘેલી' વિશે કેવી આકરી ટીકા કરી હતી. સુમન શાહ, રઘુવીર ચૌધરી, ભોળાભાઈ પટેલ, ચંદ્રકાંત ટોપીવાળા, રાધેશ્યામ શર્મા, ચિનુ મોદી એકબીજાની ટીકા કરી શકતા હતા અને એમની મૈત્રી જળવાઈ રહેતી હતી. આકરી ટીકાઓ ઉગ્ર પત્રચર્ચાઓમાં પરિણમતી ન હતી. નવલરામ અને નર્મદના સમય સુધી ન જઈએ; બ.ક.ઠાકોર, નાનાલાલ, નરસિંહરાવ સુધી ન જઈએ; મધુદર્શી સમન્વયકારનો થોડો વારસો ઝીલનારા ઉમાશંકર જોશીએ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના કાન આધુનિક કવિતાના છંદોલયના સંદર્ભે કેવા પકડ્યા હતા એ તો સૌને યાદ છે.

વર્તમાન સંજોગોમાં બીજી એક મુશ્કેલી ઉમેરાઈ, દરેક યુગને પોતાનું આગવું વાતાવરણ હોય જ. તેમ છતાં અત્યારે આપણી બધી જ સર્જનાત્મક પ્રવૃત્તિઓ મંદ પડી ગઈ છે, સંખ્યાની દૃષ્ટિએ મંદી નહિ હોય પરંતુ ગુણવત્તાની દૃષ્ટિએ તો મુશ્કેલીઓ ઊભી થઈ જ છે. આ ઘટના માત્ર આપણે ત્યાં જ જોવા મળે છે એવુંય નથી. વિદ્યાસંસ્થાઓ ઝાંખી થઈ રહી છે. નવી પેઢી જૂનીનું સ્થાન નહિ લઈ શકે એવી શંકા ઘણાં બધાંને જવા માંડી છે. આ શંકા સાવ નિર્મૂળ છે એવી વાત તીખાશથી, બળતરાથી કરીને પણ નવી પેઢી પોતાના અસ્તિત્વને સાર્થક કરવા આગળ આવતી નથી એ પણ એક હકીકત છે. વળી એક વિચિત્ર વિરોધાભાસ જોવા મળે છે. આવા વાતાવરણમાં નવા સાહિત્યની ભારોભાર પ્રશંસા થઈ રહી છે. જે સમયે પ્રમાણમાં સારું લખાતું હતું તે વખતે આની ટીકા કંઈ ઓછી કરવામાં આવતી ન હતી. એક જ નમૂનો લેવો હોય તો કહી શકીએ કે મધુ રાયના પહેલા વાર્તાસંગ્રહના સંદર્ભે રઘુવીર ચૌધરીએ 'પ્રયોગો અનેક પણ ઉપલબ્ધિ ?' એવો પ્રશ્ન કર્યો હતો; હા, આજે એ સર્જન અને વિવેચનમાંથી પસાર થાઓ તો આ વિવેચકના કેટલાક મુદ્દા સાચા હતા એમ લાગશે. મધુ રાયે એથી કંઈ સૌજન્ય ગુમાવ્યું

ન હતું. આજે આવી ઘટનાઓ કેમ વિરલ બનવા માંડી છે ?

આજે પ્રવાહો બદલાયા છે એની ના નહીં, અને એ બદલાવા પણ જોઈએ. આધુનિકતાવાદે ગમે તેટલી સિદ્ધિ મેળવી હોય તો પણ એની પ્રદક્ષિણા તો ન જ કરી શકાય. અત્યારે બે પ્રકારની પ્રતિક્રિયા જોવા મળે છે. કેટલાક અનુઆધુનિકતાવાદીઓ આધુનિકતાવાદને સમજ્યા કર્યા વિના ગાળો આપતા થઈ ગયા છે. બીજી બાજુ અનુઆધુનિકતાવાદને સંસ્કૃતિઓના ઇતિહાસમાં જોવા મળતી ગતિની વિભાવનાઓના સંદર્ભે જોવાની ઉદારતાનો અભાવ પણ છે. આધુનિકતા કે અનુઆધુનિકતા હોય – આ બધા પ્રશ્નોને સમગ્ર પરંપરાના સંદર્ભે જોવા જોઈએ. જો એવું લાગે તો આધુનિકતાવાદનું પુનર્મૂલ્યાંકન પણ કરી શકાય. પરંતુ આનો અર્થ એવો નથી થતો કે અનુઆધુનિકતાવાદને નામે કંઈ પણ ચલાવી લેવાય, ગમે તેવા પ્રયોગોને કવિતાના નામે ઓળખાવી શકાય. છેક નર્મદના સમયથી જોઈશું કે ક્યારેય સાહિત્યકાર માત્ર સાહિત્યકાર રહીને સર્જન કરતો ન હતો, એમાં તે માનતો પણ ન હતો. આધુનિકતાવાદના સમયમાં એવું માની લેવામાં આવ્યું કે કળાકાર માત્ર સાહિત્ય કે કળાના જગતમાં જ રચ્યોપચ્યો રહે છે. ઉમાશંકર જોશી, નિરંજન ભગત કે સુરેશ જોષી જેવા સર્જકોએ આ માન્યતાને સમૂળગી ખોટી સાબિત કરી છે. તેઓ સતત સાહિત્યને વ્યાપક સંદર્ભમાં જ જોતા રહ્યા છે. આનંદકુમાર સ્વામીએ એક લેખમાં કહ્યું છે કે એ કેવો સાહિત્યકાર જે માત્ર સાહિત્ય જ વાંચે અને એ કેવો યુરોપીય સર્જક જે કેવળ યુરોપનું જ સાહિત્ય વાંચીને બેસી રહે ? સ્વામી તો પરંપરાવાદી હતા, ભારતીય કળાવિચારના બહુ મોટા પુરસ્કર્તા. છતાં રુચિની ઉદારતા ભારોભાર પ્રમાણમાં જોવા મળશે. અહીં તરત જ આપણને યાદ આવે :'એ તે કેવો ગુજરાતી, જે કેવળ હોય ગુજરાતી ?'

આપણે કબૂલી લઈએ કે આપણું વાચન મર્યાદિત છે. કહેવા ખાતર અથવા એલિયટને અંજલિ આપવા ખાતર કહીશું કે પરંપરાનું જ્ઞાન અનિવાર્ય છે, પરંતુ એ બધી પરંપરાઓ પુસ્તકાલયનાં કબાટોમાંથી બહાર આવીને આપણાં આંખકાનને જીવતાં બનાવતી નથી અને એને પરિણામે આપણામાં રુચિની ઉદારતા પણ પ્રમાણમાં ઓછી જોવા મળે છે.

આજે આવી કેટલીક કડવી વાસ્તવિકતાઓ સ્વીકારીને ચાલવું જોઈએ. સાથે સાથે માત્ર ગણ્યાગાંઠ્યા સાહિત્યના શિક્ષકો કે વિદ્યાર્થીઓને જ નહિ, પણ સમાજના એ સિવાયના અમુક વર્ગની રુચિ સંસ્કારવાનું કામ પણ કરી શકાય. સાહિત્યના અધ્યાપકો-વિદ્યાર્થીઓ સિવાય એક મોટો વર્ગ છે અને તે સ્વેચ્છાએ સાહિત્યજગતની અદ્‌ભુત ઘટનાઓ માણવા એટલો જ આતુર છે. આવી પ્રવૃત્તિઓ કેવી રીતે શરૂ કરવી એ વિશે થોડો વિચારવિમર્શ કરવો જરૂરી છે.

અત્યારે આપણે અવિધિસર પણ નિયમિત રીતે મહિનામાં ઓછામાં ઓછું એક વાર મળવાનું ગોઠવીએ. આપણે વડોદરા અને વડોદરાની બહાર મળીએ, જે કંઈ ખર્ચ આ નિમિત્તે થાય તે વહેંચી લઈએ. એવી શ્રદ્ધા છે કે આપ અમારી આ પ્રવૃત્તિમાં જોડાશો. નીચેના સરનામે સમ્મતિ મોકલી આપો અને થોડા સમયમાં પહેલી બેઠકની વિગતો મોકલી આપીશું.

# સન્નિધિની પ્રથમ બેઠક : ઉદ્ઘોષ અને આયોજન

તા.૩જી ઑગસ્ટ, ૨૦૦૩ના રોજ 'સન્નિધિ'ની પ્રથમ બેઠક શિરીષ પંચાલના ઘેર યોજાઈ હતી. 'સન્નિધિ'નો આરંભ કરવા પાછળનો આશય સ્પષ્ટ કરતો ઉદ્ઘોષણાપત્ર નજીકના મિત્રોને મોકલાવ્યો હતો. આ પત્રમાં વ્યક્ત થયેલી અમારી ભાવનાને સક્રિય પ્રતિસાદ મળ્યો છે તેનો અમને વિશેષ આનંદ છે. બેઠકમાં ઉપસ્થિત રહેનાર મિત્રોમાં શિરીષ પંચાલ, સનત્ ભટ્ટ, રમણ સોની, મણિલાલ પટેલ, ભારતી દલાલ, જયદેવ શુક્લ, મીનળ દવે, કિશોર વ્યાસ, અજય રાવલ, સમીર ભટ્ટ, જયેશ ભોગાયતા, યુયુત્સુ પાંલ, હસિત મહેતા હતા. બકુલ ટેલર, રાજેશ પંડ્યા, શરીફા વીજળીવાળા અને દર્શિની દાદાવાલા તેમના કૌટુમ્બિક કે અનિવાર્ય કારણો બદલ હાજર રહી શક્યા નહોતાં. આ મિત્રોએ ફોન દ્વારા તેમ જ રૂબરૂમાં 'સન્નિધિ'ના આરંભને અત્યારની મૂળભૂત જરૂરિયાત ગણાવ્યો છે.

બેઠકના પ્રારંભે શિરીષભાઈએ ભૂમિકા બાંધી હતી. સાહિત્ય અને લલિત કળાઓ વચ્ચેના સંબંધોની તપાસ કરવાના આશયથી તેમણે અને જયદેવભાઈએ થોડાં વર્ષો અગાઉ એક આયોજનનો નકશો તૈયાર કરેલો પણ એ નકશો પ્રકાશમાં આવી શક્યો નહિ. વર્ષોથી મનમાં સતત સળવળતી ઇચ્છા આજે 'સન્નિધિ'ની પ્રથમ બેઠક રૂપે મૂર્ત થઈ છે તેનો આનંદ વ્યક્ત કર્યો હતો. વર્તમાન ગુજરાતી સાહિત્ય જાણે એક કટોકટીમાં છે. તેમ જ અધ્યાપનની હાલત કંગાળ છે, આસપાસનું વાતાવરણ નિર્જીવ અને શુષ્ક છે. આ વાતાવરણથી કેટલાક મિત્રો ચિંતિત છે ખરા પણ એ બધા વચ્ચે સંક્રમણનો અભાવ છે, આદાનપ્રદાન નથી. બીજા અર્થમાં સક્રિયતા ઓછી છે. ઈ.સ.૧૯૬૦થી ૧૯૭૦ના ગાળાનું જે વાતાવરણ હતું તે વાતાવરણ પછીના દાયકામાં નરમ પડ્યું ને તેને પુનઃ જીવંત કરવા માટે કેટલાક મિત્રો સક્રિય બન્યા હતા ખરા પણ તેમના પક્ષે સાહિત્યતત્ત્વની ખેવનાના મુકાબલે આત્મસ્થાપનાનું જોર વિશેષ હતું તેથી થોડા સમયમાં એ પ્રવાહો પણ ક્ષીણ થયા. ને આજે ફરી નક્કર ઇરાદાઓ અને શુદ્ધ ભાવનાઓથી સક્રિય બનવાની અનિવાર્યતા ઊભી થઈ છે. કેટલાકને શંકા થવા માંડી છે કે સાહિત્યને હવે

પ્રજા નહીં જીવાડી શકે. સાહિત્યને જીવાડવાનું કામ વિદ્યાસંસ્થાઓએ જ કરવું પડશે. આ મુદ્દો પણ એટલો જ વિવાદાસ્પદ છે. જેને આપણે સામાન્ય માનવી તરીકે ઓળખીએ છીએ એ ઘણી વાર સાહિત્યના અધ્યાપક કરતાં વધારે રસ સાહિત્યમાં લેતો હોય છે. છતાં ધારો કે આપણે વિદ્યાસંસ્થાઓ સાથે કોઈ રીતે સાહિત્યને સાંકળવા જઈએ તો શિક્ષક તરીકેની આપણી પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન કરવું પડશે. નવી પેઢીના શિક્ષકો પાસે જીવંત વિદ્યાકીય વાતાવરણ નિર્માણ કરવાની બહુ મોટી જવાબદારી છે. શિક્ષકોની સજ્જતાના પ્રશ્નો છે તેમ પાઠ્યપુસ્તકોના ધોરણના પણ પ્રશ્નો છે. આ બધા પ્રશ્નોની ચિંતા આપણામાંના ઘણાંને છે પણ તેમની વચ્ચે સતત સંવાદ ચાલતો નથી. આ નિમિત્તે મળવાનું ઓછું થાય છે તેથી સાંપ્રત સાહિત્યપ્રવાહો અને વિદ્યાક્ષેત્રે ઊભા થયેલા પ્રશ્નોનું યોગ્ય પરિપ્રેક્ષ્યમાં ચિંતન થઈ શકતું નથી. આવું કશુંક નક્કર કરવા મહિનામાં એક વાર આયોજનપૂર્વક મળીએ તેવી ભાવના દ્વારા શિરીષભાઈએ તેમની વાત પૂરી કરી હતી. શિરીષભાઈના વિચારો સાથે તથા સક્રિયતા બતાવવાની અનિવાર્યતાના સંદર્ભે સંમતિ વ્યક્ત કરતાં રમણ સોનીએ મહત્ત્વની વાત કરી કે આપણા શિક્ષકોને અન્ય વિદ્યાશાખાઓમાં જે પ્રકારના પડકારોનો સામનો કરવાનો હોય છે તેવા પડકારો જ નથી. તેથી આપણા શિક્ષકોની અનેક નબળાઈઓ નભી જાય છે. મણિલાલ પટેલે 'સન્નિધિ'ની બેઠકોમાં ગુજરાતી તેમ જ અન્ય ભાષાઓની કૃતિઓના વાચન પર ભાર મૂક્યો હતો. આપણી વિદ્યાસંસ્થાઓની સ્થિતિ વિશે સમીક્ષાત્મક વિચારણા થવી જરૂરી છે. ગુજરાતી સાહિત્યમાં આવતાં સ્થિત્યંતરોની વાતો થવી જોઈએ. સાહિત્ય પર સમૂહમાધ્યમોનું જે આક્રમણ છે તેને ખાળવાના પ્રયત્નો વિશે ચર્ચા કરવી જરૂરી છે. ચર્ચામાં જોડાતા શિરીષભાઈએ ચિત્રકારો, સંગીતકારો અને નૃત્યકારો સાથે સંવાદના આયોજન પર ભાર મૂક્યો. જયેશ ભોગાયતાએ કેટલાંક સામયિકોના સંપાદકો સ્પષ્ટ અને નિર્ભય રીતે લખનાર સમીક્ષકોને અવલોકનપ્રવૃત્તિથી દૂર રાખવાનું કૃત્ય કરે છે તેનો સખત વિરોધ દર્શાવ્યો હતો. આ પ્રકારની સંપાદકીય પ્રવૃત્તિઓ ઉત્સાહી અને નિષ્ઠાવાન સમીક્ષકના ઉત્સાહને મંદ પાડે છે. આવા સંજોગોમાં તેમણે 'સન્નિધિ'ના જ એક માસિકપત્રની અનિવાર્યતા દર્શાવી હતી. અંગત સ્વાર્થ અને

બિનસાહિત્યિક હેતુઓના જોરે સંપાદનપ્રવૃત્તિ ચલાવતા સંપાદકો નિરપેક્ષભાવે સર્જન તેમ જ વિવેચન માટે કેટલો અવકાશ આપી શકે? તેમણે રમણ સોનીને 'પ્રત્યક્ષ'નાં વધુ પાન ફાળવીને આ પરિસ્થિતિનો ઉકેલ લાવવામાં મદદરૂપ થવાની વાત કરી ત્યારે રમણભાઈએ આ દિશામાં સક્રિય બનવાની હૈયાધારણા આપી હતી. ચર્ચામાં ભાગ લેતા અન્ય મિત્રોમાં જયદેવ શુક્લ, કિશોર વ્યાસ, મીનળ પટેલ, અજય રાવલ, હસિત મહેતા તથા સમીર ભટ્ટે સક્રિય બનવાની તત્પરતા દર્શાવી હતી. તેમ છતાં અંગત રીતે એવું લાગ્યા કરે છે કે જાણે હજુ પણ સાંપ્રત દુર્દશા માટે જવાબદાર પરિબળો સામે જોઈએ તેટલો રોષ નથી. જાણે કે ક્યાંક બધું ગોઠવાઈ ગયું છે ને આંચકાઓ આવશે તો અસ્થિર બની જવાનો કલ્પિત ભય સતાવતો હોય તેવું વર્તાય છે. પણ શિરીષભાઈએ આરંભે જ ભારપૂર્વક કહેલું કે આપણામાંના અહીં ઉપસ્થિત સર્વે મિત્રોને ઇનામો, પારિતોષિકો કે અન્ય નોકરીના લાભો માટે ખેવના કે પરવા નથી તેથી સંસ્થાઓનાં કે વ્યક્તિઓનાં સ્થાપિત હિત સામે અવાજ ઉઠાવવામાં કોઈને ડર છે જ નહિ.

બેઠકમાં ઉપસ્થિત સર્વેના વિરોધનો મુખ્ય સૂર આપણાં સામયિકોમાં પ્રગટ થતી રચનાઓના સ્તર તરફનો હતો. આ પરિસ્થિતિના ઉકેલ માટે પ્રત્યેક સામયિકમાં પ્રગટ થતી સામગ્રીની નિષ્પક્ષભાવે સમીક્ષા કરવાનું નક્કી થયું હતું. સ્વાદિષ્ટ નાસ્તો અને આદુ-ફુદીનાવાળી ચાના આનંદ બાદ ફરી બેઠકની ચર્ચાનો દોર આગળ લઈ જતા બધા મિત્રોએ સામયિકોની નિયમિતપણે સમીક્ષા કરવાનું આયોજન કર્યું છે. સામયિકોની સમીક્ષા કરવાનું કામ ત્રણ મિત્રોએ સ્વીકાર્યું છે. કિશોર વ્યાસ, હસિત મહેતા અને સમીર ભટ્ટ સામયિકોમાં પ્રગટ સામગ્રીની સમીક્ષા કરશે અને પ્રત્યેક સામયિકના સંપાદકને 'સન્નિધિ'ના પ્રતિભાવ મોકલી આપવામાં આવશે. કોઈ કારણસર જો સંપાદક પ્રતિભાવ છાપવા સમ્મતિ નહિ દર્શાવે તો એ સમીક્ષાની કેટલીક નકલો મિત્રોને મોકલવી તેવું નક્કી કર્યું છે.

આપણે જાણીએ છીએ કે ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા અધિવેશનો અને જ્ઞાનસત્રોમાં વાર્ષિક સરવૈયાંઓ રજૂ થાય છે. ક્યારેક કોઈ સામયિકોમાં અહેવાલ રૂપે કે યોગ્ય પ્રસિદ્ધિ આપવામાં આવે છે, આ પ્રવૃત્તિમાં વધુ પૂરક

કામગીરી બજાવી શકાય એવા આશયથી 'સન્નિધિ'એ ડિસેમ્બર, ૨૦૦૩ સુધીનાં વિવિધ સાહિત્યસ્વરૂપોના પુસ્તકોની સમીક્ષા કરવાનું આયોજન કર્યું છે. તેમાં નવલકથા વિશે પુરુરાજ જોષી, નવલિકા વિશે અજય રાવલ, નાટક વિશે મીનળ દવે, કવિતા વિશે રાજેશ પંડ્યા, સંશોધન વિશે રમણ સોની, સંપાદનો વિશે મણિલાલ પટેલ, અનુવાદ વિશે શિરીષ પંચાલ, વિવેચન વિશે જયેશ ભોગાયતા, નિબંધ વિશે કિશોર વ્યાસ, ચરિત્ર સાહિત્ય વિશે હસિત મહેતા, સામયિકો વિશે જયદેવ શુક્લને જવાબદારી સોંપવામાં આવી છે.

'સન્નિધિ'ની બીજી બેઠકનું સ્થળ છોટાઉદેપુર(સનત્ ભટ્ટ) નક્કી થયું છે. તા.૧૪-૯-૨૦૦૩ને રવિવારના દિવસે સનતભાઈના ઘેર મિત્રો મળશે. 'સન્નિધિ'ની પ્રત્યેક બેઠક વડોદરા અને વડોદરાની આસપાસના નજીકનાં સ્થળોએ યોજવી એવું નક્કી થયું છે. બીજી બેઠકમાં શિરીષ પંચાલ એક પ્રશિષ્ટ કૃતિ વિશે વાત કરશે. મીનળ દવે નારીવાદને સ્પર્શતા મુદ્દાઓ વિશે વાત કરશે. કૃતિવાચન થશે જેમાં 'સન્નિધિ'ના મિત્રોની સર્જનાત્મક તેમ જ વિવેચનાત્મક કૃતિઓની સમીક્ષા થશે. 'સન્નિધિ'ની આગામી બેઠકોમાં જયંત પારેખ, રસિક શાહ, સિતાંશુ યશશ્ચંદ્ર, સુમન શાહ, રાજેન્દ્ર નાણાવટી, ચંદ્રકાન્ત ટોપીવાળા, ગુલામમોહમ્મદ શેખ, મધુસૂદન ઢાંકી, જ્યોતિ ભટ્ટ, ભોળાભાઈ પટેલ અને ક્યારેક નિમંત્રણ આપીને ગુજરાત બહારના કેટલાક મિત્રો પાસેથી કળાજગતની અને જ્ઞાનજગતની વિસ્તરતી સીમાઓનો પરિચય મેળવીશું. 'સન્નિધિ'ની બેઠકોમાં સાંપ્રત સમયમાં ચર્ચાતા નૂતન સાહિત્યિક, ચિંતનાત્મક અભિગમોની ચર્ચાને અગ્રતા આપી છે.

જયેશ ભોગાયતા તથા અન્ય મિત્રોએ લાંબા ગાળાના હેતુલક્ષી આયોજન પર ખાસ ભાર મૂક્યો હતો. આપણી પાસે નવલકથા સ્વરૂપનો, ટૂંકી વાર્તા સ્વરૂપનો કે વિવેચન પરંપરાનો આયોજનબદ્ધ દૃષ્ટિપૂર્ણ ઇતિહાસ નથી. આ દિશામાં કશુંક નક્કર કરવાની મહત્ત્વાકાંક્ષા રજૂ કરી હતી.

'સન્નિધિ'ના ઘોષણાપત્રના શીર્ષક વિશે થોડાં નામો વિચારેલાં. આ પ્રકારની પસંદગી વખતે દરેકના ચિત્તમાં 'સન્નિધિ'નો હેતુ મૂર્ત કરે તેવી શબ્દસંજ્ઞાની શોધ હતી. સનતભાઈએ 'ઉદ્‌ઘોષ' નામ સૂચવ્યું તેનો બધાએ સ્વીકાર કર્યો હતો.

૨/ આપણો આદર્શ તો વિશ્વસાહિત્યને પામવાનો હોવો જોઈએ. પણ, એ આપણું ભાવિ લક્ષ્ય. હાલ તો આપણે ભારતીય ભાષાઓના સાહિત્યથી પરિચિત થઈએ. આ માટે અન્ય ભાષીઓની સાથે પરિસંવાદો યોજવા.

૩/ દરેક ભાષા, દરેક સાહિત્યને તેની આગવી પરંપરા હોય છે. આ સાંસ્કૃતિક, સાહિત્યિક પરંપરાને આપણા સન્દર્ભમાં તપાસવી. ખાસ કરીને સંસ્કૃત સાહિત્ય અને અલંકારશાસ્ત્રીઓની સમૃદ્ધ પરંપરાને આત્મસાત્ કરવી.

૪/ સાહિત્ય સિવાયની અન્ય લલિતકલાઓની સાંપ્રત ગતિવિધિથી પરિચિત રહેવાનો પ્રયત્ન કરવો: કળાકારો સાથે વાર્તાલાપો ગોઠવવા અને શક્ય હોય તો કળાપ્રદર્શનો જોવાં

૫/ જ્યાં સુધી આપણે પ્રત્યક્ષ રીતે અન્ય ભાષાઓના સાહિત્યના સમ્પર્કમાં ન મુકાઈએ ત્યાં સુધી આપણને એ સાહિત્યનો સાચો ખ્યાલ ન આવી શકે; એટલે આપણા-માંથી કેટલાક અન્ય ભારતીય ભાષાઓ શીખવાની યોજના વિચારવી.

૬/ મધ્યકાલીન હસ્તપ્રતોના સમ્પાદન માટેની વ્યવસ્થિત તાલીમ લેવી.

— આપ જો આની સાથે સમ્મત થતા હો અને આ માટેના ચર્ચાવર્તુળમાં જોડાવા માગતા હો તો નીચેના સરનામે જણાવવા વિનંતી. અન્ય મિત્રોની સ્વીકૃતિ મળ્યે આપણે પહેલા પરિસંવાદની યોજના વિચારી શકીશું. આ માટે અન્ય સૂચનો મોકલવા વિનંતી. આપણે આ ચર્ચા-વર્તુળને વિશાળ બનાવવું નથી, મર્યાદિત ચર્ચાવર્તુળ હશે તો આપણે વધુ વ્યવસ્થિત રીતે કામ કરી શકીશું.

— શિરીષ પંચાલ * જયદેવ શુક્લ

પત્રવ્યવહાર માટેનું સરનામું:
શિરીષ પંચાલ
સી૫/એ૬ • અધ્યાપક કુટીર
પ્રતાપગંજ • વડોદરા
૩૯૦ ૦૦૨

ફેબ્રુઆરી, ૧૯૮૪



૨/ આપણી આર્ઝ તો વિશ્વસાહિત્યને પામવાની હોવી જોઈએ. પણ, એ આપણું ભાવિ લક્ષ્ય. હાલ તો આપણે ભારતીય ભાષાઓના સાહિત્યથી પરિચિત થઈએ. આ માટે અન્ય ભાષીઓની મદદથી પરિસંવાદો યોજવા.

૩/ દરેક ભાષા, દરેક સાહિત્યને તેની આગવી પરંપરા હોય છે. આ સાંસ્કૃતિક, સાહિત્યિક પરંપરાને આજના સંદર્ભમાં તપાસવી. ખાસ કરીને સંસ્કૃત સાહિત્ય અને અલંકારશાસ્ત્રમાંથી સમૃદ્ધ પરંપરાને આત્મસાત્ કરવી.

૪/ સાહિત્ય સિવાયની અન્ય લલિતકલાઓની સાંપ્રત ગતિવિધિથી પરિચિત રહેવાનો પ્રયત્ન કરવો: કલાકારો સાથે વાર્તાલાપો ગોઠવવા અને શક્ય હોય તો કલાપ્રદર્શનો જોવાં

૫/ જ્યાં સુધી આપણે પ્રત્યક્ષ રીતે અન્ય ભાષાઓના સાહિત્યના સંપર્કમાં ન મુકાઈએ ત્યાં સુધી આપણને એ સાહિત્યનો સાચો ખ્યાલ ન આવે શકે; એટલે આપણામાંથી કેટલાક અન્ય ભારતીય ભાષાઓ શીખવાની યોજના વિચારવી.

૬/ મધ્યકાલીન હસ્તપ્રતોના સંપાદન માટેની વ્યવસ્થિત તાલીમ લેવી.

— આપ જો આની સાથે સમ્મત થતા હો અને આ માટેના ચર્ચાવર્તુળમાં જોડાવા માગતા હો તો નીચેના સરનામે જણાવવા વિનંતી. અન્ય મિત્રોની સ્વીકૃતિ ગણી આપણે પહેલા પરિસંવાદની યોજના વિચારી શકીશું. આ માટે અન્ય સૂચનો મોકલવાં વિનંતી. આપણે આ ચર્ચાવર્તુળને વિશાળ બનાવવું નથી., મર્યાદિત ચર્ચાવર્તુળ હશે તો આપણે વધુ વ્યવસ્થિત રીતે કામ કરી શકીશું.

— શિરીષ પંચાલ * જયદેવ શુક્લ

પત્રવ્યવહાર માટેનું સરનામું:
શિરીષ પંચાલ
એચ/એક, અધ્યાપક કુટીર
પ્રતાપગંજ, વડોદરા
૩૯૦ ૦૦૨

ફેબ્રુઆરી, ૧૯૮૪



## સામયિક સમીક્ષા / કિશોર વ્યાસ

'પ્રત્યક્ષ', 'ગદ્યપર્વ', 'ફાર્બસ ત્રૈમાસિક', 'કંકાવટી',
'પરબ', 'શબ્દસૃષ્ટિ', 'તાદર્થ્ય'

દર માસે સામયિકોનાં પંદરસોથી વધુ પૃષ્ઠો પર સર્જકોનો, વિવેચકોનો કેવો પુરુષાર્થ ડોકાય છે ? સંપાદકો સંપાદનનાં ધોરણો બાબતે કેવા આગ્રહો સેવે છે ? સામગ્રીથી માંડીને એને નવતરરૂપે મૂકવાના કેટકેટલા પ્રયત્નો થાય છે એનો જવાબ સરળતાથી આપી શકાય એમ નથી. કમભાગ્યે સામયિક જગતની આ આબોહવાને જાણવા-નાણવાના ને એની નિયમિત સમીક્ષા કરી ઉત્તમને ચીંધવાની ને નબળાઈઓને સપાટામાં લઈ નવલરામના વિવેચન વિચારને આગળ ધરવો જોઈએ પણ એ કાર્યમાં પરિણમતું નથી. 'પ્રત્યક્ષ'ના પ્રત્યેક અંકની સમીક્ષા પણ હવે તો બંધ છે પરિણામે, જેવું લખાયું તેવું છપાયું એવી અખબારી દશાને પણ સારી કહેવડાવે એવી સ્થિતિમાં આપણે પહોંચી ગયા છીએ. સર્જકોનો જોસ્સો પ્રબળ હોય એ સમજી શકાય એવી વાત છે પણ એને પ્રગટ કરવાનો ને વાચકોના હાથમાં એ નિર્જીવ કાગળની થોકડી પકડાવી દેવાનો ઉત્સાહ ચાર ચાસણી ચઢે એવો છે. આને લીધે જંગી ઢોલના ગડગડાટમાં ઝીણી વાત કાને પડતી નથી. ગણનાપાત્ર સર્જન-સર્જક ક્યાં શું ને કેવી રીતે પ્રગટ્યો છે એ સજ્જ ભાવકોને કળવાનું પણ મુશ્કેલ બનતું હોય તો પછી છેવાડાના ભાવકના રુચિઘડતરનો, ભાવનનો વિચાર જ માંડી વાળવાનો રહે. આ સ્થિતિમાં આપણાં સામયિકો દુરારાધ્ય બને, એનાં ધોરણોને પુનઃપ્રતિષ્ઠિત કરવા ઉદ્યમ આદરે એવા શુભહેતુસર 'સન્નિધિ'એ

કેટલાંક નોંધપાત્ર સામયિકોની સમીક્ષા કરવાનું વિચાર્યું. આ સમીક્ષાનું પ્રયોજન આપણાં સામયિકો કેટલા અને કઈ દિશાએ જીવંત છે એ તપાસવાનું છે.

**પ્રત્યક્ષ :**

જાન્યુ-માર્ચ ૨૦૦૩માં સંપાદકીય નોંધ 'પ્રત્યક્ષીય' સિવાય આપણાં છ નવાં પુસ્તકોની અને એક-એક હિન્દી-અંગ્રેજી પુસ્તકોની સમીક્ષા છે. ત્રૈમાસિક રૂપે પ્રગટતા કોઈ પણ સામયિકને માટે આટલી સમીક્ષાઓ પૂરતી ગણાય ખરી એવો પ્રશ્ન જાગે એ સ્વાભાવિક છે. ચૂકાઈ જતાં અન્ય નોંધપાત્ર પુસ્તકોની સમીક્ષા ટૂંકમાં પણ થવી જ ઘટે એવું લાગે છે કેમકે આ જ અંકમાં પ્રગટ થયેલી સ્વીકાર-મિતાક્ષરીમાં સાઇઠથી વધુ પુસ્તકોની સૂચિ છે.

**ગદ્યપર્વ :**

વાર્તા અને ગદ્યના સામયિક તરીકે કિશોરાવસ્થામાંથી પસાર થઈ રહેલા 'ગદ્યપર્વે' આ ક્ષેત્રે ખાસ્સું એવું કામ કરી બતાવ્યું છે. આ અંકમાં કથનકેન્દ્રની વિવિધાને લીધે તેમ નિરૂપણશૈલીની નવીનતાને કારણે હસમુખ રાવલ, બિપિન પટેલ, કંદર્પ દેસાઈ અને જિતેન્દ્ર પટેલની વાર્તાઓ ધ્યાન ખેંચે છે. પરંપરાગત  સામગ્રી અહીં હાજર છે પણ માનવીય સંબંધની નિર્ભ્રાંતિને સહજ ભાષામાં મૂકી આપવામાં સર્જકનો પુરુષાર્થ સફળ રહેતો જણાય છે. કેવળ દલિત-પીડિતની વેદનાનાં પ્રસંગાલેખનો વાર્તા ન બની શકે એનો નમૂનો અહી 'મહાભારત' નામની કાનજી પટેલની વાર્તામાં જોવા મળે છે.

**ફાર્બસ ત્રૈમાસિક :**

સંશોધન-વિવેચનના લબ્ધપ્રતિષ્ઠિત ગણાતાં સામયિકમાં ફાર્બસ ત્રૈમા.ના આ અંકમાં (એપ્રિલ-જૂન-૦૩) સંપાદકીય લેખથી માંડી કેટલાક ધ્યાનાર્હ લેખો સમાવાયા છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો આધાર લઈને જ્યોતીન્દ્ર દવેના હાસ્યનિબંધોની મૂલવણી કરતા વિજય પંડ્યાએ જ્યોતીન્દ્રને આપણી વિવેચના મુજબ સમર્થ હાસ્યકાર ઠેરવવાનો પુરુષાર્થ કર્યો છે પરંતુ આ હાસ્યકાર સમર્થ કેટલા છે એની સમીક્ષા કરવાનો પુરુષાર્થ બાકી જ રહે છે. અમૃત ગંગરના સિનેમાલેખો માધ્યમની સંકુલ પરિભાષા અને લેખકની ભાષાને કારણે ભારઝલ્લાપણાનો અનુભવ કરાવતા રહે છે. અગાઉના અંકોમાં સિનેમામાં

પ્લેસ, સ્પેસને લગતી વાત કર્યા પછી આ અંકમાં ગંગરે 'ટાઈમ'ની વાત ઉપાડી છે પણ અહીં તો સમય, કાળની સૂક્ષ્મ વ્યાખ્યાઓ આપવા ગંગરે અથર્વવેદ, વિધવિધ દર્શનોથી માંડીને અનેક ચિંતકોનાં વિધાનોની લંબાણથી ચર્ચા કરી છે ત્યારે એમ કહેવાનું થાય છે કે સિનેમાના પ્રખર અભ્યાસી એવા ગંગર આપણા કોર્ટમાં બોલને મોકલે છે ખરા પણ આપણા જેવા ભાવકો એને ઝીલી શકતા નથી. પુસ્તકસમીક્ષાઓ અત્યંત અલ્પમાત્રામાં અહીં દેખા દે છે. ત્રૈમાસિક માટે રૂઢ થયેલા સમીક્ષકો જ અહીં કામ કરતા દેખાય છે. અભ્યાસલેખમાં અંગત નિરૂપણના વણાટને લીધે લેખની પ્રતીતિકરતા વધતી હશે એવો ભૂલભર્યો ખ્યાલ ભરત મહેતાના લેખમાં જોઈ શકાશે. ('સમકાલીન ઈતિહાસ અને નવલકથા-'તમસ'ના વિશેષ સંદર્ભે') ઈટાલિયન નવલકથાકાર બેરિકોની 'સિલ્ક' નવલની આસ્વાદમૂલક સમીક્ષા મહેશ દવેના હાથે સરસ રીતે નિપજી આવી છે. અગાઉના બે અંકોથી ચાલ્યો આવતો વીરુ પુરોહિતનો લેખ 'શું ગુજરાતી કવિતા હજી પ્રસ્તુત છે ?' ચર્ચાસ્પદ વિધાનોથી ખીચોખીચ છે. જે કવિમિત્રોએ આ લેખ પર નજર દોડાવી હશે એ તમામને આ લેખ અંગે કશુંક કહેવાનું થશે જ એમ માનવાને અહીં ઘણાં કારણો મળી રહે એમ છે. કવિઓ અને કવિતાના શિક્ષકો પોતાની કલાને લોકો સુધી લાવવાની જવાબદારી સ્વીકારે એમ કહીને લેખકે વિનમ્રભાવે જે સૂચનો મૂક્યાં છે એમાંના લગભગં ઘણાંખરાં સૂચનો આપણી આસપાસ થતાં ને થઈ રહેલાં આપણે જોઈએ જ છીએ. લેખ કોરા પાંડિત્યમાં લાગવાનો સંભવ વધુ તો એટલા માટે જણાય છે કે અહીં કોઈ દૃષ્ટાંત નથી. કોઈ ગુજરાતી કવિતાની-કવિની વાત નથીઃ સપાટી પરના આ લેખનું મૂળ તો આ છેલ્લા અંકમાં સૂચિત થાય છે કે આ લેખનો પ્રેરણાસ્રોત ડાનાગીઓઈનો નિબંધ છે. એ નિબંધ આ દીર્ઘ લેખ સાથે સંપાદકે વાચકોના લાભ માટે પ્રસિદ્ધ કરવો જોઈતો હતો.

**કંકાવટી :**

સાદગી અને નિયમિતતાને અંકે કરીને પ્રત્યેક અંકમાં એક-બે ધ્યાન ખેંચનારી સામગ્રી ધરતાં 'કંકાવટી'એ પોતાની મર્યાદામાં રહીને ઝીણું કાંત્યા કર્યું છે. 'કંકાવટી'ના કવિતાવિભાગમાં ગઝલ સ્વરૂપનો મહિમા છે તે છતાં અહીં

ધ્વનિરાણી દેસાઈની 'આકાર' રચના સિવાય 'રાગ મારવાં' જેવી મંગલેશ ડબરાલની અછાંદસની કૃતિ નિબંધ જેવી વધુ છે. નિર્મિશ ઠાકર, રવીન્દ્ર પારેખની ચીલાચાલુ ગઝલો ને 'આસિમ' રાંદેરીનાં ઘણાં બધાં મુક્તકોમાંથી બે મુક્તકોને જુદાં તારવી શકાય એવાં છે. બાકીનાં મુક્તકોમાં અમારી આંખમાં પ્રશ્નો જ છે

'જવાબ નથી
નથી, નથી જ અહીં કોઈ
ઈન્કીલાબ નથી'

– માં પ્રગટતી રૂઢિ-પરંપરાની ગુલામી એનાં મુક્તકોમાંથી વીણી શકાય એમ છે. હસમુખ રાવલની ત્રણ અછાંદસ રચનાઓમાં 'દ્વૈત' અને 'ગણિતકાવ્ય' નોંધ લેવાય એવાં બની આવી છે.

રતિલાલ 'અનિલ'ના નિબંધો 'કંકાવટી'નું એક જમાપાસું ગણી શકાય. યુયુત્સુ પંચાલે હિન્દી પરથી 'મહાવેસ્સંતર' જાતકના એક ખંડનો અનુવાદ અહીં આપ્યો છે એ તેમ જ વિષ્ણુ પ્રભાકરની 'મારું વતન' વાર્તાનો શરીફાએ કરેલો અનુવાદ આ અંકના વિશેષો બની રહે છે. વિવેચન, પુસ્તકસમીક્ષા કે સાહિત્યનાં અન્ય સ્વરૂપોની અહીં તાણ વરતાયા કરે છે પરંતુ ક્રાઉન સાઈઝનાં ચાળીસ પૃષ્ઠોમાંથી ભાવકને કશુંક આસ્વાદ્ય મળી રહે એવી સંપાદકીય ખેવના અહીં સફળ થયેલી છે.

**પરબ :**

પરિષદના મુખપત્ર હોવાને નાતે વિશાળ વાચક વર્ગ ધરાવતા 'પરબ'માં સંપાદકીય, કવિતા, વાર્તા, નિબંધ, ભારતીય તેમજ વિદેશી સાહિત્ય, વિચાર વિનિમય, ભાષાચર્ચા, જ્ઞાનસત્ર વિશેષાંગ, પરંપરાવિશેષ, સર્જકવિશેષ જેવા અનિયમિત વિભાગો ને લટકામાં પત્રસેતુ, ચર્ચા અને સાહિત્યવૃત્ત જેવા છોગાઓ છે. આ જ અંકમાં નવા વરાયેલા તંત્રી એમ લખે છે કે : 'કવિતાની બે મોટી ફાઈલોમાંથી પસાર થઈ ગયો તો થોડાક અપવાદ સિવાય લગભગ બધી કવિતાઓ અસ્વીકૃત કરવી પડી.' તંત્રીએ નવા તાજગીભર્યા મૌલિક અવાજો મળી રહે એ માટે બધીયે દિશામાં નજર પાથરી છે પણ દુર્ભાગ્યે આ અંકમાં એવો નવો અવાજ મળતો નથી. તંત્રીએ આ કારણોની પાછળ નવોદિતોના ઓછા તપને જવાબદાર ઠેરવ્યું છે. નવોદિતની ધીરજ, સાધના

અને સજ્જતાની ઊણપ, સૂક્ષ્મ નિરીક્ષણ, ગુજરાતી ઉપરાંત દેશવિદેશના સાહિત્યના વાચન-ચિંતન-મનનના અભાવની, શાસ્ત્રીય ગાયકો, વાદકો જેવા રિયાઝના અભાવની વાતને યોગ્ય રીતે જ નોંધી છે પણ સામે છેડે જે જૂના-સ્થિર થઈ ચૂકેલા અવાજો છે એના તપનું શું ? અહીં પ્રગટ થયેલા ચન્દ્રકાન્ત શેઠનાં પાંચ લાંબાં 'અ-કાવ્યો' ખરેખરા અકાવ્યને પાત્ર છે ને તે છતાં તંત્રીએ ગાંધીયુગમાં શોભી ઊઠત એવાં આ પાંચે પાંચ કાવ્યો વાચકોના માથે ફટકાર્યા છે. એવું જ ધીરુ પરીખના 'ઘડિયાળ' કાવ્ય વિશે કહી શકાય. એ રચના બાળકાવ્યોનાં સામયિકોમાંથી છૂટી પડી જઈને 'પરબ'ના પાને આવી ચઢી છે. ઉજમશી પરમારનાં ત્રણ ગીતો અને ઉષા ઉપાધ્યાયની ગીત રચના એક વાર વાંચી શકાય એમ છે. આ અંકમાં હસમુખ શાહનો નિબંધ, ઉમાશંકર સાથે વિચારવિનિમય જેવો બકુલ ત્રિપાઠીનો લેખ, ઊર્મિ દેસાઈની વ્યાકરણ વિષયક કોટીની લેખશ્રેણીનો મણકો, નરોત્તમ પલાણનો 'મૌખિક પરંપરા' અને આ સૌનું સાટું વાળતી વિનોદ મેઘાણીની અનુવાદ વિશે ગંભીરપણે વિચારવા પ્રેરતી ચર્ચા 'પરબ'નો વિશેષ બની રહે છે. થોડા જ સમયથી શરૂ થયેલા 'પ્રમુખીય વક્તવ્યોના અંશો, શતાબ્દી વંદના' હેઠળ ગત સાહિત્યકારોના સર્જનને મૂકી આપવાનો યત્ન સ્તુત્ય ગણાય પરંતુ 'પત્રસેતુ' વિભાગમાં સંપાદકની ગુણસંકીર્તનની પરંપરાને તજીને નવા સાહિત્યિક મુદ્દાઓ છેડાતા રહે તો જ એ વિભાગ વાચનક્ષમ બની રહે .

**શબ્દસૃષ્ટિ :**

સાહિત્ય અકાદમીના આ મુખપત્રે છેલ્લાં છ-સાત વર્ષોમાં રૂપેરંગે તેમ કેટલાક વિશિષ્ટ વિશેષાંકો આપીને પોતાની સક્રિયતાનો પુરાવો આપ્યો છે. મુખપૃષ્ઠ પર ભૂપેન ખખ્ખરના ચિત્રથી શોભતા આ અંકમાં જગદીપ સ્માર્ત, ટોપીવાળાનાં સ્મૃતિચિત્રો છે એ ઉપરાંત પ્રત્યેક અંકમાં પરદેશી વાર્તાકારનો પરિચય કરાવતો બિપિન પટેલનો લેખ, મણિલાલનો સાંપ્રત ગુજરાતી નવલકથા વિષયક અભ્યાસ, ત્રિદીપ સુહૃદનો 'પરિદૃશ્ય' વિભાગ આ અંકોના ધ્યાનાર્હ મુદ્દાઓ છે. ગ્રંથાવલોકનમાં ગંભીરતાની ઊણપ છે. ભાષાથી માંડીને એનાં નિરીક્ષણોમાં ગતાનુગતિકતા વરતાય છે. 'પરિચાયિકા' જેવા વિભાગમાં પરિચય ટૂંકમાં ઘણું ચીંધે એવો હોવાને બદલે સપાટી પરનાં

વિધાનોમાં રત છે. 'પિસ્તાળીસ દિવસ રંગપર્વ' જેવા પરિસંવાદના અહેવાલમાં જે વિષયો સૂચિત થયા છે એ કોઈ પણ અભ્યાસીને પ્રેરક બની રહે એમ છે. 'સંવાદ-વિવાદ' વિભાગમાં ચર્ચાપત્રો દ્વારા વાચકોની ભાગીદારી દેખાઈ આવે એવી છે. અંકમાંનો સંપાદકીય લેખ ભોળાભાઈ પટેલે ગુજરાતીના અધ્યયન-અધ્યાપન પ્રશ્ન સંદર્ભે કર્યો છે જે એમના 'આવ ગિરા ગુજરાતી' પુસ્તકમાં એકથી વધુ વાર ચર્ચાયો છે. થયેલાં વક્તવ્યોને તંત્રીલેખ રૂપે ધરવાનો પુરાતન ધારો આમ, સંપાદકે આગળ ધપાવ્યો છે.

**તાદર્થ્ય :**

તૃપ્તિ ઓઝાને વારસામાં મળેલું 'તાદર્થ્ય' સર્વ સ્વરૂપલક્ષી સામયિક છે. ઉશનસ્, પ્રણવ મહેતાનું ગીત, રાધેશ્યામ શર્મા અને મનસુખ લશ્કરીની અછાંદસ રચનાઓ, મહેશ રાવલ અને જિજ્ઞેશ વાળાની ગઝલો અહીં કશા પણ વિશેષને સૂચિત કરતી નથી. વાર્તા, પુસ્તકસમીક્ષા એમના હંમેશના નબળાં અંગો છે. અરુણા બક્ષીનો 'નારીચેતના અભિયાન : વર્જિનિયા વુલ્ફ', 'માયાપુરુષ' અને 'અંગપચીસી'ની કૃતિસમીક્ષા કંઈક અંશે રાહત આપે છે. 'નવનીત-સમર્પણ' પછી આ બીજું એવું સામયિક છે જેમાં ધારાવાહી નવલકથા પ્રકાશિત થાય છે. હાસ્યલેખ, કાવ્ય આસ્વાદ જેવા વિભાગોમાં હાસ્યલેખ (વાલ્મીક મહેતા) સિવાય નિરાશા ઉપજે છે. 'તાદર્થ્ય'ની નિયમિતતા કાબિલે દાદ છે પરંતુ એના રૂપરંગમાં તો ઠીક સામગ્રીમાં પણ 'આગે સે ચલી આતી હૈ'નું વલણ આઘાતક છે.

નોંધપાત્ર એવાં કેટલાંક સાહિત્યિક સામયિકોના આ એક જ માસના અંકોને અવલોકતાં જણાશે કે સાહિત્યક્ષેત્રમાં નવી કલમો, નૂતન સર્જકો-વિવેચકોનો દુષ્કાળ પ્રવર્તે છે. જે જાણીતાં નામો છે એમાંથી કેટલાયે જૂની મૂડીએ પોતાનો વેપાર ચલાવી રહ્યાં છે. તંત્રી-સંપાદકો મળેલી સામગ્રીમાંથી જ ઉત્તમને શોધવાના પ્રયત્નોમાં છે પરિણામે 'પરબ'ના તંત્રીને હાથ લાગેલી નિરાશા કદાચ સૌ તંત્રીઓની નિરાશા હશે એમ માનવાનાં પ્રમાણો એમના અંકો આપી જાય છે. ખૂણે બેઠેલા અભ્યાસી પાસેથી લખાણો મેળવવાના ને ધાર્યું કામ કઢાવવાના પ્રયત્નો સામયિકો દ્વારા થતા હોય એવું લાગતું નથી. મધ્યકાલીન સાહિત્યથી માંડીને પરદેશી સાહિત્યથી સજ્જ એવા

ગંભીરતાથી કામ કરનારા લોકો પાસેથી ઉઘરાણી કરી કરીને ન થાકવાના પ્રસંગો દૂર જતા રહ્યાં હોય એવા અનુભવ પમાય છે. અવલોકનો, આસ્વાદો ને લેખસામગ્રીમાં કશું ચોંકાવી મૂકનારું તત્ત્વ જ ગેરહાજર છે. કવિતા પ્રકાશનની લાંબા સમયથી ચાલી આવતી ફરિયાદોમાં વજૂદ હોવા છતાં ઉત્તમ ન હોય તો ન છાપવાની સાહસવૃત્તિ આપણામાં નથી એ દેખાય છે. અનુવાદોમાં રહેલી ઊણપોને ચીંધતી વિનોદ મેઘાણીની ચર્ચા જેવી ઉપકારક વાતોને વિસારે પાડી નિરર્થક ચર્ચાઓનો આવેશ દેખા દેતો રહ્યો છે. આપણા સંપાદકીય લેખો પણ એ દિશાની પ્રેરકતા ઊભી કરવાના નિમિત્ત બનવા જોઈએ. પ્રત્યેક સામયિકના આગવાં આયોજન હોય તો જ એ શક્ય બને. સાહિત્યને પ્રજાવર્ગ સુધી વિસ્તારવાની લ્હાયમાં સાહિત્યની અનેકવિધ વિધાઓ ભૂલાઈ રહી છે. અભ્યાસક્ષેત્રો પરત્વે નિષ્ક્રિય રહીને મોટાં નામોની આગળપાછળ ભમતાં રહેતાં સામયિકો ઉપગ્રહની ભૂમિકા છોડી સ્વયં પ્રકાશિત બને એવું ઇચ્છીએ.

## સામયિકસમીક્ષા : ૨ / હસિત મહેતા

'ખેવના', 'ઉદ્દેશ'

### ખેવના :

આ વર્ષનો બીજો અને સળંગ ૭૮મો ત્રૈમાસિક 'ખેવના'નો એપ્રિલ-જૂન અંક જુલાઈમાં મળ્યો. ૬૮ પાનના આ અંકની પ્રમુખ સામગ્રીમાં કાવ્યો, વાર્તાઓ, સમીક્ષાઓ, પ્રાદેશિક ભાષાના લેખકની નિયતિ સ્પષ્ટ કરતી તંત્રીનોંધ અને પરભાષી ગ્રંથકારનો પરિચય છે.

૧. રાધેશ્યામ શર્મા, લા.ઠા., મુકુંદ પરીખ અને હિતેન્દ્ર જોશીનાં અછાંદસ કાવ્યો; દિનકર પથિક, નટવર વ્યાસ, વિષ્ણુ પોલ, ગુણવંત ઉપાધ્યાય, સાહિલ, કિરીટ ગોસ્વામી, ભાવેશ ભટ્ટ અને મીરાં આસીફની ગઝલો તથા દિલીપ જોશીનાં ત્રણ ગીતો મળી આ અંકમાં કુલ ૧૫ કાવ્યો મૂક્યાં છે.

પરંતુ આ પૈકી મોટા ભાગની રચનાઓ કાવ્યની કસોટીએથી હેમખેમ

ઊતરે એવી નથી. નીવડેલા કવિઓની અછાંદસ રચનાઓમાં કશું નવું મળતું નથી. અભિવ્યક્તિ અને વિષયનું પુનરાવર્તન એમાં છે. આ અંકના લા.ઠા. અને રાધેશ્યામ પૂર્વાશ્રમના લા.ઠા અને રાધેશ્યામને વટોળી શક્યા નથી. તો પછી આ પ્રકારની એકવિધતાને કારણે લપટી પડી જતી રચનાઓ કળાના આગ્રહી અને દૃષ્ટિવંત તંત્રી શા માટે અંકમાં સમાવે છે તે સમજાતું નથી.

અંકની લગભગ બધી જ ગઝલો દૈનિકની પૂર્તિઓ શોભાવે તેવી છે. 'વિચાર છું', 'માણસ', 'તું કરી તો જો' જેવા રદીફ - કાફિયાઓ અનેક વખત પ્રયોજાઈને લપટાં પડી ચૂકેલાં છે. જોકે નટવર વ્યાસની મરક-મરક ગઝલમાં મત્લાની પંક્તિનું માપ તૂટ્યું હોવા છતાં સ્થળ, પ્રકૃતિ, પંખી અને આકાશી સૌંદર્યનું સંયોજન કશુંક જુદું માણ્યાનો આનંદ જરૂર આપે છે. લય-ઢાળ સાથે ભાવને સારી રીતે સંયોજિત કરીને દિલીપ જોશીએ ગીતોને સારાં બનાવ્યાં છે. ટૂંકમાં , અત્યંત નબળો અને માથે ઠોકેલો લાગે તેવો આ અંકનો કાવ્યવિભાગ છે.

૨. અંકની ત્રણ વાર્તાઓ પૈકી મુનિકુમાર પંડ્યાની વાર્તાને બાદ કરતાં બાકીની પ્રાણજીવન મહેતા અને માણેકલાલ પટેલની વાર્તાઓ સાવ નિરાશ કરે તેવી છે. 'રાણી ફેનફિતૂરાની વાર્તા'માં માત્ર લયાત્મક અને સ્હેજ જુદી ભાત પાડતાં વાક્યો વાંચવાની મઝા આવે, બાકી આ ભાષાકર્મને બાદ કરતાં એમાં કોઈ બાબત ધ્યાન ખેંચે તેવી નથી.

૩. કિશોર વ્યાસ, યોગેશ જોશી અને વિજય શાસ્ત્રીની સમીક્ષાઓ પ્રમાણમાં સારી છે. જોકે કિશોર વ્યાસે જયેશ ભોગાયતાના 'અનુબંધ' વિશે જે રીતે આંગળી મૂકીને વાત કરી છે એ રીત ભોળાભાઈના 'આવ ગિરા ગુજરાતી'માં સ્હેજ હળવી કરી લાગે છે. અહીં એનો એપ્રોચ વધુ તો પરિચયાત્મક જ રહ્યો છે. પરંતુ દિનેશ દેસાઈની 'ખાલી ખિસ્સે મેળામાં'ની સમીક્ષા અત્યંત રેઢિયાળ છે. આવું એટલા માટે કહેવું પડે છે કે કોઈ પણ હાસ્યકૃતિની પણ કૃતિલક્ષી સમીક્ષા કરવાને બદલે, હાસ્યનાં ઓજારો અને કલેવરને તપાસવાને બદલે, સંકલના અને કથનકેન્દ્ર વિશે વિચારવાને બદલે કથાપ્રવાહનો જ મહદ ઉપયોગ કરીને 'સારું છે-ઉત્તમ છે, ધ્યાનાકર્ષક છે'નો મસાલો છાંટી અંતે બે-પાંચ લીટીમાં ભાષાને ફલાણું ને ઢેકણું લખી આખી

વાતનો વીંટો વાળી દેવાની આપણી પ્રોફેસરીય સમીક્ષાઓના ઘોંઘાટમાં એક વધુ ઉમેરો લાગે છે.

૪. આ અંકની સૌથી સારી સામગ્રીમાં તંત્રીએ કરાવેલ સુસાન સોન્ટાગનો 'ગ્રંથકાર પરિચય' છે. ઉપરાંત એનો બર્હેસને લખેલો પત્ર તંત્રીની વચ્ચે-વચ્ચે આવતી નુક્તેચીનીને કારણે વાંચવો ગમે તેવો બન્યો છે. પરંતુ તંત્રીએ પરબ – જાન્યુ, ૨૦૦૩ના અંકમાં 'પ્રાદેશિક ભાષાના લેખક હોવાની નિયતિ' શીર્ષક હેઠળ જે વાત - વિચાર મૂકેલા એ જ થોડા શબ્દફેરે અહીં વધુ એક વખત 'ગ્લોબલિઝેશનના દિવસોમાં પ્રાદેશિક ભાષાના લેખકની નિયતિ'વાળી લાંબી તંત્રીનોંધમાં મળતા લાગે છે. સામાન્ય અને અછડતા ફેરફારો સિવાય આ બંને લેખમાં શબ્દફેર સિવાય વધુ કાંઈ અંકે થયું લાગતું નથી.

કાવ્ય અને વાર્તાઓ માટે ચોક્કસ આગ્રહ જાળવીને અંક થાય એ જરૂરી લાગે છે. અંકમાં સહુ પહેલાં મૂકાયેલી મનહર મોદીની રચનાની રાધેશ્યામ શર્માની સમીક્ષા પણ અંકમાં મૂકતાં પહેલાં એક વખત જોવાઈ હોત તો સમીક્ષાની પ્રથમ ત્રણ લાઈનો ''શીર્ષક 'મનહર'માં 'હું'નો ટાઈપ મ-ન-રાની વચ્ચે ત્રણે ટાઈપથી ડબલ મોટી સાઈઝનો મૂકી નિજી અ-સંગતને પ્રવેશ આપી દીધો !'' ટાળી શકાત, અથવા તો અહીં પણ 'હ'નો ટાઈપ મોટો છાપીને વાતને પ્રસ્તુત બનાવી શકાત. શરૂ - શરૂમાં ખેવનાને અંતે આવતી પ્રત્યેક રચનાઓ વિશેની તંત્રીનોંધ પણ જોવા મળતી નથી.

આ બધાં કારણે 'ખેવના'નો આ અંક નિરાશાઓ ઊભી કરતો બન્યો છે.

**ઉદ્દેશ :**

ઉદ્દેશનો જુલાઈ-૨૦૦૩નો અંક કુલ ૪૦ પૃષ્ઠમાંથી માંડ આઠ-દસ પાનાંઓ વાંચી બાજુ પર મૂકી દેવો પડે તેવો છે. જ્યાં-ત્યાં હાથ આવ્યો તે મુદ્દો પાંચ-પચીસ લીટીઓમાં 'પતાવી દઈ'ને લખાઈ હોય તેવી 'આપણને સાચેસાચ ભગવાન જોઈએ છે ?'ના શીર્ષકવાળી તંત્રીનોંધ અને 'સાંપ્રત પ્રવાહો'નું માત્ર રીપોર્ટીંગવાળી નોંધ સાવ નિરાશાજનક છે.

વિષયો, લય, ઢાળની ટૂંકી વાત કરતી પ્રીતિ સેનગુપ્તા અને સુહાસ ઓઝાની 'સ્વાધ્યાય અને સમીક્ષા' રેઢિયાળ અને ઉભડક છે. એ સમીક્ષા તો છે જ નહીં, બીજું જે હોય તે. અંકમાં મુકાયેલા યશવંત ત્રિવેદી અને

લાલજી કાનપરિયાનાં ગીતો સારાં છે. લય, ભાવ, ગેયતાના સંયોજનને કારણે ગણગણવા ગમે તેવાં છે; પરંતુ લાલજીનું સોનેટ અને બાલકૃષ્ણ ગોરનું ગીત સામાન્ય કક્ષાનાં છે. અંકની સૌથી સારી સામગ્રીમાં દિનકર જોશીનો 'મહાભારતમાં દાસીઓ અને વેશ્યાઓનું સ્થાન'વાળો લેખ, પુરુરાજ જોશીનો 'વિનોદ જોશીની ગીતકવિતા' વાળો અભ્યાસલેખ અને રતિલાલ જોગીની વાર્ષિક સૂચિને ગણાવી શકાય. શરદ વ્યાસનો નિબંધ લલિત નિબંધ છેક જ નિરાશ કરે તેવો નથી. રાધેશ્યામ શર્મા 'As usual' છે. શરીફાબેનની અનુવાદિત વાર્તા એકી બેઠકે વાંચી જવાય તેવી છે, પરંતુ વાર્તાકળાના માપથી એને માપીએ તો નિરાશ થવું પડે એમ નોંધવું જોઈએ.

આમ, 'ઉદ્દેશ'નો જુલાઈ-૨૦૦૩નો અંક પોતાની હરહંમેશની સામાન્ય કક્ષામાંથી બહાર નીકળી શક્યો નથી એમ જરૂર નોંધવું પડે.

## સામયિકસમીક્ષા : ૩ / સમીર ભટ્ટ

'પરબ', 'કવિતા', 'કંકાવટી', 'શબ્દસૃષ્ટિ' (ઓગસ્ટ-૨૦૦૩)

**પરબ :**

ઓગસ્ટ-૦૩ના 'પરબ'ના કવિતા વિભાગમાં કુલ ૨૦ કાવ્યો છે. જેમાં રઘુવીર ચૌધરી અને નલિન રાવળનાં કાવ્યો પ્રાસંગિક છે. કવિશ્રી રાજેન્દ્ર શાહને જ્ઞાનપીઠ એવોર્ડ મળ્યા પછી તેનું અભિવાદન કરવાનો પ્રયાસ અહીં છે. રાજેન્દ્ર શાહનું સર્જક વ્યક્તિત્વ નિરૂપવાનો બેઉ કવિઓનો યત્ન અહીં કાવ્યાત્મક લાગતો નથી. પ્રસંગોચિત હર્ષ અન્ય રીતે પ્રગટ્યો હોત તો સારું થાત. અને તે ઉપરાંત આ અંકમાં સ્વ. શ્રી જયંત પાઠકની ત્રણ રચનાઓ, ધીરુ પરીખની 'લલિત ત્રિભંગી લલચાવે' અને ઉશનસ્‌ની 'ધાવા પૃથ્વીકુલનું બીજ' સંપાદકની ઉદારતાનો જ મહિમા કરે છે. નલિન રાવળનાં બે કાવ્યોમાં તાજગી છે પણ તેની પદાવલિમાં અનુગાંધીયુગનાં પડઘા ચોખ્ખા દેખાય છે. નયના જાનીની રચના પણ કવિ મનહર મોદીને અપાયેલી અંજલિ જ માત્ર.

કવિતામાં કંઈક સંતોષ થાય છે મણિલાલ પટેલ, રાજેશ પંડ્યા, પુરુરાજ જોશી, રમણીક સોમેશ્વરની રચનાઓમાં. મણિલાલ પટેલ ડાંગવનોમાં - પાંચ કાવ્યો–માં નિબિડ પ્રકૃતિને તેના પરિવેશ સાથે કાવ્યરૂપ આપવા મથે છે. જેમાં તેઓ બીજા, ત્રીજા અને ચોથા કાવ્યમાં સફળ થાય છે. પણ આ પ્રકારની રચનાઓમાં એક જોખમ એ રહેલું હોય છે કે તે બહુ બહુ તો લક્ષણા સુધી જ પહોંચે. કવિ આ જોખમ વટાવી શક્યા છે ખરા તેવો પ્રશ્ન સહેજે થાય છે. રમણિક સોમેશ્વર 'મન'ની લીલા લઘુકાવ્યોમાં નિરૂપવા મથે છે તો પુરુરાજ જોશીનાં બે કાવ્યોમાં 'વિદાય' કાવ્યમાં ચાલી જ નીકળવું પડે છે તેની કરુણા વધુ સઘન છે. રાજેશ પંડ્યાના 'હવા વહે છે'માં ક્યારેક સ્થિર-જડ લાગતા જગત સામે હયાતીની હોવાપણાની દૃઢ પ્રતીતિ ને ઓળખ મેળવવાની આ મથામણ રસપ્રદ છે.

આ બધી જ રચનાઓને સામે છેડે નીરવ પટેલની સામાજિક અભિજ્ઞતા નિરૂપતી 'હન ડોશી' નામની રચના જેમાં મતના રાજકારણમાં ગરીબો, શોષિતોનો કેવો ઉપયોગ થાય છે તેનો અહેવાલ સમજાય તેવી રીતે રજૂ થયો છે.

આ ઉપરાંત આ અંકમાં કેવેફીનાં કાવ્યોનો ચંદ્રકાંત ટોપીવાળાએ કરેલો અનુવાદ, શ્રીમતી સારા ટોમસની મળયાળમ વાર્તાનો વિજય શાસ્ત્રીએ કરેલો અનુવાદ, બકુલ ત્રિપાઠીએ નિરૂપેલું તેમના પિતાજીનું શબ્દચિત્ર, મનસુખ સલ્લાની વાર્તા 'ઇંયળ', હર્ષદ ત્રિવેદીની વાર્તાનો રાધેશ્યામ શર્માએ કરાવેલો આસ્વાદ પણ સામેલ છે. બકુલ ત્રિપાઠીએ આલેખેલ શબ્દચિત્ર ઉભડક છે, તેમના પિતાજીનું વ્યક્તિત્વ તેમાંથી ઊપસી આવતું નથી. રાધેશ્યામ શર્માનો આસ્વાદ ત્રુટક છુટક મુદ્દાઓમાં અટવાયો છે. તેમને થોડી ઉતાવળ છે. 'ઇંયળ' વાર્તામાં અંત તરફ જતાં નીવડેલી આધુનિક રચનારીતિના નબળા પડઘા સ્પષ્ટ છે. અંકનો ભાષાચર્ચા વિભાગ થોડો ભારેખમ છે. તો તેની સામે જ્ઞાનસત્રમાં સુરેશ જોશીની કવિતા વિશે કવિ દિલીપ ઝવેરીનું વકતવ્ય મૂળ મુદ્દાઓને ઢાંકી દે તેટલી હદે પ્રસ્તારી બની રહે છે. પણ શૈલીસુખમાં રાચતાં, વાતને વધારી-શણગારીને કહેતા આ કવિની વાતમાં આવે મઝા. છેલ્લે ત્રણ શ્રદ્ધાંજલિઓ છે અને પરિષદવૃત્ત સાથે અંક પૂરો થાય છે. અહીં મહત્ત્વની

બાબત એ છે કે સંપાદકીય લેખની એક સમૃદ્ધ અને વિચારોત્તેજક પરંપરા જે ભોળાભાઈ પટેલ સુધી ચાલતી હતી તે છેલ્લા કેટલાક અંકોથી જોવા મળતી નથી. એ ફરીથી આરંભાય તે આવશ્યક છે. છેલ્લે એમ કહી શકીએ કે પરિષદનું મુખપત્ર હોઈ પરબનો આ આખો અંક અપેક્ષાઓને મુકાબલે ઊણો ઊતરે છે.

**કંકાવટી :**

અંકમાં કવિતા લેખે ત્રણ ગઝલ અને બે અછાંદસ છે. ત્રણ ગઝલમાં બે રતિલાલ 'અનિલ' અને એક રીષભ મહેતાની. ત્રણેય તદ્દન નબળી રચનાઓ છે. 'અનિલ'ની રચનામાં ઉર્દૂ શબ્દોની ભરમાર જેવી કે ઈન્કિલાબ, આફતાબ, મિયાદ, ખ્વાબ, રૂઆબ - ખટકે છે. જૂની પેઢીના આ ગઝલકારની બન્ને ગઝલો કાવ્યત્વની દૃષ્ટિએ ઊણી ઊતરે છે. રિષભ મહેતાની રચના પણ પરાજિત પ્રણયની વેવલી વેદનાના ઉદ્‌ગારો બની રહે છે. નબળી, કાવ્યાભાસી રચનાઓ સાથે રાધેશ્યામ શર્માની બે આધુનિક મિજાજની અછાંદસ રચનાઓ પણ અહીં છે. જેને વાંચતાં એમ જ લાગે કે કૃતક આધુનિકતાના ચોંટાડેલા વરખ વરવાં લાગે. ટૂંકમાં બેઉ રચનાઓ તોપ આપતી નથી.

આ ઉપરાંત તંત્રીશ્રીના બે નિબંધો 'તપકીરની ડબ્બી' અને 'ખરેલાં પીછાંની સફર'માંય પ્રશ્નો છે. કેવળ ટેવવશ કલમ ચાલી છે. પ્રથમ નિબંધમાં તો લેખક પ્રારંભે હળવો નિબંધ લખવો છે તેવું ગૃહીત લઈને ચાલતા હોય તેમ લાગે છે. પણ હાસ્ય નિષ્પન્ન થતું નથી અને નિર્લેપ ભાવે વાંચી જવા સિવાય કોઈ વિકલ્પ રહેતો નથી. જોકે થોડા ઉદાર બનીએ તો 'ખરેલાં પીછાંની સફર' થોડી સહ્ય બની છે.

તો વિવેચન નહીં પણ 'ગમતાનો ગુલાલ કરવાની વૃત્તિ' નીના ભાવનગરીના લઘુલેખ – 'ભાગવતમાં વર્ષાવર્ણન'માં જોવા મળે છે. આ અંકમાં શરીફા વીજળીવાળાએ રાજેન્દ્ર સિંહ બેદીની વાર્તાઓ અનુવાદ આપ્યો છે અને સાથોસાથ વાતોનાં રસસ્થાનો ખોલી આપતી એક નોંધ પણ મૂકી છે. વાર્તા ભાગલા સમયના જનમાનસના દંભથી પીડાતી નાયિકાની વેદના નિરૂપે છે. અને અંતે કવિ રાજેશ પંડ્યાની એક રચનાનો રાધેશ્યામ શર્માએ

કવિતામાં કંઈક સંતોષ થાય છે મણિલાલ પટેલ, રાજેશ પંડ્યા, પુરુરાજ જોશી, રમણીક સોમેશ્વરની રચનાઓમાં. મણિલાલ પટેલ ડાંગવનોમાં - પાંચ કાવ્યો–માં નિબિડ પ્રકૃતિને તેના પરિવેશ સાથે કાવ્યરૂપ આપવા મથે છે. જેમાં તેઓ બીજા, ત્રીજા અને ચોથા કાવ્યમાં સફળ થાય છે. પણ આ પ્રકારની રચનાઓમાં એક જોખમ એ રહેલું હોય છે કે તે બહુ બહુ તો લક્ષણા સુધી જ પહોંચે. કવિ આ જોખમ વટાવી શક્યા છે ખરા તેવો પ્રશ્ન સહેજે થાય છે. રમણિક સોમેશ્વર 'મન'ની લીલા લઘુકાવ્યોમાં નિરૂપવા મથે છે તો પુરુરાજ જોશીનાં બે કાવ્યોમાં 'વિદાય' કાવ્યમાં ચાલી જ નીકળવું પડે છે તેની કરુણા વધુ સઘન છે. રાજેશ પંડ્યાના 'હવા વહે છે'માં ક્યારેક સ્થિર-જડ લાગતા જગત સામે હયાતીની હોવાપણાની દૃઢ પ્રતીતિ ને ઓળખ મેળવવાની આ મથામણ રસપ્રદ છે.

આ બધી જ રચનાઓને સામે છેડે નીરવ પટેલની સામાજિક અભિજ્ઞતા નિરૂપતી 'હન ડોશી' નામની રચના જેમાં મતના રાજકારણમાં ગરીબો, શોષિતોનો કેવો ઉપયોગ થાય છે તેનો અહેવાલ સમજાય તેવી રીતે રજૂ થયો છે.

આ ઉપરાંત આ અંકમાં કેવેફીનાં કાવ્યોનો ચંદ્રકાંત ટોપીવાળાએ કરેલો અનુવાદ, શ્રીમતી સારા ટોમસની મળયાળમ વાર્તાનો વિજય શાસ્ત્રીએ કરેલો અનુવાદ, બકુલ ત્રિપાઠીએ નિરૂપેલું તેમના પિતાજીનું શબ્દચિત્ર, મનસુખ સલ્લાની વાર્તા 'ઇયળ', હર્ષદ ત્રિવેદીની વાર્તાનો રાધેશ્યામ શર્માએ કરાવેલો આસ્વાદ પણ સામેલ છે. બકુલ ત્રિપાઠીએ આલેખેલ શબ્દચિત્ર ઉભડક છે, તેમના પિતાજીનું વ્યક્તિત્વ તેમાંથી ઊપસી આવતું નથી. રાધેશ્યામ શર્માનો આસ્વાદ ત્રુટક છુટક મુદ્દાઓમાં અટવાયો છે. તેમને થોડી ઉતાવળ છે. 'ઇયળ' વાર્તામાં અંત તરફ જતાં નીવડેલી આધુનિક રચનારીતિના નબળા પડઘા સ્પષ્ટ છે. અંકનો ભાષાચર્ચા વિભાગ થોડો ભારેખમ છે. તો તેની સામે જ્ઞાનસત્રમાં સુરેશ જોશીની કવિતા વિશે કવિ દિલીપ ઝવેરીનું વકતવ્ય મૂળ મુદ્દાઓને ઢાંકી દે તેટલી હદે પ્રસ્તારી બની રહે છે. પણ શૈલીસુખમાં રાચતાં, વાતને વધારી-શણગારીને કહેતા આ કવિની વાતમાં આવે મઝા. છેલ્લે ત્રણ શ્રદ્ધાંજલિઓ છે અને પરિષદવૃત્ત સાથે અંક પૂરો થાય છે. અહીં મહત્ત્વની

બાબત એ છે કે સંપાદકીય લેખની એક સમૃદ્ધ અને વિચારોત્તેજક પરંપરા જે ભોળાભાઈ પટેલ સુધી ચાલતી હતી તે છેલ્લા કેટલાક અંકોથી જોવા મળતી નથી. એ ફરીથી આરંભાય તે આવશ્યક છે. છેલ્લે એમ કહી શકીએ કે પરિષદનું મુખપત્ર હોઈ પરબનો આ આખો અંક અપેક્ષાઓને મુકાબલે ઊણો ઊતરે છે.

**કંકાવટી :**

અંકમાં કવિતા લેખે ત્રણ ગઝલ અને બે અછાંદસ છે. ત્રણ ગઝલમાં બે રતિલાલ 'અનિલ' અને એક રીષભ મહેતાની. ત્રણેય તદ્દન નબળી રચનાઓ છે. 'અનિલ'ની રચનામાં ઉર્દૂ શબ્દોની ભરમાર જેવી કે ઈન્કિલાબ, આફતાબ, મિયાદ, ખ્વાબ, રૂઆબ - ખટકે છે. જૂની પેઢીના આ ગઝલકારની બન્ને ગઝલો કાવ્યત્વની દૃષ્ટિએ ઊણી ઊતરે છે. રિષભ મહેતાની રચના પણ પરાજિત પ્રણયની વેવલી વેદનાના ઉદ્‌ગારો બની રહે છે. નબળી, કાવ્યાભાસી રચનાઓ સાથે રાધેશ્યામ શર્માની બે આધુનિક મિજાજની અછાંદસ રચનાઓ પણ અહીં છે. જેને વાંચતાં એમ જ લાગે કે કૃતક આધુનિકતાના ચોંટાડેલા વરખ વરવાં લાગે. ટૂંકમાં બેઉ રચનાઓ તોષ આપતી નથી.

આ ઉપરાંત તંત્રીશ્રીના બે નિબંધો 'તપકીરની ડબ્બી' અને 'ખરેલાં પીછાંની સફર'માંય પ્રશ્નો છે. કેવળ ટેવવશ કલમ ચાલી છે. પ્રથમ નિબંધમાં તો લેખક પ્રારંભે હળવો નિબંધ લખવો છે તેવું ગૃહીત લઈને ચાલતા હોય તેમ લાગે છે. પણ હાસ્ય નિષ્પન્ન થતું નથી અને નિર્લેપ ભાવે વાંચી જવા સિવાય કોઈ વિકલ્પ રહેતો નથી. જોકે થોડા ઉદાર બનીએ તો 'ખરેલાં પીછાંની સફર' થોડી સહ્ય બની છે.

તો વિવેચન નહીં પણ 'ગમતાનો ગુલાલ કરવાની વૃત્તિ' નીના ભાવનગરીના લઘુલેખ – 'ભાગવતમાં વર્ષાવર્ણન'માં જોવા મળે છે. આ અંકમાં શરીફા વીજળીવાળાએ રાજેન્દ્ર સિંહ બેદીની વાર્તાઓ અનુવાદ આપ્યો છે અને સાથોસાથ વાતોનાં રસસ્થાનો ખોલી આપતી એક નોંધ પણ મૂકી છે. વાર્તા ભાગલા સમયના જનમાનસના દંભથી પીડાતી નાયિકાની વેદના નિરૂપે છે. અને અંતે કવિ રાજેશ પંડ્યાની એક રચનાનો રાધેશ્યામ શર્માએ

આસ્વાદ કરાવ્યો છે. જેમાં કવિતા થોડી ઊઘડી આવી છે પણ તેમની આસ્વાદ પદ્ધતિમાં છૂટાછવાયા વિધાનો, અવતરણો અને ક્યારેક ચબરાકિયાંઓની ભરમાર હોય છે. માંડીને વાત થતી નથી. ટૂંકમાં આ આખો અંક નિરાશ કરે છે.

**કવિતા :**

સુઘડ મુદ્રણ, કવિઓના ફોટાઓ અને અક્ષરો હમણાં સરકીને ખોળો ભરી દેશે તેવી લીસ્સી સપાટીવાળા કાગળો જેની વિશેષતા છે તેવું આ સામયિક મીડિયોક્રીટીનો મહાસાગર છે. તેનાં જૂન-જુલાઈ-૦૩ના અંકનું કોઈ પણ પાનું આંખ મીંચી ઈશ્વરનું નામ લઈ ઉઘાડીએ અને નજરે ચડે ચબરાકિયાં વિધાનો જેને કવિતા માનતા ઉદાર તંત્રીને સલામ પણ કુલ ૭૦ જેટલાં કાવ્યોમાં સર્જકતા ક્યાં દેખાય છે તે દીવો લઈને શોધવા જવું પડે. આ અંકનાં ગીતો વિશે તો મકરંદ દવે આરંભે જ આશ્ચર્ય વ્યક્ત કરતાં લખે છે – આ ગીત તમને ગમી જાય તો કહેવાય નહીં' પણ વિનોદ ગાંધીનું માણસના તોરની વાત કહેવું ગીત થોડું ગમી જાય તેવું છે. પણ ખુશી લાંબો સમય ટકતી નથી. તમે વરસાદનું લથબથ તળાવ, અમે તિરાડ, તમે રાજમાર્ગ અમો આડ, તમે નાનકડા સસલાનું આકાશ અને અમે'...આ તમે અમેમાં કવિતા ક્યાં ? દરિયાના લો બી.પી.ને અમાસ, અને હાઈ બી.પી.ને પૂનમ કહેવી, બાળક દ્વારા બાળકૃષ્ણને શું બનવું ગમે તેવો પૂછાતો પ્રશ્ન...ટૂંકાં અકાવ્યો, સુવિચારોમાં આખો અંક અટવાયો છે.

વળી આપણી પ્રમાણમાં સારું લખતી કલમો પણ કવિતામાં મોકલવાનાં ગીતો જુદાં રાખતી હોય તેવું લાગે છે. વધુ કાંઈ કહેવાનું મન ન થાય તેવો આ અંક છે. લાલજી કાનપરિયા, ભાનુપ્રસાદ પંડ્યાનાં ગીતો પણ એમની પોતાની રચનાઓનાં અનુરણનો કરે છે. અછાંદસમાં ઇન્દુ પુવારની કાળગ્રસ્ત રચનાય એ જ સાતમા દાયકાની ફરી ફરીને લાઠા અને અન્ય આધુનિકોની રચનાઓની નબળી નકલ લાગે. અંકના અંતે કેટલાક પ્રકાશિત સંગ્રહોમાંથી ચૂંટેલી રચનાઓ અને કેટલાક અનુવાદો છે જેમાં પણ મોટે ભાગે ઉદારતા જ દેખાય છે. કોઈ પણ પ્રકારની આર્થિક ચિંતા ન કરવી પડે તેવું તંત્ર અને માત્ર કવિતાની જ ખેવના થઈ શકે તેવી મોકળાશની શક્યતા જે સામયિકમાં

છે, વળી જે ગુજરાતના ખૂણેખૂણે પહોંચે છે તે સામયિક ગુજરાતી કવિતાની સાચી સમૃદ્ધિ પ્રગટાવતું થાય તો એવો વિચાર આવે છે ને ત્યાં જ, આ ક્ષણે ઉમાશંકર ટપલી મારી મને કહે છે : 'અરે ભૂંડા ! નદિયું તે વળતી હશે પાછી ?'

**શબ્દસૃષ્ટિ :**

છેલ્લા ઘણા સમયથી આ સામયિકમાં ચેતનાનો સંચાર થયો છે તેમાં સંપાદકનો ઉત્સાહ અને દૃષ્ટિકોણ પણ જવાબદાર છે. ઓગસ્ટ-૦૩નો તેનો અંક જોઈએ તો આરંભે જ રાજેન્દ્ર શાહને મળેલા સર્વોચ્ચ સન્માનના પ્રતિભાવ રૂપ બે લેખ મળે છે. ભોળાભાઈ પટેલના લેખમાં ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં સર્જકને મૂલવવામાં આવ્યા છે તો ચંદ્રકાન્ત ટોપીવાળા રાજેન્દ્ર શાહની ઓછી જાણીતી રચનાઓની વાત કરી તેમની સમર્થ ઊર્મિકવિ તરીકેની પ્રતિભા પુરવાર કરી આપે છે. કવિતા વિભાગમાં સુભાષ મુખોપાધ્યાયની બે કવિતાના ભોળાભાઈએ કરેલા અનુવાદો, જયદેવ શુક્લનું 'એ વૈશાખી સાંજ' અને કરસનદાસ લુહારનાં બે ગીતો સંતોષ આપે છે. સુભાષ મુખોપાધ્યાયની સમય જ જેને ખેંચી ગયો છે તેવી પ્રિયાનો અવસાદ છે તો બીજીમાં પ્રેમનું માયાવી, જાદુઈ રૂપ નિરૂપાયું છે. 'એક વૈશાખી સાંજ'માં શરીરી અનુભૂતિનું સ્મરણ છેવટે તો એક સંયત કરુણમાં પરિણમે છે એટલે ગમે છે.

પણ આ બધી રચનાઓ સાથે 'લે તને વાત કરું ફાઇન' કે 'કૃષ્ણ નામનો તાવ' જેવાં ગીતો ? પ્રજ્ઞા પટેલનું 'શોધ' કાવ્ય પણ નર્યાં વિધાનોમાં સરી 'હોવાપણાની હણહણાટી' સંભળાવવા મથે છે પણ સંભળાતી નથી. અંકમાં છપાયેલી ગઝલો વિશે આ અંકનો જ એક શેઅર પ્રસ્તુત છે

'ક્યાં મનિષા કોઈ પૂરી થાય છે
કેટલી ગઝલો લખાયે જાય છે ?'

વત્સલ શાહની રચનામાં સર્જન સાથે જોડાતા ભાવકચેતના કેવી ઝળહળે છે તેનું વિસ્મય આલેખાય છે પણ અતિ વાચાળ બનીને.

અંકનું જમા પાસું તેનો ગદ્ય વિભાગ છે. ભીષ્મ સાહનીની વાર્તાનો પંકજ ત્રિવેદીનો અનુવાદ, બિપિન પટેલે આપેલો ચેખોવ વિશેની નોંધ સાથેનો 'ઑન ધ રોડ' વાર્તાનો અનુવાદ, શિરીષ પંચાલના 'ઋત્વિજા-શરીફાને

પત્રો' તેમ જ હર્ષદ ત્રિવેદીએ દિલીપ રાણપુરાને આપેલી શ્રદ્ધાંજલિનું ગદ્ય આસ્વાદ્ય છે. ગોપાલ શાસ્ત્રી અને પુરુષોત્તમ મિસ્ત્રીના અભ્યાસ લેખો થોડા પરિચયાત્મક બની ગયા છે. ગ્રંથાવલોકનમાં મણિલાલ પટેલના સંગ્રહનું પુરુરાજ જોષીનું અવલોકન સમતોલ છે જ્યારે બિપીન આશરના વિવેચનસંગ્રહ કાવ્યગતનું અવલોકન કરવામાં પ્રસાદ બ્રહ્મભટ્ટ થોડાં વધુ રીઝી ગયા છે તેવી છાપ પડ્યા વિના રહેતી નથી. નરેશ શુક્લનાં લઘુઅવલોકનો આપણને પુસ્તક ભણી લઈ જાય તેવાં છે.

સમગ્રપણે જોઈએ તો થોડી સારી કવિતાઓ, થોડું મજાનું સર્જનાત્મક ગદ્ય, રાજેન્દ્ર શાહ પરના બે સમતોલ લેખ, સુંદર અવતરણો, સુઘડ મુદ્રણ અને સાહિત્યવૃત્તથી ભરેલો આ અંક સંતોષ આપનાર બન્યો છે.

---

'સન્નિધિ'ની સામગ્રી કંકાવટીના સંપાદક શ્રી રતિલાલ 'અનિલે' એમના સામયિકમાં ઉદારતાપૂર્વક પ્રકાશિત કરવાની સંમતિ આપી તે બદલ 'સન્નિધિ' પરિવાર એમનો હૃદયપૂર્વક આભાર માને છે.

## બે કાવ્યો / કિસન સોસા

### ૧ : ખુશ રહે છે

શબ્દ પ્રોવો ખુશ રહે છે,
સ્વપ્ન જોતો ખુશ રહે છે.

હા કહો તો ખુશ રહે છે,
ના કહો તો ખુશ રહે છે.

સાવ અમથી લ્હેરખીઓ
ખુદને ખોતો ખુશ રહે છે.

ફાટલું સંભાવ્ય ઓઢી
આભ થેલો ખુશ રહે છે.

છે સ્વભાવે ખુશમિજાજી,
અશ્રુ લ્હોતો ખુશ રહે છે.

પાય ખરબચડા ખુશીના,
દૂધે ધોતો ખુશ રહે છે.

## ૨ : શબ્દોની બારમાસીને

આવે છે યાદ આજે એ આવા થવા અમને,
ઘર આમ તો તમારું, ઘરથી લગાવ અમને.

એ મઘમીની સીડી, એ આમ્રની અગાસી,
શબ્દોની બારમાસી દેતી સુઝાવ અમને.

શબ્દોની મ્હેક મર્મર વચ્ચે જ રાત ઢળતી,
લાધ્યો હતો કદી તો એવો પડાવ અમને.

ઓજે હતો ટપકતો દીવો એ કાળખંડે,
આજેય ભિંજવે છે એનો એ ભાવ અમને.

કાગળની એ હતી પણ એના અલગ કરિશ્મા,
કેવા અજબ કિનારે લઈ આવી નાવ અમને !*

*રતિલાલ 'અનિલ'ને અર્પણ



## પતંગિયું / અરુણ કોલટકર

અનુવાદ : રમણીક અગ્રાવત

કોઈ લાંબી કથા નથી એની
ક્ષણના ય અંશ જેવું
પોતાનામાં જ સીમિત
ન કોઈ ભવિષ્ય
કોઈ ભૂતકાળ વિના એને ઢાળી દઈ શકાય
વર્તમાનની એક મજાક.

એ નાનકડું પીળું પતંગિયું છે
આ કદરૂપી ટેકરીઓને પોતાની પાંખ હેઠળ ઢાંકી રાખતું
માત્ર એક પીળો થથરાટ
દેખાય એ પહેલાં સંતાય
સંતાય એ પહેલાં દે –

ક્યાં છે એ –

## બે ગઝલ / અંજુમ વાલોડી

૧

કારણ જવાનું એવું જણાવી ગયો છે એ;
શંકાની શક્યતા જ મિટાવી ગયો છે એ.

જોઉં હું એને સ્પષ્ટપણે જેની આરપાર
દીવાલ એક એવી બનાવી ગયો છે એ !

સંધ્યા છે, રોશની છે, પતંગિયાં છે, ફૂલ છે, –
રંગોની એક બજાર સજાવી ગયો છે એ.

શું કોઈ આવનાર છે એના ગયા પછી ?
કે ઘરમાં એક દીપ જલાવી ગયો છે એ !

વાતાવરણ હજીય છે ખુશબોથી તરબતર,
માની નથી શકાતું સિધાવી ગયો છે એ !

'અંજુમ', હવે રહી નથી મૃત્યુની કોઈ બીક,
જીવનનું તે રહસ્ય બતાવી ગયો છે એ.

૨

રટ હવે લાગી છે તારા નામની;
છે ફિકર કોને હવે અંજામની !

છે હવે અસ્પૃશ્ય શું ખૂણે પડ્યું;
શી દશા થૈ ગૈ છે ખાલી જામની !

એક ઇમારત જે કડડભૂસ થૈ ગઈ,
ત્યાં હજી તખ્તી છે મારા નામની !

જામ શું તૂટ્યું નશો ઉતરી ગયો;
હોશિયારી એવી તે શા કામની ?

શહેરમાં જૈ જેને ખંખેરી દીધી,
તે હતી માટી અમારા ગામની !

કેમ અચાનક ચૂપ 'અંજુમ' થૈ ગયા
વાત કાઢી સ્વર્ગનામી ધામની ?

## ગઝલ : દુનિયા બદલ ગઈ !/ રતિલાલ 'અનિલ'

સો સાલા ચર્ખે-દૌર થા સાગર કા એક દૌર,
નીકલે જો મયકદેસે હમ, દુનિયા બદલ ગઈ !

વીસમી સદીમાં ગુજરાતનાં મહાનગર, નગર, કસબા અને ગામોમાં બંગાળના બાઉલ કવિઓની જેમ ભટકનારા અમે 'ગઝલિયા' સદીના અંતે સ્વયં નિવૃત્ત થયા ત્યારે ગઝલનો નક્કર પાયો રચાઈ ચૂક્યો હતો, સાહિત્યને સ્વીકાર્ય ગઝલસંગ્રહો પ્રગટ થઈ ચૂક્યા હતા, સ્વીકાર્ય પણ બની ચૂક્યા હતા. અમારી સ્વયં સ્વીકૃત નિવૃત્તિ સહજ હતી. પાછલી દિશામાં જોઉં છું, તો બેએક સાથીઓ સિવાય બધા વિદેહ થઈ ચૂક્યા હતા. ગઝલને સ્વીકાર્ય જોઈ સંતોષસર વિદાય થયા, એમને સાથ આપવા મોડો પડ્યો પણ બહુ મોડો નહીં પડું. સદીનું સમયચક્ર સાગર-મયનો જામ ખાલી થઈ ગયેલો અને તલઘટ એટલે મયના ત્રણેક બિન્દુ આસિમ રાંદેરી, રૂસ્વા અને હું રહી ગયા છીએ. સદીના મયના ખાલી પ્યાલાનાં ત્રણ બિન્દુ હજી છે અને એકવીસમી સદીનાં જામ છલોછલ ફિણાલો આંખ સામે છે.

અમે લગભગ બધા જ જેમના કૂળને સાહિત્યની તો શું, ઉચ્ચ શિક્ષણની પરંપરા પણ નહીં એવા કૂળમાં જન્મેલા, અને એમની જીવાઈ પણ સામાન્ય કામગીરી, મજૂરી અને વૈતરાં પણ ખરાં. પરંપરા સહિત જે જુદા સાદ અવાજ ધ્વનિ સંભળાય છે. ગ્રંથોની નહીં, બોલચાલની ભાષા રણકે છે, તે ભવિષ્યના વિવેચકે જોવાની રહેશે. પાંચ સાત છંદો અને તેય સંપૂર્ણ નહીં એમાં રચાતી

ગઝલ આ દૌરમાં ગુજરાતને અજાણ્યા એવા અનેક છંદોમાં મળી એની પાછળ ગઝલકારો અને પ્રાસંગિક મુશાયરા દ્વારા એનું લોકો સામે પ્રતીતિપૂર્ણ રૂપે જવું અને દાયકાઓ સુધી એ પ્રવૃત્તિનું અવિરત રહેવું. એ ઈતિહાસ ગુજરાતી ગઝલની નક્કર ભૂમિકા રૂપે જોવો રહે છે.

ગઝલ ગુજરાતી, પૂર્ણ પરંપરિત સહિત ગુજરાતી, માનવીય ભાવજગતની બની છે અને વીસમી સદીમાં આવેલા આધુનિક સાહિત્યના ઝંઝાવાતમાં કેટલાક વાયરા એને સ્પર્શ્યા છે. ઝાલ્યા છે. એ સમયોચિત નહીં, પણ સમગ્ર સમયની પણ રહી છે. પરંતુ ગઝલ વિશે એક કાળે જે થોડો ઘણો ભય આશંકા હતાં તે હવે નથી, પણ એ વ્યાપક પ્રમાણમાં ફેલાઈ છે, પ્રયોજાય છે ત્યારે પંડિત વિવેચકોએ નહીં એટલી સાહિત્યના મર્મજ્ઞ અને માનવીય દૃષ્ટિએ એક કળા અને સાહિત્ય પદાર્થ રૂપે જોનારા મૂલવનારાઓની અનિવાર્યતા ગઝલ માટે ક્યારેય નહોતી એટલી આજે છે.

સર રાધાકૃષ્ણને કહ્યું છે, 'ધર્મ પંડિતોએ નહીં, અલગારી સંતો, ઓલિયા ફકીરોએ ફેલાવ્યો છે.' એ ગઝલ માટે પણ સાચું છે. ભલે એ શાળા અને કોલેજોના અભ્યાસપાઠપુસ્તકોમાં ન જાય. ગઝલ લોકોની ભાષામાં બોલાતી ભાષામાં નવા નવા ઈડિયમો દ્વારા રચાતી રહેશે તો એ ભાષાને એક અખાએ સંખ્યાબંધ રૂઢિપ્રયોગો આપ્યા એવા રૂઢિપ્રયોગો આપી શકે છે. કલાપીએ માત્ર એક ગઝલમાં ગેબી કચેરી, ખૂનને ચરખે, ઝીણી સિતારી જેવા કેટલા રૂઢિપ્રયોગો આપ્યા છે ! શે'ર કહેવત રૂપ થઈ શકે છે અને થવા જોઈએ. ગઝલ ન હોત તો ઉર્દૂ ભાષા પ્રશિષ્ટ ભાષા બની હોત ખરી ?

ગઝલનું આખું કૂળ છે. આપણે માત્ર ગઝલ કત્અ્ રૂબાઈને જાણીએ છીએ. પ્રેમાનંદના આખ્યાન હવે ન ચાલે તો ઉર્દૂના એવા કથનશૈલીનાં કાવ્યસ્વરૂપો પણ પ્રચલિત થઈ શકે નહીં અને અછાંદસ કાવ્યના જુવાળ અને ઓટ પછી માત્ર એ બે સ્વરૂપો રહ્યાં છે, રહેશે. ગુજરાત પાસે ગીત છે એના લયો ઝરણા જેવા છે એટલે વિશિષ્ટ તરન્નુમ ધરાવતા સ્ટાંઝાવાળા ત્રિપદી પંચપદી, સપ્તપદી. કવિ અને પ્રજા સુધી જઈ શકે એવું લાગતું નથી.

ગઝલનું છઠ્ઠીનું ધાવણ ઊંટડીના દૂધનું છે, ઊંટડીના રણમાં પડતાં પગલાં પણ લાંબી છલાંગ જેવાં હોય છે, અફાટ રણની એકલતા, અને ખજૂરીનો

છાંયડો, અફાટ રણની આહ્‌લાદક ચાંદની, ખજૂરીનો છાંયડો અને મયની પ્યાલી.....

ગઝલોના તરન્નૂમોને સમજવા આ વાતાવરણની પીઠિકા સમજવી જરૂરી છે. ઢોળાવે સરી જતો લય ગુજરાતી ગીતોમાં મળે, વિવિધ ગઝલી છંદોના તરન્નુમોમાં નહીં. આ વિશિષ્ટતાનો અભ્યાસ થવો અનિવાર્ય છે. જળબિન્દુ આખા આકાશને પ્રતિબિમ્બિત કરે છે અને એનાં વિરલ દૃષ્ટાંતો પણ ગઝલમાં છે પરંતુ કોઈ પ્રજાને મહાકાવ્ય અને ખાસ તો ખંડકાવ્યો વિના ચાલ્યું નથી. ગઝલ વ્યક્તિ કે વ્યક્તિઓનું ભાવવિશ્વ રચી શકે છે, પણ સમસ્ત ખંડીય સંસ્કૃતિ, સમાજનું પ્રતિનિધિત્વ મહાકાવ્ય ખંડકાવ્ય જ કરી શકે. ગઝલ આધુનિક વિડંબના, વિગ્રહ, એકલતા, સંબંધ વિછોહ એવા સર્વ ભાવોને તેના શે'ર રૂપી બિન્દુમાં ઝીલી શકે છે પણ આખું પુદ્‌ગળ રચાય એવી કાવ્યરચના નહીં મળે તો એ એકવીસમી સદીની સાહિત્યિક ખોટ હશે.

જે માનવીય પરિબળો સામાજિક, ધાર્મિક, રાષ્ટ્રીય વ્યવસ્થામાં કામ કરે છે એ સાહિત્યમાં પણ કામ કરે એનું આશ્ચર્ય ન હોય, પણ જીવનનાં તમામ ક્ષેત્રોમાં નાના પ્રમાણમાં પણ માણસ માનવીય વ્યવસ્થાને ઝંખે છે અને ખબરદારીથી ચીંધે છે, ચર્ચે છે એવું સાહિત્યક્ષેત્રેયે હોય એ સંવાદિતા છે. જુદા ચોકાની અલગતા નથી. સાહિત્ય જીવનમાંથી આવે છે. વાસ્તવમાંથી તેમ અપેક્ષિત ન્યાયી ચિરંતન ભાવોમાંથીયે આવે છે, સાહિત્યમાંથી જીવન આવે એ બીજી પ્રક્રિયા છે, તે અપેક્ષિત જીવનને ચીંધતું સ્વીકારતું હોય એટલું તે ઘડતરનું કાર્ય કરે છે. અભાવ માત્ર રડતો નથી, ચીસો પાડતો નથી પણ સામર્થ્યપૂર્વક આગળના પ્રયાણની હિંમત અને સાહસ કરે છે. માનવ્યની એ માંગ છે. એકલી બેનમૂન કવિતાને શું કરીશું ? એ જીવાવી જોઈએ એટલે જ એક શાયર કહે છે :

આખિર ગઝલકા તાજમહલ ભી હૈ મકબરા !
જિંદગી ગઝલ હૈ, જિસકો તુમ્હે જિયા નહીં !

## મારી છબિઓ / નીતિન મહેતા

મારી સામે બે છબિઓ છે, એટલે કે મારી જ બે છબિઓ. એક સિંધુ સંસ્કૃતિની અને એક આધુનિક સંસ્કૃતિની. વાળની ભવ્યતા ને વિનાશ પણ કોઈ સાથે જોઈ શકે. કાળવ્યુત્ક્રમનો દોષ વહોરીને કોઈ પુસ્તકમાં સિંધુ ખીણને જ સ્થાન આપી શકે. આમ પણ હવે ભૂતકાળની ભવ્યતા માથાના વાળ, દાઢી પૂરતી જ કહેવા લાયક રહી છે. 'અમારા જમાનામાં...' એવું બોલવાની ઉંમર હવે થઈ ગઈ છે. જીવન ભલે ન રહ્યું હાડપિંજર, અવશેષો ને ઇતિહાસ તો છે જ. એને મમળાવવાની પણ લહેજત હોય છે. પછી એ ચ્યુઇંગમની છેલ્લી ઘડીના સ્વાદ જેવી મોઢામાં ને મનમાં ફર્યા કરે છે. આવી છબિઓ જોઈને સારું લાગે છે. થોડા નિદ્રાધીન થવાની તક પણ આ નિમિત્તે મળે છે. આ જૂની છબિઓ ક્યારેક ક્યારેક આપણું મનોરંજન કરતી રહે છે. વળી એની જોડે કથાઓ, ફેન્ટસીઓ ને એવું કેટલુંય ચ્યવનપ્રાશ જેવું ભેળસેળ થયા કરે છે. ટૂંકમાં આજની પરિભાષામાં કહીએ તો સમય પસાર થયા કરે છે. હમણાં હમણાં બધાં મને પૂછે છે નિવૃત્તિ પછી શું ? ઘણા વખતથી જવાબ મળતો નહોતો. સવારે ચાર ને દસે જવાબ મળી ગયો અને તે એ કે જૂનાં આલબમ જોવાનાં. આ મારા કાકા, ને પેલા પીળી પાઘડીવાળા દાદા ને તેની બાજુમાં ઘાઘરીપોલકાવાળી મારી માસીની દીકરી... ઓહોહો પછીથી તો યાત્રાઓ શરૂ થઈ જાય. લાંબી ચાલે તો પછી શું થાય એની કલ્પના પણ ન થાય.

આ છબિની સાથે બીજી એક છબિ તો કાલે જ પડાવેલી છે. આમ તો એ પણ નજીકનો ભૂતકાળ થઈ ગયો છે. આજે પાછા થોડા વાળ ખરી ગયા હશે તે એમાં નહીં દેખાય. દાઢીના વાળ વધે છે ને માથાના ઘટે છે. જ્ઞાનીઓ આને જ સમયનું ચક્ર કહેતા હશે. આમ તો આ બંને છબિઓ મોહમાયા અને વૈરાગ્યના ચાલુ પ્રતીક જેવી છે. યોગ્ય લાગે તે પરિણામ તરફ લઈ જઈ શકાય. જૂની છબિને પણ નવી કરવી હોય તો દાઢીમાથાના વાળના મૂળ રંગ બદલવા પડે. એટલે કે કાળામાંથી ધોળું કરવું પડે. મહેનત પડે. ધોળામાંથી કાળું એક મિનિટમાં કરી શકાય. અને આવા ઇજારા કંઈ છબિકારના ઓછા રહ્યા છે ?

## ચારો કાપવાનું મશીન / મૂળ લેખક : ઉપેન્દ્રનાથ 'અશ્ક'

અનુવાદ : શરીફા વીજળીવાળા

રેલવેના પાટાની પેલે પાર ઇસ્લામાબાદની નવી વસ્તીના મુસલમાનો જ્યારે માલસામાનનો મોહ છોડી જીવ બચાવવા ભાગવા માંડ્યા ત્યારે અમારા પડોશી લહણાસિંહની પત્ની રોતી.

'તમે હાથ પર હાથ ધરીને બાયલાની જેમ બેસી રહેશો, અને લોકો એક એકથી ચડિયાતા ઘર પર કબજો જમાવી દેશે...' સરદારણીએ કહ્યું.

સરદાર લહણાસિંહ ગમે તે સાંભળી શકે પણ બાઈમાણસના મોઢેથી 'બાયલો' સાંભળવું એમને કદી મંજૂર નો'તું. એટલે એમણે એમની ઢીલી પાઘડી ઉતારીને ફરી માથે બાંધી, ધરતી પર લટકતી લુંગીના છેડાને કમરમાં ખોસ્યો, કિરપાણને મ્યાનમાંથી કાઢી એની ધાર ચકાસી અને પછી પાછી મ્યાનમાં મૂકી દીધી. અને પછી ઇસ્લામાબાદના કોઈ આલિશાન 'નવા' મકાન પર કબજો જમાવવા નીકળી પડ્યા.

હજી તો એ ફળિયામાં જ હતા ત્યાં સરદારણીએ એક મોટું બધું તાળું એમના હાથમાં પકડાવી દીધું, 'ધારો કે મકાન મળી ગયું તો એના પર કબજો કઈ રીતે જમાવશો ? આપણું તાળું તો લેતા જાઓ...' એણે કહ્યું.

સરદાર લહણાસિંહે એ હાથમાં તાળું લીધું, બીજો હાથ કિરપાણ પર મૂક્યો અને રેલવેના પાટા વળોટીને ઇસ્લામાબાદ તરફ આગળ વધ્યા.

ખાલસા કોલેજ રોડ, અમૃતસરમાં પુતળી ઘરની બાજુમાં જ અમારી કોઠી હતી. એની બાજુમાં એક ખુલ્લો ચોક હતો. એ ચોકમાં જ સરદાર લહણાસિંહ ચારા કાપવાનાં મશીનો વેચતા હતા. ચોકના ખૂણે બે-ત્રણ અંધાર-ભેજવાળી ઓરડીઓ હતી. મકાનની તંગીને કારણે સરદાર સાહેબ ત્યાં જ રહેતા હતા. એમણે કામ દોઢ-બે હજાર રૂપિયાથી શરૂ કરેલું પણ લડાઈના દિવસોમાં (ખેડૂતો પાસે વધારે પડતા રૂપિયા હોવાને કારણે) એમનું કામ ખૂબ ચાલ્યું. રૂપિયા આવ્યા તો માલસામાન પણ આવ્યો અને સુખસગવડની ઇચ્છા પણ જાગી. શરૂઆતમાં આ ચોક અને આ ઓરડીઓ મળતા પતિપત્ની બહુ રાજી થયેલાં. પણ હવે એમની પત્ની 'સરદારણી' તરીકે ઓળખાવા

લાગી હતી. હવે એ પેલી ઓરડીઓનાં ભેજ તથા અંધારાને અતિશય ઉપેક્ષાથી જોવા લાગી હતી. ગ્રાહકોને મશીનની ઝડપ દેખાડવા માટે આખ્ખો દિવસ એમાં ચારો કપાતો રહેતો. આખા ચોકમાં મશીનોની લાઇનો લાગેલી હતી. લાગણીહીન મશીન એના તીક્ષ્ણ છરાથી ચારાના પૂળિયા કાપતું રહેતું હતું. સરદારણીના કાનને એનો કર્કશ અવાજ હથોડાના લગાતાર પડતા ઘા જેવો લાગવા માંડ્યો હતો. જ્યાં ત્યાં પડેલા ચારાના પૂળિયા અને ચારાના ઢગલા હવે એની આખોમાં ખૂંચવા લાગ્યા હતા. જો કે સરદાર લહણાસિંહની પાઘડી અને લૂંગી રેશમી થઈ ગઈ હતી અને એમના દોરિયાના ખમીસની જગ્યાએ ઘૂંટણ સુધી લાંબું બોસ્કીનું ખમીસ આવી ગયું હોવા છતાં એના એ જૂના લહણાસિંહ જ રહ્યા હતા. એમને ન તો ઓરડીઓની સંકડાશ નડતી હતી, ન અંધારું, ન મશીનોની કર્કશતા, ન ચારાના ઢગલાની જડતા... એ તો આ માહોલમાં પણ મોજમાં રહેતા હતા. એ પેલા સરદારો જેવા હતા જેમના વિશે એક શીખ લેખકે લખ્યું છે કે 'ગમે તેવી પરિસ્થિતિમાં એક શીખ હંમેશા શીખ જ રહેવાનો'.

સાવ દૂબળા-પાતળા હતા એવું પણ નો'તું. ખાસ્સા મજબૂત માણસ હતા અને એમની મર્દાનગી ના પરિણામ સ્વરૂપ પાંચ છોકરાં સરદારણીને જળોની જેમ ચોંટેલાં રહેતાં હતાં. સરદાર પાસેથી કામ કઢાવવાની સરદારણીની આ રીત હતી. એને જ્યારે સરદાર લહણાસિંહ પાસેથી કોઈ એવું કામ કરાવવું હોય જેમાં જરાક બુદ્ધિની જરૂર હોય ત્યારે એ એમને 'બુદ્ધુ'કહીને ઉશ્કેરતી અને જો એવું કામ કરાવવું હોય જેમાં જરાક બહાદુરીની જરૂર હોય ત્યારે એ એમને 'નામર્દ'નું મેણું મારતી. મેણું મારવાની એની રીત ખાસ્સી અસભ્ય હતી. પણ પૈસા આવવાથી અને સારાં કપડાં પહેરવાથી જ તો અસભ્ય આદમી સભ્ય નથી થઈ જતો ને ! વળી સરદારણીને નવાનવા આવેલા પૈસાનું અભિમાન ભલે હોય, એને કદી સંસ્કારી કે સભ્ય થવાની ઇચ્છા નો'તી થઈ.

સરદાર લહણાસિંહ ઇસ્લામાબાદ પહોંચ્યા ત્યારે ત્યાં મારધાડ મચેલી હતી. એમનાં ચારા કાપવાનાં મશીન જે રીતે લાગણીહીન થઈને ચારાના નિર્દોષ પૂળિયાને કાપ્યે જતાં હતા, કંઈક એ જ રીતે એ દિવસોમાં એક ધર્મના અનુયાયીઓ બીજા અનુયાયીઓને કાપી રહ્યાં હતાં. સરદાર લહણાસિંહે

એમની ચમકતી ધારવાળી કિરપાણ બહાર કાઢી કે જો કોઈ મુસલમાન સપડાઈ જાય તો તરત એને પોતાની મર્દાનગીનો પુરાવો આપી દે. પણ આ બાજુ જીવતા મુસલમાનનું નામોનિશાન નો'તું. હા, ગલીઓમાં લોહી રેડાયાની નિશાનીઓ ચોક્કસ હતી. અને ક્યાંક દૂરથી લૂંટફાટના અવાજો પણ આવતા હતા.

એ જ્યારે ચોતરફ જોતાં જોતાં આગળ વધી રહ્યાં હતા ત્યારે એને એના મિત્ર ગુરદયાલસિંહ એક મકાનનું તાળું તોડતા દેખાયા.

સરદાર લહણાસિંહે થોભી જઈને પ્રશ્નભરી નજરે એમની સામે જોયું .

'હું આ મકાન પર કબજો જમાવી રહ્યો છું.' સરદાર ગુરદયાલસિંહ જરા ઉપરછલ્લી નજર એમના પર નાખી અને પાછા પોતાના કામમાં મંડી પડયા.

ત્યારે સરદાર લહણાસિંહે ઢીલી પડી ગયેલી પાઘડીને બરાબર કચકચાવીને બાંધી અને પોતાના ભાઈબંધના નવા મકાન તરફ જોયું. એ મકાનને જોતાં જ એમને પોતા માટે મકાન જોવાની વાત યાદ આવી અને એ તરત જ આગળ વધ્યા. એકાદ બે મકાન વટાવ્યા પછી એમને સરદાર ગુરદયાલસિંહની સરખામણીમાં ઘણું મોટું અને સુંદર મકાન દેખાયું. પણ મકાનને તાળું લાગેલું હતું. ગલીમાંથી એક મોટી ઈંટ ઉપાડી. કોઈ જાતના વિચાર કે ખચકાટ વગર એમણે બે–ચાર ઘામાં તાળું તોડી નાખ્યું.

એ મકાન જોકે બહુ મોટું નો'તું. પણ એમની ઓરડીઓની સરખામણીએ તો સ્વર્ગ જ કહી શકાય. કદાચ કોઈ શૌખીન કારકુનનું મકાન હતું. કેમકે એક નાનોસરખો રેડિયો અને ગ્રામોફોન પણ ત્યાં પડેલાં હતાં. ઘરેણાં–કપડાં નો'તાં. ટ્રંક બધા ખુલ્લા પડ્યા હતા. મકાનમાં રહેનારાઓ કદાચ મારધાડ શરૂ થઈ એ પહેલાં જ શરણાર્થી કેમ્પમાં અથવા તો પાકિસ્તાન નાસી ગયા હતા. જે સામાન સહેલાઈથી લઈ શકાય એવો હશે એ લઈ ગયા હતા. ને તોય જરૂરિયાતનો ઘણો બધો સામાન ઘરમાં પડ્યો હતો. આ બધું જોઈને સરદાર લહણાસિંહે કાંડાનો ઊંધો ભાગ મોઢા પર રાખી જોરથી બકરો બોલાવ્યો.[1] પછી લુંગીના છેડાને બેઉ બાજુથી કમરમાં ખોસ્યો અને સામાનનું નિરીક્ષણ કરવા લાગ્યા. જેટલી પણ કામની વસ્તુઓ હતી એ બધી વીણી

વીણીને એમણે એક બાજુ ઢગલો કર્યો. નકામી ચીજોને ઉઠાવીને બહાર ફેંકી દીધી. ઘરેથી લાવેલ મોટું તાળું મકાનને લગાવ્યું. ગુરદયાલસિંહને બોલાવીને પોતાના મકાનનું ધ્યાન રાખવા સમજાવ્યું અને પોતે પોતાનો સામાન લેવા ચાલ્યા જેથી મકાન સંપૂર્ણપણે એમનું થઈ જાય.

જ્યારે પોતાના ઘરે પહોંચ્યા ત્યારે એમને ખ્યાલ આવ્યો કે સામાન લઈ કેવી રીતે જશે ? આવી ભાગદોડમાં ઘોડાગાડી કે એક્કો તો ક્યાં મળવાનાં ? ફળિયામાંથી સાઈકલ કાઢી એ પોતાના જૂના ભાઈબંધ રામધન ગોવાળને ત્યાં જઈ પહોંચ્યા. એની બળદગાડી પર સરદાર એમાં ચારો કાપવાનાં મશીનો લાવતા હતા(ટ્રકો પર લાવતા થયા એ પહેલાં ) હાથપગ જોડી, વિનંતીઓ કરી, બમણી મજૂરીની લાલચ દીધા પછી સરદાર એને લઈ આવ્યા. જ્યારે બધો સામાન ગાડામાં ખડકાઈ ગયો અને એ ચાલવા તૈયાર થયા ત્યારે સરદારણીએ પણ સાથે આવવાનું કહ્યું. ત્યારે એમણે એમની પત્નીને સમજાવી કે ત્યાં રહેનારા બીજા સરદારો જ્યારે એમની પત્નીઓને લઈ આવશે ત્યારે એ પણ એને લઈ જશે. એ ભલે લાખ સિંહણ રહી પણ છે તો ઔરતજાત ... અને આવાં રમખાણોમાં તો આમ પણ ઔરતજાતને જ સૌથી વધારે સહન કરવું પડતું હોય છે. પછી એમણે એ પણ સમજાવ્યું કે આ ચોકનું ધ્યાન રાખવું પણ જરૂરી છે. શરણાર્થી ધડાધડ આવી રહ્યાં છે. કોને ખબર અહીં ઉઘાડું ઘર જોઈને જામી પડે તો...

સરદારણી માની ગઈ. પણ જ્યારે સરદાર લહણાસિંહ ચાલતા થયા ત્યારે એણે સામાનની સાથે એક ચારો કાપવાનું મશીન લઈ જવાનું કહ્યું. નવા ઘરમાં એ મશીન મૂકી દેવાથી ઘરની માલિકી બાબતે કોઈ પ્રકારની શંકા ના રહે અને બધાને ખબર પડી જાય કે આ મકાન ચારો કાપવાના મશીનવાળા સરદાર લહણાસિંહનું છે. સરદારણીની આ વાત સરદારજીને બહુ ગમી ગઈ.

ગાડામાં તો હવે જરાય જગ્યા નો'તી. પણ તોય સામાનની ઉપર ચારો કાપવાનું મશીન ગમેતેમ ગોઠવ્યું. અને એ પડી ન જાય એટલા માટે એને દોરડાથી બરાબર બાંધ્યું. અને એ રીતે સરદાર લહણાસિંહ એમના નવા ઘરે પહોંચ્યા. ગલીમાં પેઠા ભેળું જ એમણે જોયું કે સરદાર ગુરદયાલસિંહની પત્ની અને બાળકો તો નવા મકાનમાં પહોંચી પણ ગયા છે. ત્યારે એમને

લાગ્યું કે એમનાથી બહુ મોટી ભૂલ થઈ ગઈ છે. એમણે પણ પોતાની પત્નીને તરત જ લઈ આવવી જોઈએ. જો દૂબળો-પાતળો ગુરદયાલ એની પત્નીને લાવી શકે તો પોતે કેમ ન લાવી શકે ?

એ વિચાર આવતાંની સાથે જ બધો સામાન એમ ને એમ બારણા પાસે જ ખડક્યો. એ જ મોટું તાળું બારણા પર લગાવ્યું અને ગુરદયાલસિંહને કહ્યું કે ભાઈ જરા મારા ઘરનું ધ્યાન રાખજે. હું જરા મારી પત્નીને લઈ આવું. જરા સથવારો થઈ જશે.

અને એ જ ગાડામાં સરદાર લહણાસિંહ પાછા ફર્યા. ઘરે પહોંચીને એમણે સરદારણીને બાળકો સાથે ફટાફટ તૈયાર થવા કહ્યું.

પરંતુ એક દોઢ કલાક પછી પત્ની બાળકો સાથે જ્યારે સરદાર લહણાસિંહ ઈસ્લામાબાદ પહોંચ્યા ત્યારે એમના નવા ઘરનું તાળું તૂટેલું પડ્યું હતું. બારણામાં પડેલો એમનો બધો સામાન પણ ગાયબ હતો. માત્ર ચારો કાપવાનું મશીન બરાબર પહેરો ભરતું ઊભું હતું. ગભરાઈને એમણે ગુરદયાલસિંહને બૂમ મારી. પણ એ મકાનમાં તો વળી કોઈ નવો જ સરદાર બિરાજમાન હતો. એણે કહ્યું ત્યારે ખબર પડી કે ગુરદયાલસિંહ બીજી ગલીના એક વધુ સારા મકાનમાં જતા રહ્યા છે. ત્યારે સરદાર લહણાસિંહ કિરપાણ કાઢીને પોતાના મકાન તરફ આગળ વધ્યા. જોઈએ તો ખરા ચોટ્ટાઓ બીજું શું શું લઈ ગયા છે?

બારણામાં પગ મૂકતાંની સાથે જ બે લાંબા-તગડા શીખોએ એમનો રસ્તો રોકી લીધો. બળદગાડીમાં બેઠેલા એનાં પત્ની-બાળકો તરફ ઇશારો કરીને કહ્યું કે આ મકાન શરણાર્થીઓ માટે નથી. થાણેદાર બળવંતસિંહ રહે છે.

થાણેદારનું સાંભળતાંની સાથે જ સરદાર લહણાસિંહની કિરપાણ મ્યાનમાં ચાલી ગઈ અને પાઘડી જરા ઢીલી થઇ ગઈ.

'હજુર, આ મકાન પર તો મારું તાળું મારેલું હતું, મારો બધો સામાન...'

'ચાલ,ચાલ બહાર નીકળ અહીંથી ... જા કોર્ટમાં જઈને દાવો માંડ...આવ્યો માળો બીજાના સામાનને પોતાનો કહેવાવાળો...'

અને એમણે સરદાર લહણાસિંહને બારણામાંથી બહાર ધકેલી દીધા. બરાબર ત્યારે જ લહણાસિંહની નજર ચારો કાપવાના મશીન પર ગઈ. તરત

એમણે કહ્યું : જુવો, આ રહ્યું મારું ચારો કાપવાનું મશીન. કોઈને પણ પૂછી લો. અહીં બધા જ મને ઓળખે છે...

પરંતુ આ શોરબકોર સાંભળીને પોતપોતાનાં નવાં મકાનોમાંથી જે સરદાર કે લાલા બહાર નીકળ્યા એમાં એક પણ જાણીતી વ્યક્તિ લહણાસિંહને ન દેખાઈ.

'તો એવું કેમ નથી કહેતો કે તારે ચારો કાપવાનું આ મશીન જોઈએ છે ?' એને ધક્કો મારવાવાળા એક શીખે કહ્યું અને એણે પોતાના સાથીદારને કહ્યું, 'સાંભળ કરતારસિંહ, આ મશીન બહાર કાઢ. બિચારો ગરીબ શરણાર્થી છે. આપણે એ સાલ્લા મશીનને શું ધોઈ પીવું છે ?'

અને બેઉએ મળીને મશીનનો બહાર ઘા કરી દીધો.

બે-અઢી કલાક સુધી પોતાના સામાનને શોધવાના ફાંફાં માર્યા પછી રાત પડી ગઈ એ જોઈને સરદાર લહણાસિંહ જ્યારે પોતાના ચોક બાજુ ચાલ્યા ત્યારે એમના પત્ની-બાળકો પગે ચાલી રહ્યાં હતાં અને બળદગાડીમાં એકલું ચારો કાપવાનું મશીન ખડકાયેલું હતું.

૧. પંજાબી જાટ જ્યારે અતિશય ખુશ થાય છે ત્યારે મોઢા પર કાંડાનો ઊલટો ભાગ મૂકી બકરા જેવો અવાજ કાઢે છે.

મૂળ શીર્ષક : ચારા કાટનેકી મશીન

વિભાજનને વિષય બનાવતી વાર્તાઓની સરખામણીએ 'અશ્ક'ની આ વાર્તા ખાસ્સી હળવી શૈલીમાં લખાયેલી છે. પણ એમાંથી જે સમગ્ર ચિત્ર ઊભું થાય છે એ આપણને એ સમયની અરાજકતાના સ્તબ્ધ કરી દે એવા વાતાવરણ વચ્ચે મૂકી આપે છે. ધ્યાનથી વાંચનારને અહીં સંવાદોમાં રહેલી વક્રતા ઘણું કહી જશે.

## મહાવેસ્સાન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

પ્રાચીન કાળમાં શિવિ દેશના જેતુત્તર નગરના રાજા શિવિની રાણીએ એક કુંવરને જન્મ આપ્યો, તેનું નામ પાડ્યું સંજય. એણે પુત્ર વિવાહયોગ્ય થતાં, ફુસતી નામની મદ્રરાજની કન્યા સાથે તેનું લગ્ન કર્યું, તેને પટરાણી બનાવી પુત્ર સંજયને રાજ્યનો બધો કારભાર સોંપી દીધો. આ એની પૂર્વકથા છે.

આ ઘટનાનાં ૯૧ વર્ષ પૂર્વે વિપશ્યી નામના શાસ્તા આ જગતમાં જન્મ્યા. જે સમયે એ બન્ધુમતી નગરનો આશ્રય લઈને કલ્યાણકર મૃગદાયમાં વિહાર કરી રહ્યા હતા, તે સમયે એક રાજાએ અનર્ઘ ચન્દનસારની સાથે લાખના મૂલ્યવાળી સુવર્ણમાળા બન્ધુમ રાજાને મોકલી. રાજાને બે કુંવરીઓ હતી. એ કુંવરીઓને ભેટ આપવાની ઇચ્છા મનમાં થઇ અને મોટી કુંવરીએ ચન્દનસાર આપ્યો અને નાની કુંવરીએ સુવર્ણમાળા આપી. બંને કુંવરીઓએ નક્કી કર્યુ કે આ માળાઓ પહેરવાને બદલે, આપણે આ વડે શાસ્તાની જ પૂજા કરીશું.

તેમણે રાજાને કહયું - 'પિતા ! અમે ચન્દનસાર તથા સુવર્ણમાળા વડે દશ બલધારીની પૂજા કરીશું. રાજાએ હા પાડી. મોટી દીકરી ચંદનને ઝીણું લસોટાવી સુવર્ણ-પેટીમાં ભરી ચાલી નીકળી. નાની દીકરી સુવર્ણમાળાને ગળાની માળા બનાવડાવીને સોનાની પેટીમાં મૂકી ચાલી નીકળી. એ બંને મૃગદાય વિહારમાં પહોંચી. મોટી કુંવરીએ ચંદનના ચૂર્ણ વડે દશબળની કાંચનવર્ણી કાયાની પૂજા કરી અને બાકીનું ચૂર્ણ ગન્ધ કુટીરમાં છંટાવી પ્રાર્થના કરી : ભદંત, હું ભવિષ્યમાં તમારા જેવા બુદ્ધની માતા બનું.' નાની કુંવરીએ

તથાગતનઅ કાંચનવર્ણા શરીરની પૂજા સુવર્ણમાળાથી કરી અને પ્રાર્થના કરી, ‘ભદંત ! જ્યાં સુધી અર્હત્વ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ અલંકાર શરીર પર ધારણ કરી રાખજો. શાસ્તાએ એમની પ્રાર્થના સ્વીકારી. ત્યારે બંને પૂર્ણ આયુષ્ય ભોગવીને દેવલોકમાં ઉત્પન્ન થઈ.

મોટી બહેન ૯૧ કલ્પથી દેવલોકથી મનુષ્યલોક તથા મનુષ્યલોકથી દેવલોકમાં જન્મ પામતી રહી અને અંતે ૯૧ કલ્પ પૂરા થયાં એટલે બુદ્ધની માતા મહામાયા દેવી થઈ. નાની બહેને પણ એ જ રીતે કાશ્યપ બુદ્ધના સમયમાં કોઈ રાજાને ત્યાં જન્મ લીધો. છાતી ઉપર ચિત્રિત માળા જેવી અલંકૃત છાતી સાથે જન્મી હોવાથી, એનું નામ ઉરચ્છદ કુમારી પડ્યું. સોળ વર્ષની ઉંમરે શાસ્તાનું દાનાનુમોદન સાંભળીને સ્રોતાપત્તિ• ફળમાં પ્રતિષ્ઠિત થઈ. આગળ જતાં એ દાનાનુમોદન સાંભળીને જ્યારે તેના પિતા સ્રોતાપતિ ફુલમાં પ્રતિષ્ઠિત થયા ત્યારે એ જ દિવસે તેણે અર્હત્વ સિદ્ધ કરી, પ્રવજ્યા લીધી અને પરિનિર્વાણને પ્રાપ્ત કર્યું. કિસકી રાજાને ત્યાં બીજી સાત દીકરીઓ જન્મી. એમનાં નામ હતાં સમણી, સમણગુપ્તા, ભિક્ખુણી, ભિક્ખદાયિકા, ધમ્મા, સુધમ્ય અને સંઘદાસી. બુધ્ધના સમયમાં એ કન્યાઓ ખેમા, ઉત્પલવર્ણા, પટાચારા; ગોતમી, ધમ્મદિના, મહામાયા અને સાતમી વિશાખા રૂપે જન્મી.

એમાંથી ‘ફુસતી’ સુધર્મા નામધારિણી બની. એણે દાન-કર્મ કરીને વિપશ્યી નામે સમ્યક્ સમ્બુદ્ધની ચન્દન ચૂર્ણથી જે પૂજા કરી હતી, એના ફળરૂપે તેની કાયા રક્તચંદન સમાન બની. અને એ રીતે દેવલોકમાં તથા મનુષ્યલોકમાં જન્મ લેતાં લેતાં, આગળ જઇને શક્ર દેવરાજની પટરાણી તરીકે અવતરી. જ્યારે ત્યાં એનું આયુષ્ય પૂરું થયું અને પાંચે પૂર્વનિમિત્ત પ્રગટ થયાં ત્યારે દેવેન્દ્ર શક્રને એનું જીવન સમાપ્ત થયાનો ખ્યાલ આવ્યો, તેને ઠાઠમાઠથી નન્દનવન લઈ ગયાં. ત્યાં એ અલંકૃત શય્યા પર બેઠી. શક્ર સ્વયં પાસે બેસીને કહ્યું, ‘ભદ્રા ફુસતી ! હું તને દસ વરદાન આપું છું. સ્વીકાર.’ એમ કહીને આ હજાર ગાથાઓ ધરાવતા વેસ્સન્તર જાતકની પહેલી ગાથા કહી સંભળાવી.

હે શ્રેષ્ઠ રૂપધારિણી ફુસતી, આ પૃથ્વીમાં સુંદર અંગોવાળી, તારા મનમાં જે વસ્યાં હોય એવાં દસ વરદાન માંગ.

આ રીતે મહાવેસ્સન્તર ધર્મદિશના દેવલોકમાં પ્રતિષ્ઠિત થઈ ગઈ. તે પોતાનો સમય પૂરો થયાની વાત જાણતી ન હતી એટલે પ્રમાદને વશ થઈ બીજી ગાથા કહેવા લાગી :

'હે દેવરાજ, તમને વંદન કરું છું. મેં એવું કયું પાપ કર્યું છે કે જેવી રીતે પવન વૃક્ષને ઉખેડીને ફેંકી દે એવી રીતે મને આ રમણીય સ્થળેથી ઉખેડીને ફેંકી દેવા તમે તૈયાર થયા છો ?'

'ન તો તેં કોઈ પાપ કર્યું છે, ન તું મારી અપ્રિય છે, હવે તારું પુણ્ય પૂરું થયું છે. એટલે આમ કહું છું.' તારું મૃત્યુ આવી પહોંચ્યું છે, હવે આપણો વિયોગ થશે. એટલે હું જે દસ વરદાન આપું તેનો સ્વીકાર કર.' ઇન્દ્રની વાત સાંભળીને અને પોતાનું મૃત્યુ આવી પહોંચ્યું છે એ જાણીને વરદાન માગતાં તે બોલી :

હે સર્વ પ્રાણીઓના ઈશ્વર શક્ર, જો તમે ખરેખર મને 'વરદાન' આપવા માંગતા હો તો આવા 'વરદાન' આપો; હું સિવિરાજને ત્યાં પટરાણી બનું. મારી આંખો નીલી હોય, ભમરો નીલી અને હરણ જેવાં નીલાં નેત્રો હોય; અને હે પુરેન્દ્ર, ત્યાં પણ હું 'ફુસતી' નામથી જ ઓળખાઉં. મને શ્રેષ્ઠ વસ્તુઓનો દાતા, દાની, ઉદાર પુત્ર જન્મે અને બીજા રાજાઓ તેની પૂજા કરતા થાય, પ્રશંસા કરે અને તે યશસ્વી નીવડે. જ્યારે હું ગર્ભ ધારણ કરું, ત્યારે મારી કૂખ બહુ ઊંચી ન રહે, મધ્યમ આકારની જ રહે, જાણે સરખી રીતે ખેંચાયેલું ધનુષ્ય. હે વાસવ, મારા સ્તન લાંબા ન થઈ જાય. મારા મસ્તક પરના શ્વેત કેશ નાશ પામી જાય. હું વૃદ્ધ ન થઉં અને જેમને મૃત્યુ-દંડ પ્રાપ્ત થયો હોય એવી વ્યક્તિને પણ મુક્ત કરાવી શકું. હું શિવિરાજના એ ઘરમાં પટરાણી બનું, જ્યાં મોરના ટહુકાર તથા સારસ પક્ષીનાં કૂંજન થતાં હોય, જ્યાં અનેક દાસદાસીઓથી વીંટળાયેલી અતિ સુંદર સ્ત્રીઓ વસતી હોય, જ્યાં સૂત તથા બંદીજનો સ્તુતિ કરતાં હોય, જ્યાં ચિતરેલાં બારીબારણાનાં ધ્વનિ સંભળાતા હોય અને જ્યાં 'મદિરા પીઓ, માંસ ખાઓ' કહીને પુરુષોને અવારનવાર કહેવામાં આવતું હોય એવા શિવિરાજને ત્યાં હું પટરાણી બનું.'

શક્રે કહ્યું : હે સર્વાંગશોભિની ! મેં તને જે આ દસ વરદાન આપ્યાં છે, એ સર્વ તને શિવિરાજના દેશમાં પ્રાપ્ત થશે. દેવરાજ સુજમ્પતિએ આમ

કહીને 'ફુસતી'ને વરદાન આપ્યાં અને એ વર આપીને તેનું અનુમોદન કર્યું.

આ પ્રકારે એ વરદાનો પ્રાપ્ત કરીને સ્વર્ગમાંથી પતન પામીને તે મદ્રરાજની પટરાણીના પેટે અવતરી. ચન્દન-ચૂર્ણનો લેપ કરેલી કાયા સાથે જ તે જન્મી એટલે નામકરણના દિવસે એનું નામ ફુસતી પાડવામાં આવ્યું. પુષ્કળ લાડકોડમાં ઊછરતાં ઊછરતાં સોળ વર્ષની થઈ ત્યારે રૂપરૂપના અંબાર સમી દેખાવા લાગી. ત્યારે શિવિરાજ એને પોતાના પુત્ર સંજયકુમાર સાથે તેનું લગ્ન કરી પોતાના મહેલમાં લઈ આવ્યા. એમણે પુત્રના મસ્તકે રાજછત્ર ધારણ કરાવ્યું અને 'ફુસતી'ને સોળ હજાર સ્ત્રીઓમાં શ્રેષ્ઠ સ્થાન અર્પી પટરાણી બનાવી. એટલે કહેવામાં આવ્યું કે ત્યાંથી પતન પામીને તે ફુસતી ક્ષત્રિયકુળમાં જન્મી અને જેતુત્તર નગરમાં સંજયને વરી.

તે સંજયની પ્રિયા થઈ, મનને પ્રસન્ન કરનારી થઈ. ત્યારે શક્રે વિચાર કર્યો કે - ''મેં 'ફુસતી'ને આપેલા નવ 'વરદાન' પૂરાં થઈ ગયાં. માત્ર પુત્રવાળું દસમું 'વરદાન' બાકી છે. એ પણ પૂરું કરાવું.

એ સમયે બોધિસત્ત્વનો નિવાસ તેંત્રીસમા દેવલોકમાં હતો. એનું 'આયુષ્ય' સમાપ્ત થઈ ચૂકેલું એ જાણીને શક્રે એની પાસે જઈને કહ્યું, 'મિત્ર, તારે મનુષ્યલોકમાં જઈને શિવિરાજની પટરાણી ફુસતીના પેટે જન્મ લેવાનો છે.' શક્રે એની પાસે તથા ત્યાંથી પતન પામનારા અન્ય સાઠ હજાર દેવપુત્રો પાસે પ્રતિજ્ઞા લેવડાવીને પોતાના સ્થાને પાછા ફર્યા. બોધિસત્ત્વ દેવલોકમાંથી પતન પામીને ત્યાં જ જન્મ્યા. બાકીના દેવપુત્રો ૬૦ હજાર મંત્રીઓને ત્યાં જન્મ્યા. બોધિસત્ત્વ ગર્ભમાં હતા ત્યારે 'ફુસતી'ને દોહદ થયો. એને વિચાર આવ્યો કે નગર-દ્વારો ઉપર, નગરની મધ્યમાં તથા નિવાસસ્થાનના દ્વાર પર છ દાનશાળાઓની સ્થાપના કરીને દરરોજ છ લાખનું દાન આપે. રાજાએ એનો 'દોહદ' સાંભળીને જ્યોતિષીઓને પૂછ્યું તો તેમણે ઉત્તર આપ્યો, 'મહારાજ ! દેવીની કૂખમાં દાનની વૃત્તિવાળો ગર્ભ ઊછરી રહ્યો છે. એ દાન આપવાથી ક્યારેય તૃપ્ત નહિ થાય.' આ સાંભળીને રાજા ખૂબ પ્રસન્ન થયો અને એ પ્રકારે દાન આપવાની વ્યવસ્થા કરી દીધી. જ્યારથી બોધિસત્ત્વે રાણીની કૂખમાં પ્રવેશ કર્યો, ત્યારથી રાજાની આવક અઢળક થઈ ગઈ. એના પુણ્યપ્રતાપે સમગ્ર જમ્બુદ્વીપના રાજાઓ ભેટ-સોગાદો મોકલવા લાગ્યા. દેવી

ખૂબ ઠાઠથી ગર્ભને ઉછેરવા લાગી. દસ માસ પૂરા થયા એટલે એણે રાજાને કહ્યું, હું નગરયાત્રા કરવા માગું છું. રાજાએ નગરને સ્વર્ગનગરની જેમ સજાવ્યું, દેવીને ઉત્તમ રથ ઉપર બેસાડીને નગરની પ્રદક્ષિણા કરાવી. જ્યારે તેઓ વૈશ્યોની એક પોળની વચ્ચે આવ્યા, ત્યારે રાજાને સૂચના આપવામાં આવી કે રાણીને વેણ ઊપડી છે. એણે વૈશ્યોની પોળમાં જ પ્રસૂતિની સરસ વ્યવસ્થા કરાવી આપી. દેવીએ ત્યાં જ પુત્રને જન્મ આપ્યો. એટલે કહેવામાં આવ્યું - (દસ મહિના સુધી મને કૂખમાં રાખ્યો, નગરની પ્રદક્ષિણા કરતા સમયે વૈશ્યોની પોળમાં 'ફુસતી'એ મને જન્મ આપ્યો.)

બોધિસત્ત્વ માતાની કૂખમાંથી શુદ્ધરૂપે ખુલ્લી આંખે બહાર આવ્યા અને તરત જ માતાને કહ્યું, 'મા, હું દાન આપીશ ! કશું છે ?' એણે પુત્રના આગળ લંબાવેલા હાથમાં હજારની થેલી મૂકતાં કહ્યું, 'પુત્ર ! તારી ઇચ્છામાં આવે તેમ દાન કર.'' બોધિસત્ત્વે ઉમ્મગ્ગ જાતકમાં, આ જાતકમાં અને અંતિમ જાતકમાં પણ જન્મતાવેંત વાતચીત કરવા માંડી હતી. વૈશ્યોની પોળમાં જન્મ્યો હોવાને કારણે નામકરણના દિવસે તેનું નામ વેસ્સન્તર રાખવામાં આવ્યું. એટલે કહેવામાં આવ્યું : ન મારું નામ માતા ઉપર છે, ન પિતા ઉપર છે. વૈશ્યપોળમાં જન્મ થયો એટલે વેસ્સન્તર નામ પડ્યું.

જન્મ લીધો એ જ દિવસે આકાશમાં વિહાર કરતી એક હાથણી અગ્નિમંગલ તરીકે ઓળખાતા આખા શરીરે શ્વેત એવા બચ્ચાને લઈને આવી અને મંગલહસ્તીના સ્થાને તેને મૂકીને ચાલી ગઈ. બોધિસત્ત્વના 'પ્રત્યય'થી ઉત્પન્ન થવાના કારણે એનું નામ 'પ્રત્યય' જ રાખવામાં આવ્યું. રાજાએ બહુ લાંબા નહિ એવા સ્તન ધરાવતી, મધુર દૂધ આપતી ચોંસઠ ધાવમાતાઓ બોધિસત્ત્વ માટે નિયુક્ત કરી. તેની સાથે જ જન્મ લેનારા ૬૦ હજાર બાળકો માટે પણ ધાવમાતાઓની વ્યવસ્થા કરી. તે ૬૦ હજાર બાળકો સાથે ખૂબ વૈભવથી મોટો થવા લાગ્યો.

રાજાએ એને એક લાખની કિંમતના બાળકોનાં ઘરેણાં આપ્યાં, તેણે ચારપાંચ વર્ષની ઉંમરે એ ઘરેણાં ઉતારીને ધાવમાતાઓને આપી દીધાં અને જ્યારે તેમણે પાછા આપવા માંડ્યા, ત્યારે પણ ન લીધાં. રાજાને આની જાણ કરવામાં આવી. રાજાએ બીજાં ઘરેણાં બનાવીને આપ્યા. તેમણે કહ્યું,

'મારા પુત્રે જે આપ્યું છે તે યોગ્ય છે. આ શ્રેષ્ઠ દાન જ છે.' કુમારે એ ઘરેણાં પણ દાનમાં આપી દીધાં. બાળપણમાં એણે આમ ધાવમાતાઓને નવ વખત ઘરેણાં આપ્યાં હતાં. આઠ વર્ષની ઉંમર થતાં પથારીમાં પડ્યા પડ્યા જ વિચાર્યા કરતો : 'હું મારી જાતને જ દાનમાં આપી દેવા માંગું છું. જો કોઈ મારા હૃદયની યાચના કરે તો હું છાતી ફાડીને હૃદય કાઢી આપું; જો કોઈ આંખોની યાચના કરે તો આંખો કાઢી આપું. અને જો કોઈ શરીરની યાચના કરે, તો આખા શરીરનું માંસ પણ આપી દઉં.'' જ્યારે એ આમ સહજ રીતે ચિન્તન કરી રહ્યો હતો, ત્યારે ૯૪ નહુત બે લાખ યોજન જેટલી વિશાળ પૃથ્વી, મદમસ્ત બનેલા હાથીની જેમ ગર્જના કરતી કાંપવા લાગી. સુમેરુ પર્વતરાજ અત્યન્ત ઝૂકી ગયેલા નેતરની જેમ ઝૂકીને નાચતા નાચતા જેતુત્તર નગરની સામે આવી ઊભા. પૃથ્વીનો આવો નાદ સાંભળીને ગરજતા દેવે થોડા સમય માટે વર્ષા કરી. વીજળી ચમકી, સમુદ્ર ઊછળ્યો. દેવેન્દ્ર શક્રે તાળી પાડી. બ્રહ્મલોક સુધી એનો ધ્વનિ પહોંચ્યો. કહેવાયું પણ છે : હું જ્યારે આઠ વર્ષનો થયો ત્યારે મહેલમાં બેઠા બેઠા દાન કરવાનો સંકલ્પ કર્યો, હું હૃદય આપી દઉં, આંખો આપી દઉં અને કોઈ માગે તો આ શરીર પણ આપી દઉં; આ પ્રકારે હું સહજ રીતે વિચારતો હતો ત્યારે સુમેરુ પર્વતથી શોભતી, અકંપિત, અસંસ્થિત ધરા પણ ધ્રૂજી ઊઠી.

સોળ વર્ષની ઉંમરે તો બોધિસત્ત્વ બધી કળાઓમાં નિપુણ થઈ ગયા. પિતાએ એને રાજા બનાવવાનો વિચાર કર્યો, રાણી સાથે મંત્રણા કરીને, મદ્ર રાજકુળમાંથી માદ્રી નામની મામાની દીકરી લાવીને, એને ૧૬ હજાર સ્ત્રીઓમાં પટરાણી બનાવી. બોધિસત્ત્વનો રાજ્યાભિષેક કર્યો. તેમણે સિંહાસન પર બેઠા પછી દરરોજ છ લાખ ત્યાગીને મહાદાન આપવાનો આરંભ કર્યો. સમય જતાં માદ્રી દેવીએ પુત્રને જન્મ આપ્યો. એને સુવર્ણ જાળમાં ગ્રહણ કરવામાં આવ્યો. એટલે એનું નામ જાલીકુમાર પાડવામાં આવ્યું. એ પગે ચાલતો થયો ત્યારે માદ્રી દેવીએ દીકરીને જન્મ આપ્યો. એને કૃષ્ણાર્જિનમાં લપેટીને લઈ ગયા આથી એનું નામ કૃષ્ણાર્જિન પડ્યું.

બોધિસત્ત્વ દર મહિને છ વખત, અલંકૃત હાથીની પીઠ પર બેસીને, દાનશાળાઓ જોવા જતાં. એ સમયે કલિંગરાષ્ટ્રમાં વરસાદ ન પડ્યો. અનાજ

ન પાક્યું. મોટો દુકાળ પડ્યો. લોકોને જીવવું મુશ્કેલ બની ગયું, આથી લોકો ચોરી કરવા લાગ્યા. ભૂખે પીડાતા લોકો રાજમહેલ આગળ એકઠા થઈને પોકારો કરવા લાગ્યા. એ સાંભળીને રાજાએ પૂછ્યું - તાત ! આ બધું શું ? રાજાને કહેવામાં આવ્યું. રાજાએ તેમને 'સારું, તાત ! વરસાદ વરસાવીશ' કહીને વિદાય કર્યા. પરંતુ તે શીલગ્રહણ કરીને, ઉપોસથવ્રત રાખવા છતાં વરસાદ વરસાવી ન શક્યો. રાજાએ લોકોને એકઠા કરીને પ્રશ્ન પૂછ્યો, 'હું શીલગ્રહણ કરીને, એક સપ્તાહ સુધી ઉપોસથવ્રતી રહીને પણ વરસાદ વરસાવી ન શક્યો. તો તાત, હવે શું કરવું જોઈએ ?' ''દેવ ! જો તમે વરસાદ વરસાવી શકવા અસમર્થ હો, તો જેતુત્તર નગરમાં વેસ્સન્તર નામે સંજય રાજપુત્ર છે. એ દાનેશ્વરી છે. એની પાસે સર્વશ્વેત મંગલ હાથી છે. એ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં વર્ષા થાય છે. આથી બ્રાહ્મણોને મોકલીને, એ હાથીની યાચના કરીને મંગાવી લો.' રાજાએ એમની વાત માનીને, બ્રાહ્મણોને બોલાવડાવીને, એમનામાંથી આઠ બ્રાહ્મણોને પસંદ કરીને જેતુત્તર નગર મોકલ્યા, 'જાઓ વેસ્સન્તર પાસે હાથીની યાચના કરી લઈ આવો.'

બ્રાહ્મણો એક પછી એક જેતુત્તર નગર પહોંચ્યા. તેમણે દાનશાળા સામે બેસીને ભોજન કર્યું. ત્યાર પછી પોતાના શરીરે ધૂળ અને રાખ ચોપડીને, પૂનમના દિવસે રાજા પાસે હાથીની યાચના કરવાના આશયથી રાજાના દાનશાળા આવવાના સમયે, પૂર્વદ્વારે ગયા. રાજા પણ દાનશાળા જોવાની ઇચ્છાથી પ્રાતઃકાળમાં જ સુગંધિત જળના સોળ ઘડાથી સ્નાન કરી, ભોજન કરી અલંકૃત થઈને અલંકૃત હાથીની પીઠે બેસીને પૂર્વદ્વારે પહોંચ્યા. બ્રાહ્મણોને ત્યાં અવસર મળ્યો નહીં. આથી તેઓ દક્ષિણદ્વાર પર પહોંચ્યા અને ત્યાં એક ઊંચા સ્થળે ઊભા રહીને પ્રતીક્ષા કરવા લાગ્યા. જ્યારે રાજા પૂર્વની દાનશાળા જોઈને દક્ષિણદ્વાર પાસે આવી રહ્યા હતા, ત્યારે તેઓ હાથ ઊંચો કરીને બોલ્યા, 'વેસ્સન્તરનો જય, વેસ્સન્તરનો જય.' બોધિસત્ત્વ બ્રાહ્મણોને જોઈને તેઓ ઊભા હતા ત્યાં હાથી દોરી ગયા. હાથીની પીઠ પર બેઠા રહીને જ આ ગાથા કહી : જેમના મસ્તકના કેશ, નખ અને રોમ વધી ગયા છે, જેમના દાંત પર ધૂળ છે, જેમના માથા પર ધૂળ છે એવા બ્રાહ્મણો આગળ આવીને મારી પાસે શાની યાચના કરી રહ્યા છે ?)

તે સાંભળીને બ્રાહ્મણોએ કહ્યું : 'હે દેવ' ! હે શિવિઓના રાષ્ટ્રવર્ધન ! અમે હસ્તિ-રતનની યાચના કરીએ છીએ. અમને દંતૂશળવાળો, મહાન, શ્રેષ્ઠ હાથી આપો.)

આ સાંભળીને બોધિસત્ત્વે વિચાર્યું, 'હું મસ્તકથી આરંભી મારો સમગ્ર દેહ દાનમાં આપવા તૈયાર છું, પણ આ તો સ્થૂળ વસ્તુ જ માંગે છે ! એમની ઈચ્છા પૂરી કરીશ.' હાથીની પીઠ પર બેઠા બેઠા જ તે બોલ્યા :

હું ગભરાતો નથી. બ્રાહ્મણો જેની યાચના કરે છે તે એમને આપું છું. મદવાળો, મોટા દંતૂશળ ધરાવતો, સવારી કરવા માટેનો શ્રેષ્ઠ હાથી આપીશ.

આમ કહી શિવિઓના રાષ્ટ્રવર્ધન, ત્યાગાભિમુખ રાજાએ હાથી પરથી નીચે ઊતરીને, બ્રાહ્મણોને હાથી દાનમાં આપી દીધો.

હાથીના ચારે પગમાં ચાર લાખની કિંમતના ઘરેણાં હતાં. બંને બાજુ બે લાખનાં ઘરેણાં હતાં, પેટની નીચે રાખેલો કામળો એક લાખની કિંમતનો હતો. પીઠ પર મૂકેલી મોતીઓની જાળ, સુવર્ણજાળ તથા મણિ-જાળ લાખ લાખની હતી. બંને કાનના ઘંટ બે લાખના હતા. પીઠ પરનો કાંબળો લાખનો હતો. માથા પરનું ઘરેણું લાખનું હતું. બીજાં ત્રણ ઘરેણાં ત્રણ લાખનાં હતાં. કાનના ચૂડાલંકાર બે લાખના હતા. બંને દાંતોના અલંકાર બે લાખના હતા. સૂંઢનો સ્વસ્તિક અલંકાર એક લાખનો હતો. આ પ્રમાણે હાથીના શરીર પરના બધા અલંકાર બાવીસ લાખના હતા. ચઢવાની સીડી એક લાખની હતી. ભોજન માટેની કઢાઈ લાખની હતી. આમ આ બધાંનું મૂલ્ય ચોવીસ લાખ થયું. છત્રની ઉપર મણિ, ચૂડામણિ, મુક્તાહારમણિ, અંકુશ પર મણિ, હાથીના ગળામાં બાંધવાના મુક્તાહારમાં મણિ, હાથીના કુંભ પર મણિ - આમ કુલ છ મણિ અને છેલ્લે સાતમો હાથી તો મહાઅમૂલ્ય હતો જ. આ પ્રકારે આ સાતે અમૂલ્ય વસ્તુઓ બ્રાહ્મણોને આપી દીધી. સાથે સાથે મહાવત, હાથીઓની દેખભાળ કરનારા પાંચસો સેવકો પણ આપ્યા. એના દાન આપવાના સમયે અગાઉ કહ્યું તે પ્રમાણે પૃથ્વી કાંપવા લાગી. આ વાત સ્પષ્ટ કરતાં શાસ્તાએ કહ્યું :

જે સમયે હાથી દાનમાં અપાયો, તે સમયે કોલાહલ થયો, રોમાંચ થયો અને પૃથ્વી કાંપી ઊઠી તથા નગરવાસીઓ ક્ષુબ્ધ થઈ ગયા. સમગ્ર નગર

આકુળ-વ્યાકુળ થઈ ગયું. જે સમયે શિવિઓના રાષ્ટ્રવર્ધક હાથીનું દાન કર્યું ત્યારે નગરમાં હાહાકાર મચી ગયો. આથી કહેવાયું :

હાથીનું દાન કરવાથી ભયાનક તુમુલ નાદ થયો, ધરતી કાંપી ઊઠી. હાથીનું દાન કરવાથી નગર ક્ષુબ્ધ થઈ ગયું અને જે સમયે શિવિઓના રાષ્ટ્રવર્ધક હાથીનું દાન કર્યું ત્યારે મહાન, ભયાનક તુમુલ નાદ થયો.

હાથીના દાનથી ક્ષુબ્ધ થઈ ગયેલા નગરવાસીઓ રાજાની પાસે આવ્યા અને બોલ્યા, એટલે કહેવામાં આવ્યું છે : ઉગ્ર રાજપુત્ર, વૈશ્ય, બ્રાહ્મણ, હાથીસવાર, સૈનિક, રથસવાર તથા પદાતિઓ, બધા નિગમવાસીઓ અને શિવિરાષ્ટ્રના લોકોએ હાથીને લઈ જવાતો જોઈ, તેઓ રાજાની પાસે પહોંચ્યા અને કહેવા લાગ્યા, દેવ ! તમારું રાષ્ટ્ર અને વેસ્સન્તર પુત્રનો વિનાશ થઈ ગયો. સમગ્ર રાજ્યપૂજિત હાથી કેમ આપી દેવાયો ? મોટા દંતૂશળોવાળો, મહાન, દરેક યુદ્ધમાં ઘૂમનારો સર્વશ્વેત, શ્રેષ્ઠ હાથી કેમ આપી દેવામાં આવ્યો ? પીળા રંગના કામળાવાળો, મદવાળો, શત્રુમર્દન, મોટા દંતૂશળવાળો, જાળયુક્ત, કૈલાસપર્વત સમો, શ્વેત છત્રયુક્ત, હાથીના સેવકો સમેત, હાથીનો ઉપચાર કરનારા સમેત એવો, રાજાને પીઠ બેસાડનાર, શ્રેષ્ઠ દાનરૂપે હાથી બ્રાહ્મણોને આપી દેવાયો આમ કહી ફરી બોલ્યા :

'અન્ન, પાન, વસ્ત્ર તથા શયન, આસનનું દાનઉચિત છે. આ બ્રાહ્મણોને આપવું યોગ્ય છે. આ શિવિઓના રાષ્ટ્રની વૃદ્ધિ કરનારો વંશપરંપરાગત રાજા છે. હે સંજય ! એ વેસ્સન્તર હાથીનું દાન કેમ આપી શકે ? જો તું શિવિઓના કહ્યા અનુસાર નહિ કરે, તો શિવિનાગરિક તને અને તારા પુત્રને પોતાના અંકુશમાં લઈ લેશે.

ત્યારે રાજાને ખ્યાલ આવી ગયો કે તેઓ વેસ્સન્તરનો વધ કરાવવા માગે છે. આથી કહ્યું :

'ભલે નગર ન રહે અથવા રાષ્ટ્ર પણ જતું રહે, હું શિવિઓના કહેવાથી મારા નિર્દોષ રાજપુત્રને દેશવટો રાષ્ટ્રમાંથી નહીં આપું. એ મારો ઔરસપુત્ર છે. ભલે નગર - એ મારો પહેલો પુત્ર છે. હું એનો દ્વેષ નહીં કરું, તે સાચો આર્ય છે. એમ કરવાથી મારી નિન્દા પણ થશે અને મને ઘણું પાપ લાગશે. હું પુત્ર વેસ્સન્તરને શસ્ત્રથી કેવી રીતે મરાવી શકું ?)

શિવિવાસીઓ બોલ્યા, 'એને દંડ ન આપીશ, એનો શસ્ત્રથી વધ ન કરાવીશ, એને કારાવાસમાં પણ ન પૂરીશ, તું એને દેશવટો આપી દે. એ ઊંચાનીચા પર્વતોમાં નિવાસ કરશે !'

રાજા બોલ્યા : 'જો શિવિઓના આ જ મત હોય તો, હું એનો વિરોધ નહિ કરું. રાતભર એ કામ-ભોગનો અનુભવ કરે. રાત પૂરી થાય એટલે અને સૂરજ ઊગતાંની સાથે સર્વ શિવિવાસીઓ એકઠા થઈને, એને દેશમાંથી હાંકી કાઢે.'

એમણે આખી રાત રહેવા દેવાની રાજાની વાતનો સ્વીકાર કર્યો. એમને વિદાય કરીને, પુત્રને સંદેશ પહોંચાડવા માટે દૂતને બોલાવીને એની પાસે મોકલ્યો. દૂતે હા પાડી અને વેસ્સન્તરના ભવન પાસે પહોંચીને આ સમાચાર કહી સંભળાવ્યા. આ અર્થ પ્રગટાવતી ગાથાઓ આ પ્રમાણે છે :

હે દૂત ! ઊઠ. ત્વરિત જઈને વેસ્સન્તરને જણાવ કે દેવ ! શિવિવાસીઓ તારા ઉપર ક્રોધે ભરાયા છે. નિગમના લોકો આવ્યા છે. ઉગ્ર રાજપુત્ર, વૈશ્ય, બ્રાહ્મણ, હાથી-સવાર, પદાતિ, નિગમવાસીઓ તથા શિવિના લોકો પણ આવ્યા છે. આ રાત્રિ પૂરી થાય ત્યારે અને સૂર્યોદય થતાંવેંત તમામ શિવિવાસીઓ એકઠા થઈને તને દેશવટો આપશે. શિવિરાજાએ મોકલેલો દૂત થોડી જ વારમાં વેસ્સન્તરના સુંદર ભવનમાં આવી પહોંચ્યો. એના હાથે મોતીઓનાં આભૂષણ હતાં, એણે સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. ચંદન લગાડ્યું હતું, નખશિખ સ્નાન કર્યું હતું, એના કેશ ભીના હતા તથા એણે મણિકુંડળ પહેર્યા હતા. ત્યાં એણે મંત્રીઓથી ઘેરાયેલા કુમારને પોતાના ભવનમાં આનંદ મનાવતા જોયો, જાણે દેવતાઓથી ઘેરાયેલો ઇન્દ્ર ન હોય ! દૂતે ત્યાં આનંદ ભોગવતા વેસ્સન્તરની પાસે જઈને કહ્યું – 'હે રથોના સ્વામી ! હું તમને દુઃખદ સમાચાર સંભળાવવા આવ્યો છું. મારા ઉપર ક્રોધે ન ભરાશો.' રડતા રડતા દૂતે રાજાને પ્રણામ કરીને કહ્યું : 'મહારાજ ! તમે મારી સર્વ કામનાઓ પૂરી કરનારા સ્વામી છો. હું તમને દુઃખદ સમાચાર આપું છું. તમે મને આશ્વસ્ત કરો. દેવ ! શિવિવાસી તમારા ઉપર ક્રોધે ભરાયા છે. નિગમના લોકો આવ્યા છે. ઉગ્ર રાજપુત્ર, વૈશ્ય, બ્રાહ્મણ, હાથી-સવાર, પ્રતિહારીઓ, રથી, પદાતિઓ, નિગમના બધા લોકો તથા શિવિની પ્રજા પણ આવી છે. આ રાત્રિ પૂરી થાય એટલે અને સૂર્યોદય થાય ત્યારે બધા

જ શિવિ-વાસીઓ એકઠા થઈને તમને દેશનિકાલ આપશે.)

બોધિસત્વે પૂછ્યું : 'શિવિવાસીઓ મારા પર ક્રોધે કેમ ભરાયા છે ? મેં કોઈ અપરાધ નથી કર્યો. હે દૂત ! મને કહે જોઈએ કે તેઓ મને દેશવટો શા માટે આપવા માગે છે ?'

દૂતે ઉત્તર આપ્યો : 'ઉગ્રજપુત્ર, વૈશ્ય, બ્રાહ્મણ, હાથીસવાર, પ્રતિહારી, રથી અને પદાતિ બધા જ તમે આપેલા હાથી-દાનથી ક્રોધિત થયા છે. તે બધા આ જ કારણે તમને દેશનિકાલ આપવાના છે.'

આ સાંભળીને બોધિસત્વ આનંદિત થઈ ઊઠ્યા : 'સોના, મોતી, માણેક જેવા સ્થૂળ ધનની વાત જવા દો, હું તો મારું હૃદય, મારી આંખો સુધ્ધાં દાનમાં આપવા તૈયાર છું. કોઈ યાચક માગે તો હું મારો જમણો હાથ પણ આવી શકું. હા હા, આપી દઉં, હું જરાય ડગમગું નહીં. મને દાન આપવું સારું લાગે છે. ભલે શિવિવાસીઓ ભેગા મળીને મને દેશવટો આપે, મારી નાખે, મારા શરીરના સાત ટુકડા કરી નાખે તો પણ દાન આપતાં પાછો નહિ પડું.'

આ સાંભળીને દૂતે પોતાની બુદ્ધિથી એને આદેશ સંભળાવ્યો, તે એને ન રાજાએ સંભળાવવાનો કહ્યો હતો ન નાગરિકોએ. તે બોલ્યો :

'શિવિના પ્રજાજનોએ તથા આવેલા નિગમવાસીઓએ કહેવડાવ્યું છે કોનિતમા નદીને કિનારે આરંજર પર્વતની દિશામાં જે માર્ગેથી દેશનિકાલની સજા પામેલા લોકો જાય છે એ માર્ગેથી 'સુવ્રતે' પણ જવું જોઈએ.'

આ વાત દેવતાઓએ એની પાસે કહેવડાવી. બોધિસત્ત્વે ઉત્તર આપ્યો, 'સારુ, અપરાધીઓના જવાના માર્ગે જ હું જઈશ. નાગરિકો મને કોઈ બીજા અપરાધને કારણે નહીં પણ મેં હાથીનું દાન આપ્યું છે માટે દેશનિકાલ કરી રહ્યા છે. જો આમ જ હોય તો હું 'સાત સો'નું મહાદાન આપીશ. પ્રજાજનો મને એક દિવસ દાન આપવાની સંમતિ આપે. કાલે દાન આપીને પરમ દિવસે ચાલ્યો જઈશ.

જે માર્ગેથી અપરાધીઓ જાય છે એ જ માર્ગે હું જઈશ. જ્યાં સુધી હું દાન ન આપી ન દઉં ત્યાં સુધી, મને એક દિવસ અને એક રાત માટે મને ક્ષમા કરજો.

'ભલે દેવ ! હું પ્રજાજનોને કહીશ' કહીને દૂત ચાલ્યો ગયો. બોધિસત્ત્વે

એણે વિદાય કર્યો અને સેનાપતિને બોલાવીને કહ્યું, 'હું કાલે 'સાતસો'નું મહાદાન આપીશ. સાતસો હાથી, સાતસો ઘોડા, સાતસો રથ, સાતસો સ્ત્રીઓ, સાતસો ગાયો, સાતસો દાસીઓ અને સાતસો દાસોની વ્યવસ્થા કરો. સાથે સાથે ખાણીપીણીની વ્યવસ્થા મદ્યપાનની પણ. જે કંઈ આપવા લાયક હોય તે બધું લાવીને રાખો. આ પ્રકારે સાતસોના દાનની આજ્ઞા આપી. અમાત્યોને વિદાય કરીને તે એકલો માદ્રીના નિવાસસ્થાને પહોંચ્યો અને શય્યા પર બેસીને એની સાથે વાતચીત કરવા લાગ્યો.

આની સમજૂતી આપતા શાસ્તાએ કહ્યું :

રાજાએ એ સર્વાંગસુંદર માદ્રીને સંબોધિત કરતાં કહ્યું : 'જે કાંઈ પણ મારું આપેલું ધનધાન્ય છે; હિરણ્ય, સોનું, હીરા મોતી છે અને જે કંઈ ધન તું પિયરથી લાવી છે, તે સર્વને 'નિધિ' કરીને રાખી મૂક.'

એ સર્વાંગસુંદર રાજપુત્રી માદ્રીએ તેને પૂછ્યું : 'દેવ ! આ ધનને હું 'નિધિ' કરીને ક્યાં સાચવી રાખું તે મને કહો.'

વેસ્સન્તરે કહ્યું : માદ્રી ! સજ્જનોને યથાયોગ્ય દાન આપ. સર્વ પ્રાણીઓને દાનથી વિશેષ બીજો કોઈ આશ્રય નથી.

માદ્રીએ 'ભલે' કહીને એની વાત માની. આગળ ઉપદેશ આપતા રાજાએ કહ્યું : 'હે માદ્રી ! પુત્રો તથા સાસુસસરા પ્રત્યે મૈત્રીભાવ રાખજે. મારા પછી જે કોઈ તારો સ્વામી બને, એની પણ યોગ્ય રીતે સેવા કરજે. મારા ગયા પછી જો કોઈ તારો 'સ્વામી' ન બને, તો તું બીજો 'સ્વામી' ખોળી લેજે. મારા વિના દુઃખી ન થઈશ.'

માદ્રી વિચારવા લાગી કે વેસ્સન્તર આવું કેમ બોલે છે ? એણે પૂછ્યું : 'દેવ આવી અયોગ્ય વાત કેમ કરી રહ્યા છો ?' બોધિસત્ત્વે ઉત્તર આપ્યો : 'ભદ્રે, મેં હાથીનું દાન આપ્યું છે. આ કારણે શિવિ-પ્રજાજનો મારા પર ક્રોધે ભરાઈને મને દેશનિકાલ કરી રહ્યા છે. કાલે હું 'સાતસો'નું મહાદાન આપીને પરમદિવસે નગરમાંથી જતો રહીશ. હું જંગલી પ્રાણીઓથી ખીચોખીચ ભરેલા ભયાનક વનમાં જવાનો છું. ત્યાં જંગલમાં સાવ એકલો જીવતો રહીશ કે કેમ એ શંકાસ્પદ છે.'

સર્વાંગસુંદર રાજપુત્રી માદ્રી બોલી : 'તમે આવી અયોગ્ય વાત કેમ બોલો છો ? અશુભ કેમ કહો છો ? મહારાજ ! તમે એકલા જ જાઓ એ સાચો

ધર્મ નથી. હે ક્ષત્રિય ! જ્યાં તમે જશો ત્યાં હું પણ આવીશ. કાં તો તમારી સાથે જ મરી જવું કાં તો તમારા વિના જીવવું. આ બંનેમાંથી તમારી સાથે મરી જવાનું પસંદ કરીશ. જેમ હાથણી જંગલમાં રખડનારા હાથીની પાછળ પાછળ પહાડ, દુર્ગ, સમથળ અને ખાડાટેકરાવાળા સ્થળોએ ભટકે છે, એ જ રીતે હું પણ બાળકોને લઈને તમારી પાછળ પાછળ આવીશ. હું તમારા માટે ઉપકારક બનીશ, અપકારક નહિ.'

(અપૂર્ણ)

## ૨૦૦૧ની ગુજરાતી વાર્તા / શિરીષ પંચાલ

વર્ષે વર્ષે સાહિત્યનાં સામયિકોમાં પ્રગટ થતી ટૂંકી વાર્તાઓ, કાવ્યરચનાઓ તરત ને તરત ગ્રંથસ્થ થતાં નથી. ગુજરાતીમાં આજે એવા કેટલાય સર્જકો છે જેમની કૃતિઓ પ્રથમ પ્રકાશન પછી વર્ષો સુધી ગ્રંથસ્થ થતી જ નથી, પરિણામે કેટલીય નોંધપાત્ર – ક્યારેક તો અસામાન્ય – કૃતિઓ પણ ઉપેક્ષિત બની રહે છે. આવા સંજોગોમાં કેટલીક નોંધપાત્ર રચનાઓ સારવી લેવામાં આવે તો કશું ખોટું નથી, પણ પ્રશ્ન તો રહે છે જ કે આવી સારવી લીધેલી કૃતિઓ જે તે સંપાદકની રુચિનું પ્રતિબિંબ પાડતી હોય ત્યારે એ તારવણીને કેટલે અંશે શ્રદ્ધેય માની શકાય ? એક જ સાલનાં બે સંપાદનોને સરખાવતાંય સમાનતા કરતાં અસમાનતાઓ વિશેષ જોવા મળતી હોય છે (અહીં એક પ્રશ્ન તો થાય જ કે શા માટે બે જુદાં જુદાં સંપાદનો કરવાં જોઈએ અને તેય દસવાર્ષિક હોય તો હજુય સમજાય પણ વર્ષે વર્ષે થતી સંપાદનપ્રવૃત્તિ શા માટે બેવડાવી જોઈએ ?). અહીં ૨૦૦૧ની વાર્તાઓનું સંપાદન છે, એને આગલા વર્ષના સંપાદન સાથે સરખાવીશું તો એ વાર્તાકારોમાંથી માત્ર એક જ વાર્તાકાર અહીં સ્થાન મેળવે છે. કદાચ કેટલાય વાર્તાકારોની રચનાઓ ૨૦૦૧માં પ્રગટ થઈ જ ન હોય એવું બની શકે. વળી કેટલાકની રચનાઓ પ્રગટ થઈ હોય તો પણ આ સંપાદકને એની વરણી કરવા જેવી ન લાગી હોય એમ પણ બને. એવી શક્યતા પણ સ્વીકારી લઈએ કે ૨૦૦૧ની આ વાર્તાઓ ઉપરાંત બીજી વાર્તાઓ અન્ય ભાવકોને, સર્જકોને, વિવેચકોને વિશિષ્ટ લાગી હોય. આ સંપાદકની રુચિને પણ મર્યાદા સંભવી શકે છે. બને કે બેએક

વરસ પછી કેટલીક બીજી રચનાઓ પણ પ્રવેશી શકે અને આમાંથી કેટલીક અસ્વીકૃતિ પામે.

સૌ પ્રથમ તો અહીં પસંદ કરાયેલી આ દસ વાર્તાઓ વિશે આછીપાતળી ચર્ચા કરી લઈએ. અહીં વાર્તાકારોને કક્કાવારી પ્રમાણે ગોઠવ્યા છે, નહીં કે ચઢિયાતી કે ઊતરતી ભાંજણી પ્રમાણે.

અનિલ વ્યાસની 'નવચંડી' વાર્તાના વિષયવસ્તુમાં તો નરી ભાવુકતા છે, મેલોડ્રામાની સાવ નજીક એ વસ્તુ પહોંચી જાય એવું છે. વિશ્વની ઘણી બધી વાર્તાઓના વિષયવસ્તુ ભાવુક લાગશે પણ સર્જક કવિકર્મ દ્વારા એ ભાવુકતાને દૂર રાખે છે. 'નવચંડી' વાર્તા પણ ભાવુકતાને દૂર રાખી શકી છે પોતાની વિશિષ્ટ આલેખનરીતિ દ્વારા. વાર્તાનો આરંભ નવચંડીના વિધિના પ્રારંભથી થાય છે અને વાર્તાનો અંત આ વિધિની પૂર્ણાહુતિથી આવે છે. આ બે બિંદુઓની વચ્ચે વાર્તાના કેન્દ્રવર્તી પાત્ર સુભદ્રાના જીવનનો પ્રલંબિત ભૂતકાળ અને ઘણું કરીને સુભદ્રાના જીવનની અત્યંત કરુણ ઘટનાઓ જોવા મળે છે. આ ઘટનાચક્ર કોઈ એકની જ આંખે દેખાડવામાં આવ્યું નથી, લેખક એને ત્રીજા પુરુષના વ્યાપક ફલક પર મૂકી આપે છે, અને છતાં કેન્દ્રમાં તો સતત સુભદ્રા જ છે. વાર્તાના આરંભે જ નવચંડીનો વિધિ કરાવી રહેલા પ્રહ્લાદ ગોરના મોઢે કહેવડાવ્યું જ છે કે સુભદ્રાના જીવનમાં બહુ દુઃખ આવી ચઢ્યું છે ! આખી વાર્તા જો રેખાયિત ગતિમાં જ આલેખાઈ હોત તો આ દુઃખદ ઘટનાઓ સળંગસૂત્ર રીતે જોવા મળત અને એને કારણે તે ભાવુક લાગત, પાત્ર પ્રત્યે સમભાવ પ્રગટે એટલા જ માટે એકી સાથે કોઈ એકના જીવનમાં આવી દુઃખદ ઘટનાઓ ઠાંસી ઠાંસીને ભરી દીધાનો વહેમ જાત. પણ એટલે જ જાણે લેખકે આ રેખાયિત ગતિને તોડી નાખી છે, ભૂતકાળ અને વર્તમાનની ગતિઓનાં સમાંતર આલેખન થતાં રહ્યાં છે, આ બંને સમયખંડનાં સ્તર અન્યોન્યને પ્રભાવિત કરતાં રહે છે, પરિણામે એકવિધતા વરતાતી નથી. જન્મ્યા પછી તરત જ માનું અવસાન થવાને કારણે માતૃવાત્સલ્યથી વંચિત રહી ગયેલી સુભદ્રાના શૈશવથી માંડીને વૈધવ્ય અને દાધારંગા દીકરાના માતૃત્વની અવસ્થાઓમાંથી લેખકે વિવેકપૂર્વક પસંદગી કરી છે. યુવાન પતિના અને અન્ય સ્વજનોના અપમૃત્યુની ઘટનાઓ પૂર્વે

આલેખાઈ છે એ રીતે તો આ ઓછાયો એના પોતાના મનની અતૃપ્ત વાસનાઓમાંથી પ્રગટેલો લાગે. દરિયાઈ કાંઠાપ્રદેશનો બાફ, એ પ્રદેશની વનસ્પતિમાંથી રેલાઈ આવતી પ્રબળ ગંધ, વર્ષાના આગમન પૂર્વેના આકાશી ગડગડાટો, છ છ સુવાવડો પછીય અકબંધ રહેલો કામણગારો દેહ અને પુરુષની ભીંસ માટે વલવલતી, પરસેવે નીતરતી કાયા... અને ઘરની બહાર આંગણામાં સૂઈ રહેલો માધો... 'સપનાના ઓથારમાં હમીરો દેખાતો પણ લાભુને માધાનો ભરમ થતો.... મડી મડી મુંને કીયા ઝલમનું ઈનાવનું લેણું રઈ ગ્યુંસ તી રાત્યમજરાત્ય ભૂંડા ભસકાં ઊપડેસ ? માધ્યોય ગલકીનો હગ્ગી બેન્નો સોકરો. અભાગ્યો ભરવો. મારી વાંહણ આથુંપગું ધોઈને પયડોસ. માંહીને પોંખવા નિહર્યોય નીસ.' ગુજરાતી ભાષામાં આવી બળકટ રીતે કોઈ સ્ત્રીની કામેચ્છાને ભાગ્યે જ રૂપ સાંપડ્યું હશે. અહીં માધા માટેનો તિરસ્કાર સપાટી પરનો કે છદ્મવેશી લાગશે, 'મનના છાને ખૂણે માધો ગમતો.'

માનવચિત્તના અજાણ્યા પ્રદેશોના આલેખનમાં થોડી પ્રગલ્ભતા જોઈએ, જાતીય વાસના સમાજસ્વીકૃત સંબંધોની સીમાઓને અતિક્રમી કેવી રીતે ફુંફાડા મારે છે તેના આ આલેખનની સમાંતરે (ઉત્કટ) ઈન્દ્રિયજન્મ સંવેદનો, કાંઠા વિસ્તારની પ્રકૃતિનું આલેખન છે, જે પેલી કામવાસનાને પોષક નીવડે છે. હમીરાના ઓછાયા જેવા માધાને તિરસ્કારતી અને મનના ખૂણે આવકારતી લાભુ એક બાજુ છે તો એના ઘાટીલા દેહ પ્રત્યે પ્રબળતાથી આકર્ષાઈને મંતરતંતર કર્યા કરતો માધો છે, કદાચ માસાના કાસળના મૂળમાં પોતાના પ્રતિસ્પર્ધીને મ્હાત કરવાની અસંપ્રજ્ઞાત ઇચ્છા પણ હોઈ શકે. માનવમનની આ સંકુલ ગતિવિધિનું આલેખન નાઝીર મન્સુરી કરી શક્યા, અવૈધ સંબંધની કથાઓ તો પ્રાચીન ભારતીય સાહિત્યમાં મળે જ છે, પણ એ નરી કથનાત્મકતાને વર્ણનાત્મક અંશોથી મઢીને ગુજરાતી વાચકને સાવ અપરિચિત એવી પાર્શ્વભૂમાં વાર્તાને ઢાળવામાં આવી છે. આ પાર્શ્વભૂ પણ પાત્રોની ચૈતસિક સૃષ્ટિને મૂર્ત કરવામાં સહાયક નીવડી છે.

પ્રફુલ્લ દેસાઈની 'માલધક્કો' વાર્તા રેલવેના વાતાવરણને પાર્શ્વભૂમાં રાખીને લખાઈ છે. વાર્તાના આરંભથી જ વાર્તાનાયિકા નીલાને આ

પાર્શ્વભૂની પડછે આલેખવામાં આવી છે, જીવન જીવવાનો જે ઉત્સાહ હોવો જોઈએ તે જાણે નીલામાં નથી, 'નીલા એ બધુંય બારી પાસે ઊભી ઊભી જોયા કરતી અને શૂન્યમનસ્ક થઈ જતી.' નીલાનો પતિ આ માલધક્કામાં શંટિંગની કામગીરી કર્યા કરે છે. પતિપત્ની એકલાં છે, નીલાને દિવસો રહ્યા છે અને એ ખબર હજુ સુધી પ્રકાશને પહોંચાડી નથી. વાર્તામાં શું બને છે ? દાંપત્યજીવનના એવા કોઈ ઉજમાળા દિવસો આપણી સામે આલેખાયા ન હોવા છતાં બંને વચ્ચે એવો કોઈ ખટરાગ નથી. પણ ત્યાં જ સાસુનું આગમન થાય છે અને આખું ચિત્ર બદલાઈ જાય છે. અમરાવતીથી આવી ચઢેલાં સાસુ નીલા પાસે દહેજની માગણી મૂકે છે. એ માટે એને પિયર ધકેલી દેવામાં આવે છે. પ્રકાશ પણ એમાં પરોક્ષ રીતે સાથ આપે છે. આમ છતાં વાર્તાના કેન્દ્રસ્થાને દહેજની અર્થાત્ આપણી સામાજિક રૂઢિની કોઈ વાત નથી. આ સામાજિક સમસ્યાને પાર્શ્વભૂમાં રાખીને નીલાના અન્ય પાત્રો સાથેના માનવીય સંબંધોની અને તેના પોતાના અંતરંગની વાર્તા તરફ લેખકનું લક્ષ્ય છે. વાર્તાના આરંભે જ નીલાની શૂન્યમનસ્કતાનો ઉલ્લેખ છે અને એટલે જ વાચકને પ્રકાશનું નીલા માટેનું ઉષ્માહીન, ઉપેક્ષાભર્યું વર્તન સહેજેય ખટકતું નથી. એક પ્રકારના અમાનવીય વાતાવરણમાં શ્વાસ લેતી, સ્વજનો પ્રત્યેના પ્રેમના પ્રત્યુત્તરમાં પ્રાપ્ત થતો તિરસ્કાર નીલાને આ કુટુંબથી દૂર લઈ જાય છે. સ્થૂળ અને સૂક્ષ્મ, એમ બંને રીતે અતિ પ્રકટ બન્યા વિના આલેખન થતાં રહે છે અને એને કારણે સંકુલતાની ભાત પ્રગટે છે. એક બાજુ નીલાની વ્યક્તિતા આ રીતે આલેખાઈ છે : 'પેટ પર હળવાશથી હાથ ફેરવતાં નીલાએ નક્કી કર્યું કે કાલે પૂરણપોળી બનાવી ફોઈને તે ખુશ કરી દેશે.' તો બીજી બાજુ એ જ સાંજે ભોજન કરતાં કરતાં પ્રકાશ બોલી ઊઠે છે : 'મલા વાટતે, આઈ... નીલાને સ્વયંપાક શીખવા એની વહિની પાસે મોકલી આપવી જોઈએ !' આમ પ્રકાશ સામે ચાલીને એને ગૃહત્યાગ તરફ ધકેલે છે. પ્રકાશની ઉપેક્ષાથી અકળાયેલી નીલા માટે કોઈ અન્ય વિકલ્પ રહેતો નથી, પ્રકાશે તો એને પિયરની વાટ બતાવી જ દીધી અને ત્યાં વાર્તાના અંતની ભૂમિકા તૈયાર થઈ ગઈ.

'નીલાની નજર સામે દૂરથી એક એન્જિન વેગથી ભક્ ભક્ આવ્યું. તે

થોડા ગબ્બાઓને આગળ ધકેલતાં વેગ વધારી રહ્યું હતું. અચાનક લાઇનમેનની લાલ ઝંડી દેખાઈ અને ડ્રાયવરે જોરમાં બ્રેક મારી. એન્જિન અટકવા લાગ્યું પણ ડબ્બાઓ વેગમાં ભાગતા રહ્યા. ડબ્બાઓ એન્જિન સાથે જોડાયેલા ન હતા. ડબ્બા ખડિંગ ખડિંગ આગળ ફંગોળાયા અને નીલાને શન્ટિંગ એન્જિનમાંના ડ્રાયવરની સિકલ અલપઝલપ દેખાઈ. તેને થયું કે તે પ્રકાશ જ હતો.'

પિયરમાં આવી ચઢે છે તો એક સાવ જુદું જ જગત છે. ઉષ્માથી ભર્યું ભર્યું. વ્હાલ, મજાકમસ્તીવાળું પિયર. અહીં પણ યાર્ડ વિસ્તાર જ છે પણ આ પૂર્વાર્ધ કરતાં સાવ જુદો. બગલ આગળથી ફાટેલું ગંજી પહેરતા અને ટોકીઝમાં ડોરકીપરની કામગીરી કરતા પિતા પાસે તે કઈ રીતે નાણાં માગવાની ? એટલે એ તો ત્રણેક દિવસ રહીને પાછી ફરે છે. ફરી યાર્ડમાંથી પાટા ઓળંગતી, અન્યમનસ્કતામાં આગળ વધતી નીલા શન્ટીંગ એન્જિનની હડફેટમાં આવી જાય છે. આ અકસ્માત કે આત્મહત્યા ? કે પ્રકાશ દ્વારા થયેલી હત્યા ? આમેય જે એન્જિનની હડફટે ચઢી તે પ્રકાશ ચલાવતો હતો. વાર્તાનો અંત મેલોડ્રામેટિક બન્યો, પ્રકાશને એન્જિનચાલક બતાવ્યો એટલા પૂરતો.

પ્રવીણસિંહ ચાવડાની 'ઉત્તરાર્ધ' વાર્તા તો સાવ ચીલાચાલુ વિષયવસ્તુ લઈને રચાયેલી છે, છાપું ઉઘાડ્યું નથી અને આ પ્રકારનાં વસ્તુઓ નજરે પડ્યાં નથી. કેટલી બધી લોકપ્રિય હિંદી ફિલ્મોમાં મા કે બાપ ઝેર ઘોળવાની ધમકી આપે એટલે યુવાન કે યુવતી પોતાના પ્રેમનો ભોગ આપી દે. આ વાર્તા જો આવા જ ચીલાચાલુ વિષયવસ્તુને લઈને ચાલતી હોય તો એને સાવ સામાન્ય કક્ષાની વાર્તાના સ્તરે લઈ જતા અટકાવનારું તત્ત્વ કયું ? વાર્તાનું શીર્ષક 'ઉત્તરાર્ધ' છે, પૂર્વાર્ધની બધી ઘટનાઓ પતી ગઈ છે; વાર્તાના કેન્દ્રમાં માધવ અને તેની પ્રિયતમા પ્રાચી છે, પણ વાર્તામાંથી એક રીતે પ્રાચીની બાદબાકી કરી નાખી છે. માધવને રસ્તામાં પ્રાચીની મા રાજુલબહેન મળી જાય છે, આખી વાર્તામાં જે બને છે તે માધવ અને રાજુલબહેનની વચ્ચે બને છે. પ્રાચીની અનુપસ્થિતિ અહીં આગળ વાર્તાને ઉપકારક એવું એક આભાસી અંતર ઊભું કરે છે, અને આ અંતર વાર્તાને ભાવુકતામાં સરી પડતા કે ચીલાચાલુ બનતાં અટકાવે છે.

રાજુલબહેન દવાની ખરીદી કરીને ઘેર જઈ રહ્યાં હતાં ત્યારે પ્રાચીનો પ્રિયતમ માધવ ભટકાઈ જાય છે, એ બે વચ્ચેના સંવાદમાંથી પ્રાચી ઊઘડતી આવે છે. લેખક સામે એક બીજો વિકલ્પ હતો કે આવી જ રીતે માધવ અને પ્રાચી ભટકાઈ જાય, પરંતુ એ વિકલ્પ કદાચ વાર્તાને ભાવુક બનાવી દેત. પિતાને કારણે પ્રાચીને બદલે લોપામુદ્રા સાથે કરવા પડેલા લગ્નનો ઓથાર માધવ અનુભવે છે. આ ઓથાર એને પોતાની લાગણીઓને વ્યક્ત કરવા દેતો નથી. એની પાસે કંઈક ઔપચારિક કહેવાય એવી ભાષા બોલાવે છે :

'એટલે એમ કે, માસી, આપણા મનમાં અમુક હોય, અમુક માણસને આપણે અમુક રીતે જોયું હોય, આપણને એમ હોય કે ભવિષ્યમાં આમ થશે પણ તે ન થાય – ?'

બીજી બાજુ રાજુલબહેનની ભાષા તો હૃદય જે વેદના અનુભવતું હતું તેને ઉચિત રીતે આલેખી શકે છે :

'એનો અર્થ એ થયો કે તમને લોકોને પણ દુઃખ થાય ? હું તો માનતી હતી કે આ નવી પેઢીના છોકરાને તો નિરાંત, હૃદય, લાગણી જેવું કંઈ જ નહીં. જે થવું હોય તે થાય, આપણે લૂગડાં ખંખેરીને આગળ ચાલ્યા.'

વાર્તાનો અંતિમ પરિચ્છેદ ન હોત તો ચાલત એવી લાગણી પણ સાથે સાથે થયા વિના ન રહે.

પ્રાણજીવન મહેતાની 'બહારવટિયો કાનોમાતરં' બીજી બધી વાર્તાઓથી તો ઠીક પણ આપણી વર્તમાન પરિસ્થિતિથી સાવ વેગળી પડી જતી વાર્તા છે. લોકકથાઓની પરંપરાગત શૈલી, અન્યાય સામે બહારવટે ચઢતાં સામંતકાલીન પરાક્રમીઓની વાસ્તવિક – કાલ્પનિક કથાઓના ઢાંચાનો ઉપયોગ કરીને આ કથા રચાઈ છે. પરંપરાગત કથનરીતિ, શબ્દભંડોળ, વાતાવરણ ઊભું કરવાની લેખકની આવડત તરત જ નજરે ચડે છે. વાર્તા મૂળે તો એક ચારણ પાસેથી સાંભળેલી, એ સાંભળેલી કથા વાર્તાકથક આપણી સામે રજૂ કરી રહ્યો છે. આમ બેવડી રીતે પરોક્ષ બનેલી કથા આપણી સામે આવે છે ત્યારે પેલી મધ્યસ્થીઓની ઉપસ્થિતિ વરતાતી નથી. હા – આપણે કહી શકીએ કે વાત માંડવાની આ રીત છે, એથી વિશેષ બીજો કોઈ ઉપક્રમ આમાં આરોપવાનો ન હોય. જુલમી શાસક સામે માથું ઊંચકવું, વિદ્રોહનાં રણશિંગાં ફૂંકવાં –

આ વસ્તુ તો પરાપૂર્વથી ચાલી આવી છે, એ નિમિત્તે જ આપણને એક બાજુ 'સોરઠી બહારવટિયા' મળે અને બીજી બાજુ હિટલરના શાસન સામેની સાહિત્યકૃતિઓ, ફિલ્મો મળે. પણ એથીય અઘરું છે આભાસી ઉદાર, મુક્ત એવા શાસનતંત્રના મુખવટા પાછળના જુલમી પાસાનું આલેખન. આપણા સમયનો આ એક મોટો પડકાર. પણ એ એક આડ વાત થઈ.

આ વાર્તામાં કાનોમાતર તો એક સામાન્ય જન છે, 'ખેતી કરતો ખંતથી' જેવો માણસ – પણ સાથે સાથે કશા જુલમની વાત સાંભળીને 'પરાળમાં કાંડી મેલો ને જેમ ભડભડ ભડકે બળે તેમ અંદરથી લહાય લહાય.' એક રીતે જોવા જઈએ તો આ વાતાવરણમાં એકલતા અનુભવતો એના લાચાર સમાજને કહી શકે છે કે 'કોઈને કાં કેમ સૂઝતું નથી ? સંધાયની સમજ શું ચમડી ચાંચે ભેરવી ઊંચે આકાશે ઊડી ગઈ કે કેમ ?'

સામાન્ય રીતે આપણી પરંપરાગત લોકકથાઓમાં જોવા ન મળતી ભાષાભિવ્યક્તિ પ્રાણજીવન મહેતાએ અહીં પ્રયોજી છે, તેને કારણે પણ વાર્તા કંઈક જુદી નિખરી આવી છે.

માવજી મહેશ્વરીની 'દૂર... ખૂબ દૂર...' વાર્તામાં ઘટના જેવું કશું નથી, વાર્તાનો આરંભ મંગલ નામના માણસની કબર ખોદવાની કામગીરીથી થાય છે, આજુબાજુ બધા ટોળે વળ્યા છે અને ત્યાં કબરમાંની માટીમાંથી હાથનું એક હાડકું મળી આવે છે, હવે કબર ઉપર કબર થાય કે નહીં એનો ખુલાસો કરવા વૃદ્ધ નરસી બાપાને પૂછવામાં આવે છે, વાર્તા ધીમે ધીમે નરસી બાપા ઉપર કેન્દ્રિત થતી લાગે છે. '– અંઈયા કેટલી બધી ઝાડી હતી. હવે તો બધુંય પાધરું થઈ ગયું છે. આ સતીમાની દેરીને પડખે છસાત ખીજડાનાં ઘટાટોપ ઝાડ હતાં. હવે તો એક જ બચ્યો છે. આજુબાજુ બધું દુકાળિયા ખેતર જેવું લાગે છે. ક્યાંય છાંયડો ન રહ્યો.' પહેલા સ્તર પર આ વર્ણન પરંપરાગત, વાતાવરણ પ્રગટાવવા માટે લાગે. પણ વાર્તા જેમ જેમ આગળ વધતી જશે તેમ તેમ એ વર્ણન તો નરસી બાપાના હૃદયના ભાવને આલેખતું લાગે. એમની હેડીના બધાએ ધીમે ધીમે વિદાય લીધી છે. એ ખાલીપાને લઈને જીવવું અકારું છે. અહીં વાર્તાકાર આવા વૃદ્ધ, એકાકી માનવીના જીવનમાં આવી પડેલા ખાલીપાને મૂર્ત કરવા માગે છે અને પ્રત્યેક સમયના

સર્જકે આ મૂર્તતા પ્રગટાવવા માટે જે કવિકર્મ કરવું પડે તે કવિકર્મ માવજી મહેશ્વરી પણ કરવા પ્રયત્નશીલ છે. મૃત્યુની નજીક જઈ પહોંચેલા નરસીબાપાને ભ્રમ થાય છે : 'જાણે એક હાથ કબરમાંથી નીકળી કુંવારની સોટીની જેમ ઊભો રહી ગયો છે... પછી તો એવું લાગ્યું કે જાણે બધી કબરમાંથી અનેક હાથ બહાર આવવા લાગ્યા. આખું સ્મશાન જાણે હાથનું ખેતર ! એ હાથ નરસીબાપાને બોલાવતા હોય તેમ હાલવા લાગ્યા.' અસામાન્ય લાગે એવી દૃશ્યાત્મકતા લેખકે પ્રગટાવી આપીને એક વિભીષિકા ઊભી કરી આપી. એકલા ગોઠતું નથી અને છતાં મૃત્યુનો ભય દૂર થતો નથી.

આમ એક પાત્રની વેદનાને મૂર્ત કર્યા પછી વાર્તાકારને બીજું કશું તો કરવાનું ક્યાં રહે ? એટલે વાર્તાકારને આ કળાય હસ્તગત હોવી જોઈએ કે વાર્તાને ક્યાં અટકાવી દેવી. વાર્તાના અંતે ધસી આવતા ઘોડાના ધણનો ભાસ થાય છે. બીજી બાજુ એમની મૃત પત્નીનો ઝીણો અવાજ – આ બેની વચ્ચે ઊભા રહી ગયેલા અને છેલ્લે કોઈ હાથ એમને પાસે ખેંચી લઈને સલામતી બક્ષી જાય છે... પૂરેપૂરી સ્પષ્ટતા કર્યા વિના જ ભયની વિભીષિકા જાણે 'દૂર... ખૂબ દૂર... !' સરી ગયેલી લાગે છે. તો આવી એક સાર્વજનીન અનુભૂતિને એક વિશિષ્ટ રૂપ આપવા સિવાય લેખકને બીજા કશાનો લોભ નથી એ પણ આનંદની વાત.

મેધા ત્રિવેદીની 'ઉત્પાત' રચના અતીતરાગ, બાળપણનો કહેવાતો પ્રેમ, સભ્ય અને આદિવાસી જીવનશૈલી, શ્રીમંત-ગરીબ વર્ગસભાનતા – વગેરેને આવરી લે છે. પણ આ બધાં વિષયવસ્તુઓ સહજ રીતે વણાતાં આવે છે. વાર્તા નાયિકાના કથનકેન્દ્રથી રજૂ કરવામાં આવી છે; સાહિત્યપ્રેમી, કલાપ્રેમી, નિસર્ગપ્રેમી એવી આ નાયિકાના વ્યક્તિત્વને અનુરૂપ ભાષાઆયોજન કરવામાં આવેલું છે. એટલે જ્યારે પહેલું જ વાક્ય વાંચીએ : 'ભર્યુંભાદર્યું ઘર છોડ્યે દસકો વીતી ગયો... તૃષ્ણાઓનાં ઝાંખરાંમાં અટવાયેલી પતંગ જેવી લાગણીઓ સહેજ પવન આવતાં ફડફડાટ કરી લઈ પાછી શાંત થઈ જતી, મનને તો ઘણીય વાર વરસાદી પાંખો ફૂટતી...' મેધા ત્રિવેદી ત્રીજા પુરુષના કથનકેન્દ્રમાં નહીં પણ પ્રથમ પુરુષના કથનકેન્દ્રમાં વાત માંડી રહ્યાં

છે. તો આ ભાષાની પ્રતીતિ થાય એવી નાયિકાની વ્યક્તિતા છે ખરી ? વાર્તા આગળ ચાલે ત્યારે ખબર પડે છે કે આ નાયિકા – નીતા – શિશુકાળથી કવિતારચના તરફ વળી હતી. અન્ય સંકેતો પણ વચ્ચે વચ્ચે પ્રગટતા રહ્યા છે. એ રીતે આપણને પ્રતીતિ થાય છે કે આ ભાષા એના વ્યક્તિત્વને સંવાદી છે. અમેરિકાથી દસ વર્ષે પાછી આવતી નાયિકા બે સંસ્કૃતિઓ વચ્ચે તુલના કરવાની કે એવી બીજી અપેક્ષાઓ વાચકના મનમાં જાગે એની સમાંતરે જ વાર્તા કઈ દિશામાં ગતિ કરશે એનો ખ્યાલ આવી જાય છે : 'ગુલમહોરની બાજુમાં જ કરેણને જોઈ. ગુલાબી ફૂલોના ગુચ્છા ઊગી નીકળેલા. મને સાંવલો યાદ આવી ગયો.' તો વાર્તા સાંવલા વિશે, એટલે કે નીતાની આંખે દેખાયેલા સાંવલા વિશેની છે. પણ માત્ર એ જીવનચરિત્રાત્મક બનવાને બદલે એમાં કથકનું વ્યક્તિત્વ પણ ઉમેરાતું આવે છે.

વાર્તાકાર ચરિત્રની ભીતર આપણને કેવી રીતે લઈ જાય છે ? નીતાને બહુ ભાવતી લીલી ચા અને ફૂદીનોવાળી ચાના સંદર્ભે તેની ભત્રીજી એક માહિતી આપે છે : 'સાંવલાકાકાએ મહિના પહેલાં જ વાવી હતી. તમને બહુ ભાવે છે ને !' બીજી એક માહિતી દાદીમા આપે છે. આખી રાત વાંસળી વગાડી વગાડી ચીસો પાડે છે. મારા કાન પાકી ગયા, આ તું આવી છે ત્યારથી જરા શાંત થયો છે.' બીજા શબ્દોમાં સાંવલાની નાયિકા પ્રત્યેની ભાવના આ રીતે પ્રગટ થઈ. પછી તો પાંચ વરસની ઉંમરનો સાંવલો હતો ત્યારથી થયેલા પરિચયની કથા આપણી આગળ યોગ્ય ક્ષણે ઊઘડે છે. આદિવાસી છોકરાના હૈયામાં ફૂટી નીકળેલી લાગણી કરેણના છોડ ઉપર 'નીતા–સાંવલાની કરેણ'ની કોતરણીથી પ્રગટે છે. નાયિકાના લગ્નની ક્ષણને કોઈ રીતે ન વેઠી શકતા સાંવલાને મૂઝવતો પ્રશ્ન હતો. 'નીતા આપણી કવિતાનું શું ?' અને એ પ્રશ્નની ઉપેક્ષા સાંવલા પાસે નીતાને માટે ગાળ બોલાવે છે : 'તું પણ છિનાળ જ !'

વાર્તાકારનો સંયમ એ રીતે જોઈ શકાય છે કે નીતા અને સાંવલાને મુખોમુખ પછી કરવામાં આવ્યા નથી. સાંવલો સામે ચાલીને પોતે મનોમન માનેલી પ્રિયતમાને મળવા આવતો નથી, ઊલટ ક્યાંક ચાલ્યો જાય છે. આ રીતે તેનો વિદ્રોહ, નીતા પ્રત્યેનો રોષ પણ પ્રગટી શક્યા છે. હવે વાર્તા

આગળ ચાલતી નથી. નાયિકાને સહેજ પણ ભાવુક બની જતી દેખાડવામાં આવી નથી. તે અમેરિકા જશે ત્યારે આ બીજી સ્મૃતિઓથી સમૃદ્ધ બનેલી તેની વ્યક્તિતા વિશેય કશા ઉદ્ગારો પ્રગટ કરવામાં આવ્યા નથી.

એક મહત્ત્વના દલિત વાર્તાકાર તરીકે ગુજરાતી સાહિત્યમાં જાણીતા થયેલા મોહન પરમારની 'ખાંચો' વાર્તાના કેન્દ્રમાં કોઈ દલિત પાત્ર નથી, વાર્તાના કેન્દ્રમાં પ્રમોદભાઈ નામના ઉમરલાયક, શારીરિક રીતે પગભર નહીં રહી શકતા નાયકની વ્યથાકથા છે. તેમનાં પત્ની જૂના હિસાબ ચૂકવવામાં માને છે એટલે તેમની સાથે સલૂકાઈથી વર્તી શકતાં નથી. દીકરાઓને લાગણી હોવા છતાં સમય નથી. એ રીતે વાર્તા પહેલા સ્તર પર તો આમ એકલા પડી ગયેલા, સ્વજનોની ઉપેક્ષાનો ભોગ બનેલા નાયકની છે, આ સ્તર પર વાર્તાને લેખક વિકસાવી શકે; પણ અહીં એક બીજું પરિમાણ ઉમેરીને વાર્તાને સંકુલ બનાવવામાં આવી છે. એ પરિમાણની વાત સીધી રીતે આવી જતી નથી. પ્રમોદભાઈ કેવી રીતે અત્યારે ઘરમાં સાવ એકલા પડી ગયાની જ વાત જાણે કેન્દ્રમાં હોય એવી રીતે એનું આલેખન કરવામાં આવ્યું છે. રમીલાબેન જ્યારે ગુસ્સે થઈને બોલે છે 'બેસાડો તમારી પેલી ખાંચાવાળીને' ત્યારે ધીમે રહીને પેલું નવું પરિમાણ પ્રગટે છે. આપણી સમક્ષ કોઈ એવા ભૂતકાળની વાત આવતી નથી, માત્ર એની સ્મૃતિ આલેખાઈ છે. ત્રિકોણાકાર ખાંચા આગળના કોઈ ફ્લેટમાં રહેતી સ્ત્રીનો નિર્દેશ છે. ક્યાંયથી ઉષ્મા પ્રાપ્ત ન થતાં મન-શરીર બળવો કરે છે અને નીકળી પડે છે પેલા ખાંચાવાળા ઘરને શોધવા કોઈ આરો રહ્યો નથી. પણ લેખક વાર્તાને અંતે નાયકને ક્યાં મૂકે છે ? અહીં એક ભયસ્થાન હતું – 'સહારો હાથવેંત હતો. રિક્ષાઓ, સ્કૂટરો, ગાડીઓના ધમધમાટ વચ્ચે ભડકી જવાતું હતું. વારંવાર જુદા જુદા ફ્લેટોની ડોકાબારીઓમાં મન ધૂંધવાતું હતું. કેમ કોઈ દિશા સૂઝતી નહોતી ? કે પછી મારા માટે બધી દિશા બંધ થઈ ગઈ છે ?' – અચાનક એ સ્ત્રી પ્રગટ થઈ જાય અને નાયકને માત્ર આ પળનો જ નહીં પણ હવે પછીની બધી પળોનો સહારો આપવા તૈયાર થઈ જાય ! પણ એ ભયસ્થાનને લેખક સફળતાપૂર્વક ઉલ્લંઘી શક્યા. નાયકને એ ખાંચો જ મળતો નથી અને પગ ક્યાં વળે છે એની જ કશી સુધબુધ રહેતી નથી એ બિંદુએ વાર્તા પૂરી થાય

છે, આ રીતે વાર્તાને આગળ વિસ્તારવાનો લોભ લેખક જતો કરી શક્યા એ ઓછા આનંદની વાત નથી.

રવીન્દ્ર પારેખની 'કામરણ' વાર્તા આ સંગ્રહમાં સૌથી નોખી પડી જતી વાર્તા છે. આધુનિકતાવાદી પરંપરામાં જાણે આ વાર્તા લખાઈ હોય એવો એક વહેમ જાય, પણ સામાન્ય રીતે કલ્પનપ્રચુર, પ્રતીકવાદી જેવી કશી ઓળખ આ વાર્તાની આપી નથી શકાતી અને છતાં એ વાર્તામાં કશી વાત માંડીને કહેવાઈ નથી. પ્રિયતમાએ તરછોડ્યા પછી ક્યાંક લગ્ન કરી બેઠેલા નાયકના વર્તમાનને ભૂતકાળનો ઘેરો પાસ બેઠેલો છે અને એમાંથી એ મુક્તિ અનુભવી શકતો નથી.

વાર્તાનો આરંભ કેવી રીતે કરવામાં આવ્યો છે જુઓ :

'જેમકે એક માણસ છે. તે પરણેલો છે. તેને એક પ્રેમિકા પણ છે; હતી. પ્રેમિકાએ તેને બદલી કાઢ્યો છે. એ પછી માણસે પણ ઘર બદલ્યું છે.

આખી વાર્તા આ શૈલીમાં ચાલે છે. વાર્તાકારને આ શૈલી દ્વારા માત્ર નવીનતા જ સિદ્ધ કરવી હોય તો તો એ હેતુ પાર પડી ગયો. પણ નવીનતા એ કંઈ લક્ષ્ય નથી, હોઈ ન શકે. આ વાર્તાના આરંભે આટલું તો સૂચવાઈ ગયું કે લેખક પરંપરાગત શૈલીમાં વાર્તા લખવા માગતા નથી, એટલે એ એક જુદી દિશા અપનાવી લે છે – જ્યાં કોઈ વિશિષ્ટ સ્થળકાળ નથી. પછી ધીમે રહીને આપણને જણાવવામાં આવે છે કે વાર્તાનાયક લેખક છે. પણ આ લેખક તેની પ્રેમિકાની દૃષ્ટિએ સ્થગિત થઈ ગયો છે. વાર્તામાં હવે એક બીજું પરિમાણ ઉમેરાયું. આપણને એવો વહેમ ગયો હતો કે વાર્તા ત્રીજા પુરુષમાં છે પણ હવે જાણ થાય છે કે વાર્તા પ્રથમ પુરુષમાં છે – 'આટલી સામગ્રી આપીને માણસને મેં વાર્તા લખવાનું કહ્યું.' થોડી આનાકાની પછી માણસ વાર્તા કહે છે. જૂના જમાનાની લોકકથાઓમાંથી ભૂલી પડેલી કથા, કેટલાક આધુનિકો માટેની આ એક જાણીતી યુક્તિપ્રયુક્તિ. કથા કહેનારે કથાનાયક સાથે તાદાત્મ્ય જ નહીં, એકરૂપતા અનુભવી છે એવું ગર્ભિત સૂચન છે. ઝૂંપડામાંથી સીધા હાથણીએ ઢોળેલા કળશને કારણે રાજકુમાર બની ગયેલા નાયકને શરૂઆતમાં ગોઠતું જ ન હતું, તે પાછળથી અનુકૂળ આવી જાય છે – બસ વાર્તાને આમ અટકાવી દીધી છે પણ આલંકારિક

અર્થમાં તો એ વાર્તા, કહેનારની જ વાર્તા હોવાને કારણે આગળ વિસ્તરે છે. લેખક એને પ્રતીકાત્મક બનાવવાનો પ્રયાસ કરે છે, માણસ જૂના ઘેર જવા માગે છે, ઘર બેસી ગયું છે તો પણ. જોકે એ ઘર બેસી પડ્યું 'તે તો વચ્ચેથી. બહારની દીવાલો હજી અકબંધ છે. બહારથી તો હજી એ એવું જ.' એટલે કે બહારથી જીવતા અને અંદરથી ભાંગી પડેલા માણસની/માણસોની આ કથા છે. 'કામરણ' શીર્ષક વધુ પડતું બોલકું કોઈને લાગે પણ એમ તો 'ધ વેસ્ટલેન્ડ' ક્યાં બોલકું ન હતું ? પરંતુ હવે આ પ્રકારની વાર્તાશૈલીમાંથી ગુજરાતી વાર્તાએ બહાર આવવું જોઈએ.

આ સંપાદનની છેલ્લી વાર્તા રાજેન્દ્ર પટેલની 'લિફ્ટ' છે. અહીં ફેન્ટસીનો વિલક્ષણ ઉપયોગ કરવામાં આવ્યો છે. આ વિલક્ષણતા વાર્તામાં આવતા પ્રણયના રોમેન્ટિક તત્ત્વને સંયમિત રાખે છે, વાર્તામાં આવતી વાસ્તવવાદી વિગતોને (ગામમાંથી શહેરમાં આવીને મકાન શોધવા જતાં બહુમાળી મકાનનો આ ફ્લેટ મળી આવે) પણ પાર્શ્વભૂમાં ધકેલી દે છે. વાર્તાની શરૂઆતથી જ લિફ્ટ પ્રત્યે કશુંક અદમ્ય આકર્ષણ અનુભવતા નાયક માટે લિફ્ટ ભૌતિક પદાર્થ ન બની રહેતાં એ કોઈ અસામાન્ય ચૈતન્યમય પદાર્થ બની જાય છે – લેખકે કહેવાની જરૂર ન હતી કે 'મારું અસ્તિત્વ લિફ્ટની જોડે એકાકાર થઈ ગયેલું.' એ રીતે લિફ્ટ પણ એક ધબકતો જીવ બની ગઈ. હવે ત્રીજું પાત્ર પ્રવેશે છે અને તે આ જ ઇમારતના સાતમા માળે રહેતી એક સુંદર કન્યાનું. જેટલું આકર્ષણ લિફ્ટનું, એટલું જ પ્રબળ આકર્ષણ કન્યાનું. પણ વાર્તાકાર આ રચનાને 'પ્રથમ દૃષ્ટિએ પ્રેમ'ની કથામાં ઢાળવા માગતા નથી, મૂળ લક્ષ્ય લિફ્ટ સાથેના સાયુજ્યનું છે. એ લિફ્ટ નાયકમાં સર્વવ્યાપક એવો સમભાવ પ્રગટાવે છે; બીજા શબ્દોમાં તેનો વિસ્તાર કરી આપે છે. કૃષ્ણને સમાવતી બની જાય છે. માનવચિત્ત ધારે તો કોઈ પણ પદાર્થને કોઈ પણ સ્વરૂપે રૂપાંતરિત કરી શકે છે એવા એક સત્યની પ્રતીતિ વાર્તામાંથી ધીમે ધીમે પ્રગટતી આપણે અનુભવીએ છીએ; સાથે સાથે એક બીજી વાત પણ સૂચવાય છે કે લિફ્ટ તો લિફ્ટ જ છે, માત્ર નાયકની દૃષ્ટિએ જ વિશિષ્ટ હતી, નહીંતર પેલી સુંદર કન્યા વર્ષાઋતુમાં બેઝમેન્ટમાં પ્રવેશેલા પાણીમાં આ જ લિફ્ટ દ્વારા કેવી રીતે જઈ ચઢે અને કેવી રીતે વીજપ્રવાહને

કારણે અપમૃત્યુ પામે ! નાયકનો ટેનામેન્ટ શોધવાનો નિર્ણય બદલાઈ જાય છે અને ફરી સ્વપ્નમાં પેલી કન્યા એને એક પછી બીજી એમ અનેક લિફ્ટોમાં લઈ જાય છે – આની પાછળ એક માત્ર ઉદ્દેશ આમ તો હોય, જે આરાધ્ય હોય તેની સાથે અભિન્ન થઈ જવું – એક વિશિષ્ટ ભાવલોકમાં લઈ જતી આ વાર્તા ફેન્ટસી તો છે જ, સાથે સાથે એક અન્યોક્તિ પણ બની રહે છે.

અહીં ગ્રંથસ્થ થયેલી વાર્તાઓ ઉત્તમોત્તમ છે એવું કહેવાનો તો મારો કે કોઈ પણ સંપાદકનો દાવો હોઈ ન શકે. આ વાર્તાઓમાંથી દસેક વર્ષ પછી ત્રણેક વાર્તાઓ પણ નીવડેલી બને તો આ પુરુષાર્થ સાર્થક થાય. અત્યારે ગુજરાતી વાર્તા જ નહીં, સમગ્ર ગુજરાતી સાહિત્ય સામે કેટલાયને પ્રશ્નો હોઈ શકે. આપણે જે સ્થળકાળમાં જીવીએ છીએ તેને વિશેની અભિજ્ઞતા વાર્તાકારે કે કોઈ પણ સર્જકે પ્રગટાવવી કે નહીં ? એ કોઈ પણ ઢાંચામાં વાર્તા લખે, સપાટી પરથી એ પ્રકારની સભાનતા વાર્તામાં ન જણાય તો પણ વાર્તાકાર એ અભિજ્ઞતાથી દૂર જઈ ન શકે. બીજું, આપણો સમય ઉત્તરોત્તર વધુ ને વધુ સંકુલ બની રહ્યો છે. આપણા ચહેરાઓ ઉપર ઇતરજનો માટે જ નહીં, સ્વજનો માટેય મુખવટા ગોઠવાઈ રહ્યા છે, આ બધાને ભેદીને પેલી સાચી વ્યક્તિતાનો પરિચય કરવો અનિવાર્ય છે, જાતને ઓળખશું તો જ જગત ઓળખી શકાશે. ટૂંકી વાર્તા જો માત્ર પ્રેમ, પ્રણયવૈફલ્ય, જાતીયતા, સપાટી પરના તળપદમાં જ પુરાઈ રહેશે તો એ પોતાની સીમાઓને વિસ્તારી શકશે નહીં.

ગુજરાતી વાર્તાકારને નિર્મમ બનાવે એવા તથા એને પોતાની મર્યાદાઓ સ્પષ્ટપણે ચીંધી આપનારા અવાજની જરૂર છે. આ સંપાદનમાં માવજી મહેશ્વરી સિવાય લગભગ બધા જ વાર્તાકારો લગભગ આગલી પેઢીના છે, મેધા ત્રિવેદી મળી આવ્યાં એટલે લેખિકાનો સમાસ થઈ શક્યો; લેખિકાઓ, નવી પેઢીના પ્રતિનિધિઓ તથા વિદેશમાં વસતા સર્જકોને પણ આવા ઉપક્રમોમાં વધુ ને વધુ અવકાશ મળવો જોઈએ. આપણા સાંપ્રત સાહિત્યની વધુ ને વધુ ચર્ચા થવી જોઈએ.

આજે તો ગુજરાતી વાર્તા ઘટના-ઘટનાહ્રાસ કે કહેવાતા ઘટનાલોપથી પણ દૂર નીકળી ચૂકી છે. વચ્ચે તળપદી બોલીમાં વાર્તા લખાય તો જ એને

વાર્તા કહેવાની જાણે એક રૂઢિ થઈ ગઈ હતી. આજે જ્યારે પ્રાદેશિકતાની સંકુચિત દીવાલો અદૃશ્ય થઈ રહી હોય ત્યારે આવી બોલીઓ એકબીજાના જગતને પામવામાં અંતરાયરૂપ તો નહીં થાય ને ! આજે હવે બોલીઓમાં લખાતી વાર્તાઓની સમાંતરે જ નાગરી બાની વિસ્તરી રહી છે. બીજી બાજુ પ્રાદેશિક સાહિત્ય કે ભારતીય સાહિત્યનો ગમે તેટલો મહિમા કરીએ તો પણ સમગ્ર વિશ્વની સંવેદના સાથે તો આપણો તાર મળવો જોઈએ. ઉમાશંકર જોશીએ કહ્યું હતું : 'એ તો કેવો ગુજરાતી જે હોય કેવળ ગુજરાતી ? કદાચ અવિરતપણે ગુજરાતી વાર્તાકળાની ક્ષિતિજો વિસ્તારવાના આશયથી સુરેશ જોષીએ 'પરકીયા'ની જેમ પૂર્વ-પશ્ચિમની કેટલીક વાર્તાઓના અનુવાદ ત્રણ ભાગમાં પ્રગટ કર્યા હતા. એવી જ રીતે અન્ય અનુવાદો પણ થતા રહ્યા છે. આવા અનુવાદોની ચર્ચાઓ થવી અનિવાર્ય છે, જેથી કરીને આપણા વાર્તાકારોની ટૂંકી વાર્તા વિશેની સમજ વિકસી શકે.

સાથે સાથે એક બીજી ભ્રમણા પણ દૂર થવી જોઈએ, પ્રયોગશીલતા એ માત્ર આધુનિકો સાથે જ સંકળાયેલી પ્રવૃત્તિ ન હતી. કોઈ પણ સમયે પ્રયોગો તો થતા જ રહે છે. હવે કયા પ્રકારની અભિવ્યક્તિને પ્રયોગો કહેવા એનો વિવેક કેળવવો પડે, એના વિના તો આપણી સર્જકતા કુંઠિત થશે.*

* ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પ્રગટ થનારા 'ગુજરાતી નવલિકાચયન : ૨૦૦૧'ની પ્રસ્તાવના

## સામયિકસમીક્ષા / અજય રાવલ

પરબ : નવેમ્બર, ૨૦૦૩ અંક : ૧૧

પરબ :

'પરબ'ના આ અંક પર નજર ફેરવતાં તેના નિયમિત વિભાગો દૃષ્ટિગોચર થયા. આ અંકમાં સર્જાતું સાહિત્ય અને કળા, સર્જાયેલા સાહિત્યનું વિવેચન અને સાહિત્યિકવૃત્તનો સમાવેશ થાય છે. અહીં આ અંકની સામગ્રી, તેનું ચયન, તેમાંથી ઊભા થતાં સર્જનના, વિવેચનના, સંપાદનના પ્રશ્નોના સંદર્ભે સમીક્ષા પ્રસ્તુત છે.

અંકના મુખપૃષ્ઠ પર મનોજ ખંડેરિયાની નયનરમ્ય શ્વેત-શ્યામ તસ્વીર 'વરસોનાં વરસ લાગે' એ ખ્યાત ગઝલ – ગઝલકારના હસ્તાક્ષર સાથે સુઘડ રીતે અંકિત છે, જે ૨૭/ઑક્ટોબર, બે હજારત્રણના રોજ અવસાન પામેલ કવિ મનોજ ખંડેરિયાની સ્મૃતિ લેખે પ્રાસંગિક બની રહે છે તેમ જ આ અંકના સ્થાનપૂરકો તરીકે તેમની ગઝલોનું ચયન (એક ગઝલ કવિના હસ્તાક્ષરમાં) પણ ઉચિત છે.

સંપાદકીય કોઈ પણ સાહિત્યિક સામયિક માટે ઘણું જ મહત્ત્વનું છે. પ્રસ્તુત અંકમાં આ ક્ષણે શીર્ષકથી યોગેશ જોષીએ સાહિત્ય માટે નોબેલ પારિતોષિક વિજેતા કોએત્ઝીને અભિનંદન આપવા સાથે કોએત્ઝી વિશે કેટલીક જરૂરી નોંધ લખીને, તે નિમિત્તે ખેલાતા રાજકારણની નોંધ લીધી છે ને તેને આપણા જ્ઞાનપીઠ પારિતોષિકના રાજકારણ સાથે જોડીને સંપાદક મહત્ત્વનો પ્રશ્ન ઉઠાવે છે : આપણે ક્યાં અને કેમ પાછા પડીએ છીએ ? ગુજરાતી પ્રજામાં ગુજરાતી ભાષા માટે હોવો જોઈએ તેટલો પ્રેમ કેમ નથી ? 'જ્ઞાનપીઠ પારિતોષિક' વિજેતા આપણા કવિવર રાજેન્દ્ર શાહની સામે ખોટો વિરોધ કરનારાઓને આપણે પાઠ કેમ ભણાવતા નથી ? સંપાદકની ઉક્ત નુક્તેચીની સાહિત્ય અને સાહિત્યપારિતોષિકના રાજકારણ ઉપર ઉચિત આંગળી મૂકી આપે છે. પણ સંપાદક કાંઈ વિશેષ પ્રકાશ પાડતા નથી.

સર્જાતા સાહિત્યમાં – કવિતાઓ ને એક વાર્તા અહીં પ્રકાશિત થઈ છે.

કવિતા વિભાગમાં – દિલીપ ઝવેરી, પ્રબોધ ર. જોશી, ધીરુ પરીખ,

સલીમ શેખની કવિતા પ્રકાશિત થયેલી છે. જેમાં કવિતા વિશેની છ કવિતાઓનું ગુચ્છ (દિલીપ ઝવેરી) સર્જનપ્રક્રિયાના સંકુલ વ્યાપારને અરૂઢ રીતિએ અભિવ્યક્ત કરે છે તેથી તાજગીસભર છે. જ્યારે એક ગઝલમાં સલીમ શેખે 'આયનો સામે જ છે, ઓળખ તને

બિંબ તારા તોડ, સામે પાર જા,

જેવો શેર આપ્યો છે, જે નોંધપાત્ર છે.

વાર્તાવિભાગમાં મીનલ દવેની વાર્તા 'મોં-કળા' 'હું' અને સર્વજ્ઞકથનકેન્દ્રમાં અટવાય છે. (પૃ. ૧૦), કથનકેન્દ્રના પ્રશ્નો છે. આંખમાં આંસુ ક્યારે આવી ગયાં, ખબર ન પડી. સવારે જ કઢી વઘારતાં તડતડતું લવિંગ ગાલે ચોટેલું તે પોતે દસ મિનિટ લગી મલાઈ ઘસઘસ કરેલી. હાથ અનાયાસે જ ગાલ પર ફરી ગયો. ચશ્માં કાઢીને એણે આંખ લૂછી.

યોગ્ય કથનકેન્દ્રના અભાવે 'મોં - કળા' વાર્તાની વાત વણસી જાય છે, વળી, 'મોં-કળા' શીર્ષક પણ કંઈ વિશેષ સિદ્ધ કરતું નથી. વાર્તા સાધારણસ્તરની બની રહે છે. વાર્તાકારે અને સંપાદકે રાખવી જોઈતી ચીવટનો અભાવ અહીં સ્પષ્ટ જણાય છે.

વિવેચનવિભાગમાં

ભારતીય સાહિત્ય : શીર્ષક હેઠળ - શૂર્પણખા પ્રસંગ : વાલ્મીકિરામાયણનો સ્ત્રીની જાતીયતા વિષયક અભિગમ - એ વિજય પંડ્યાનો સંક્ષિપ્ત લેખ એક નવા જ પરિપ્રેક્ષ્યથી 'Text' ને જોવાનો ને અર્થઘટનની એક વધુ શક્યતા તરફનો પ્રયાસ સ્તુત્ય છે. તેમણે રામ અને શૂર્પણખા વચ્ચે રમતિયાળ અને આહ્લાદક વિરોધ, સીતા-શૂર્પણખાનો વિરોધ સરસ રીતે ખોલી આપ્યો છે.

વિવેચનના એક અન્ય લેખમાં 'સિતાંશુ યશશ્ચંદ્રની કવિતામાં પ્રતિબદ્ધતાનું સર્જનાત્મક પાસું' એ શીર્ષકથી રાધેશ્યામ શર્માએ પોતાની લાક્ષણિક શૈલીમાં સિતાંશુ યશશ્ચંદ્રની ૧૯૮૫ પછીની કવિતાઓમાં-પ્રતિબદ્ધતા સર્જનાત્મક કંઈ રીતે બને છે એ ઉદાહરણસહિત બતાવ્યું છે.

જ્ઞાનસત્ર વિશેષાંગમાં જ્ઞાનસત્રની સર્વે બેઠકમાં રજૂ થયેલા 'વિવેચન-સંશોધન : ૨૦૦૦-૨૦૦૧' (હેમન્ત દવે) તેમ જ 'બાળસાહિત્યનું સરવૈયું : ૨૦૦૦-૨૦૦૧' (ઈશ્વર પરમાર) લેખ પ્રકાશિત થયા છે.

હેમન્ત દવેનો 'વિવેચન-સંશોધન : ૨૦૦૦-૨૦૦૧' વિશેનો સમીક્ષા લેખ નોંધપાત્ર છે. સમીક્ષકે આ બે વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા વિવેચનના સોળ ગ્રંથો, સંશોધન (મહાનિબંધ)ના સાત ગ્રંથો તથા પદવી ઇતર સંશોધનના પાંચ ગ્રંથોને આધારે ૨૦૦૦-૨૦૦૧ના વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા વિવેચન-સંશોધનનો હિસાબ આપ્યો છે ને કેટલાંક મહત્ત્વનાં તારણો આપ્યાં છે, તે નિમિત્તે તેમણે આપણી વિવેચનસમીક્ષામાંથી ઊભા થતા કેટલાક પ્રશ્નો તરફ લક્ષ્ય દોર્યું છે. જેમ કે, આપણે ત્યાં પ્રત્યક્ષ વિવેચન (અવલોકન સમીક્ષા, સમીક્ષાલેખ) મોટા ભાગે થતું જોવા મળે છે, સૈદ્ધાંતિક વિવેચન નહિવત્, એમાં પણ મૌલિક ચિંતન – પ્રમોદકુમાર પટેલ જેવા જૂજ અપવાદોમાં જોવા મળે છે. તેમના મતે આપણી સિદ્ધાંતચર્ચા બહુધા પશ્ચિમના વિચારોથી પ્રભાવિત રહી છે. નવ્ય વિવેચનને વરેલો વિવેચક કે એનાં ઓજાર ખપમાં લેતો વિવેચક નવ્ય વિવેચનનાં ગેરલાભ, દૂષણ, મર્યાદાની ભાગ્યે જ વાત કરતો હોય છે અથવા એનાથી સભાન હોય છે. આ મર્યાદા વિવેચન અને સંશોધનને સમાન રીતે લાગુ પાડી શકાય તેમ છે.

દાર્શનિક પીઠિકાનો અભાવ, તાર્કિકતા, સાતત્ય, વૈચારિક એકતા જેવા લખાણના પાયાનાં લક્ષણો ગેરહાજર – એ મર્યાદાઓ પ્રમુખ ગણાવી છે. આપણાં વિવેચનસંશોધનનાં પુસ્તકોમાં શાસ્ત્રીય પદ્ધતિ વિશે ભયંકર અરાજકતા અથવા બેદરકારી જોવા મળતી હોવાનું તેમણે નોંધ્યું છે.

જોકે, તેમની આ બધી બાબતો સાથે સહમત થવાય તેવું નથી. મૌલિક ચિંતનનો મામલો સંકુલ છે, વળી, પ્રમોદકુમાર પટેલના મૌલિક ચિંતનનાં ઉદાહરણો આપ્યાં હોત તો વાત વસ્તુલક્ષી બની હોત. છેક નર્મદના સમયથી જ આપણી સિદ્ધાંતચર્ચા બહુધા પશ્ચિમના વિચારકોથી પ્રભાવિત રહી છે તેનું શું ?

સમીક્ષકે ઉપર નિર્દેશેલા ગ્રંથોની વિશેષતાઓ-મર્યાદાઓને સ્પષ્ટ રીતે ચીંધી બતાવી છે. પરંતુ સંશોધન(મહાનિબંધ)ના ગ્રંથ 'ટૂંકી વાર્તામાં કથનકેન્દ્ર' (શરીફા વીજળીવાળા) તેમ જ પદવી ઇતર સંશોધનના ગ્રંથ 'સાહિત્યના ઈતિહાસની અભિધારણા' (ચન્દ્રકાન્ત ટોપીવાળા) – એ બે અપવાદરૂપ ગ્રંથોમાં સમીક્ષકનું વસ્તુલક્ષી ધોરણ જોખમાયું છે.

ઈશ્વર પરમારે - ધડ ને માથું ધીંગાં છે પણ.... શીર્ષકથી 'બાળસાહિત્ય - ૨૦૦૦-૨૦૦૧'નો હિસાબ આપ્યો છે. તેમણે ૬૬સર્જકોના ૧૯૦ જેટલાં પુસ્તકો આ બે વર્ષ દરમ્યાન પ્રગટ થયાનું નોંધ્યું છે, તો પણ તેમાં નાટક, ચરિત્ર અને જ્ઞાનવિજ્ઞાન ક્ષેત્રે દુષ્કાળ છે, તેમ જ ગિજુભાઈનું બાળવિશ્વકોશનું શમણું સાકાર કરવાનું બાકી રહી ગયું છે એની નોંધ લીધી છે.સમીક્ષકનો ઝોક સર્વાંગી વિકાસ તરફ સવિશેષ છે.

દર બે વર્ષે સર્જાતા સાહિત્યના લેખાંજોખાંનો પરિષદનો ઉપક્રમ બેશક, પ્રસ્તુત છે જ. પરંતુ તેમાંથી ઊભા થતા પ્રશ્નો તરફ આપણે ધ્યાન આપવું જ રહ્યું. જેમ કે, બન્ને સમીક્ષકોએ પુસ્તકપ્રાપ્તિ માટે પડતી મુશ્કેલીની વાત કરી છે(અને જે કોઈ આ કે આના જેવા ઉપક્રમે થતી આ કે આના જેવી પ્રવૃત્તિ કરે છે / કે કરવાના છે તેમની સામે પણ આવી મુશ્કેલી આવી છે / આવવાની છે.). તો, આના ઉકેલ માટે આપણી સાહિત્યિકસંસ્થાઓએ આ દિશામાં સક્રિય થવાની જરૂર છે કે '(જે-તે) પ્રકાશિત સાહિત્યના અધિકૃત આંકડા અને પુસ્તકો એક જ ઠેકાણે મળી જાય તેવું તંત્ર ગોઠવવામાં આવે.'

બીજું કે, જ્ઞાનસત્રની સામગ્રી પછીના અંકોમાં વિશેષાંગ રૂપે છૂટક છૂટક આપવામાં આવે છે તેને બદલે જો એક કે - વધુ  સામગ્રી હોય તો - બે અંકમાં આપવામાં આવે તો તે અભ્યાસીઓને માટે હાથવગાસંદર્ભની ગરજ સારે. (અગાઉ આ રીતે સામગ્રી પ્રકાશિત થતી હતી - એ અંગે પુનઃ વિચારણા કરવી જોઈએ.) આમ તો, ગ્રંથાવલોકન એ 'પરબ' સામયિકોનો નિયમિત વિભાગ જ છે, તો પછી એને વિશેષાંગ શા માટે કહ્યું હશે - અહીં સંપાદકે એનો કોઈ ખુલાસો કર્યો નથી, જો કે છ પુસ્તકોનું અવલોકન એક જ અંકમાં છે કદાચ એ કારણ હોઈ શકે.

અહીં બે ગ્રંથો કાવ્યના ('શબ્દે કોર્યાં શિલ્પ : ભાનુપ્રસાદ પંડ્યા - ચન્દ્રકાંત ટોપીવાળા, 'સાંબેલું ચંદણ સાગનું - મનહર જાની' - નવજાત જાની), બે ગ્રંથો નાટકના ('આ માણસ મદ્રાસી લાગે છે' : સિતાંશુ યશશ્ચંદ્ર' - નરેશ શુક્લ, 'પુરુ અને પૌષ્ટિ' : વીરુ પુરોહિત - સતીશ વ્યાસ), એક વાર્તાસંગ્રહ ('કુંડાળામાં પગ' : ચતુર પટેલ - વિનોદ-ગાંધી) તેમ જ બાળસાહિત્યનો

એક સંપુટ 'વાર્તામોજ : ભાગ ૧થી ૫': યશવંત મહેતા - સુલભા દેવપુરકર)નાં અવલોકન મળે છે.

વસ્તુલક્ષી ધોરણે કૃતિનાં રસસ્થાનો અને મર્યાદાઓને સ્પષ્ટ રીતે ચીંધતું ચન્દ્રકાન્ત ટોપીવાળાનું અવલોકન ધ્યાનાર્હ છે. જ્યારે નરેશ શુક્લ, સતીશ વ્યાસ, વિનોદ ગાંધીએ કૃતિના કેટલાક સંકેતો ખોળી આપ્યા છે. સુલભા દેવપુરજરે લગભગ ચારસો જેટલાં પૃષ્ઠોની વાચનસામગ્રીને બે-ત્રણ ફકરામાં અવલોકી છે એની સામગ્રી સંદર્ભે થોડી વિગતે વાત કરી શકાય હોત.

'નાજુક વ્યક્તિતા - નમણી કવિતા' એ કવિ મનોજ ખંડેરિયાને શ્રદ્ધાંજલિ આપતો નીતિન વડગામનો પરિચયાત્મક લેખ છે.

દૃશ્ય શ્રાવ્ય : 'ઊપ્સ' સાહિત્ય માત્ર એકાંગી ન બની રહે, એની સાથે સાથે અન્ય લલિત કળાઓની પણ વાતચંર્ચા થાય એ આવશ્યક જ નહિ અનિવાર્ય પણ છે. ભરત દવેએ 'ઊપ્સ'નામની ફિલ્મનો આસ્વાદની ભૂમિકાએ કરાવેલો પરિચય અને એ વિષે સાંપ્રત હિન્દી ફિલ્મો વિશે કરેલી ટિપ્પણીઓ ધ્યાનપાત્ર છે.

આ ઉપરાંત, 'પરિષદ પ્રમુખોનાં ભાષણો'માંથી આચમન - આ અંકમાં તત્કાલીન.પરિષદ પ્રમુખ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના - ઇ.સ.૧૯૨૦માં અમદાવાદમાં યોજાયેલા છઠ્ઠા અધિવેશનમાં તેમણે કરેલાં ભાષણોના અમુક અંશોનું ચયન યોગેશ જોષીએ કર્યું છે. જેમાંના કેટલાંક મુદ્દાઓ - વિચારો આજે પણ આકર્ષક છે જેમકે, ખીચડિયા ભાષા તરફ ખેંચેલું ધ્યાન, પ્રાચીન ગ્રંથોનું જતન, પરિષદનું માસિક પ્રસિદ્ધ થવું જોઈએ અને પુસ્તકોનું નિષ્પક્ષપાતી - લંબાણથી વિવેચન થવું જોઈએ વગેરે.

પત્રસેતુમાં હરીશ ખત્રીનો રાજેન્દ્ર શાહ નિમિત્તે થયેલા ઊહાપોહની વિગતોને સમાવતો પત્ર ધ્યાનાર્હ છે - જેમાંથી આપણાં ઉત્તમ સાહિત્યનો અન્ય ભાષામાં અનુવાદ એ આજે આપણી સહિયારી ચિંતા બનવી જોઈએ.

આ જ અંકની પ્રકાશકની જાહેરાતમાં આનંદદાયક સમાચાર એ છે કે મેઘાણી સંપાદિત 'સૌરાષ્ટ્રની રસધાર'ની ચૂંટેલી કથાઓના ત્રણ સંચય 'Oral Tradition' નામે વિનોદ મેઘાણીએ, તેમ જ મેઘાણીની નવલકથા 'વેવિશાળ' 'The Promised Hand' નામે તેમ જ સૌરાષ્ટ્રની લોકોત્તર સંતની કથા 'Sant

Devidas' નામે અશોક મેઘાણીએ અનુવાદ કર્યા છે, ભારતીય વિદ્યાભવને આ અનુવાદો પ્રકાશિત કર્યા છે.

એકંદરે બધી સામગ્રીનું વધતુંઓછું ચયન દરેક પ્રકારના વાચકો માટે કંઈકને કંઈ મળી રહે એ પ્રકારનું છે, હજુ પણ સર્જન અને વિવેચનનું સ્તર વધુ ને વધુ ઊંચે લઈ જવા સંપાદકે પુરુપાર્થ કરવો જ રહ્યો, અલબત્ત લેખકમિત્રોના સહકારથી જ આ થઈ શકે.

કંકાવટી : નવેમ્બર, ૨૦૦૩

'કંકાવટી' જેવું સામયિક એની નિયમિતતા અને તંત્રીની નિષ્ઠાને લીધે, ઝાઝો પ્રચાર કર્યા વગર – આગવી ઓળખ ઊભી કરવામાં સફળ થયું છે. આ અંકમાં કાવ્ય, નિબંધ, વાર્તાઓ છે. સર્જનાત્મક સાહિત્ય ઉપરાંત કાફકા અને બકુલેશ જેવા વાર્તાકારની વાર્તાઓ વિશે વિવેચનાત્મક સાહિત્ય સાંપડી છે. 'કંકાવટી'માં તંત્રીનોંધ કે સંપાદકીય જેવું કંઈ નથી, ખરેખર તો દરેક અંકમાં આ વિશે કંઈક નોંધ હોય તે ઇચ્છનીય છે.

કાવ્યવિભાગમાં પ્રાણજીવન મહેતાની બે કવિતાઓ ભવિષ્યકથન/પ્રશ્નકુંડળી તેમ જ સમુદ્રમંથન સ્વકીય મુદ્રાથી ધ્યાનાકર્ષક બને છે, આ કવિની સર્જકતા વિસ્મયકારક છે ! એક અનુવાદિત કાવ્ય 'છેલ્લો ઘા' એડવિન અર્લિંગ્ટન રોબિન્સન (અનુવાદ : રમણીક અગ્રાવત)માં કસાઈનું ભાવવિશ્વ અને પરિવર્તન સ્પર્શક્ષમ રીતે આલેખાયો છે. આપણને કવિ વિશે, એની કવિતાઓ વિશે, એ કંઈ ભાષાના કવિ છે વિશે જિજ્ઞાસા થાય પણ અનુવાદક એ જિજ્ઞાસા તોષત્તા નથી. ફૂલ ને દસ્તક - કિસન સોસાની ગઝલ, અને રવીન્દ્ર પારેખની બે ગઝલો પણ અહીં ગ્રંથસ્થ છે.

'ફુનગી' એ રતિલાલ 'અનિલ'નો લલિત નિબંધ છે, વિષય અને રજૂઆતની તાજગીને લીધે નિબંધ આસ્વાદ્ય બને છે.

'સર્જનાત્મક સાહિત્ય'માં બે વાર્તાઓ અહીં પ્રકાશિત થઈ છે.

'નગરમાં બિલાડીના ટોપ' એ ઈટાલો કાલ્વિનોની વાર્તાનો શિરીષ પંચાલે કરેલો અનુવાદ છે, ભીડથી જુદો પડતો નાયક – એની વ્યથાકથાનું બહુ સંયત રીતે થયેલું આલેખન નોંધપાત્ર છે. અહીં પણ વાર્તાના મૂળ સોત કે સંદર્ભ અંગે અનુવાદકે કોઈ નિર્દેશ કરેલો નથી.

'યયાતિ' બિપીન બિહારી મિશ્રની સામાન્ય સ્તરની વાર્તા છે. આ વાર્તા પણ અનુવાદિત હોય એમ લાગે છે પણ અનુવાદક એ કંઈ ભાષાની વાર્તા છે એ કોઈ વિગતો મળતી નથી.

આ સિવાય વિવેચનમાં 'કાફકા અને એવા બીજા વિશે' – હોર્હે લુઈ બોર્હેસના લેખનો શિરીષ પંચાલે કરેલો અનુવાદ છે, જે ઘણો નોંધપાત્ર છે. કાફકાના સર્જનવિશ્વને / વાર્તાવિશ્વને પામવાની ઘણી કૂંચીઓ આ લેખમાં પડેલી છે. કદાચ –કાફકાની વાર્તાઓના – સંચયની આગળ પ્રસ્તાવના રૂપે લખાયેલો લેખ છે પણ અનુવાદક તરફથી એ વિગતો મળતી નથી. 'કાફકાકતરણ' નામે રમણીક અગ્રાવતે કરેલાં કાફકાના વિચારોનો અનુવાદ, પણ વિચારપ્રેરક છે.

'બકુલેશ વિશે' – નામથી શરીફા વીજળીવાળાએ – બકુલેશ વાર્તાઓ વાર્તાસાહિત્યના ઇતિહાસમાં મહત્ત્વપૂર્ણ છે એવી સ્થાપના કરી છે, ને તેમના જીવન તેમ જ સર્જનને યોગ્ય રીતે લેખમાં મૂકી આપી છે.

ભારતીય ભાષાઓની ઉત્તમ વાર્તાઓનું ચયન – કે વધારે સારી ગુજરાતી મૌલિક વાર્તાઓની અપેક્ષા 'કંકાવટી' પાસે રહે છે.

## સામયિક સમીક્ષા / કિશોર વ્યાસ

પ્રત્યક્ષ : જાન્યુઆરી-માર્ચ અંક : ૧, ૨૦૦૩ વિશે

**પ્રત્યક્ષ :**

'પ્રત્યક્ષીય' નામે સંપાદકીય લેખમાં સાંપ્રત વહેણો વિશે મળતી માર્મિક નોંધને એના વિશેષ તરીકે ઘટાવી શકાય. છેક ૪૦ વર્ષ પછી 'કાલેલકર અધ્યયનગ્રંથ'નું પુનઃપ્રકાશન અહીં સંપાદકને આ સમયગાળાની નોંધપાત્ર ઘટના જણાઈ છે કેમ કે કાકાસાહેબના વ્યક્તિત્વને, સાહિત્યકાર્યને લગભગ નિઃશેષપણે એ આલેખે છે. ગ્રંથની વિલક્ષણ બાજુઓને અહીં ચીંધવાનો યત્ન છે એ ઉપરાંત આવા અલભ્ય ગ્રંથનું પ્રકાશન જરૂરી શા માટે છે એની વિગતોમાં સંપાદક ઊતરે છે. સરવાળે તૃપ્તકર ગ્રંથઆયોજનનો આનંદ 'પ્રત્યક્ષીય'માં છવાયેલો છે.

'શ્વેત સમુદ્ર' (ચિનુ મોદી)ને પિનાકીન પંડ્યાએ તપાસતાં આ ગીતસૃષ્ટિને પ્રશ્નોની, વિચ્છેદની ને આંતરસંવાદની સૃષ્ટિ કહી છે. કૃતિમાં બોલકા બની જતાં પરંપરાગત પ્રતીકોની મર્યાદાને એમણે ચીંધી છે. સમીક્ષકે ઉદાહરણો ધરતાં જઈ કવિતાની તપાસ કરી છે, પરિણામે સમીક્ષાને આધાર મળતો ગયો છે. ભરત મહેતાએ દલપત ચૌહાણના વાર્તાસંગ્રહ 'મુંઝારો' વિશે સમીક્ષા કરતા 'મુખ્ય ધારાને રળિયાત કરનાર' લેખે સર્જકને જોયા છે. સમીક્ષક દલિત કથાસાહિત્યની સાથે ગુજરાતી સર્જકોથી માંડીને ટાગોર, પ્રેમચંદની વાર્તાઓના સંદર્ભો મૂકે છે. રામનારાયણની 'ખેમી', સુંદરમ્‌ની 'માજાવેલાનું મૃત્યુ' કે પન્નાલાલની 'નેશનલ સેવિંગ્ઝ'માં દલિત પીડિતની મર્યાદિત સંવેદનાઓને વાચા મળ્યાનું ને દલિત વાર્તાકારો એ સમાજમાંથી આવતા થયા ત્યારે સંવેદનાના અનેક અંધારિયા ખૂણામાં થતા ઝબકારાઓ ભાવકો પામી શકે છે' જેવું વિધાન સ્વીકાર્ય બનતું નથી. સમીક્ષક દરેક વાર્તાની સંવેદનાનું પડ નોખું – વિશિષ્ટ ને ભાવજગતને પ્રત્યક્ષ કરનારું હોય છે એ ભૂલી ગયા છે. અસ્પૃશ્યતાના અનુભવને હજુ ઊંડાણથી આલેખી શકાય. અનુભવનો બરાબર કસ કાઢી શકાય એવું સૂચન મૂકતા તેઓ એ વાર્તા સામગ્રીને વિશેષ તપાસે છે એમાંના બોલી પ્રયોગો, પ્રયુક્તિઓ તરફ સમીક્ષકે નજર નાખવાનું ટાળ્યું છે. સામંતશાહી સમાજનાં ક્રૂર દૃશ્યોને નિરૂપિત જોઈને સમીક્ષક આપણા ઇતિહાસ તરફ વળે છે. મેઘાણી, તારાશંકર, અશોકપુરીની આ સમયે નોંધ લેવાઈ છે પણ સવર્ણોથી પીટાતા આ સમાજનાં ચિત્રોની ત્યાં પ્રગટ થતી અર્થછાયાઓ સાથે આ સર્જકનો મેળ ખાય છે? આ સમીક્ષામાં એ સર્જકોની કે કૃતિઓનો સંદર્ભ અનિવાર્ય બનતો હોય એમ જણાતું નથી. મોહંમદ ઇસ્હાક શેખ પાસેથી પ્રાગજીભાઈ ભાંભીની 'દિવાળીના દિવસો' વિષે ટૂંકી સમીક્ષા મળી છે. જેમાં સમીક્ષકે કથનકેન્દ્ર, પાત્રચિત્રણ, વર્ણનના સ્તરે કથાને જાણે કે ઝડપથી તપાસી લીધી છે. જયેશ ભોગાયતાએ 'કાવ્યબાની' (નીતિન મહેતા)ની સમીક્ષા કરતાં અહીં ખાસ્સી જગા રોકી છે જેમાં સમીક્ષકનો અભ્યાસનિષ્ઠ અવાજ રણક્યા કરે છે. પુસ્તક આખરે તો વેચાણ માટેની વસ છે એટલે એના આકર્ષક મુખપૃષ્ઠ, કાગળની ગુણવત્તાનો પણ ઉલ્લેખ કરતા સમીક્ષકે 'પ્રસ્તાવના'ને પણ ચર્ચાની એરણે

ચઢાવી છે. ત્યાર બાદ પ્રકરણ વાર શોધનિબંધને તપાસતાં જઈ પ્રતિપ્રશ્નો ઊભા કર્યા છે. કવિ દલપતરામને નર્મદ પૂર્વે ટાંકવાનું ચૂકી જનારા લેખક રમણભાઈ નીલકંઠ અને રા.વિ.પાઠક દ્વારા કાવ્યભાષાકેન્દ્રી વિચારણાને મૂર્ત કરતા કૃતિલક્ષી વિવેચનના અભ્યાસો ઓછા મળ્યાં હોવા છતાં એમની નિષ્ઠાનું યોગ્ય ગૌરવ કરી શક્યા નથી એમ સ્પષ્ટ નોંધે છે. કાવ્યપદાવલિની દીર્ઘ તપાસપદ્ધતિને પરિણામે એમાં પ્રવેશેલી શિથિલતા, મર્યાદાઓનાં પુનરાવર્તનો, ક્યાંક સઘન નોંધનો અભાવ જેવા મુદ્દાઓ તરફ સમીક્ષકે ધ્યાન ખેંચ્યું છે પરંતુ શોધનિબંધની ઉત્તમ બાજુઓની મોકળા મને થયેલી પ્રસ્તુતિ એ દર્શાવે છે કે આ ગ્રંથને એમણે એકાગ્ર ચિત્તે તપાસ્યો છે. સહૃદયતાનો સંકેત આપતી આ સમીક્ષા અંકનું નોંધપાત્ર પાસું છે. મૂળશંકર ભટ્ટે મહેબુબ દેસાઈ દ્વારા મળેલા 'વિશ્વપ્રસિદ્ધ વ્યક્તિકોશ'નું એવું જ આસ્વાદ્ય અવલોકન આપ્યું છે. પાંચસો વિશ્વવિભૂતિઓનો ટૂંકો પરિચય આપતાં આ ગ્રંથની ભાષા રજૂઆત અને માહિતીની વિશેષતાને કારણે સમીક્ષકે 'ઉપયોગી' ગણ્યો છે. કોશપદ્ધતિ અને અધિકરણોના સ્વરૂપ વિશે, અધિકરણના અંતે સંદર્ભ સાહિત્ય આપવાની બેકાળજી અને વિશ્વપ્રસિદ્ધ વ્યક્તિઓની પસંદગી વિશે સમીક્ષકે યોગ્ય રીતે જ સવાલો ઉઠાવ્યા છે. 'અતીતના આયનામાં સૌરાષ્ટ્ર' (જયમલ્લ પરમાર) ગ્રંથની સમીક્ષા કરતા નરોત્તમ પલાણે આ ગ્રંથને ઇતિહાસ નહીં પણ એના ભાવદર્શન રૂપે ઘટાવ્યો છે. હકીકત દોષો ચીંધ્યા છે તેમ આ ગ્રંથ દ્વારા મળતી કેટલીક નૂતન માહિતી દ્વારા લેખકોની તેજસ્વિતાને સલામ કરી છે. પુસ્તકનું અવલોકન પલાણે એવી રસિકતાથી કર્યું છે કે ભાવકને આ પુસ્તક મેળવીને વાંચવાની ઇચ્છા જાગે. શરીફા વીજળીવાળાએ 'વાચનવિશેષ' તળે રાહી માસુમ રઝાની 'આધા ગાઁવ' નવલકથાને આસ્વાદલક્ષી ભૂમિકાએ તપાસી છે. ભારત વિભાજનના પાયામાં પડેલ રાજકીય, ધાર્મિક, સામાજિક, આર્થિક અને મનોવૈજ્ઞાનિક કારણોની તપાસ કરતી આ નવલને સમીક્ષક તપાસતા ગયા છે. 'સંદર્ભ વિશેષ' વિભાગમાં જાણીતા ફિલ્મમીમાંસક અમૃત ગંગરે 'બોલીવૂડ સિનેમા : ટેમ્પલ્સ ઓવ ડિઝાયર' (વિજય મિશ્ર)નો આસ્વાદમૂલક પરિચય આપીને ભારતીય ફિલ્મો વિશે આવા સઘન અભ્યાસની માંગને રજૂ કરી છે. સમીક્ષાના આરંભે

ભારતીય જનમનરંજક સિનેમા વિશેનું ચિંતન, ફિલ્મોના પરિવર્તન ગાળાની અસરકારક ચર્ચાઓમાં સમીક્ષકોનો આ ક્ષેત્રનો ઊંડો અભ્યાસ પ્રગટ થાય છે. વિજય મિશ્રની દલીલોને તેમ લેખકની આસપાસના પરિવેશને તેમની તપાસનું કેન્દ્ર રાખ્યું છે. બોલીવૂડની જનતા પર થતી અસર અને તેની પ્રક્રિયાને સમજવા માટે આ પુસ્તકની અગત્યતાને ચીંધવા તરફ સમીક્ષકનું વલણ ધ્યાનપાત્ર છે પણ સળંગ અંગ્રેજી અવતરણો આપવાને બદલે ગુજરાતીમાં એ વિચારને મૂકી શકાય તો એ વિચાર ઘણા સુધી પહોંચે એવું લાગે છે.

સમગ્ર અંકમાં ગુજરાતી ભાષાની પ્રકાશિત છ કૃતિઓ તેમ જ રાહી માસૂમ રઝા અને વિજય મિશ્રના ગ્રંથની સમીક્ષા છે. સમીક્ષાઓનો પૃષ્ઠોનો ક્રમ નિયત ન હોવાથી 'કાવ્યબાની'ની છ પૃષ્ઠોમાં, 'આધા ગાઁવ'ની સાડા આઠ પાનની સમીક્ષા સામે અન્ય સમીક્ષાઓને બેથી અઢી પૃષ્ઠો ફાળવાયા છે. આ જ અંકની 'સ્વીકાર મિતાક્ષરી'માં ૬૬ પુસ્તકો સંપાદકને મળ્યાંની નોંધ લેવાઈ છે એના પરથી અંદાજ આવે છે કે કેવળ 'પ્રત્યક્ષ' દ્વારા તમામ નોંધપાત્ર પુસ્તકની સમીક્ષા થઈ શકે નહીં. એ માટે અન્ય સામયિકોએ પણ એનો ગ્રંથાવલોકન વિભાગ નિયમિત ચલાવવો જોઈએ. 'પ્રત્યક્ષ' દ્વારા પણ ટૂંકી સમીક્ષાઓનો દોર ફરી શરૂ કરીને અન્ય નોંધપાત્ર પુસ્તકોને સમાવી શકાય. મૂળ વાત તો સતત થવા જોઈતા પ્રત્યક્ષ વિવેચનના કામની છે.

## સામયિકસમીક્ષા / દર્શિની દાદાવાલા

*'ફાર્બસ ત્રૈમાસિક' (જુલાઈ-સપ્ટેમ્બર ૨૦૦૩)*

'ખેવના'માં ભારતમાં બનેલી સાંપ્રત ઘટનાઓ કેન્દ્રમાં છે તો 'ત્રૈમાસિક'ના સંપાદકીયમાં વિશ્વસ્તરે ચાલી રહેલા રાજકરણને સમજવાનો પ્રયત્ન છે. આ ઉપરાંત વિવિ અભ્યાસલેખો, કાવ્યાસ્વાદો અને એક વાર્તાસંગ્રહની સમીક્ષા પણ આ અંકમાં પ્રકાશિત થયા છે.

મંજુ ઝવેરીએ સંપાદકીયમાં 'ટાઇમ્સ ઓફ ઇંડિયા'માં છપાયેલાં વિકાસસિંહ અને જગ સરૈયાના લેખોને આધારસામગ્રી તરીકે સ્વીકારીને

એ નિમિત્તે ઈરાકના મુદ્દે જ્યોર્જ બુશની વિચારસરણીને સમજવાની-સમજાવવાની કોશિશ કરી છે. નવ્યરૂઢિવાદનાં ગૃહીતો અને વિચારસરણીનું વિવરણ કરવાનો પ્રયત્ન લેખમાં રાજકારણની કેટલીક વાસ્તવિકતાઓને છતી કરે છે જે વર્તમાન સમય અને સંજોગોમાં અપ્રગટપણે વિશ્વસ્તરે ચાલી રહેલી ગતિવિધિઓને વાચક સામે ખોલી આપે છે.

ધીરેન્દ્ર મહેતાના અભ્યાસલેખ 'નવજાગૃતિકાળ અને ગુજરાતી નવલકથા'માં સુધારકયુગની નવલકથાઓ કેન્દ્રમાં રહેલી છે જે લેખનું શીર્ષક જ સૂચવી આપે છે. લેખમાં આ નવલકથાઓની તપાસ પરંપરાગત રીતે થતાં કથાસાહિત્યનાં વિવેચનની રીતે કરવાનું તેમણે ટાળ્યું છે. જો કે એ રીતે થોડો ઘણો વિચાર લેખનાં અંતે તેમણે કર્યો છે. વસ્તુસંકલના અને પાત્રચિત્રણની દૃષ્ટિએ આ નવલકથાઓ એમને તો નિરાશ કરે છે, એવું એમણે નોંધેલી મર્યાદાઓ ઉપરથી કહી શકાય. લેખમાં એમનો મૂળ હેતુ આ નવલકથાઓના કથાવસ્તુમાં તત્કાલીન સમાજનું પ્રતિબિંબ કેવી રીતે ઊપસ્યું છે અને સમાજસુધારાની પ્રવૃત્તિને વેગ આપવા માટે સાહિત્યકારોએ આ નિમિત્તે કેવું પ્રદાન આપ્યું છે એની તપાસ કરવાનો છે. સાહિત્ય અને સમાજના સંબંધોને કેન્દ્રમાં રાખીને કરેલી ચર્ચા આ નવલકથાઓને જોવાનું એક જુદું દૃષ્ટિબિંદુ પૂરું પાડે છે.

વ્યક્તિકેન્દ્રી અભ્યાસલેખ 'પશ્ચિમનો સાંસ્કૃતિક પ્રભાવ અને સ્વામી વિવેકાનંદ : વિવેકાનંદ અને ગુજરાત : કેટલાંક નિરીક્ષણો અને પ્રશ્નો'માં મકરંદ મહેતાએ સ્વામી વિવેકાનંદનું ચરિત્રચિત્રણ કર્યું છે. એમનાં જીવન, વ્યક્તિત્વ અને વિચારસરણીને છતી કરવાનો ઉદ્દેશ લઈને ચાલતા મકરંદ મહેતાએ ઇતિહાસ અને સમાજના સંદર્ભે સ્વામી વિવેકાનંદની ફિલસૂફીને સમજવાનો પ્રયત્ન કર્યો છે. વિવિધ પ્રકારની માહિતી અને અવતરણો લેખને રસપ્રદ બનાવે છે.

ડૉ. અરુણા પટેલનો 'ઉપનિષદોમાં કર્મવિચાર' લેખ જ્ઞાનવર્ધક છે. વિવિધ ઉપનિષદોમાં 'કર્મ' સંજ્ઞાની વિભાવના સ્પષ્ટ કરવાનો પ્રયત્ન આ સંજ્ઞાનાં જુદાં જુદાં અર્થઘટનો વાચકની સામે મૂકી આપે છે. સરળ અને પારદર્શક ભાષામાં કરેલી રજૂઆત તત્ત્વજ્ઞાનની દિશામાં લઈ જનારી છે. અરુણા

પટેલની વિશ્લેષણ અને વિવરણદષ્ટિને પરિણામે પ્રાપ્ત થયેલો આ લેખ ઉપયોગી બની રહે એમ છે.

હવે પછીના અંકોમાં પણ ચર્ચા આગળ વધવાની છે એવા એક લેખની શરૂઆત અમૃત ગંગરે 'નારીવાદી ફિલ્મ મીમાંસા, સિનેમા, કાળ, અવકાશ' શીર્ષક અંતર્ગત શરૂ કરી છે. બ્રિટનના ફિલ્મસિદ્ધાંતકાર અને સર્જક લોરા મલ્વેના મુંબઈમાં અપાયેલાં વ્યાખ્યાનના દોહનરૂપ આ લખાણ છે. વિશ્વફિલ્મોમાં નારીનું ચિત્રણ કેવી રીતે કરવામાં આવ્યું છે એ વિશેની માહિતી અને ચર્ચા આ લેખનો મોટો ભાગ રોકે છે. માહિતીસભર એવા આ લેખમાં અંતે અપાયેલી સૂચિ આ ક્ષેત્રમાં પ્રવૃત્ત અભ્યાસીને મદદરૂપ નીવડે એવી છે.

ધીરુબેન પટેલની લઘુનવલ 'એક ભલો માણસ'ની સમીક્ષાના આરંભે અનુપમ ભટ્ટ પોતે સ્વીકારેલા અભિગમની સ્પષ્ટતા કરે છે. એ સ્પષ્ટતા સમીક્ષક કોઈ આગવી રીતે આ કૃતિને જોવાનો પ્રયત્ન કરશે એવો ખ્યાલ વાચકના ચિત્તમાં ઊભો કરે છે પણ જ્યારે સમીક્ષામાંથી પસાર થઈએ ત્યારે ખરેખર તો એમણે વિકસાવેલા તપાસના માપદંડો કથાવસ્તુના વિશ્લેષણ અને એ નિમિત્તે અનુભવાતા ભાવજગતને જ ચર્ચે છે. નિરીક્ષણોમાં નવીનતાનો ભ્રમ ઊભો થાય એવી યોજના–આકાર–અભિવ્યક્તિ લેખને સામાન્ય જ બનાવે છે. એક મુદ્દો અહીં ચર્ચવા જેવો એ પણ છે કે લેખના આરંભે આપેલી ભૂમિકામાં એમણે કૃતિનાં તમામ પાસાંઓને કેન્દ્રમાં રાખીને જ ચર્ચા કરવાથી તે સંપૂર્ણ બની શકે એવું એક ગૃહીત વિકસાવ્યું છે જે પાછળથી લેખમાં એમની ચર્ચા દરમ્યાન વિકસતું હોય એમ જણાતું નથી. કથાવસ્તુ અને પાત્રચિત્રણ સિવાયનાં કોઈ પણ પાસાની વાત લેખમાં તેમણે કરી નથી એવું લેખમાંથી પસાર થયા પછી અનુભવી શકાય.

ચંદ્રકાન્ત ટોપીવાળા અને રાધેશ્યામ શર્માએ કરાવેલા કાવ્યાસ્વાદો આ અંકનું જમાપાસું છે. હર્ષદ ત્રિવેદીના કાવ્ય 'અંતરઝુરાપો'નો રાધેશ્યામ શર્માએ કરાવેલો આસ્વાદ કૃતિના કેન્દ્રથી પરિઘ સુધી વિસ્તરનારો બની રહે છે. હાલના સમયમાં જીવતા મનુષ્યની ચેતનાનું અનુસંધાન કેવી રીતે આ કૃતિમાં ઝીલાયું છે તે અંગેની રજૂઆત પણ રસપ્રદ બની છે.

ચંદ્રકાન્ત ટોપીવાળાએ પ્રિયકાન્ત મણિયારની રચના 'પેન્સિલવેનિયાની

ડાર્મેટરીમાં'નો કરાવેલો આસ્વાદ વાચકને કાવ્યમાં શબ્દના કાર્યથી સભાન કરે છે. ભાષાકર્મ કાવ્યને કેવી રીતે ઉપકારક સિદ્ધ થતું આવે છે એ દૃષ્ટિએ કરેલી કૃતિની તપાસ પ્રિયકાન્ત મણિયારના વિચારવિશ્વને વ્યાખ્યાયિત કરે છે.

મણિલાલ પટેલે 'સુમન શાહની વાર્તાસૃષ્ટિ'ની લાક્ષણિકતાઓ ચીંધવાનો પ્રયત્ન એમના લેખમાં કર્યો છે. લેખકનાં વાર્તાસર્જનમાં સમયાંતરે આવેલાં વિવિધ સ્તરનાં પરિવર્તનોની તપાસ પણ તેમણે હાથ ધરી છે. આધુનિક વિવેચનાએ વિકસાવેલાં ગૃહીતોની દૃષ્ટિએ પણ તેમણે આ વાર્તાઓને જોઈ છે. આ તમામ પ્રકારના ઉદ્દેશોને સાથે રાખીને ચાલવાનો મણિલાલ પટેલનો ઉપક્રમ સુમન શાહની વાર્તાસૃષ્ટિની બહુપરિમાણી તપાસ કરનારો બન્યો છે.

વિદેશવાસી પન્ના નાયકના પ્રથમ વાર્તાસંગ્રહ 'ફલેમિંગો'ની સમીક્ષા હિમાંશી શેલતે 'વિસંવાદ અને વસવસાની વાર્તાઓ' શીર્ષક હેઠળ કરી છે. ઘટકતત્ત્વોને સંદર્ભે કરાયેલી આ સમીક્ષામાં વાર્તાઓમાં નિરૂપિત ભાવવિશ્વની માંડણીને આધારે જ વાત વિકસે છે. વાર્તાઓના પરિવેશ અને વાતાવરણના નિરૂપણમાં અમેરિકી સંસ્કૃતિના સંસ્કાર સર્જકચિત્તને કેવી રીતે પ્રભાવક નીવડ્યા છે તેની ચર્ચા સમીક્ષામાં એક નવું પરિમાણ ઉમેરે છે. હિમાંશી શેલતનો વાર્તાઓને પામવાનો પ્રયત્ન લેખનાં નિરીક્ષણોમાં જણાઈ આવે છે. પરિભાષા વિનાની લેખની અભિવ્યક્તિ-ભાષા સુગ્રાહ્ય છે.

આમ, સમગ્રપણે જોતાં 'ત્રૈમાસિક'ના આ અંકમાં સાહિત્ય, સમાજ, તત્ત્વજ્ઞાન, ફિલ્મ અને રાજકારણ જેવા વિષયોને આવરી લેતાં લખાણો પ્રકાશિત થયાં છે જે વિવિધ વિદ્યાશાખાઓના વર્તમાનથી અને સમૃદ્ધિથી વાચકને પરિચિત કરે છે.

**પ્રત્યક્ષ : જુલાઈ-સપ્ટેમ્બર ૨૦૦૩**

'પ્રત્યક્ષ'ના આ અંકમાં ચંદ્રકાન્ત ટોપીવાળા જેવા પીઢ વિવેચકોથી લઈને નવી પેઢીના વિવેચક કિશોર વ્યાસ સુધીના વિવેચકોની સમીક્ષા પ્રકાશિત થઈ છે. ભિન્ન સાહિત્યસ્વરૂપોના પ્રકાશિત સંગ્રહોની આઠ સમીક્ષા ઉપરાંત વાંચનવિશેષમાં શરીફા વીજળીવાળાના 'ઉદાસ નસ્લેં' અને 'બસ્તી'

નવલકથાઓ વિશેના પરિચયાત્મક લેખો પણ પ્રકાશિત થયા છે.

કૃતિનો પરિચય-આસ્વાદ કરાવવાની જવાબદારી સ્વીકારતા વિવેચકની અપેક્ષા, વિચારસરણી અને માપદંડોના આધારે જે તે કૃતિની સમીક્ષા થતી હોય છે એ તો સર્વવિદિત છે. સમીક્ષામાં કૃતિને નિમિત્તે થતી ચર્ચા એક રીતે જોઈએ તો વિવેચકના સર્જન-વિવેચનનાં ગૃહીતોને સ્પષ્ટ કરતી હોય છે એ પણ જાણીતી વાત છે. 'પ્રત્યક્ષ'ના આ અંકમાં રમેશ પારેખ અને લાભશંકર ઠાકરના કાવ્યસંગ્રહોના ઉલ્લેખ જોઈને સારી ક્ષમતાવાળા સંગ્રહો હશે એવી અપેક્ષા લઈને એની સમીક્ષાઓમાં પ્રવેશીએ ત્યારે અપેક્ષાભંગ થયાની લાગણી અનુભવાય. ચંદ્રકાન્ત ટોપીવાળા અને રાધેશ્યામ શર્માએ અનુક્રમે રમેશ પારેખના કાવ્યસંગ્રહ 'સ્વગતપર્વ' અને લાભશંકર ઠાકરના કાવ્યસંગ્રહ 'છે પ્રતીક્ષા'ની કરેલી સમીક્ષાઓ કૃતિઓના રસસ્થાનો અને વિશેષ તો કૃતિની મર્યાદાઓને ઉજાગર કરે છે. પણ એ નિમિત્તે આ બંને વિવેચકોના માપદંડો અને અપેક્ષાઓ ક્યા પ્રકારની છે એનો પરિચય પણ વાંચનારને મળી રહે છે. તટસ્થતા જાળવીને સંયત સૂરમાં કરેલી આ સમીક્ષાઓ ગુજરાતી સાહિત્યના બે ખૂબ જાણીતા કવિઓના નવા કાવ્યસંગ્રહોનો જે રીતે પરિચય કરાવે છે તે સર્જનાત્મક વાતાવરણના સંદર્ભે નિરાશા જન્માવે છે.

ભરત મહેતા અને પારુલ કંદર્પ દેસાઈએ કરેલી અનુક્રમે ધરમાભાઈ શ્રીમાળીના વાર્તાસંગ્રહ 'નરક' અને રવીન્દ્ર પારેખના વાર્તાસંગ્રહ 'પર્યાય'ની સમીક્ષાઓ મહ્દ અંશે વાર્તાઓના કથાવસ્તુનો પરિચય કરાવનારી બની છે. વાર્તાઓના સામગ્રીજગતને કેન્દ્રમાં રાખીને કરેલી ચર્ચા ક્યારેક સમીક્ષાત્મક જણાય છે તો સાથે સાથે કૃતિનો આસ્વાદ કરાવવાનો ઉદ્દેશ હોય એમ પણ લાગે છે. સમીક્ષાઓમાં વાર્તાનાં ઘટક તત્ત્વોની દૃષ્ટિએ કરેલી કૃતિતપાસને પરિણામે નોંધાયેલાં તારણો પરંપરાગત વાર્તાવિવેચનની દિશામાં જ ગતિ કરનારાં બની રહે છે.

'બકુલ ત્રિપાઠીનું તેરમું' નિબંધસંગ્રહ વિશે કરેલી વિજય શાસ્ત્રીની સમીક્ષા પુસ્તકમાં રહેલાં હાસ્યસ્થાનોને શોધીને એનાં વર્ણનમાં રસ હોવાને પરિણામે લખાઈ હોય એમ અનુભવાય છે. કૃતિને ખૂબ નજીકથી જોયાનો

સંતોષ મળી રહે એવી આ સમીક્ષામાં એક નોંધપાત્ર મુદ્દો એ છે કે બકુલ ત્રિપાઠીના આ પહેલાં પ્રકાશિત થયેલાં નિબંધોની સરખામણીએ આ પુસ્તકના નિબંધો કેવી રીતે જુદા પડે છે એની તપાસ કરવાનો પ્રયત્ન વિજય શાસ્ત્રીએ સમીક્ષાને અંતે કર્યો છે.

ઈશ્વર પરમાર દ્વારા સંપાદિત 'દીઠી અમે દ્વારામતી' સ્થળવિશેષને ધ્યાનમાં રાખીને વિવિધ સર્જકોની રચનાઓને સમાવે છે એવી એક સ્પષ્ટતા કરતા વિનોદ ગાંધી આ મુદ્દાને પુસ્તકની વિશેષતા ગણાવે છે એવું એમના લખાણ પરથી ફલિત કરી શકાય. જો કે આ સમીક્ષા પરિચયાત્મક વિશેષ રહી છે પરિણામે ભિન્ન સર્જકોની દ્વારિકાવિષયક કૃતિઓ જ્યારે એક જ પુસ્તકમાં પ્રકાશિત થાય છે ત્યારે કેવા પ્રકારના વિશ્વની રચના થાય છે એ સ્તરની ચર્ચા કે પછી સંપાદકીય કાર્ય અને સંપાદકીય લખાણની તપાસ (પ્રશંસા નહીં)નો અભાવ આ સમીક્ષામાંથી પસાર થતી વખતે સાલે છે.

'શબ્દ અને અધ્યાત્મનો સુભગ સંગમ' શીર્ષક હેઠળ કરેલી સમીક્ષામાં સિલાસ પટેલિયાનો અભિગમ મુખ્યત્વે હરિવલ્લભ ભાયાણી અને મકરંદ દવે વચ્ચેના પત્રવ્યવહારને નિમિત્તે થયેલા વિચારવિનિમયને તપાસવાનો રહ્યો છે. પત્રોમાં નિજી, સાહિત્યિક અને આધ્યાત્મિક ચર્ચાઓ કેવી રીતે થઈ છે અને પત્રોનું ગદ્ય ક્યા પ્રકારનું છે એની પણ તપાસ તેમણે કરી છે. પરિણામે આ સાહિત્યકારોના વ્યક્તિત્વનાં અપ્રગટ એવાં કેટલાંક પાસાંઓનો પરિચય સમીક્ષામાં થાય છે. પુસ્તકમાં આકાર લઈ રહેલાં વિચારજગતમાં વિશેષ રસ ધરાવતા સમીક્ષક સાહિત્યકારો વચ્ચેના પત્રવ્યવહારને 'સેતુબંધ' અંતર્ગત સંપાદિત કરવા બદલ અને એ માટે જરૂરી સંપાદકીય સૂઝ દાખવવા બદલ અભિનંદન પાઠવે છે. આ અભિનંદન એક રીતે જોઈએ તો સમીક્ષકનો આ કૃતિ વિશેનો મત જાહેર કરે છે.

જગદીશ ગૂર્જરના વિવેચનગ્રંથ 'કૃતિનિમજ્જન'ની સમીક્ષામાં કિશોર વ્યાસે કૃતિવિષયક વિવેચનલેખોમાં વિવેચકનો અભિગમ અને લેખોની ગુણવત્તાની તપાસ પર ભાર મૂક્યો છે. વિવેચનલેખો વિશેનાં નિરીક્ષણોની સમતોલ, તટસ્થ અને મર્મગ્રાહી અભિવ્યક્તિને કારણે સમીક્ષા રસપ્રદ બની

છે. સમીક્ષાની ભાષા સ્પષ્ટ અને સ્વસ્થ જણાય છે તે પણ આ અનુભૂતિ પાછળનું એક કારણ હોઈ શકે. વિવેચનલેખમાં ચર્ચિત કૃતિ વિશે પોતાનાં મંતવ્યોનો પ્રક્ષેપ કર્યા વિના વિવેચકની રાહે જ કૃતિને જોવાનું સ્વીકારતા સમીક્ષક વિવેક જાળવીને તપાસ કરી શક્યા છે એવું સમીક્ષામાંથી પસાર થતી વખતે અનુભવી શકાય.

ભારત અને પાકિસ્તાનની રાજકીય અને સામાજિક પરિસ્થિતિને નિરૂપતી અબ્દુલ્લા હુસૈન અને ઈંતિઝાર હુસૈનની નવલકથાઓ 'ઉદાસ નસ્લેં' અને 'બસ્તી' વાંચનવિશેષની સામગ્રી તરીકે શરીફા વીજળીવાળાએ પસંદ કરી છે. કથાવસ્તુથી માહિતગાર કરાવવાનો પ્રમુખ ઉદ્દેશ ધરાવતા આ લેખોમાં ક્યારેક કૃતિઓનું વિવેચન પણ કરવામાં આવ્યું છે. પરભાષાની કૃતિથી ગુજરાતી વાચક માહિતગાર થાય અને એ રીતે એની સંવિત્તિ સમૃદ્ધ બને એવો પ્રયાસ આ પ્રકારનાં લખાણોમાં કરવામાં આવે છે જે એક રીતે જોઈએ તો આજના સમયને અનુરૂપ છે.

આમ, 'પ્રત્યક્ષ'ના આ અંકમાં પરભાષાના સર્જકોથી લઈને જાણીતા ગુજરાતી સર્જકો અને નવોદિત સાહિત્યકારોની કૃતિઓ વિશે કરેલી સમીક્ષાઓ હાલના સર્જનાત્મક વાતાવરણનો તાગ લેવાનો એક પ્રયત્ન છે તો સાથે સાથે વાચકોને કૃતિની સાથે જોડનારો સેતુ પણ બને છે. 'પ્રત્યક્ષીય'ની ખોટ આ વખતના અંકમાંથી પસાર થતી વખતે સતત અનુભવાય છે.

**ખેવના ૭૯ : સપ્ટેમ્બર ૨૦૦૩**

'ખેવના'ના આ અંકના મુખપૃષ્ઠ પર નોંધાયું છે કે રાજેન્દ્ર-કાવ્યસૃષ્ટિ : આસ્વાદલેખ-સમ્પુટ વિશેષાંગ છે. પણ આ અંકમાં રાજેન્દ્ર શાહને કેન્દ્રમાં રાખીને લખાયેલાં લેખો ઉપરાંત ત્રણ કાવ્યો, ત્રણ વાર્તાઓ અને સુમન શાહે સુરેશ જોષી-સાહિત્યવિશ્વ-પ્રકાશન પ્રસંગે આપેલું વક્તવ્ય પ્રકાશિત થયાં છે. રાધેશ્યામ શર્માનું 'ભૂપેન ખખ્ખર-એક ઇન્દ્રધનુષ' વ્યક્તિકેન્દ્રી કાવ્ય છે તો રામચંદ્ર પટેલની રચના 'ઘર : ચાર સ્વપ્નદૃશ્યો'ના કેન્દ્રમાં કવિ પોતે છે. શિલ્પીન થાનકીની કવિતા 'ગીત નિરામય' ઉપરનાં કાવ્યો કરતાં જુદી છે. આ કાવ્યોમાં કવિની કલ્પના અને ભાષા રસપ્રદ બન્યાં છે. રામચંદ્ર પટેલની રચનામાં અનુભવને વિવિધ ઇન્દ્રિયો વડે પામવાની ગુંજાશ રહેલી

છે, તો રાધેશ્યામ શર્મા પણ એક અસામાન્ય એવું દૃશ્યચિત્ર કાવ્યમાં ઊભો કરવાનો પ્રયત્ન કરે છે.

સુમન શાહની વાર્તા 'ઇ.ઇ.ડબલ્યુ. યાને સંકટસમયની બારી' એક વ્યક્તિની ટ્રેનયાત્રાના પ્રસંગને કેન્દ્રમાં રાખીને વિકસે છે. ભાષાની વિવિધ તરેહો વડે રચાતાં દૃશ્યચિત્રો ટ્રેનની મુસાફરીની ગતિને જીવંત કરી દે છે. સમસામયિક સામાજિક-રાજકીય ઘટનાઓનો પ્રચ્છન્ન રીતે નિરૂપાયેલો સંદર્ભ વિવાદોની નહીં પણ કલાની સામગ્રી બની રહે છે. આ પ્રકારની હચમચાવી મૂકનાર ઘટનાઓને પરિણામે સંવેદનશીલ મનુષ્યના ચિત્તમાં સર્જાતા વિચારવમળોને નિરૂપવાને નિમિત્તે નાયકના ચૈતસિક વ્યાપારોનું નિરૂપણ વાર્તાને રસપ્રદ બનાવે છે. નાયક એક પ્રકારની અસુરક્ષિતતાની લાગણીથી પીડાઈ રહ્યો છે, વાર્તાની આ કેન્દ્રવર્તી અનુભૂતિને લેખકે જુદા જુદા સંકેતો વડે વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે.

હરીશ મહુવાકરની વાર્તા 'મન પંખી બની થીરકતું રહે' કોલેજમાં ભણતી સોનીના પ્રણયજીવનને નિરૂપે છે. સ્વપ્નજગતમાંથી વાસ્તવિકજગત અને વાસ્તવિક જગતમાંથી સ્વપ્નજગતમાં વિહરતી નાયિકાના જીવનનું લેખન વાર્તાની સંકલનાની જરા જુદી ભાત ઉપસાવી આપે છે. વાર્તાને અંતે નિરૂપાયેલી બાળવાર્તાનો લેખકે વાર્તાસર્જનના એક ડિવાઇસ તરીકે કરેલો ઉપયોગ આમ તો જાણીતો છે. નાયિકાના મનના આવેગોની ઉત્કટતાને નિરૂપતી ભાષા ક્યારેક રસપ્રદ બની છે. જો કે વાર્તામાંથી પસાર થતી વખતે અંતની ધારણા કરી શકાય એ પ્રકારની માવજત વાચકના ઉત્સાહને ક્ષીણ કરે છે. પ્રણયને કેન્દ્રમાં રાખીને રચાતી વાર્તાઓમાં થતું આવે છે એથી વિશેષ કશું લેખક સિદ્ધ કરી શક્યા નથી એમ વાર્તાને અંતે જણાય છે.

સુમન શાહની વાર્તાનો નાયક બાહ્યજગત સાથેના સંવાદને પરિણામે પોતાના ચિત્તમાં ઊઠતાં સંચલનોને રજૂ કરે છે તો ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'ની વાર્તા 'ઊડણસાપ'ની નાયિકા વાર્તાના આરંભથી જ સ્વ સાથેના સંવાદોમાં વ્યસ્ત રહે છે. પ્રથમ પુરુષના કથનકેન્દ્રથી આલેખાયેલી આ વાર્તા નાયિકાના મનમાં છૂપાઈ રહેલા ભયને વાચા આપે છે. રાત્રિના સમયે નાયિકાના ચિત્તમાં વ્યાપી વળેલાં અમૂર્ત એવા વિચારવિશ્વને સાકાર કરવાની મથામણને

નિરૂપવાનો પ્રયત્ન કરતી વાર્તાની ભાષા ધ્યાનપાત્ર બને છે.

સુમન શાહના ત્રણે વિવેચનલેખો નજીકના ભૂતકાળમાં બની ગયેલી સાહિત્યિક ઘટનાઓને આધારે આકાર પામ્યા છે. 'સુરેશ જોષીનું સાહિત્યવિશ્વ' પ્રકાશન પ્રસંગે આપેલા વકતવ્યમાં સુમન શાહ હાલના સંદર્ભમાં સુરેશ જોષીના સાહિત્યને જોવા મૂલવવા માટેની એક તટસ્થ પીઠિકા રચવામાં રસ ધરાવે છે એમ જણાય છે. લેખમાં અનુભવાતું સુમન શાહનું વિચારજગત તાજગીભર્યું છે. સાંપ્રત સમયની જરૂરિયાત અને માંગને ધ્યાનમાં રાખીને સુરેશ જોષી જેવા સર્જક-વિવેચકનો કેવી રીતે અભ્યાસ થવો જોઈએ એ વિશેનાં ગૃહીતો આપતાં સુમન શાહ વિવેચનનું એક આગવું બિનપરંપરાગત માળખું ઊભું કરવાની દિશામાં આગળ વધી રહ્યા હોય એમ અહીં લાગે છે.

રાજેન્દ્ર શાહને મળેલા જ્ઞાનપીઠ પુરસ્કાર વિશે એમણે કરેલો લેખ 'રાજેન્દ્રભાઈની એ મુલાકાત નિમિત્તે' કેટલાક મુદ્દાઓને કારણે વિચારોત્તેજક બની રહે છે. સાહિત્યજગતની પ્રવર્તમાન કેટલીક વાસ્તવિકતાઓનું નિર્ભીક થઈને કરેલું નિવેદન અને ખુલાસારૂપ કેટલાક મુદ્દાઓ લેખને મહત્ત્વનો બનાવે છે. 'મૂર્ધન્ય ગુજરાતી-ભારતીય કવિ રાજેન્દ્ર શાહ' લેખમાં રાજેન્દ્ર શાહનાં સર્જનની ગુજરાતી વિવેચને જે રીતે નોંધ લીધી છે તે વિશે અસંતોષ વ્યક્ત કરી સુમન શાહે એમનાં કાવ્યસર્જનના વિવિધ વિશેષોને ઉદાહરણોનો આધાર લઈને અહીં નોંધ્યાં છે. રાજેન્દ્ર શાહની કાવ્યસૃષ્ટિનો સર્વાંગી પરિચય કરાવવાનો ઉપક્રમ ધરાવતો આ લેખ અંકમાં એ પછીથી આવતાં રાજેન્દ્ર શાહની કૃતિઓના આસ્વાદલેખોના પ્રવેશક જેવો બની રહે છે.

રાજેન્દ્ર શાહનાં કાવ્યોનાં વિવિધ આસ્વાદલેખો આ અંકને એક આગવું મૂલ્ય અર્પે છે. ગુજરાતી સાહિત્યના જાણીતા સર્જકો અને વિવેચકો વડે લખાયેલા આ લેખોમાં રાજેન્દ્ર શાહની કાવ્યસૃષ્ટિને જુદા જુદા દષ્ટિબિંદુથી નિહાળવાની તક વાચકોને સાંપડી છે. આ લેખોમાં વિવેચકોનો પ્રમુખ આશય રાજેન્દ્ર શાહનાં કાવ્યોનો આસ્વાદ કરાવવાનો રહ્યો છે. કાવ્યમાં નિરૂપિત ભાવવિશ્વથી લઈને કૃતિના રસસભર મર્મસ્થાનો સુધી પહોંચવાનો અભિગમ રાખી વિવેચકોએ એ નિમિત્તે રાજેન્દ્ર શાહના સમગ્ર સર્જન પાછળ રહેલી

વિવિધ ભૂમિકાઓને સ્પર્શવાનો પ્રયત્ન પણ કર્યો છે. કાવ્યોનાં ઘટક તત્ત્વોનું બારીકાઈથી કરેલું વિશ્લેષણ, કાવ્યને કાવ્યત્વ અર્પવામાં જે તે ઘટકની ઉપકારકતાની ચર્ચા, છંદ-ભાષા વગેરેની કૃતિકેન્દ્રી તપાસ ઉપરાંત કૃતિબાહ્ય સંદર્ભોના સમાવેશમાં દાખવેલો રસ રાજેન્દ્ર શાહના સર્જનને જાણવા-માણવા કરેલા સંનિષ્ઠ પ્રયાસની છબિ રજૂ કરે છે. પરંપરા સાથેનું સંધાન છતાં નિજી વ્યક્તિતા રાજેન્દ્ર શાહના સર્જનમાં કેવી રીતે જળવાઈ છે તે વિશેની કેટલીક રજૂઆતો રસપ્રદ બની છે. વિવેચકોએ જાળવી રાખેલો પોતપોતાનો આગવો સૂર અને રાજેન્દ્ર શાહના કાવ્યોને જોવા-મૂલવવાના પોતીકા માપદંડો દરેક લેખની આગવી ઓળખ ઊભી કરે છે.

આમ, સમગ્રપણે જોતાં 'ખેવના'નો આ અંક મુખ્યત્વે સાંપ્રત સાહિત્યિક ઘટનાઓને કેન્દ્રમાં રાખીને ચાલનારો બન્યો છે.

<u>કંકાવટી માસિક : નિયમ મુજબ ફોર્મ નં ૮</u>

૧. પ્રકાશન સ્થાન : ૩/ આનંદ નગર સોસાયટી, સગરામપુરા, સુરત-૩૯૫ ૦૦૨

૨. મુદ્રકનું નામ : રતિલાલ મુ. અનિલ
નાગરિકતા : ભારતીય
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

૩. પ્રકાશકનું નામ, નાગરિકતા, સરનામું : નં.૨ મુજબ

૪. સંપાદકનું નામ : રતિલાલ મુ. અનિલ, સરનામું : નં.૨ મુજબ

૫. માલિકનું નામ : રજનીકાન્ત આર. રૂપાવાળા
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

હું રતિલાલ અનિલ આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : રતિલાલ મુ. અનિલ (પ્રકાશક)



## ત્રણ ગઝલ / 'રાઝ' નવસારવી

૧

એક વાર પ્રેમથી તું મને દે અવાજ દોસ્ત,
છે એની સાથે તુચ્છ બધાં કામકાજ દોસ્ત.

હું આંસુ લૂંછી કોઈના બદનામ થઈ ગયો,
તારા શહેરનો છે આ કેવો સમાજ, દોસ્ત !

તકલીફ જિંદગીની સૌ આસાન થઈ જશે,
તું સાચવી લે ફક્ત સમયનો મિજાજ, દોસ્ત.

અંજામ ભૂલી એને સમર્પિત થઈ જવું,
સદીઓથી સાચા પ્રેમનો છે આ રિવાજ, દોસ્ત.

ધીરજથી જીવવાનો મેં કીધો છે મનસૂબો,
ગઈકાલ જેવી જો કે નથી મારી આજ, દોસ્ત.

૨

જીવનના સૌ વિવાદનો છે એક જવાબ, દોસ્ત.
સારું અગર છે દિલ તો નથી કંઈ ખરાબ, દોસ્ત.

વરસોની દોસ્તીનો પછી અર્થ કંઈ નથી,
હું નહિ કરું કદી યે તને લાજવાબ, દોસ્ત.

જેની તને તલાશ છે એમાં બધું જ છે,
છે મારી જિંદગી તો ઉઘાડી કિતાબ, દોસ્ત.

કાંટાના ડંખની મેં સહી લીધી વેદના,
સૌના નસીબમાં નથી હોતાં ગુલાબ, દોસ્ત.

સારું થયું કે એની તને કંઈ ખબર નથી,
વરસોથી તારો 'રાઝ' છે ખાનાખરાબ દોસ્ત.

એપ્રિલ, ૨૦૦૪ : ૨

૩

પસ્તાવાથી હૈયું યદિ પીડાઈ જશે દોસ્ત,
નાદાનીઓ ભૂતકાળની ભુલાઈ જશે દોસ્ત.

છે માંગ સમયની કે નિખાલસ જરા થઈએ,
શંકાનું આ ધુમ્મસ તો વીખેરાઈ જશે દોસ્ત.

જે કંઈ થયું એનો તને અહેસાસ નથી, પણ
દિલ તારું કોઈ દિન તો વલોવાઈ જશે દોસ્ત.

જે વેળા તને ખાલીપણું ભીંસમાં લેશે,
શું ચીજ છે સહવાસ એ સમજાઈ જશે દોસ્ત.

દુનિયામાં મહોબતની મહેક મૂકીને જઈએ,
મૃત્યુ પછી બીજું બધું ભુલાઈ જશે દોસ્ત.

## ૧ : ધૂળકોટ / રતિલાલ સથવારા

• ગાન •

ધૂળ બની ગૈ પ્હાડ.

ઊડે પર્ણ આમતેમ ને ઝોલાં ખાતાં ઝાડ,
વસ્ત્ર સુકાતાં આઘે જૈને વાડે કરતાં લાડ,
ફંગોળાતું સઘળું અહિયાં, કોણ શોધતું આડ ?
ફેરફુંદડી ફરતો કચરો જૈને સૂતો ખાડ,

ધૂળ બની ગૈ પ્હાડ.

ઝોરઝપાટે હાલે પાદર, છે વગડાનો સાદ !
ધૂળ ચોળતાં ન્હાતા રસ્તા દર્શાવે છે લાડ !
આમતેમ સૌ લાગે ધ્રૂજવા ભૂતની જાણે ત્રાડ !
જાગ્યું લશ્કર ધૂળકોટનું મચવી દેતું રાડ,

ધૂળ બની ગૈ પ્હાડ.

## ૨ : મ્હેણાં મારે છે મેવાડ !

• ગાન •

સખી, મને મ્હેણાં મારે છે મેવાડ !

વ્હેતી હું જાઉં છું સાંઢણની પીઠે ને  વાંસે તો ઓગળતો ભાળું મેવાડ,
માયાનું પોટલું નાખ્યું છે રસ્તામાં સમણે ના આવજો મેવાડ,
બંસીવાળાની હવે જાગી સગાઈ ભલે મ્હાલે રાણાનું મેવાડ,
ગાતાં રચીશું અહીં દ્વારિકા-ધામ હવે મર રે ! બોલાવે મેવાડ,

સખી, મને મ્હેણાં મારે છે મેવાડ !

સંબંધો મૂકીને આવી છું આટલે ભૂલાતું જાય છે મેવાડ,
જળોજ્યા ને હવે અરવલ્લી વેઠશે કાગડાયે વ્હેરશે મેવાડ,
મારા વિહોણું બધું ઊભું થૈ ડંખશે કલરવ વિહોણું મેવાડ,
મરકી ઊઠ્યું છે મારું રોમરોમ ચેતનથી જડતામાં વ્હેતું મેવાડ,

સખી, મને મ્હેણાં મારે છે મેવાડ !

## કળશેરીના મેળામાં / ડૉ.કેશુભાઈ દેસાઈ

કોણ કહે છે કે
કળશેરીમાં
બધું રમણભમણ થઈ ગયું છે ?

ને ત્યાં તો આથડે છે નરવી ભુતાવળ;
સાસુ-વહુની* વાવોમાં
પડઘાય છે ફક્ત સમયના નિસાસા !

તેં જ કહ્યું'તું ને -
'બસૂરી વેળાએ ક્યાંક એકલા જઈ ન ચડતા,
*કુંડમાં ડોકિયું કરતા હશો
ને કોક ચડી બેસશે છાતી ઉપર -
જાણે *ભીમનું જ ભૂત !

હજાર હજાર વરસની વાસનાઓ
અહીં સૂમસામ, ભેંકાર વગડામાં
ભૂખી ડાંસ વંતરીઓના વેશમાં
ઝાડે ઝાડે
ને પ્હાણે પ્હાણે
પથરાઈ પડેલી છે.
ઊંઘતી હોવાનો ડોળ કરે છે એ બધી.

---

* કુલેશ્વરી સ્થાપત્યસંકુલ, લવાણા (પંચમહાલ) ખાતે ભીમચોરી અને અર્જુનચોરી નામે ઓળખાતાં ખંડેરો છે. અહીં વિશાળ સ્નાનાગાર(કુંડ) ઉપરાંત સાસુ-વહુની વાવો પણ છે.

જરીક અમથો પગરવ સાંભળશે
તો સામટી જાગી ઊઠશે -
આંધળી ચાકણો માફક.
અને ખિખિયાટા કરતી
દોડી પડશે
નાગીપૂગી વનકન્યાઓની જેમ;

વાસંતી તડકો કે શ્રાવણી સરવંરિયાં થઈ
રાતી-કાળી ઝીમેલ્યોની જેમ
રૂંવે રૂંવે વળગી પડશે ચોમેર.

પોઠ લઈ પરદેશ ગયેલા વણજારા પાછળ
. લાલ લાલ આંસુ સારી હડકાઈ થઈ ગયેલી
વણજારણ બની
ચૂસી લેશે સાંગોપાંગ.'

કળશેરીના ગોખમાંથી
ગાયબ થઈ ગયેલી
પેલી ખંડિત પ્રતિમા ક્યાં ગઈ ?

ફૂલી રહેલા મેળામાં
વગડાઉ ગલગોટા જેવી,
ધસમસતી મહીસાગર જેવી પરી
આખો વગડો ઊંચકીને
ચાલી જઈ રહી છે લંક લચકાવતી
લટક મટક.

'હું એની સુપુષ્ટ પૂંઠને
ટગર ટગર તાકી રહ્યો છું;

મનનો બોલાંશ સાંભળી ગઈ હોય
એમ
ઓચિંતી પાછું વાળી,
આંખ ઉલાળીને પૂછે છે :
'મેળામાં મજા આવી ગઈ નહીં ?

ચાલો, પેલા પલાશને છાંયડે
બે ઘડી
બેસીએ...'

## અને તારો પહેરવેશ છે શ્વેત / ક્વાસિમોદો

અનુવાદ : રાધેશ્યામ શર્મા

તારું માથું તેં ઝુકાવ્યું છે, મારી સામે ટીકી રહી છે;
અને તારો પહેરવેશ છે શ્વેત,
વળી તારા ડાબા સ્કંધની દોરી ઢીલી પડતાં
એક સ્તન મોરી પડ્યો છે

અજવાળું મને અંડોળી; ધ્રૂજે છે
અને તારા નિરાવરણ હાથ પર પડે છે.

ફરી તને જોઉં છું. તારા શબ્દો
ત્વરિત અને ચુસ્તીથી બોલાયેલા
મને જીવનના બોજથી
સધિયારો દેતા
હું જાણું સર્કસ-સમાન.

માર્ગ ગહન હતો
કે પવન પડી ગયો
કોઈ માર્ચરાત્રિઓ વચાળ,
અને પહેલાંના વખત પેઠ
અજાણ અમને જગાડી ગયો.

જેક બેવાનના અંગ્રેજી અનુવાદના આધારે

## હવા, તુમ શ્વાસ રહો ! / રતિલાલ 'અનિલ'

ઉનાળાના છેડે ઉનાળુ તાપમાંથી પસાર થતો પવન દોડી રહ્યો છે અને બારીમાં થઈને મને હડસેલવાનું પરાક્રમ કરતો દોડી રહ્યો છે. પાણીનો ધોધ દોડે, મને હડસેલે અને મારા શરીર આસપાસ થઈને દોડતો જાય, બસ દોડતો જાય એમ પવન દોડી રહ્યો છે, એને પણ સૂર્યનો સ્પર્શ બરાબર લાગ્યો છે – એટલે જ તો એ દોડે છે ! મારા એક અંગભાગને શેક્યા કરે તો એ દાઝે પણ હું દોડતો રહું તડકાના સ્પર્શના ભાગને લઈને દોડતો રહું તો મને સૂર્ય શું શેકે કે દઝાડે ! હા, મારા દોડતા અદૃશ્ય શરીર પંર એના તાપની ઈસ્ત્રી ફરતી રહે તો હું સહેજ ગરમ થતો રહું પણ મને એ શેકી તો શકે નહીં ! અને સૂર્યના તાપની ઈસ્ત્રી સ્થિર રહે અને હું દોડતો રહું તો મારી કરચલી એ શી રીતે દૂર કરી શકે ? આ સૂર્યનો તાપ મને ઈસ્ત્રી કરેલા કાપડનો લંબાયા કરતો કાપડનો તાકો બનાવી શકે નહીં ! આ ઉનાળાના છેડે, નાકે આવેલો દોડતો પવન માત્ર સાહસિક નથી, 'સમજદાર' પણ છે. એ સહેજ રોકાય છે ત્યારે પણ એ થાક ખાતો હોય એવું લાગતું નથી. જાણે બારીક પોતનું ગવન ફરફર થતું હોય એવો એ સહેજ ફરક્યા કરે છે એમાં દોડી ગયાનો થાક નથી પણ પોતાની આગળ ગયેલી ગતિને જાણે એ મરક મરક અવલોક્યા કરે છે. અહોહો !

આ અરૂપ પવન / હવાનાં કેટકેટલાં રૂપો છે ! ખરેખર રૂપને તો રૂપ બદલવા માટે કેટકેટલાં ક્રિયાકાણ્ડ કરવાં પડે છે ! કેટલાં કપડાંને વાઘા,' રંગ, ડિઝાઈન પસંદ કર્યા પછી તે ધારણ કરવા માટે કેટકેટલા ઉધામા કરવા પડે

છે ! 'આ નહીં, પેલ્લું !' અને પહેરેલાં વાઘા ઊતરે છે 'નવા' નહીં પણ 'બીજા' પસંદ કરવા સાથે વળી મેચ થયા કે નહીં એ માટેનાં નિરીક્ષણો અને સમીક્ષા ! વાઘા અધૂરા લાગે. અડવા લાગે એટલે વળી આભૂષણો ગોતવાં, પસંદ કરવાનાં અને એ પછી વળી સૌન્દર્યપ્રસાધનો - ત્વચાના પ્રસાદ જેવાં તે પ્રસાધનો ? નવરાશે અને એકાન્તે વિચારવાનો, પોતાની સાથે સંવાદ કરવા જેવો રસિક વિષય છે. શું માત્ર વિષય ? વાઘા, આભૂષણ, શણગાર શું અરૂપ કરે છે ? ના, તો એ મૂળ રૂપ પણ સામે આવે, વાઘા, અલંકારો પ્રસાધનો પછી રૂપ અને આકારની મૂંઝવણ આ જ છે ! એની પાસે પહોંચેલા પગ હોય કે વિચાર - થોભી જાય છે, થોભી જાય છે... આ દોડતા પવને તો મને રૂપ-અરૂપના મહાનિબંધની મેટર વચ્ચે મૂકી દીધો ! આ પવન ! જુઓ એ હવા હતો અને એકાએક મારે એના નામનું જાતિકરણ કરી એને 'પવન' કરી નાખવો પડ્યો ! આ પવનને દેખાય એવું શરીર નથી ! - અરે ભૂલ્યો ! આ હવાને દેખાય એવું શરીર નથી તોયે એને કેટકેટલાં નામો અને વિશેષણો છે ! આ વિષ્ણુસહસ્ર નામની પ્રેરણા માણસને કે એના કવિને અરૂપ એવી હવાનાં અનેક સ્વરૂપો, અપરંપાર ગતિઓ, સમય સમયની ચાલ, સમય સમયના સાદ, અરે સમય સમયનાં અપરંપાર વૈવિધ્ય ધરાવતા સ્પર્શ, એનાથી અનુભવાતા સ્પર્શો...!

શું અરૂપને માત્ર સ્પર્શો જ હોય છે ! અરૂપના કોમળ હાથ મને ક્યારેક, ક્યાં લગી બસ પસવાર્યા કરે છે...' અંગભૂત સ્પર્શ માટે હું ખમીસ, કફની - જે હોય તે ઉતારી નાખું છું. બાળપણમાં શરીરને પસવારી ચૂકેલો માનો સાવ કોમળ નહીં રહેલી ત્વચાનો સ્પર્શ વાત્સલ્યભર્યો હતો, અને જાવ, બીજા કોમળ હસ્તસ્પર્શની વાત, એ બહુ અંગત છે... જાહેર માટે સુસંગત નહીં એવી અંગત... ગવનના ઊડતા છેડામાં, મંદિર માથે ફરકતી ધજામાં, લીલા મોલને એક જ દિશામાં માથું દબાવી દેતાં પવનને મેં જોયો છે અને આ મારા માથા પર રહેલા વાળ સાથે પણ એ ઓછાં અડપલાં કરે છે... આ બ્રહ્માંડ રચાયા પછી, આ પૃથ્વી ગ્રહ રચાયો ત્યારનો લાખો વર્ષની વયનો આ પવન કેવા કેવા 'બાળકવેડા' કરે છે ! કરી શકે છે ! દિશામાં શૂન્ય નજરે જોતા ડોસાઓ નહીં, વડીલો, તમે આ અરૂપ હવા, એને પવન થતો

અને દોડવીર થયા પછીયે બાળકવેડા કરતા જોઈને એના પર વડીલના વાત્સલ્યમાંથી પ્રેરાતું, નિખરતું હાસ્ય તમારા ચહેરે કેમ નિખરતું નથી ?

પેલો વીજળીનો દીવો હવા અને એનાં અનેક અરૂપ સ્વરૂપો, સ્પર્શ અને ગતિ સાવ નિસ્પૃહભાવે – અરે એને વળી ભાવ જ ક્યાં છે ! - શૂન્ય ભાવે જોયા કરે છે એમ હું અરૂપ હવા, પવનને જોઈ શકતો નથી... દીવાની વાટ મલકે, આમ તેમ ઝોલાં ખાય (ઝપટાય નહીં !) એમ હું તો આ હવામાં ઝોલાં ઝાઉં છું અને મને ઓલવાઈ જવાનો ડર નથી – કેમ કે એ હવા જ મને જીવાડનારો શ્વાસ બની છે ! જે અદર છે તે જ બહાર છે – સર્વત્ર છે... જે અંદર છે તે જ બહાર છે ! અંદર જઈશ તો સહેજ દૂષિત થઈશ એવો; એ નિર્ભયને ભય નથી ! ફેફસાંની ધમણને તો વળી કેટલી હવા જોઈએ ! એ અપાર એવી મને વળી શું દૂષિત કરે ? હું જ માનવીના ફેફસાંમાં જઈને એને સહેજ અજવાળી બહાર આવીને ફરી એને સ્વચ્છ કરવા જાઉં છું ! સાગરનું મંથન કરનારા પણ શું એને ડ્હોળી શક્યા છે ? સાગર જ પોતાને ગતિમાં રાખી જીવતો રહે છે, એમ આ હવા પોતામાં ડહોળાય, વીંઝાય, ચકરાય, ઊંચીનીચી થાય, જાય – એ કંઈ બ્રહ્મ નથી કે પોતાની પાસે, પેલો નરસૈયો કહે છે તેમ પોતાની સામે પોતે જ લટકાં કરે ! અને છતાં ક્યારેક એવી લટકાં કરતી હોય તો નરસૈયાનાં નયન એ જોવા માટે જોઈએ ! ત્વચાનાં છિદ્રો તો હજાર હજાર આંખો છે. એ હવાને જુએ છે, એનાં સ્પર્શ અને હેતાળ ધોલથપાટ પણ પામે છે અને વહાલની અનુભૂતિ કરે છે. 'હવા તુમ ધીરે બહો !' એમ હું ગાતો નથી. એ મને હાલકડોલક કરી નાખે છે, વાંસેથી આવી મારું માથું સહેજ નમાવે છે છતાં મારા માથા પરના ધોળા વાળની ધ્વજાને તો એ ફરકતી જ રાખે છે. એ અરૂપ ઘરોની ઊંચી ઊંચી ભીંતોની આડશો છતાં નહીં ઘવાતાં અને એકરૂપ રહેતા પૂરનાં પાણી જેવી એક અને અખંડ રહે છે. હવા તુમ બહો, બહો ! સ્વૈચ્છિક ગતિએ બહો પણ આ પૃથ્વીનો અને માણસોનો જીવમાત્રના એટલે મારા પણ, 'પ્રાણ' બની રહો ! હવા તુમ શ્વાસ રહો !

## અંકુર / ભગીરથ બ્રહ્મભટ્ટ

ગર્ભમાંથી બહાર નીકળતી ક્ષણોને હું અંકુર કહું છું. અંકુર એ જન્મોત્સવ છે, વાસંતીવૈભવ એ અંકુરોનો અનેરો ઉત્સવ છે. વૃક્ષ નિર્મોહી થઈને અંકુરોના પ્રેમમાં પડે છે ત્યારે એની વિરક્તિનો મહિમા કરવો કે આસક્તિનો? અંકુરમાં પ્રસન્નતાની ક્ષણો પ્રગટે છે. અંકુર ફૂટે છે એટલે મૂળગત પ્રકૃતિમાં દીવો પ્રગટે છે. અજવાળાં રેલાય છે... રેલો ફૂટે છે – કોઈ પણ જાતનો ઊહાપોહ કે તોફાન કર્યા સિવાય અંકુરો ફૂટતાં હોય છે. એ અંકુરણમાં સ્ફુરણની ગેબી નિઃસ્તબ્ધતા હાય છે જ્યારે ઋતુનો સંક્રાન્તિકાળ શરૂ થાય છે ત્યારે ફૂટવાની મોસમ બેસે છે. આ ફૂટવાની પ્રક્રિયામાં અંકુરનું રહસ્ય જળવાયું હોય છે.

ફાગણ ચૈત્રના દિવસો જુઓ ! ક્યાં ક્યાંથી ઊતરી આવે છે વસંત ? વસંતમાં અશોક જોયું છે ? એ વૃક્ષની ડાળીઓ ઉપર રાતાં ચટ્ટાક સ્પંદનો-અંકુરણો પ્રસન્નતાનો પર્યાય થઈને ઊઘડે છે ! અંકુર એ જળમાંથી પ્રગટતું ઝરણું છે. જીવનની સજીવપણાની સાબિતી અંકુરની. એ અજાત આંકણીઓમાંથી મળે છે. અંકુર એ ઉત્સાહનું પરિણામ છે. ઝરણું એ પહાડમાં ફૂટેલો અંકુર છે. ચંદ્ર એ રાતનો અંકુર છે, અને તારલાઓ એ આભના અંકુરો છે. પ્રત્યેક અંકુરને પોતીકાં ભાવવર્તુળો હોય છે. અંકુરની આંખોમાં નરી પ્રસન્નતા હોય છે, એના દેહમાં સદૈવ પ્રસન્નતા હોય છે. પ્રસન્નતાનું બીજું નામ જ અંકુર છે. કઠોરમાં કઠોર પડને ચીરીને ભેદીને પ્રસન્નતા સાથે બહાર આવવું, ઊગી નીકળવું એ જ અંકુરનું કામ છે. મેળામાં ગયેલી જીવીમાં પેલા ચકડોળમાં બેઠેલા કાનજી દ્વારા દૃશ્ય-સ્પર્શની મદદથી ભીતરી હૃદયોમાં કેવા અંકુરો ફૂટે છે ! એ અંકુરો વિશિષ્ટ પ્રકારના હોય છે એને પ્રણયાંકુરો કહીને આપણે ઓળખીએ છીએ.

અંકુર એ નારીની નાભિમાંથી જનમતી કૂંપળ છે, હું એને અનુભૂતિનું પિયર કહું છું. અંકુર એ ભાવનાની બહેન છે. અંકુર એ ઉઘાડ છે, હવડ વાવમાં નાવીન્ય લાવવાની ઘટના અંકુરમાં છે. જીવનની સફળતાનું સરવૈયું અંકુરની યાત્રામાંથી નીકળતું હોય છે. કોઈ ઋષિમુનિના કે કોઈ સંતના મર્માળા શબ્દો આપણા અંતરમાં ભવ્ય ભાવયાત્રા કરાવે છે, ત્યાર પછી પણ

આપણા હૃદયમાં જે ભવ્ય અંકુરો ફૂટતાં હોય છે તે વિશિષ્ટ પ્રકારનાં હોય છે. અંકુરની લિપિ વડે ભાવનાની ભાષા ઘડાતી હોય છે. અંકુરની હંમેશાં ઉંમર નાની હોય છે, અંકુર માત્ર શિશુ હોય છે. એટલે અંકુર - રુજ હોય છે - ઋજુ હોય છે. અંકુરો નિર્મળ હોય છે, નિર્દોષ હોય છે. અંકુરની કેડી ઉપર ટ્રાફિક પોલિસ ઊભી રહેતી નથી. અંકુરની બાલ્યાવસ્થા જ નિર્દોષ હોય છે, એ અર્થમાં અંકુર ક્યારેય વૃદ્ધ થતાં નથી, અંકુરો હંમેશાં આકર્ષક હોય છે, એના જન્મનો રંગ લીલો - ખાસ્સો, સ્હેજ કૂણો હોય છે - એ કૂણેરો કલર કેવળ અંકુરનો જ હોઈ શકે, બીજા કશાયનો નહિ.

અંકુરો પાસે ચેતનાની ભાષા હોય છે - અને ફૂટવાનો ઉત્સાહ. જગતની માયામાં લુબ્ધ થઈ જનારાઓની સંવેદન સપાટી જ્યારે ઝાંખી પડી જાય ત્યારે કોઈ મહત્ત્વની ઘટના, કોઈ પુસ્તક કોઈ વ્યાખ્યાન કોઈ સંત-સજ્જનનો સંપર્ક વળી પાછી એ સપાટી પુનઃ સ્વચ્છ કરે છે અને તેમાંથી નવાં અંકુરો ફૂટે છે. જેનામાં અંકુરોનો ફાલ ઝાઝો એ વ્યક્તિ વધારે ભાવનાવાળી હોઈ શકે... એમ માનવું જોઈએ.

**'સન્નિધિ'**

•

આ અંકમાં સંનિધિ વિષયક સામગ્રી અનિવાર્ય કારણોસર આપી શકાઈ નથી. આવતા અંકમાં એ આપવામાં આવશે. અમને અનેક મિત્રોએ પ્રોત્સાહિત કર્યા છે એ બદલ અમે આનંદપૂર્વક તેમના આભારી છીએ. અત્યાર સુધી મળેલી સંનિધિની બેઠકો વિશે માહિતી પણ આપવામાં આવશે. એપ્રિલ માસમાં આગામી બેઠક જયદેવ શુક્લના નિવાસસ્થાને રાખવામાં આવી છે.

## વસંતોત્સવ / ભરત સોલંકી

વસંતઋતુ પોતાના વૈભવને પ્રગટાવતી આવી પહોંચી. વસંત પછી તે પ્રકૃતિની હોય કે મનુષ્યની હોય, કે પછી પ્રાણી-પક્ષીઓની હોય તેની વાત જ નિરાળી છે. વિરલ છે. તન-મનનો આનંદોત્સવ એટલે વસંત. વિરહી હૈયાઓની અગનજવાળા એટલે વસંત. કેટકેટલાં રૂપો લઈને આવે છેં વસંત !!

મનુષ્યજીવન સાથે સુખ અને દુઃખ વણાયેલાં છે, પ્રકાશ પછી અંધકાર અવશ્ય આવે છે, તેમ વસંત પછી પાનખર પણ આવે જ છે, માનવને માટે વસંત સુખવૈભવની છોળો લઈને અવશ્ય એક વાર આવે છે. પછી પાનખર પોતાનાં બિહામણાં સ્વરૂપને લઈને આવે છે. મનુષ્ય કરતાં પ્રકૃતિને વિશેષ વરદાન મળેલ છે અને એ છે કે વસંત પ્રકૃતિને વારંવાર વરે છે. પ્રકૃતિ પારાવાર વિલસે છે. દરેક વૃક્ષ પર ફૂટતી નવી કૂંપળ જીવનને કંઈ નવો જ સંદેશો આપી જાય છે. કેસૂડો મહેંકી ઊઠે છે. ફૂલોની માદક ગંધ પ્રાણીઓ અને મનુષ્યનાં ચિત્તને વિહ્વળ કરી મૂકે છે. પંચેન્દ્રિયોથી જેને જગતને માણતાં આવડે છે, ભોગવતાં આવડે છે તેમને મન વસંત એટલે સાક્ષાત સ્વર્ગાનુભવ.

વસંત પ્રકૃતિના કેટકેટલાં સ્વરૂપે પ્રગટે છે ! રૂપ, રસ, ગંધ થકી પોતાનાં વૈભવને અસ્ખલિત રીતે વહાવતી વસંત ઈશ્વરનાં આપણને મળેલાં – ફળેલાં આશીર્વાદ છે. વસંત પોતાના વૈભવની લ્હાણી છુટ્ટા હાથે કરે છે. નિઃસ્વાર્થભાવે કરે છે, પ્રકૃતિના પ્રગટતાં આવાં પોતને – વસંતના વૈવિધ્યને કવિઓ – નિબંધકારોએ મન મૂકીને ગાયો છે; કાલિદાસ, રવીન્દ્રનાથ ટાગોર, ઉમાશંકર જોશી, સુરેશ જોષી, ભોળાભાઈ પટેલ વગેરે જેવા પ્રકૃતિરાગી સર્જકોએ વસંતને વારંવાર વાગોળી છે, વલોવી છે ને વ્યક્ત કરી છે, વસંત – પ્રકૃતિના રૂપને સર્જકો ઉત્કટતાથી પામી શકે છે, તેમની પાસે પ્રકૃતિનાં રૂપને પામવાની નિરાળી રીત હોય છે; જે રીતે કૃષ્ણાસક્ત મીરાં અંતે કૃષ્ણમય બન્યાં હતાં, દ્વૈતથી અદ્વૈત બન્યાં, તેમ વસંતમય બનતાં આવો જ અદ્વૈત રચાય છે. વસંત નિર્વ્યાજ, નિઃસ્વાર્થ પામવાની વસ્તુ છે; તન-મન હૃદયથી, છલકાતાં છલોછલ ભાવથી ભોગવવાની વસ્તુ છે. બુદ્ધિને, તર્કને, સ્વાર્થને

આ આનંદ, સુખ સાથે લેવા-દેવા નથી, બુદ્ધિ પ્રવેશતાં પ્રકૃતિનો આનંદ ઓસરી જાય છે.

સૂર્યનાં તાજાં કિરણો, મંદ મંદ વહેતો પવન, ખળખળ વહેતું ઝરણું, કોયલનો ટહુકાર, મોરનો થનગનાટ, વૃક્ષ-ડાળ પર ફૂટતી કૂણી કૂંપળ, નવજાત શિશુનું હાસ્ય, નવવધૂની લજ્જા, ભમરનું ગુંજન ચિત્તને ચરમ-પરમ સુખ આપી શકે છે. વસંતોત્સવ માણતાં આપણાં રાગદ્વેષ ચાલ્યાં જાય છે, દુઃખ વિસ્મૃત થાય છે. વિરમે છે, સુખ છલકે છે. મન-તન વસંત સાથે એકાકાર થતાં અંતે એક એવી સ્થિતિ આવે છે કે વસંતભોક્તા - પ્રકૃતિભોક્તા પોતે જ વસંતનો - પ્રકૃતિનો વૈભવ બની જાય છે !

## પેશાવર એક્સપ્રેસ / કૃષ્ણચંદર

અનુવાદ : શરીફા વીજળીવાળા

જ્યારે હું પેશાવર રેલવેસ્ટેશનથી નીકળી ત્યારે મને હાશ થઈ. મારા ડબ્બા હિંદુ મુસાફરોથી ખીચોખીચ ભરેલા હતા. આ બધા લોકો પેશાવરથી, હોની મરદાનથી, કોહાટથી, ચારસદ્દાથી, ખૈબરથી, લંડી કોતલથી, બન્નૂ, નૌશહરા, માનસહરાથી આવ્યા હતા અને પાકિસ્તાનમાં પોતાના જાનમાલનું જોખમ લાગવાથી હિંદુસ્તાન તરફ ભાગી રહ્યા હતા. રેલવે સ્ટેશન પર કડક ચોકીપહેરો હતો અને લશ્કરના જવાનો એકદમ સાવચેતીથી એમનું કામ કરી રહ્યા હતા. પાકિસ્તાનમાં 'મુહાજીર' અને હિંદુસ્તાનમાં 'નિરાશ્રિત' તરીકે ઓળખાતા આ લોકોએ મેં પંજાબની માયાળુ ધરતી તરફની ગતિ ન પકડી ત્યાં સુધી શાંતિનો શ્વાસ નો'તો લીધો. આ લોકો ચહેરેમહોરે પઠાણ જ લાગતા હતા. ગોરા ચિટ્ટા, મજબૂત બાંધો, માથા પર ટોપી કે પાઘડી, કમીઝ, શલવાર પહેરેલા આ લોકો પશ્તો ભાષામાં વાતો કરતા હતા અને વચ્ચે વચ્ચે કર્કશ લાગે એવી પંજાબી પણ બોલતા હતા. આ લોકોની સુરક્ષા માટે દરેક ડબ્બામાં બબ્બે સિપાહી ભરી બંદૂક સાથે તેનાત હતા. પાઘડીમાં મોર જેવી સુંદર કલગી લગાવેલા પઠાણ બલોચી સિપાહી હાથમાં નવી રાઈફલો લઈને આ હિંદુ પઠાણો અને એમનાં બૈરી-છોકરાં તરફ જોઈને હસતા હતા. આ લોકો એ ધરતી પરથી ભયભીત થઈને ભાગી રહ્યા હતા જે ધરતી પર એ લોકો હજારો વર્ષથી રહેતા હતા. જેની પથરાળ જમીને એમને ખડતલ બનાવ્યા હતા, જેના બરફ જેવા ઠંડાં ઝરણાંમાંથી એ લોકોએ

પાણી પીધું હતું, અને જેના સુંદર બગીચાઓમાંથી એમણે દ્રાક્ષાસવ પીધો હતો... આજે એ જ માભોમ સાવ પારકી થઈ ગઈ હતી, એણે એના હેતાળ હૈયાનાં બારણાં જાણે કે આ લોકો માટે બંધ કરી લીધાં હતાં. અને આ લોકો સાવ નવા દેશના તપતાં મેદાનોની કલ્પના હૈયામાં લઈને આ ભૂમિથી પરાણે વિદાય લઈ રહ્યા હતા. એમના જીવ બચી ગયા હતા, એમની મોટા ભાગની માલમતા બચી ગઈ હતી અને એમની વહુદીકરીઓની આબરુ સલામત રહી હતી એ વાતની ખુશી ચોક્કસ હતી અને એમની વહુદીકરીઓની આબરુ સલામત રહી હતી એ વાતની ખુશી ચોક્કસ હતી પણ તે છતાં એમનાં હૈયાં રડી રહ્યાં હતાં અને એમની આંખો સરહદના પથરાળ સીના પર એવી રીતે ખોડાયેલી હતી જાણે એને ચીરીને અંદર ઘૂસી જવા ઇચ્છતી હોય અને એની મમતાને હચમચાવીને જાણે પૂછવા માગતી હોય કે : 'બોલ મા, આજે કયા ગુનાની સજા માટે તેં તારાં સંતાનોને ઘરમાંથી કાઢી મૂક્યાં છે, વહુઓને એમનાં રૂપાળાં આંગણાંઓથી વંચિત કરી છે, જ્યાં કાલ સુધી એ રાણી બનીને મહાલતી હતી, દ્રાક્ષની વેલીની જેમ જે તારી છાતીને વળગતી હતી એ અલ્લડ કુંવારકાઓને તેં કેમ એકઝાટકે અલગ કરી દીધી ? કેમ આજે પોતાનો દેશ પારકો થઈ ગયો ? હું આગળ ને આગળ જઈ રહી હતી. અને ડબ્બામાં બેઠેલા લોકો પોતાના વતનની ટેકરીઓ, એની ઊંચી ઊંચી શિલાઓ, એની લીલોતરી, એની લીલીછમ ખીણો, બગીચા અને ખેતરો તરફ એ રીતે જોઈ રહ્યા હતા જાણે દરેક પરિચિત દૃશ્યને પોતાના હૈયામાં છુપાવીને લઈ જવા ઇચ્છતા હોય. એ રીતે એમની નજર એક જગ્યાએ ખોડાઈ જતી રહી. મને એવું લાગ્યું કે આ ભારે દુઃખ અને તકલીફોના બોજથી મારા પગ ભારેખમ થઈ રહ્યા હતા અને રેલના પાટા જાણે મારું વજન ઊંચકી નો'તા શકતા.

હસન અબ્દાલ સુધી લોકો એમ જ ગમગીની, ઉદાસી, હતાશા અને લાચારીની મૂર્તિ બનીને બેસી રહ્યા. હસન અબ્દાલનાં સ્ટેશન પર પંજાસાહબથી બહુ બધા શીખ આવ્યા હતા. લાંબી-લાંબી કિરપાણો લઈને આવેલા આ શીખોના ચહેરા પરનો રંગ ઊડી ગયો હતો, એમનાં બાળબચ્ચાં એકદમ ગભરાયેલાં હતાં. જાણે પોતાની જ તલવારના ઘાથી એ લોકો પોતે

જ મરીં જવાના હોય એવું લાગતું હતું. ડબ્બામાં પહોંચીને એ લોકોએ રાહતનો શ્વાસ લીધો. અને પછી ત્યાં બેઠેલા બીજા હિંદુ અને શીખ સાથે વાતોએ વળગ્યા. એમાંના કોઈનાં ઘરબાર બળી ગયાં હતાં, કોઈ માત્ર પહેર્યે લૂગડે ભાગ્યા હતા, કો'કના પગમાં જોડાય નો'તા તો કો'ક એવી પહોંચેલી માયા હતા કે ઘરનો તૂટેલો ખાટલો સુધ્ધાં સાથે લઈ આવ્યા હતા. જે લોકોનું ખરેખર બહુ મોટું નુકસાન થયું હતું એ સ્તબ્ધ થઈને ચુપચાપ બેઠાં હતાં. અને જેમની પાસે કદી કશું હતું જ નહીં એ બધા એમની લાખોની જાયદાદ લુંટાઈ જવાનાં રોદણાં રડતા હતા. પોતાના કાલ્પનિક ઐશ્વર્યના કિસ્સાઓ બધાને સંભળાવી એમના પર રોફ જમાવવાની કોશિશ કરતા હતા અને મુસલમાનોને ગાળો ભાંડી રહ્યા હતા. બલોચી સિપાહી રાઈફલો પકડીને એકદમ રોફથી દરવાજામાં ઊભા હતા અને થોડી થોડી વારે એકબીજા તરફ આંખ મીંચકારીને હસી લેતા હતા.

તક્ષશિલાના સ્ટેશન પર મારે બહુ વાર સુધી ઊભા રહેવું પડ્યું. કોને ખબર કોની રાહ જોવાતી હતી? કદાચ આજુબાજુનાં ગામોના હિંદુ શરણાર્થી આવી રહ્યા હતા. ગાર્ડે જ્યારે વારંવાર સ્ટેશન માસ્તરને પૂછ્યું ત્યારે એણે જવાબ આપ્યો : 'જ્યાં સુધી આસપાસનાં ગામોના હિંદુ શરણાર્થીનાં ટોળાં ન આવી જાય ત્યાં સુધી આ ગાડી આગળ જઈ નહીં શકે.' હવે લોકોએ સાથે બાંધેલા ભાતાં ખોલ્યાં અને ખાવા બેઠા. ગભરાઈ ગયેલાં બાળકો કિલકિલાટ કરવા માંડ્યાં. ભોળી કબૂતરી જેવી કન્યાઓ બારીઓમાંથી ડોકાં બહાર કાઢીને જોવા લાગી. અને વડીલો હુક્કા ગુડગુડાવવા માંડ્યા. થોડી વાર પછી જોરદાર કોલાહલ સંભળાવા લાગ્યો અને ઢોલ પર જોર જોરથી દાંડી પીટવાના અવાજો આવવા માંડ્યા. કદાચ શરણાર્થીઓનાં ટોળાં આવી રહ્યાં હતાં. લોકોએ ડોકાં તાણીતાણીને બેઉ બાજુ જોયું. દૂરથી નારા લગાવતાં ટોળાં આવી રહ્યા હતા. સમય પસાર થતો ગયો. ટોળાં નજીક આવતાં ગયાં. ઢોલોનો અવાજ સાવ નજીક આવી ગયો અને લોકોએ પોતપોતાનાં માથાં બારીઓમાંથી પાછાં ખેંચી લીધાં. એ બધા આસપાસના ગામોના હિંદુ હતા. ગામના મુસલમાનો એમને પોતાના સંરક્ષણ તળે લાવી રહ્યા હતા. જીવ બચાવીને ગામમાંથી ભાગવાની કોશિશ કરનાર કાફરની લાશ દરેક

મુસલમાને પોતાના ખભે ઉઠાવી હતી. બસ્સો સિપાહીઓને સોંપી. અને કહ્યું કે આ બધાને એકદમ સુરક્ષિત રીતે હિંદુસ્તાની સરહદમાં લઈ જવામાં આવે. બલોચી સિપાહીઓએ સહર્ષ આ જવાબદારી સ્વીકારી અને દરેક ડબ્બામાં દસપંદર લાશો ગોઠવી દેવામાં આવી. એ પછી ટોળાએ હવામાં ગોળીબાર કર્યો અને સ્ટેશન માસ્તરને ગાડી ચલાવવાનો હુકમ આપ્યો. હું ચાલવા માંડી. હજી તો હું જરાક ચાલી ત્યાં વળી પાછી મને અટકાવી દેવામાં આવી. ટોળાના મોવડીએ હિંદુ શરણાર્થીઓને કહ્યું કે બસ્સો આદમીઓના જતા રહેવાથી એમનાં ગામ વેરાન થઈ જશે અને એમના વેપાર ધંધાનું સત્યાનાશ નીકળી જશે. પોતાના પ્રદેશને આમ બરબાદ થતો એમનાથી નહીં જોવાય. બલોચી સિપાહીઓએ એમની બુદ્ધિની પ્રશંસા કરી અને એમના દેશપ્રેમનાં વખાણ કર્યાં. એમણે દરેક ડબ્બામાંથી થોડા થોડા માણસોને ઉતારીને ટોળાને હવાલે કર્યા. પૂરા બસ્સો આદમી – ન એક ઓછો ન એક વધારે.

'કાફરો, લાઇન લગાવો' મુખીએ કહ્યું. એ પોતાના પ્રદેશનો સૌથી મોટો જાગીરદાર હતો. એના લોહીમાં જેહાદનો અવાજ ગુંજતો હતો.

કાફરો પથ્થરનાં પૂતળાં બનીને ઊભા હતા. ટોળાના લોકોએ એમને ધકેલીને લાઇનમાં ઊભા કરી દીધા. બસ્સો આદમી, બસ્સો જીવતી લાશો... ઊતરેલા ચહેરા... ચોતરફી તીરવર્ષા થતી હોય એવી ભયભીત આંખો.

પહેલ બલોચી સિપાહીઓએ કરી. એમના ગોળીબારથી પંદર આદમી ઢળી પડ્યા.

આ તક્ષશિલાનું સ્ટેશન હતું.

બીજા વીસ આદમી ઢળી પડ્યા.

અહીં એશિયાની સૌથી મોટી યુનિવર્સિટી હતી અને લાખો વિદ્યાર્થી આ સભ્યતા અને સંસ્કૃતિના કેન્દ્રમાં વિદ્યોપાર્જન કરતા હતા.

બીજા પચાસને મારી નંખાયા.

તક્ષશિલાના સંગ્રહાલયમાં એટલી બધી મૂર્તિઓ હતી, એટલાં અનુપમ આભૂષણ, મૂર્તિકલાના ઉત્તમ નમૂના... પ્રાચીન સંસ્કૃતિના ઝળહળતા દીવા સમાન...

પૃષ્ઠભૂમિમાં સરકોપનો મહેલ હતો અને કેલોનનું એમ્ફીથિયેટર હતું. અને માઈલો સુધી ફેલાયેલા વિરાટનગરનાં ખંડેરો... તક્ષશિલાના ભૂતકાલીન વૈભવ અને મહત્તાનાં અનુપમ પ્રતીકો...

વધુ ત્રીસને ઢાળી દેવાયા...

અહીં કનિષ્કે રાજ્ય કર્યું હતું અને પ્રજાને સુખચેન તથા ધનદોલતથી માલામાલ કરી હતી.

પચ્ચીસ વધુ ખતમ થયા.

અહીં ભગવાન બુદ્ધનો અહિંસાનો સંદેશ ગુંજ્યો હતો, અહીં ભિક્ષુઓએ લોકોને શાંતિનો માર્ગ દેખાડ્યો હતો.

હેવ છેલ્લી ટોળીનું મોત આવી ગયું હતું.

અહીં પહેલી વાર હિંદુસ્તાનની સરહદ પર ઈસ્લામનો ઝંડો ફરક્યો હતો. સમતા, ભાઈચારો અને માનવતાનો ઝંડો.

બધા મરી ગયા. અલ્લા હો અકબર ! પ્લેટફોર્મ લોહીથી લાલ હતું. અને હું જ્યારે પ્લેટફોર્મ પરથી નીકળી ત્યારે મારાં પૈડાં રેલવેના પાટા પરથી લસરી રહ્યાં હતાં. જાણે હું હમણાં લપસી પડીશ અને બાકી બચેલા મુસાફરોને પણ ખતમ કરી દઈશ.

દરેક ડબ્બામાં મોત આવીને બેસી ગયું હતું. લાશોને બરાબર વચ્ચોવચ ખડકી દીધી હતી. અને ચારે તરફ જીવતી લાશોના ટોળાં હતાં. અને બલોચી સિપાહી હસી રહ્યા હતાં. ક્યાંક, કોઈક બાળક રોવા માંડ્યું, કોઈ વૃદ્ધ માએ ધ્રૂસકું ખાધું, કોઈના રોળાયેલા સોહાગે નિઃસાસો નાખ્યો અને હું રાડો પાડતી વ્હીસલો મારતી રાવલપિંડીના પ્લેટફોર્મ પર આવીને ઊભી રહી.

અહીંથી કોઈ શરણાર્થી ગાડી પર ન ચઢ્યા. એક ડબ્બામાં થોડાંક મુસલમાન યુવાનો પંદરવીસ બુરખાવાળી સ્ત્રીઓને લઈને ચડ્યા. દરેક જુવાનના હાથમાં રાઇફલ હતી. એક ડબ્બામાં ઢગલો એક સામાન ચઢાવવામાં આવ્યો. મશીનગનો, રાઇફલો, પિસ્તોલ અને કારતૂસો...

ઝેલમ અને ગુજરખાંની વચ્ચે સાંકળ ખેંચીને મને અટકાવી દેવામાં આવી. હું ઊભી રહી ગઈ. મુસ્લિમ નવયુવાનો ગાડીમાંથી ઊતરવા માંડ્યા. બુરખા પહેરેલી સ્ત્રીઓએ શોરબકોર કરી મૂક્યો : 'અમે હિંદુ છીએ, અમે શીખ

છીએ... અમને બળજબરીથી લઈ જાય છે.' એમણે બુરખા ફાડી નાખ્યા અને ચીસો પાડવા લાગી.

'હા, આ હિંદુ સ્ત્રીઓ છે. અમે એમને રાવલપિંડીથી એમના આરામભર્યા ખુશીથી હર્યાભર્યા ઘરમાંથી, એમનાં આબરુદાર મા-બાપ પાસેથી છીનવીને લાવ્યા છીએ. અને અમે એમની સાથે મન ફાવે તે કરીશું. જો કોઈ માઈના લાલમાં હિંમત હોય તો આવે અને અમારી પાસેથી આમને છોડાવીને લઈ જાય...'

સરહદ પ્રાંતના બે જુવાન હિંદુ પઠાણ છલાંગ મારીને ગાડીમાંથી ઊતરી પડ્યા. બલોચી સિપાહીઓએ એકદમ ટાઢા કોઠે એમને ગોળીથી વીંધી નાખ્યા. બીજા પંદર-વીસ યુવાનો ઊભા થયા. એમને મુસલમાનોની સશસ્ત્ર ટોળીએ ખતમ કરી દીધા. લોહી-માંસની દીવાલ બંદૂકોની ગોળીઓનો સામનો કઈ રીતે કરી શકે ? મુસલમાન યુવાનો હિંદુ સ્ત્રીઓને ઘસડીને જંગલમાં લઈ ગયા અને હું મોં છુપાવીને ત્યાંથી ભાગી. મારા મોઢામાંથી ભયાનક કાળો ડિબાંગ ધુમાડો નીકળતો હતો, જાણે દુનિયા પર કયામતનો અંધકાર છવાઈ ગયો હોય એવું લાગતું હતું. મારી છાતીમાં કંઈક એવું અટકી ગયું હતું જાણે હમણાં આ લોઢાની છાતી ફાટી પડશે એવું લાગતું હતું. પેલી પંદર સ્ત્રીઓને ગળી જનાર મારી આસપાસ ફેલાયેલા જંગલને મારી અંદર ભડકે બળતી આગ બાળીને ભસ્મ કરી નાખશે એવું લાગતું હતું.

લાલામુસાની નજીક લાશોમાંથી એટલી તો દુર્ગંધ આવવા માંડી કે બલોચી સિપાહી એને બહાર ફેંકવા મજબૂર થઈ ગયા. એ લોકો એક આદમીને આંગળીના ઈશારે બોલાવતા હતા અને પછી એક લાશ ઉઠાવીને એને દરવાજા પાસે લાવવાનું કહેતા હતા. અને જ્યારે એ આદમી લાશ ઉઠાવીને દરવાજા પર લાવતો ત્યારે લાશ સાથે એને પણ ગાડીની બહાર ધકેલી દેતા હતા. થોડી વારમાં બધી જ લાશો એક એક સાથીદાર સાથે બહાર ફેંકાઈ ગઈ. અને ડબ્બામાં માણસો ઓછા થઈ જવાને કારણે પગ પસારવાની જગ્યા થઈ ગઈ.

લાલામૂસા પસાર થઈ ગયું અને વઝીરાબાદ આવ્યું. વઝીરાબાદનું જાણીતું જંક્શન... વઝીરાબાદ... આખા હિંદુસ્તાનમાં જે એના એના છરીચાકુ માટે

જાણીતું છે. વઝીરાબાદના હિંદુ અને મુસલમાન સદીઓથી વૈશાખીનો મેળો એકદમ ધૂમધામથી મનાવતા આવ્યા હતા અને મેળાની ખુશીઓમાં હળી મળીને ભાગ લેતા હતા. વઝીરાબાદનું સ્ટેશન લાશોથી છવાયેલ હતું. કદાચ આ બધા લોકો વૈશાખીનો મેળો જોવા આવ્યા હતા. લાશોનો મેળો... આખ્ખા શહેરમાંથી ધુમાડાના ગોટેગોટા ઊઠી રહ્યા હતાં. સ્ટેશનની નજીકમાં અંગ્રેજી બેંડનો અવાજ સંભળાઈ રહ્યો હતો, ટોળાની તાળીઓનો ગડગડાટ અને અટ્ટહાસ્યોના અવાજો સંભળાઈ રહ્યા હતા. થોડી વારમાં ટોળું સ્ટેશન પર આવી પહોંચ્યું. આગળના ભાગમાં ગામડિયાઓ નાચી રહ્યા હતા અને એમની પાછળ નગ્ન સ્ત્રીઓનું મોટું ટોળું હતું. માના પેટમાંથી નીકળી હોય એવી નગ્ન સ્ત્રીઓ... ઘરડી, યુવાન, બાળકીઓ, દાદીઓ અને પૌત્રીઓ મા અને વહુ-દીકરીઓ, કુંવારીઓ અને સગર્ભાઓ... નાચતા-ગાતા મરદોનાં ટોળાની વચ્ચે હતી. સ્ત્રીઓ હિંદુ અને શીખ હતી અને મરદો મુસલમાન... બેઉએ ભેળા મળીને અજીબોગરીબ વૈશાખી ઉજવી હતી. સ્ત્રીઓના વાળ વિખરાયેલા હતા. એમના શરીર પર જખમોનાં નિશાન હતાં. અને એ બધી એવી રીતે ટટ્ટાર, છાતી કાઢીને ચાલી રહી હતી જાણે એમનાં શરીર હજારો વસ્ત્રોથી ઢંકાયેલાં હોય... જાણે એમના આત્માઓ પર મૃત્યુનો ભારેખમ ઓછાયો પડી ગયો હોય... એમની નજરનું નૂર દ્રૌપદીને પણ શરમાવે એવું હતું. અને એમના હોઠ દાંત તળે દબાયેલા હતા જાણે કોઈ ભયાનક જ્વાળામુખીનું મોં બંધ કર્યું હોય. એવું લાગતું હતું જાણે હમણાં આ જ્વાળામુખી ફાટી પડશે અને પોતાની આગથી નરક ખડું કરી દેશે.

ટોળામાંથી અવાજ આવ્યા : 'પાકિસ્તાન ઝિંદાબાદ, ઈસ્લામ ઝિંદાબાદ... કાયદે આઝમ ઝિંદાબાદ !' નાચતા કૂદતા પગ જરાક પાછળ હટ્યા અને હવે આ ટોળું ડબ્બાઓની સામે આવી ગયું. ડબ્બામાં બેઠેલી સ્ત્રીઓએ ઘુમટા તાણી લીધા અને ડબ્બાની બારીઓ ફટાફટ બંધ થવા માંડી...

બલોચી સિપાહીઓએ કહ્યું : 'બારીઓ બંધ ના કરો... પવન નથી આવતો !'

પણ બારીઓ તો બંધ થતી જ ગઈ. બલોચી સિપાહીઓએ બંદૂકો ઉઠાવી... ધાંય... ધાંય... ને તોય બારીઓ બંધ થતી જ રહી... અને

થોડી વારમાં ડબ્બામાં એક પણ બારી ખુલ્લી ના રહી. હા, થોડાક શરણાર્થી જરૂર મરી ગયા હતાં.

નગ્ન સ્ત્રીઓને શરણાર્થીઓની બાજુમાં બેસાડી દેવામાં આવી અને હું 'ઇસ્લામ ઝિંદાબાદ' તથા 'કાયદે આઝમ ઝિંદાબાદ'ના નારાઓ વચ્ચે વિદાય થઈ.

ગાડીમાં બેઠેલું એક બાળક ચાલતું ચાલતું એક વૃદ્ધ સ્ત્રી પાસે ગયું અને પૂછવા માંડ્યું : 'મા, તમે નહાઈને નીકળ્યાં છો ?'

વૃદ્ધાએ પોતાનાં આંસુઓને રોકતા કહ્યું : 'હા બેટા, આજ મને મારા વતનના દીકરાઓએ નવડાવી છે.'

'તમારાં કપડાં ક્યાં છે મા ?'

'એના પર મારા સુહાગના લોહીના ડાઘા હતા, બેટા, એ લોકો એ કપડાંને ધોવા લઈ ગયા છે.'

બે નગ્ન છોકરીઓએ ગાડીમાંથી છલાંગ લગાવી દીધી અને હું રાડો પાડતી, વ્હીસલો વગાડતી આગળ ભાગી અને લાહોર પહોંચીને જ મેં શ્વાસ લીધો.

મને એક નંબરના પ્લેટફોર્મ પર ઊભી રાખવામાં આવી. બે નંબરના પ્લેટફોર્મ પર અમૃતસરથી આવેલી ગાડી ઊભી હતી. એમાં હિંદુસ્તાનથી આવનારા મુસ્લિમ શરણાર્થી હતા. થોડી વાર પછી મુસ્લિમ સ્વયંસેવકો મારા ડબ્બાઓની તલાશી લેવા આવ્યા અને ઝવેરાત તથા રોકડ અને બીજો કિંમતી માલસામાન અંદર બેઠેલાઓ પાસેથી લઈ લીધો. એ પત્યા પછી ડબ્બાઓમાંથી ચારસો માણસોને બહાર કઢાયા અને પ્લેટફોર્મ પર ઊભા કરી દેવામાં આવ્યા. આ બધા બલિનાં બકરા હતા કારણ કે પ્લેટફોર્મ નંબર બે પર હમણાં આવેલી ગાડીમાં ચારસો મુસ્લિમ શરણાર્થી ઓછા હતા અને પચાસ મુસ્લિમ સ્ત્રીઓને ભગાડી જવાઈ હતી. એટલે અહીંથી પણ ગણી ગણીને પચાસ સ્ત્રીઓને બહાર કાઢવામાં આવી અને ચારસો હિંદુ મુસાફરોને કાપી નાખવામાં આવ્યા. જેથી કરીને હિંદુસ્તાન અને પાકિસ્તાનમાં વસ્તીનું પલ્લું સમતોલ રહે.

મુસ્લિમ સ્વયંસેવકો ઘેરો ઘાલીને ઊભા હતા. એમના બધાના હાથમાં

છરા હતા. ઘેરામાંથી એક પછી એક શરણાર્થી એમના છરાના નિશાનમાં આવતા હતા અને એકદમ સફાઈથી અને ઝડપથી એને હલાલ કરી દેવામાં આવતા હતા. થોડી જ ક્ષણોમાં ચારસો માણસોને ખતમ કરી દેવામાં આવ્યા અને પછી હું આગળ ચાલી.

હવે મને મારા શરીરના અંગેઅંગથી ઘૃણા થતી હતી. મને એટલી હદે નાપાક અને ગંદું લાગી રહ્યું હતું કે ચીતરી ચડતી હતી. જાણે મને શેતાને નરકમાંથી ધક્કો મારીને સીધી પંજાબમાં ફેંકી દીધી હોય એવું લાગતું હતું.

અટારી પહોંચ્યા ત્યારે વાતાવરણમાં અચાનક જ પલટો આવી ગયો. મુગલપુરાથી જ બલોચી સિપાહીને બદલી નાખવામાં આવ્યો હતા અને એમની જગ્યા ડોગરી અને શીખ સિપાહીઓએ લઈ લીધી. પણ અટારી પહોંચીને હિંદુ શરણાર્થીઓએ મુસલમાનોની એટલી બધી લાશો જોઈ કે એમના હૈયાં ખુશીથી નાચી ઊઠ્યાં. આઝાદ હિંદુસ્તાનની સરહદ આવી ગઈ હતી. નહીંતર આટલું સુંદર દૃશ્ય કઈ રીતે જોવા મળે ? અને જ્યારે હું અમૃતસર સ્ટેશને પહોંચી ત્યારે હિંદુ અને શીખોએ ગગનભેદી નારાઓથી જમીન–આસમાનને હલાવી દીધાં. અહીં પણ મુસલમાનોની લાશોના ઢગ ખડકાયેલા હતા. અને હિંદુ જાટ અને શીખ દરેક ડબ્બાની બારીમાં ડોકાં કાઢીને પૂછતા હતા : ‘કોઈ શિકાર છે ?’ મતલબ કે કોઈ મુસલમાન છે ?

એક ડબ્બામાં ચાર હિંદુ બ્રાહ્મણ ચડ્યા. માથે ટકો, લાંબી ચોટલી, રામ-નામવાળી ધોતી પહેરીને ચડેલા આ બ્રાહ્મણો હરદ્વાર જઈ રહ્યા હતા. અહીંથી દરેક ડબ્બામાં આઠ દસ શીખ અને જાટ પણ બેસી ગયા. આ લોકો રાઈફલો અને ભાલાઓ લઈને બેઠા હતા અને પૂર્વ પંજાબમાં શિકારની શોધમાં જઈ રહ્યા હતા. એમાંના એકાદના મનમાં કંઈક શંકા પેદા થઈ. એણે એક બ્રાહ્મણને પૂછ્યું : ‘બ્રાહ્મણ દેવતા, ક્યાં જઈ રહ્યા છો ?’

‘હરદ્વાર યાત્રા કરવા.’

‘હરદ્વાર જાઓ છો કે પાકિસ્તાન જઈ રહ્યા છો ?’

‘મિયાં અલ્લા અલ્લા કરો’ બીજા બ્રાહ્મણના મોઢામાંથી અચાનક જ નીકળી ગયું.

જાટ હસ્યો : ‘તો ચાલો ત્યારે અલ્લા અલ્લા કરીએ. એ ભાઈ શિકાર

મળી ગયો છે રે…' એટલું કહીને જાટે નકલી બ્રાહ્મણની છાતીમાં ભાલો પરોવી દીધો. બીજા બ્રાહ્મણો નાસવા લાગ્યા. જાટોએ એમને પકડી લીધા. 'એમ નહીં, બ્રાહ્મણ દેવતા, જરા દાક્તરી તપાસ કરાવતા જાઓ. હરદ્વાર જતાં પહેલાં દાક્તરી તપાસ બહુ જરૂરી છે…'

દાક્તરી તપાસનો અર્થ એટલો જ કે આ લોકો જેમની પણ સુન્નત થયેલી હોય એને ત્યાં ને ત્યાં જ મારી નાખતા હતા. બ્રાહ્મણનો વેશ ધારણ કરી જીવ બચાવવા ભાગી રહેલા ચારેય મુસલમાનોને મારી નખાયા અને હું આગળ ચાલી.

રસ્તામાં એક જગ્યાએ જંગલમાં મને ઊભી રાખવામાં આવી.અને શરણાર્થી અને સિપાહી, જાટ અને શીખ બધા બહાર નીકળી નીકળીને જંગલ તરફ ભાગ્યા. મેં વિચાર્યું કે કદાચ મુસલમાનોની બહુ મોટી ફોજ એમના પર હુમલો કરવા આવી રહી છે. એટલામાં મેં જોયું કે ઘણા બધા મુસલમાન ખેડૂતો એમનાં બૈરી-છોકરાં સાથે જંગલમાં છુપાઈને બેઠા હતા. 'સત શ્રી અકાલ' અને 'હિંદુ ધર્મનો જય હો'ના નારાઓથી જંગલ કાંપી ઊઠ્યું. અને મુસલમાન ખેડૂતોને ઘેરી લેવામાં આવ્યા. અર્ધા કલાકમાં બધા સાફ થઈ ગયા. વૃદ્ધો, જુવાનો, સ્ત્રીઓ, બાળકો, બધાને મોતને ઘાટ ઉતારી દેવામાં આવ્યા. એક જાટના ભાલા પર એક નાનકડા બાળકની લાશ હતી અને એ લાશને હવામાં ફેરવતો બરાડી રહ્યો હતો : 'ભાઈ બૈશાખી આયી, બૈશાખી… ભાઈ બૈશાખી આયી !'

જાલન્ધર પછી પઠાણોનું ગામ હતું. અહીં ગાડીને ઊભી રાખવામાં આવી અને લોકો ગામમાં ઘૂસી ગયા. સિપાઈ, શરણાર્થી અને જાટ બધા… પઠાણોએ સામનો કર્યો પણ આખરે બધા ખતમ થઈ ગયા. બાળકો અને પુરુષો ખતમ થઈ ગયા પછી સ્ત્રીઓનો વારો આવ્યો. અને ત્યાં જ જે ખુલ્લાં મેદાનોમાં જ્યાં ઘઉંનાં ખળાં કરવામાં આવતાં, સરસવનાં ફૂલ મુસ્કુરાતાં હતાં અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિઓની પ્રેમથી છલકાતી આંખો સામે પાતળી ડાળીઓની જેમ નમી નમી જતી, જે લાંબા પહોળા મેદાનમાં જ્યાં પંજાબના હૈયાએ હીર-રાંઝા અને સોહની-મહિવાલના અમર પ્રેમનાં ગીતો ગાયાં હતાં એ જ સીસમ અને પીપળાનાં વૃક્ષોની છાયામાં કામચલાઉ ચકલા આબાદ

થયા. પચાસ સ્ત્રીઓ અને એના પાંચસો પતિ, પચાસ બકરી અને પાંચસો કસાઈ... પચાસ સોહિણીઓ અને પાંચસો મહિવાલ... કદાચ હવે ચિનાબમાં કદી પણ પૂર નહીં આવે. કદાચ હવે કોઈ વારિસશાહની 'હીર' નહીં ગાય. કદાચ હવે મિર્ઝા સાહેબની 'દાસ્તાને ઉલ્ફત' આ મેદાનમાં કદી નહીં ગુંજે. લાખો લાનત એ નેતાઓ પર અને એમની આવનારી પેઢી પર... જેમણે આ ખૂબસૂરત, અલબેલા, સોનેરી પંજાબના ટુકડે ટુકડા કરી દીધા અને એના પવિત્ર આત્માને દફનાવી દીધો. અને એના ખડતલ દેહમાં નફરતનું ઝેર ભરી દીધું. આજે પંજાબ મરી ગયું હતું, એની જીભ કપાઈ ગઈ હતી. એનાં ગીતો મરી પરવાર્યાં હતાં, એનું નીડર, ભલું ભોળું હૈયું મરી પરવાર્યું હતું. અને હું કંઈ મહેસૂસ નો'તી કરી શકતી છતાં, મારે આંખ-કાન ન હોવા છતાં મેં પંજાબનું મોત જોયું ! ડર અને આતંકના માર્યા મારા પગ પાટા પર ચોંટી ગયા.

જાટ, શીખ, ડોગરા અને સરહદપ્રાંતના હિંદુ, પઠાણ પુરુષો અને સ્ત્રીઓને ઉપાડીને પાછા આવ્યા અને હું આગળ ચાલી. આગળ એક નહેર આવતી હતી. થોડી થોડી વારે મને ઊભી રાખી દેવામાં આવતી હતી. જેવો કોઈ ડબ્બો નહેરના પુલ પરથી પસાર થતો કે તરત લાશોને નહેરના પાણીમાં નાખી દેવામાં આવતી. આમ એક પછી એક બધા ડબ્બાને ઊભા રાખવામાં આવ્યા અને જ્યારે બધી લાશો પાણીમાં ફેંકી દેવામાં આવી ત્યારે લોકોએ દેશી દારૂની બાટલીઓ ખોલી અને હું લોહી, શરાબ અને નફરતની વરાળ ઓકતી આગળ વધી.

લુધિયાણા પહોંચી ને લૂંટારાઓ ગાડીમાંથી ઊતરી ગયા. શહેરમાં જઈને એમણે મુસલમાનોના મહોલ્લા શોધી કાઢ્યા અને ત્યાં હુમલો કર્યો, લૂંટફાટ કરી અને હાથ લાગ્યો તે માલ ખભા પર લાદીને ત્રણ-ચાર કલાક પછી સ્ટેશન પર પાછા આવ્યા. જ્યાં સુધી લૂંટફાટ પૂરી ન થઈ જાય, જ્યાં સુધી દસ-વીસ મુસલમાનોનાં લોહી ન વહે, જ્યાં સુધી બધા શરણાર્થી પોતાની બદલાતી તરસ ન છીપાવી લે ત્યાં સુધી મારું આગળ વધવું મુશ્કેલ નહીં અશક્ય જ હતું. મારી રુહમાં એટલા તો ઘા હતા અને મારા શરીરના કણેકણ ગંધારા-નાપાક ખૂનીઓનાં અટ્ટહાસ્યોથી એ રીતે ભરાઈ ગયા હતા કે મને

નહાવાની સખત જરૂર લાગી રહી હતી. પણ મને ખબર હતી કે આ સફરમાં મને કોઈ નહાવા નહીં દે.

અંબાલા સ્ટેશન પર રાતના સમયે ફર્સ્ટક્લાસના એક ડબ્બામાં એક મુસલમાન ડેપ્યુટી કમિશ્નર એનાં પત્ની-બાળકો સાથે ચડ્યા. એ જ ડબ્બામાં એક સરદાર સાહેબ અને એની પત્ની પણ હતાં. સૈનિકોના પહેરા તળે મુસલમાન ડેપ્યુટી કમિશ્નરને ગાડીમાં ચડાવવામાં આવ્યા. અને એમના જાનમાલના રક્ષણ માટે સૈનિકોને સખત તાકીદ કરવામાં આવી. હું રાતના બે વાગે અંબાલાથી ઊપડી અને દસ માઇલ આગળ ગઈ ત્યાં મને ઊભી રાખી દેવામાં આવી. ફર્સ્ટ ક્લાસનો ડબ્બો અંદરથી બંધ હતો એટલે બારીના કાચ તોડીને લોકો અંદર આવ્યા. ડેપ્યુટી કમિશ્નરની એક જુવાન છોકરી હતી. અતિશય રૂપાળી. કોઈ કોલેજમાં ભણતી હતી. એકાદ બે જુવાનિયાઓએ વિચાર્યું કે એને બચાવી લેવામાં આવે. આ સુંદરતા, આ તાજગી, આ યુવાની કોઈને કામ આવી શકે છે. એટલું વિચારીને એ લોકો જલ્દીથી છોકરી અને ઝવેરાતના બક્સાને લઈ ગાડીમાંથી ઊતરી ગયા અને જંગલમાં જતા રહ્યા. છોકરીના હાથમાં એક ચોપડી હતી.

ત્યાં એક કોન્ફરન્સ શરૂ થઈ. છોકરીને છોડી દેવામાં આવે કે મારી નાખવામાં આવે !

છોકરીએ કહ્યું : 'મને મારો છો શા માટે ? મને હિંદુ બનાવી લો. હું તમારા ધર્મમાં દાખલ થવા તૈયાર છું. તમારામાંથી કોઈ એક મારી સાથે લગ્ન કરી લે... મારો જીવ લેવાથી શો ફાયદો ?'

'બરાબર તો કહે છે એ.' એક બોલ્યો.

'મારા વિચારમાં તો...'

બીજાએ એની વાતને અધવચ્ચે કાપી છોકરીને પેટમાં છરો ભોંકતાં કહ્યું : 'મારા ખ્યાલે આને ખતમ કરી દેવામાં જ ડહાપણ છે. ચાલો, ગાડીમાં પાછા ચાલો... અહીં શું કોન્ફરન્સ ભરીને બેઠા છો તમે !'

છોકરી જંગલના ઘાસ પર તરફડીને મરી ગઈ. એની ચોપડી એના લોહીમાં તરબોળ થઈ ગઈ. ચોપડીનું નામ હતું : 'સોશિયાલિઝમ : થિયરી એન્ડ પ્રેક્ટિસ' લેખકનું નામ જોન સ્ટ્રેચી. એ હોંશિયાર છોકરી હશે, એના હૈયામાં

લોકોની અને દેશની સેવા કરવાની તમન્ના હશે. એની રુહમાં કોઈને પ્રેમ કરવાની, કોઈને ગળે વળગીને ચાહવાની, કોઈ બાળકને ધવડાવવાની ઝંખના હશે. એ છોકરી હતી, મા હતી, પત્ની હતી, પ્રિયતમા હતી. એ સૃષ્ટિનું પરમ પવિત્ર રહસ્ય હતી. હવે એની લાશ જંગલમાં પડી હતી અને ગીધ, શિયાળ તથા કાગડા હવે એની લાશને ફોલી ખાશે.

'સોશિયાલિઝમ : સિદ્ધાંત ઔર પ્રયોગ' – જંગલી જાનવરો એને ડોલી ડોલીને ખાઈ રહ્યાં હતાં અને કોઈ કંઈ બોલતું નો'તું. કોઈ આગળ વધતું નો'તું, કોઈ ક્રાન્તિનો દરવાજો ઉઘાડતું નો'તું. અને હું રાતના સન્નાટામાં આગ તણખા છુપાવીને આગળ વધી રહી છું. અને મારા ડબ્બામાં લોકો દારૂ પી રહ્યા છે અને મહાત્મા ગાંધીનો જયજયકાર બોલાવી રહ્યા છે.

કેટલા લાંબા સમય પછી હું મુંબઈ પાછી આવી છું. અહીં મને નવડાવી-ધોવડાવીને યાર્ડમાં મૂકી દેવામાં આવી છે. મારા ડબ્બાઓમાં હવે શરાબની દુર્ગંધ નથી, લોહીના ડાઘા નથી, જંગલી ખૂની અટ્ટહાસ્યો નથી પણ રાતની એકલતામાં જાણે ભૂતો જાગે છે. મરેલા આત્માઓ જાગી ઊઠે છે અને ઘાયલોની ચીસો, સ્ત્રીઓનાં આક્રંદ અને બાળકોની ચીસો વાતાવરણમાં ચોતરફ ગુંજવા લાગે છે. હું ઇચ્છું છું કે હવે મને કદી પણ કોઈ આ સફર પર ન લઈ જાય. હું આ યાર્ડમાંથી બહાર નીકળવા નથી માગતી. હું આ ભયાનક સફર પર ફરીથી જવા નથી માગતી. હવે હું એ સમયે સફર પર જઈશ જ્યારે મારી બેઉ બાજુએ ઘઉંનાં સોનેરી ખળાં હશે, અને સરસવનાં ફૂલ ઝૂમી ઝૂમીને પંજાબનાં રસભર્યા પ્રેમગીતો ગાતાં હશે. અને હિંદુ તથા મુસલમાન ખેડૂતો હળીમળીને વાવણી, કાપણી કરતા હશે અને એમના હૈયામાં સ્નેહ, સદ્ભાવ અને આંખોમાં શરમ અને રુહમાં સ્ત્રીઓ માટે પ્રેમ અને ઇજ્જતની લાગણી હશે.

હું લાકડાની નિર્જીવ ગાડી છું છતાં પણ હું ઇચ્છું છું કે લોહી-માંસ અને નફરતનો બોજો મારા પર લાદવામાં ન આવે. હું દુષ્કાળપીડિત વિસ્તારોમાં અનાજ લઈ જઈશ. હું કોલસા અને તેલ લઈ જઈશ. લોઢું લઈને હું કારખાનાંઓમાં જઈશ. હું ખેડૂતો માટે નવાં હળ, નવું ખાતર લઈ જઈશ. હું મારા ડબ્બાઓમાં ખેડૂતો અને મજૂરોની આનંદથી નાચતી-ગાતી ટોળીઓ

લઈ જઈશ. સતી સ્ત્રીઓની મીઠી નજર એમના પતિઓનાં હૈયાંને ઢંઢોળતી હશે અને એમના પાલવમાં છુપાયેલાં નાનાં નાનાં બાળકોના ચહેરા કમળની જેમ ખીલેલાં સલામ કરશે. જ્યારે કોઈ હિંદુ નહીં હોય, કોઈ મુસલમાન નહીં હોય પણ બધા શ્રમજીવીઓ હશે અને બધા માણસ હશે.

## વાર્તા અને વાર્તાકાર

ઉર્દૂ ભાષાના આ જાણીતા વાર્તાકારનો જન્મ ૧૯૧૨માં પડ્યો હતો. કૃષ્ણચંદર, પ્રેમચંદની પરંપરાને આગળ વધારનાર પ્રગતિવાદી લેખક કહેવાય છે. વાર્તા, નવલકથા, નાટક ઉપરાંત ફિલમોની પટકથાઓ લખનાર કૃષ્ણચંદરનું પ્રગતિવાદી વલણ વાચાળ ન લાગે તો જ નવાઈ. મૂડીવાદીઓ, શોષકોના વર્ગની ક્રૂરતાને નિરૂપતી એમની કલમ સીધા, સપાટ વિધાનોમાં આક્રોશ વ્યક્ત કરી બેસે છે. મંટોના સમકાલીન કૃષ્ણચંદર, ભલે મોટા ગજાના વાર્તાકાર કહેવાતા હોય પણ એક બેઠકે એમની વાર્તાઓ વાંચનારને એમની વાર્તાઓનો યથાર્થવાદ અતિશય બોલકો લાગશે. બધું જ કહી દેવું, વ્યંજનાને વિસ્તારવા માટે જરાક પણ અવકાશ ન છોડ્યો... આ એમની મોટાભાગની વાર્તાઓની મર્યાદા છે : 'પેશાવર એક્સપ્રેસ' વાંચનાર ભાવક આ વાતને પ્રમાણી શકશે.

કુન્દ, ઇન્દુ અને તુષારહાર જેવો ધવલ કેશકલાપ અને સદા યે શ્વેત બુશકોટાવૃત્ત કોઈ આકૃતિ એમ.ટી.બી કૉલેજના સ્ટાફરૂમમાં એક ખૂણામાં પથરાયેલી થોડી આરામખુરશીઓમાંની એક પર બેસીને ગપ્પાં મારતી હોય, એની આસપાસનું વૃંદ થોડે થોડે સમયે મંદ મધુર સ્મિતથી માંડી અટ્ટહાસ્ય વેરવા સુધીની ક્રિયાઓ કરતું હોય તો ત્યારે એ આકૃતિ એ

'કવિર્પાઠક : કવિર્પાઠક :

કવિર્પાઠક : ન સંશય : !' એમ માની લેજો.

(અહીં થયેલો છંદોભંગ માફ ! કવિ વિષે લખતાં છંદોભંગ ન જ થાય એવો કોઈ નિયમ નથી !)

ઉત્તર ધ્રુવ પ્રદેશમાં તરતી હિમશિલાઓની જેમ જયંતભાઈ એક દશાંશ વ્યક્ત અને નવ દશાંશ અંદર વ્યક્ત છે. એટલે જ તેઓ નિતાંત કવિ છે. પ્રકૃતિએ તેમ જ કર્મે. પેલા વ્યક્ત એક દશાંશમાં પ્રથમ આંખે ઊડીને વળગે એવો મહત્ત્વનો અંશ કે એમની રમૂજવૃત્તિ, વિનોદીપણું, હસાવવાની શક્તિ. શબ્દોનો તો માણસ સ્વામી છે જ એટલે ક્યારેય શબ્દરમત દ્વારા વ્યક્તિઓને તેમજ સભાઓને ખડખડ હસાવી શકે છે. કોલેજમાં અમે ભણતાં ત્યારે વર્ગમાં એક મહારાષ્ટ્રિયન વિદ્યાર્થીએ કોઈ પ્રશ્ન પૂછતી વેળા એમને 'પાઠકસાહેબ' કહી સંબોધન કર્યું જેનો ધ્વનિ જરા 'ફાટકસાબ' જેવો સંભળાયો. જયંતભાઈએ જરા ધીરેથી મમરો મૂકેલો કે રેલવેના ફાટક સાથે એમને કશી લેવાદેવા નથી, અટકે અને કૈંક અંશે વ્યવસાયે પણ પોતે પાઠક છે. પેલો વિદ્યાર્થી આવું આ સાહેબ કેમ કહે છે તે સમજ્યો નહોતો કારણ અજાણતાં પોતે 'ફાટક' બોલ્યો છે એ અવબોધ એને નહોતો થયો, પણ આખો વર્ગ ક્યાંય સુધી ખડખડ હસેલો ! એક વેળા એક સભામાં એમની સાથે સહવક્તા તરીકે જવાનું થયું હતું. અન્ય એક વક્તાએ વિદ્યાર્થીઓની રુચિ કેળવાય એ માટે યુનિવર્સિટી વાચનશિબિરો નથી યોજતી તે અંગે થોડી ફરિયાદ કરી. જયંતભાઈએ હળવેકથી પોતાનું નિદાન રજૂ કરતાં કહ્યું : 'યુનિવર્સિટીને ખાતરી હશે કે એમ કરવાથી પૈસા બગડશે પણ છોકરાં નહીં સુધરે !'

આમ મમરો મૂકવાની એમની કુશળતાનો એમના સંપર્કમાં આવનાર દરેકને પરિચય થાય જ, થોડી જ ક્ષણોમાં થાય, એટલી બધી હાસ્યવૃત્તિ તેમનામાં છે. મેરીડીથ નામના અંગ્રેજ કવિ વિવેચકે કહેલું કે કવિ, હાસ્યકાર અને ફિલસૂફ મૂળભૂત રીતે સરખા ગુણધર્મો ધરાવનારા હોય છે. તેનું સ્મરણ જયંતભાઈનું હાસ્ય કરાવે. એમના હાસ્યમાં જેમાં કલ્પનાશીલતા અને વેધકતાનો પરિચય થાય એવા હાસ્યપ્રકાર wit નો સ્પર્શ વધારે. આ witના ન્યુકલીયસની આજુબાજુ બીજાં બે ઘટકો ફરતાં વર્તાય, થોડોક સીનીસીઝમનો પણ જયંતભાઈમાં સ્પર્શ ખરો. તો ક્યારેક થોડું 'સીનીકલ' પણ હસી લે છે. ત્રીજા ઘટકનું સ્મરણ કરતાં મેક્સિમ ગોર્કીનું પેલું વાક્ય યાદ આવે. 'ધોઝ હુઝ હાર્ટ્સ આર ઓલવેઝ એકિંગ આર વન્સ ધેટ જોક મોસ્ટ.'

રુદન ઢાંકવા માટે થતો હાસ્યનો સ્પર્શ પણ એમનામાં ખરો. આમ હાસ્ય એમની પ્રકૃતિમાં પણ છે અને ક્યારેક એનો મહોરા તરીકે પણ તેઓ ઉપયોગ કરી લે છે. અણગમા કે દુઃખની લાગણીવાળો મૂળ ચહેરો સંતાડવા જરૂર પડ્યે એ પહેરી લે છે.

અણગમો, દુઃખ કે એવી કોઈ લાગણી વ્યક્ત કરવાનું એમને ફાવતું નથી એટલો અંતર્મુખી અને શરમાળ સ્વભાવ પોતાનો છે એમ એમણે 'વનાંચલ'માં નોંધ્યું છે. બહુ મોટા સમૂહમાં પણ એમને ફાવતું નથી. સમૂહમાં જવું પડે ત્યારે સ્વગત પોતાની જાતને સ્વરચિત પેલું કાવ્ય સંભળાવી તૈયાર કરી દે છે :

'આવ્યો છું તો લાવ જરા અહીં મળતો જાઉં !'

સૂરતનાં કવિસંમેલનોમાં જયંતભાઈ ન હોય એવું ભાગ્યે જ બને, જો કે સભારંજન કરી શકે એવી કૃતિઓની જ અપેક્ષા રાખતા શ્રોતાવૃંદ સમક્ષ ઉપસ્થિત થવાનું.એમને અંદરથી ભારે અસ્વસ્થ કરી મૂકતું હોય એમ લાગે, પરંતુ ઉપરોક્ત કાવ્યપંક્તિનું સ્મરણ કરી તેઓ સૌજન્યની શિક્ષા ખમી લે છે. પણ 'મૂડ'માં હોય ત્યારે બધાને બરાબર ખીલવે પણ છે. અંતર્મુખી વ્યક્તિત્વમાં 'સેન્સ ઑફ હ્યુમર' ઓછી હોય એવી પ્રચલિત માન્યતાનો જયંતભાઈ સદેહે અવતરેલ રદિયો છે !

કાગળ અને પેન હાથમાં લેતાં જ ભારે છટકણા ભાવોને પકડી એની

તસવીર પાડી સચોટ અભિવ્યક્તિ સાધનાર આ કવિ પોતાના વ્યક્તિત્વની, લાગણીઓની અભિવ્યક્તિમાં પાછા under playing ભારે કરે છે. ભાગ્યે જ તેઓ પોતાની જાતને ભારપૂર્વક વ્યક્ત કરે છે. શક્ય હોય ત્યાં સુધી તો અભિપ્રાય પણ આપતા નથી કે દલીલ પણ કરતાં નથી. (કદાચ મનમાં એવી ઈચ્છા થાય ત્યારે એકાદ બીરબલશાઈ 'કમેન્ટ' કરી દે છે !) નેતૃત્વનો તો એમને શોખ નથી જ પણ નેપથ્ય એ એમનું પ્રિય નિવાસસ્થાન છે. અમારા મિત્ર અને સહકાર્યકર પ્રા. મહેન્દ્ર જોષીનો (જે માત્ર અટકથી જ નહીં જ્ઞાનથી પણ જોષી છે. જ્યોતિષ સારું જાણે છે.) અભિપ્રાય છે કે શનિની વિધાયક શક્તિઓ જેમાં વિકસી હોય એવી જયંતભાઈની કુંડળી હોવી જોઈએ. શનિ વિધાયક બને ત્યારે અંતર્મુખીપણું, વેદના અને પ્રજ્ઞાનું માણસને પ્રદાન કરે છે. બહુ નિકટ આવ્યા વિના પણ તમે સંવેદનશીલ ચેતાતંત્ર ધરાવતા હો અને ખોટી ગ્રંથિઓથી મુક્ત હો તો પ્રત્યેક વ્યક્તિની આજુબાજુ વિસ્તરેલ એના વ્યક્તિત્વની રંગછાયાઓ, એના સૂરોની સૂક્ષ્મતમ શ્રુતિઓ ગ્રહણ કરી શકો છો, ખાસ કોઈ અતીન્દ્રિય શક્તિની એમાં જરૂર પડતી નથી. આવા સંવેદનતંત્ર પર જયંતભાઈની જે 'ઈમેજ' ઝીલાય તે માર્દવયુક્ત અને ભારે સંવેદનશીલ માણસની હોય એવી ઊપસે. મોટા ભાગનાં વ્યક્તિત્વોમાં એવાં થોડાં અવ્યાખ્યેય તત્ત્વો હોય છે જે તમારા ચિત્તમાં થોડા સૂક્ષ્મ સંઘર્ષનો અનુભવ કરાવે. આ રીતે જયંતભાઈનું વ્યક્તિત્વ સૌમ્ય અને સ્વસ્થ છે. તમારી સાથે અથડાય એવાં આંદોલનો એમાંથી બહાર નથી પડતાં !

જયંતભાઈની એક ખાસ્સી મોટી સિદ્ધિ છે. તેઓ પોતાના લઘુબંધુ શ્રી રમણભાઈ પાઠકને માફકસરનું ગુરુત્વાકર્ષણ પૂરું પાડી એમની ભ્રમણક્રિયાને રસપ્રદ બનાવે, ભ્રમણકક્ષાને સમતોલ બનાવે એવા વિષયોમાંના એક છે !

રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો ત્યારે જયંતભાઈને સન્માનવા સાયન્સ કૉલેજમાં એક સમારંભ ગોઠવાયો હતો. રમણભાઈનો વડીલબંધુ પ્રત્યેનો સ્નેહ અને આદર, એમની અને પોતાની પ્રકૃતિ વચ્ચેનો તફાવત રજૂ કરતી વેળા એમના નર્મમર્મ સોળ કળાએ ત્યારે ખીલ્યા હતા. નવલકથા કે આત્મકથા જેવો કોઈ બોલકો સાહિત્યપ્રકાર તો કદાચ જયંતભાઈને નહીં ખેડે પણ પેલી 'વનાંચલ'ની અધૂરી રહી ગયેલી કડીઓ વિષે, જયંતભાઈ વિષે કંઈ લખવા

આ વ્યક્તિચિત્રની અધૂરપ રમણભાઈને ઉશ્કેરે તોયે ઘણું છે ! અમે તો જયંતભાઈને બહુ દૂરથી જોયા. એમના વિષે વધુ જાણવાની અપેક્ષા વ્યાજબી રીતે એ લઘુબંધુ પાસે રાખી શકાય.

પોતાનામાં કવિતાને અને એકાંતને પ્રેમથી ઉછેરનાર આ કવિ છે. એક વાર સૂરતમાં 'સૂર્યોદય ગોષ્ઠિ' શરૂ થઈ ત્યારે જયંતભાઈને એમાં શક્ય હોય તો અવારનવાર અથવા છેવટે એકાદ બે વાર આવવા વિનંતી કરી હતી. એમણે કહ્યું હતું કે માત્ર સવારે ફરવા નીકળતી વેળાની થોડી ક્ષણો જ એમને પોતાની સાથે ગાળવા મળે છે. બાકી આવવામાં બીજું કશું વિઘ્ન નથી. ત્યારે થયું હતું કે આ માણસનું એકાંત અકબંધ રહે એમાં જ આપણો સ્વાર્થ છે, કારણ એવા એકાંતની ક્ષણોમાં તો ઘણી મોટી ઘટનાઓ બની જાય છે. ઢોરની ખરીથી રચાયેલા સરોવરમાં પક્ષી નહાવા ઊતરે છે તે દેખાય છે. કાવ્ય રચાય છે ! વિદ્યાર્થીકાળથી માંડી આજ સુધી જયંતભાઈ અને મુ.શ્રી ઉશનસ્ સાહેબનાં કાવ્યો આજના યુવક યુવતીઓ પોતાના પ્રિય ફિલ્મી ગાયકોનાં ગીતોની રટણ-સ્મરણ કરે તેમ વારંવાર વાંચી વાંચી ઘૂટયા છે એ રીતે એકપક્ષી પરિચય સતત રહ્યો છે.

રમણભાઈએ સન્માન સમારંભમાં એમને વિષે કહેલી એક વાત યાદ રહી ગઈ છે. એક વાર દિલ્હી અને મુંબઈમાંથી રહેવાના સ્થળ તરીકે મુંબઈ પર પસંદગી ઉતારવા બદલ જયંતભાઈએ કારણ આપેલું કે મુંબઈ એમને વધુ ગમે, કારણ ત્યાં દરિયો છે ત્યારે થયેલું કે સારું છે કે સૂરતથી દરિયો બહુ દૂર નથી નહીં તો આવા મોટા ગજાનો કવિ તો અહીંથી ભાગી જાય ! કાળની નિષ્પક્ષ કસોટીની એરણ પર જેનાં કાવ્યો શુદ્ધ સુવર્ણ પુરવાર થવાની શક્યતા છે એવા આ કવિની ઉપસ્થિતિથી એમ.ટી.બી. કૉલેજનો સ્ટાફરૂમ ધન્ય બન્યો છે. થોડા જ માસમાં તેઓ નિવૃત્ત થશે ત્યારે એમ.ટી.બી. કૉલેજમાં કવિતા 'નિરાલમ્બા' બની જશે ! એમના સમૃદ્ધ વ્યક્તિત્વની ઉપસ્થિતિ વિના સ્ટાફરૂમ ખાસ્સો રંક બની જશે.

લગભગ ૧૯૭૯માં લખાયું.

અંજનીબહેન પારેખ પ્રકાશિત પુસ્તક 'વિનોદિકા'માંથી

'મારા ભૂલકણાપણા વિશે મારે લખવાનું છે' આ વાત હું પેન ખોલું એટલે તરત જ મને યાદ આવે છે. જો કે હું મારી જ પેન ખોલું ત્યારે જ મને યાદ આવે છે કે મારે મારા ભૂલકણાપણા વિશે લેખ લખી સત્વરે ભૂલ્યા સિવાય એવા તંત્રીશ્રીને પોસ્ટ કરવાનો છે કે જે ભૂલ્યા સિવાય છાપે... હમણાં એક મિત્રશ્રી બેન્કમાં મળ્યાં. લાંબા સમય સુધી અમે આડી અવળી વાતો કરી; તે દરમિયાન તેઓશ્રી એ ભૂલી ગયા કે બેંકમાં કયા કારણસર તે આવ્યા છે ? હું પણ આમ તો મારા કામ અંગે અવઢવમાં પડી ગયો હતો. તેથી તેમણે મને પ્રશ્ન કર્યો; 'પંડિતભાઈ... સાલું યાદ આવતું નથી... કે હું આજે બેંકમાં શા સારુ આવ્યો છું ? તમને કંઈ યાદ આવે છે કે હું આજે શા સારુ આવ્યો છું... ? જરૂર કઈ કામ લઈને જ આવ્યો હોઈશ.'

મેં કહ્યું : બેંક નીચે, જે ટાયરની દુકાન છે, ત્યાંથી મારા જૂના સ્કુટરના માટે નવું ટાયર ખરીદવાનું હતું; છતાં કયા કારણસર ને કયા કામે સીધો હું અહીં બેંકમાં આવ્યો છું તે બાબતે હું આમને પૂછવા આમ તો માગતો હતો; પરંતુ તમો મારી નબળી યાદદાસ્તાની તમો મજાક ન કરો એટલે મેં પૂછવાનું ટાળ્યું હતું.'

પછી અમે બંને બેંકના આરામદેય સોફે બેઠા, પછી એક બીજાને ડિસ્ટર્બ કર્યા સિવાય અમો બંને જણા, બેંકમાં શા સારુ આવ્યા છીએ ? તે યાદ કરવા, નક્કર પ્રયત્ન કર્યા; તે દરમ્યાન કામવશ બેંકમાં આવેલ એક અપરિચિત વ્યક્તિએ સહી કરવા સારુ મારી પેન માગી ને તે પછી મારી પેન બેંકના કાઉન્ટર ઉપર ક્લાર્ક આગળ ભૂલી તે જતા રહ્યા, હું પણ તે ઘટના ભૂલી ગયો. એટલામાં બેંક ક્લાર્કે મારી સાથે બેઠેલ મિત્રના નામની બૂમ મારી એટલે તે કાઉન્ટર ઉપર જઈ પાસબુક લઈ પરત આવી બોલ્યા; પંડિતભાઈ, મને હવે યાદ આવ્યું કે હું મારી પાસબુક કંપલીટ કરાવવા આવ્યો હતો. હા પણ તમો શા સારુ આવ્યા તે ફાયનલ થયું...?

મેં કહ્યું : 'ના.' અમે ઉભયને એકબીજાને બધી યાદદાસ્તાથી ઈમ્પ્રેસ કરી છૂટા પડ્યા. હું ભૂલકણો છું, મારી સ્મરણશક્તિ ચાળણી જેવી છે. મારી

સ્મૃતિબેંક અમારી નગરપાલિકાના કચરાગાડી જેવી છે, તેથી હું ભૂલી જાઉં ત્યારે વખતોવખત યાદ દેવડાવ્યા કરે તેવા મજબૂત યાદદાસ્તાવાળા સ્મૃતિ સહાયકની મારે જરૂર છે. વળી મારે સ્મૃતિભ્રંશ પણ થયાની લાભ-ગેરલાભદાયી ઘટનાઓ ઘટી છે. મતલબ સાચું ને જરૂરી યાદ રહ્યું નથી ને ખોટું ને બિનજરૂરી કવેળા યાદ આવ્યું છે; જે થકી દુઃખદાયી દુર્ઘટનાઓ પણ ઘટી છે... આ પ્રકારની ફરિયાદો ને આક્ષેપો મારી સામે થયા છે. તે બધા જ ખોટા છે એમ હું ખાત્રીપૂર્વક ન કહી શકું. આમ મારી નબળી યાદદાસ્તા થકી જેણે જેણે કંઈ ભોગવ્યું છે અથવા મારી વિસ્મૃતિના વાંકે જેણે જેણે કંઈક સહ્યું છે તે બધા મને માફ કરી દે એમ કહેવામાં હું નાના બાપનો થનાર નથી.

પરંતુ મારી 'નબળી યાદદાસ્તાના પરચા' પૈકી એકેય પરચાનો અનુભવ જેને થયો નથી, એવા માણસો પણ મારી યાદદાસ્તા નબળી છે તેવી ફરિયાદો કરે છે ત્યારે લોકો કેટલા નગુણા છે એમ મને લાગે છે. મને ક્યારેક એવું પણ લાગે છે કે મારા વિશે લોકો જેટલી ફરિયાદ કરે છે એટલી બધી નબળી મારી યાદદાસ્તા નથી. પરંતુ લોકો દ્વારા આ રીતે સતત થયા કરતી વગોવણી ને ફરિયાદો થકી હવે મને પણ લાગવા માંડયું છે કે 'મારી યાદદાસ્તા નબળી છે.' ક્યારેક હું પણ મારી યાદદાસ્તાના પરચા લોકોને કહી સંભળાવું છું તથા મારી જાતને નબળી યાદદાસ્તા માટે વઢી કાઢું છું.

મારા એક ખાસ મિત્રે કહ્યું : 'હું ખૂંખાર દુશ્મનથી જરાયે ડરતો નથી પણ તમારા જેવા ભૂલકણા મિત્રથી ખૂબ ડરું છું. હવે તો મને તમારા પડછાયાનો પણ ડર લાગે છે. કેટલાકને જેમ પરાક્રમ કર્યા સિવાય ચેન પડતું નથી એમ તમે પરાક્રમી ભૂલો સર્જો; બીજાને માથે મુશ્કેલી માર્યા સિવાય ચેન પડતું નથી. કેટલાક તમને યાદ હવે કરતા નથી પણ તમે માથે મારેલી મુશ્કેલીને સતત યાદ કરે છે.'

આ બધામાંથી એક જ ધ્વનિ નીકળે છે કે આપણી યાદદાસ્તા સાવ બેકાર છે. કહે છે કે સાહિત્યની સ્થિતિ વિષમ છે. પણ મને લાગે છે કે મારી આ વિસ્મૃતિની સ્થિતિ વિષમ છે. લોકો કહે છે કે ખેડૂતો માટે તાજેતરમાં થયેલો વિજભાવ વધારાનો પ્રશ્ન અગત્યનો છે. કેટલાક કહે છે, 'તેલના ડબ્બાનો

ભાવ રૂ.૮૦૦ સુધી પહોંચ્યો છે તે અગત્યનો છે.' કેટલાકે કહ્યું કે : 'આવનાર વૈશાખ મહિનામાં એકેય લગ્નનાં મુહૂર્ત નથી.' એ પ્રશ્ન અગત્યનો છે. ગાંધીનગર મારી પડખે વસતા એક પડોશીએ તો એમ કહ્યું કે ગાંધીનગરમાં દરરોજ સરેરાશ રાતે એકથી પાંચ સુધી ઘરફોડ ચોરીઓ થાય છે તે પ્રશ્ન અગત્યનો છે. અમારે ત્યાં મઠિયા ને પાપડ વેચવા આવતાં બહેનનું કહેવું છે કે 'આજકાલ લોકોએ પાપડ ખાવાનું ઓછું કર્યું છે તે પ્રશ્ન અગત્યનો છે. પણ મને લાગે છે કે આ બધા જ પ્રશ્નો કરતાં વધુ અગત્યનો પ્રશ્ન મારી નબળી યાદદાસ્તાનો છે. જે પરત્વે તાંકીદનું ધ્યાન સહુએ દેવું ઘટે છે. સરકારે પણ તાકીદે કેબિનેટ બોલાવવી ઘટે. મને ભૂલાવનાર તત્ત્વોને નશ્યત કરવી જોઈએ.

જો કે મારી આ યાદદાસ્તા બાબતે કોઈ કશું કરનાર નથી. ને આ જગતને મારી કંઈ જ પડી નથી. એક વિધાન મેં વાંચ્યું, 'જેમ જેમ હું માનવજાત વિશે વધારે જાણતો જાઉં છું તેમ એમની પાસેથી મારી અપેક્ષા ઓછી થાય છે.' એ રીતે, માનવજાત પાસે મારી યાદદાસ્તા સુધારણા બાબતે કોઈ અપેક્ષા હું રાખતો નથી. સાથોસાથ હું પાર્ટી નબળી યાદદાસ્તા વિશે લોકો પાસેથી જેમ વધુ જાણતો ને સાંભળતો જાઉં છું તેમ આ મારી યાદશક્તિ પાસેથી મારી અપેક્ષા ઓછી થવાને બદલે હવે મુદ્દલ રહી નથી. કરુણાનો સાગર ને દ્રૌપદીનાં ચીર પૂરનારો એ ભગવાન મારા માટે યાદના તાકા મોકલવાનો નથી.

માણસ જેટલું જરૂરી હોય તેટલું જ યાદ રાખે છે મને આ વિધાન પણ સાચું લાગતું નથી. મારે મારાં અગત્યનાં સગાં પૈકી સાળી, સાળા, છોકરાં, અડોશી-પડોશી ઓળખીતા વેપારી મિત્રો, ટેલિફોન નંબરો ઇત્યાદિ યાદ રાખવાં જરૂરી હોવા છતાં તે હું યાદ રાખી શકતો નથી. મારા ચશ્મા ક્યાં મૂક્યા ? મારી ડાયરી ક્યાં મૂકી ? મારી સ્લીપર ક્યાં ગઈ ? ઇત્યાદિ મારા પ્રશ્નોને ઘરેલુ સમસ્યાઓ થકી ઘરના સભ્યોનો ૧/૪ ટાઇમ મારી પાછળ જાય છે. ખરે ટાણે કટોકટી વેળા સગો-સગાનો ટેલિફોન નંબર કે ઘરનું એડ્રેસ યાદ આવતું નથી. આ ઉપરાંત એકાદ અગત્યની મારી ડાયરી હું ક્યાંક મૂકી આવ્યો ત્યારે તે શોધી; પાછી મેળવવા સંદર્ભે : જે રીતે સીતાને શોધી પછી

મેળવવા ભગવાન શ્રી રામે જેટલાં કષ્ટ વેઠ્યાં તેટલાં કષ્ટ મેં તથા મારી વિશ્વાસુ સેનાએ વેઠ્યાં હતાં. જો કે, ભગવાન શ્રી રામ તથા તેમની સેનાએ કષ્ટો વેઠી અંતે સીતાને પરત મેળવી હતી. પરંતુ અમારા કિસ્સામાં અમો પેલી ડાયરી પાછી મેળવી શક્યા ન હતા.

જો કે અચાનક એ ડાયરી પાછી આપમેળે મળી હતી. વાત જાણે એમ છે કે દિવાળી બહેનોને ભલે ગમતી ન હોય પણ મને ગમે છે. મને ગમે છે એનું પ્રમુખ કારણ એ છે કે ઘણું બધું ખોવાયેલું ગૃહસફાઈ દરમ્યાન જડી આવે છે. મારાં પુસ્તકોના કબાટમાં મારા હાથે જ મૂકાયેલું ને પછીથી તે નહીં જડેલું : મારા ઘરના સભ્યો કબાટ સાફ કરે ત્યારે મળી આવે છે. દા.ત. બાબો કહે છે કે 'પપ્પા, તમે જે રસીદની વાત કરતા હતા તે આ કવરમાં જ છે.'

હું સાશ્ચર્ય કહું છું : 'હેં ! એ કોથળીમાં છે ? પણ એ કોથળી તો મેં દસ વખત ફેંદી છે !'

એવું જ મારા શરીર પરની યજ્ઞોપવિતનું છે. તે વારંવાર ખોવાઈ છે. એક વખત તો તે ધોબીને ઈસ્ત્રી માટે કપડાં આપ્યાં હતાં તેમાં એ જતી રહી. ધોબીને ઈસ્ત્રીની અગત્યતા હોય પણ જનોઈની ન હોય ! છતાંય તેણે તેની દુકાનમાં મૂકી રાખી, અઠવાડિયા પછી આવી બીજી જનોઈ મારા કપડામાં આવી તે થકી તેની વિચારે ચડ્યો. પ્રથમ વખત તો : ઘણા બધા ગ્રાહકનાં કપડાં આવતાં હોઈ કયા ગ્રાહકના કપડાંમાંથી આ જનોઈ નીકળી હશે તે નક્કી કરી શક્યો નહીં પણ બીજી વખત આ જનોઈ મારાં કપડાંમાંથી નીકળી એટલે તે સમજી ગયો કે આ જનોઈ મારી જ છે. તેણે હું જ્યારે કપડાં પરત લેવા આવ્યો ત્યારે કહ્યું; 'પંડિતકાકા, તમારાં કપડાંમાંથી આ જનોઈ નીકળી છે.'

હું : 'હેં ! પણ બને ક્યાંથી ?' (જનોઈ બતાવી) મારી જનોઈ તો આ મારા શરીર પર છે.

તેને થયું કે; જરૂર આ જનોઈ પંડિતકાકાને બદલે બીજા કોઈની હોવી જોઈએ. તેણે બે ત્રણ બીજા ગ્રાહકોને પૂછ્યું પણ કોઈએ જનોઈની જવાબદારી સ્વીકારી નહીં. આમ તેણે કંટાળી એ જનોઈઓ સઘડીના કોલસા ખાલી

કાઢીને નાખ્યા પછી તે કોલસા પર નાખી. આમ આ બંને મારી જનોઈનો અગ્નિસંસ્કાર મારી પ્રત્યક્ષ આંખે મેં નીરખ્યો.

એ પછી અઠવાડિયું વહી ગયું. ઇસ્ત્રી માટેનાં મારાં કપડાંમાંથી થેલી મારી રૂબરૂમાં ખાલી કરતાં મારા પહેરણને બગઈ જેમ વળગેલી મારી જનોઈ તેની નજરે પડી. તેણે જનોઈ દેખાડી કહ્યું : 'પંડિતકાકા, જુઓ આજે પણ આ જનોઈ તમારા કપડામાંથી જ નીકળી ને ! તમો નાહકમાં ખોટું બોલી મને ખોટો પાડ્યો ? સાહેબ, અમારો ધંધો ઇજ્જતનો છે. ઘણા ગ્રાહક ખોટું બોલી અમને ખોટા પાડે પણ અમે ધંધા ખાતર સહી લઈએ છીએ.' હું ઝંખવાઈ ગયો, મારા મને નાનપ અનુભવી. મારી બોગસ યાદદાસ્તાએ મને એક નાચીજ ધોબી આગળ નાનકડોં દેખાડ્યો. બોગસ માણસ ઠરાવ્યો.

માણસ જરૂરી હોય એટલું જ યાદ રાખે છે. અગાઉ કહેલ આ વિધાન મને સાચું નથી લાગતું. વાત જાણે એમ છે. કે ગામડે અમારી જમીન બાબતે મણિલાલ, પોપટલાલ ને કાંતિલાલ કુટુંબ સાથે અમારે ભારે ઝગડો થયો આ ત્રણ વ્યક્તિ તથા તેના કુટુંબના નાના મોટા સઘળા સભ્યોએ અમારી સાથે જબ્બર બોલાચાલી કરીને વાત મારામારી સુધી પહોંચે તે પહેલાં અન્ય લોકો અમો બીજા વખત લડવા સારુ ભેગા થઈએ તે માટે વચમાં પડ્યા. મામલો બીચકે તે પહેલાં થાળે પડ્યો. જે દરમ્યાન મણિલાલે મને જબ્બર ગાળો આપી. એમનાં પત્ની રૂખીબેને મારી નાખવાની ધમકી આપી. ને એમના બાબલાએ (ચતુરે) મારી ફેંટ પકડી, હું ડરી ગયો. તે પછી આ ઘટના ને તત્સમ સંવાદના શબ્દો – ધમકીઓ હું સપનામાં પણ ભૂલવા પ્રયત્ન કરવા છતાં ભૂલી શકતો નથી. અહીં અટકીએ.



## આભાર સ્વીકાર

ભારતીય સંસ્કૃતિ : વિનોબા ભાવેના સંસ્કૃતિ વિષે લેખો, સંપાદક : કાન્તિ શાહ મૂલ્ય રૂ.૨૦/-

હું હિન્દુ છું - મુસલમાન છું - ખ્રિસ્તી - બૌદ્ધ - શીખ જૈન છું. વિનોબા ભાવેનાં ધર્મવિષયચક પ્રવચનોનો સંગ્રહ, સંપાદક : કાન્તિ શાહ, મૂલ્ય રૂ.૧૦/-

હિન્દુત્વ : એક અધ્યયન : પરિસ્થિતિના સંદર્ભમાં ચિંતનીય લેખોનો સંગ્રહ : કાન્તિ શાહ, મૂલ્ય રૂ.૩૦/-

ત્રણે પુસ્તકોના પ્રકાશક : યજ્ઞ પ્રકાશન, ભૂમિપુત્ર, હજુરાતપાગા, વડોદરા-૩૯૦ ૦૦૧

ભજન રૂપદર્શન : ભજનોનાં વિવિધ રૂપો અને મર્મીભજનનું સારગ્રાહી દર્શન-વિવેચન, ડૉ.નાથાલાલ ગોહિલ : પ્રકાશક પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરી વાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ.૨૨૦/-

આપણો હરખ ઓર : ચિંતનીય નિબંધ સંગ્રહ : હરીશ ખત્રી, પ્રકા. લેખક પોતે, ૩૦૩, પદ્માવતી ડુપલેક્સ, સુંદરવન સોસાયટી, વાસણા, અમદાવાદ-૩૮૦ ૦૦૭, મૂલ્ય રૂ.૭૫/-

ચોકટનો ગુલામ : લઘુકથાસંગ્રહ : ડૉ.હરબન્સ પટેલ, પ્રકા. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરી વાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ.૪૫/-

દીવાન-એ-પતીલ : ગઝલ સંગ્રહ : પતીલ, સંપાદક : રશીદ મીર પ્રકા. ધબક પ્રકાશન, ૧૫૫, સબીના પાર્ક, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૯, મૂલ્ય રૂ.૭૫/

વિરાટ અને – સ્ટીફન ત્સ્વાઇગ : અનુવાદ : શિરીષ પંચાલ, મૂલ્ય રૂ.૬૦/-

મેટમોર્ફોસિસ : ફ્રાન્ઝ કાફકા : અનુવાદ : શિરીષ પંચાલ, મૂલ્ય રૂ.૫૦/-

ઉપરનાં બંને પુસ્તકોના પ્રકાશક – સંવાદ પ્રકાશન, ૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭

# ગઝલ / અંજુમ વાલોડી

૧

પગો છે એને એ તો ચાલવાના,
ન હો જ્યાં ત્યાંય રસ્તો કાઢવાના.

હશે ચોરો તો લોકો બેસવાના,
ઘરેઘરની ખબર પણ ચર્ચવાના.

હશે તૂટેલી કોઈ ભીંત ઘરની,
તો લોકો ત્યાંથી રસ્તો કાઢવાના.

હવે એ દુશ્મનોને શોધવા ક્યાં ?
કે છે એ નામ-સરનામા વિનાના.

કરું છું શ્વાસ પર વિશ્વાસ હું, પણ
એ પરપોટા છે અંતે ફૂટવાના.

હવે થાક્યો છું કૈં એવો, કરું છું
પ્રયત્નો બંધ આંખે જાગવાના.

ભરાયો છે હવાનો ડર જેમનામાં,
તે પંખીડાં ભલા શું ઊડવાનાં.

૨

તેના લીધા દીધા છે શબ્દો મેં,
જેના માટે કહી છે ગઝલો મેં.

ગાળવા રાત કો' ગુફામાં હે,
દિન વિતાવ્યો પહાડ જેવો મેં.

તોય પડતો રહ્યો ઘણી વેળા,
કોઈ ખાડો નહોતો ખોદ્યો મેં.

સાદ દીધો મેં એને, પણ એનો
ક્યાંય પડવા દીધો ન પડઘો મેં.

આ કહું, તે કહું કે કૈં ન કહું !
જીવને મૂંઝવણમાં નાખ્યો મેં.

ભૂલા પડવાની શક્યતા ન રહી,
હાથ ઝાલી લીધો છે એનો મેં.

આજ 'અંજુમ', વમળમાં ડૂબીને,
એક દરિયો ઉલેચી નાખ્યો મેં.

મે, ૨૦૦૪ : ૨



## ગઝલ / ડૉ. પ્રફુલ્લ દેસાઈ

૧

ચાંદની રાતે ખજૂરીએ લટકતા રણ સમી,
એ ભળે દિલમાં પછી તો ઊગતી સમજણ સમી.

જાય છે ઉતાવળે વરસાદભીના વેશમાં,
ગોરસે મ્હેંકાય જાણે કાય ગોવાલણ સમી.

વાદળીઓની તિરાડે જ્યાં છુપી સોનલપરી,
સાંજ પણ વ્યાકુળ થઈને ભાંભરે ગોધણ સમી.

એ ગઈ છે જ્યારથી અંધાર પણ ગમતો થયો,
રાત ખનકે રોજ એના હાથના કંકણ સમી.

હું મને કે'તો રહ્યો મારી કથા જો રાતભર,
કાનમાં ટહુકી હવા મીઠી સ્વગત ગણગણ સમી.

૨

ઝરમર ગલીનું ગીત હવા ગાય, શક્ય છે;
છત પર ચઢીને મોર ગહેંકાય, શક્ય છે.

આકાશમાં રહીને એ કંકોતરી લખે,
જૂઈને માંડવે એ વધાવાય, શક્ય છે.

ઢાંકી રહ્યું છે કોઈ, પંગેરું એ ઘાસમાં,
અલ્લડ અષાઢ ક્યાંક વગોવાય, શક્ય છે.

મઘમઘ થતી એ ડાળને અડકી હશે હવા,
મોંઘમ હતી એ વાત ખૂલી જાય, શક્ય છે.

મનને અગાધ તળિયે કોઈ છળ નથી પડ્યું,
ઝાકળ ગુલાબ પરનું હસી જાય, શક્ય છે.

મુક્તક

અલગાવ સ્તબ્ધ જળનો, કમલ પણ સરી ગયાં;
થીજેલ સ્પર્શની એ કહાણી કહી ગયાં;
એવા લખ્યા છે શબ્દ રેશમની કલમ વડે,
સંબંધ ટેરવાંના થરકતા રહી ગયા.

## મનીષા દવે

સમુંદરના
ખારાંઉસ પાણીમાં
કોની મીઠાશ !

થરથરતી
દીવાની જ્યોતને
આવે સપનાં !

ખીલવાનું છે
બાકી - ભર ઉનાળે
ગુલમહોરે

વીંખાઈ ગયા
શમણાં લીલા લીલા
સૂરજ આગે

પર્વત પુત્રી
મીઠી : સાગરે ખારી
આ જ વિસ્મય

અનંત યાત્રા
ખીલવું-આથમવું
જીવન સંગ

ગગન અમી
વરસે ધરા પર
ખમી શકે એ ?

વહેલી સવારે
સૂરજનાં - રાત્રિનાં
વિરહ અશ્રુ

## ફળિયામાં પિતરાઈ / રમણીક અગ્રાવત

આ તે સાલું ઝાડ છે કે ઘડિયાળ ?
સવારે સહેજ મોડું થાય ત્યાં
કાળો દેકારો આદરે
પાંદડાં વીંઝી પેટાવે ફળિયું
ડાળેડાળથી બરકતા સૂરનું કકલાણ
પડછાયાને બારીમાંથી અંદર મોકલી
કહેવરાવે કે : ભાગો.
લાંબા પગ કરી છાપામાં જ રહેશો
તો વડચકાં સહેવા વારો આવશે ઑફિસમાં.
સ્કૂટરને કીક મારતો હોઉં ત્યાં
ખરતાં પાન ભેળું ઊતરે ફળીમાં ‘ટીટુક...ટૂ...’
બપોરે સાવ થડમાં સમેટાઈ
ઊંચા જીવે રાહ જોતું હોય મારા આવવાની
જમતો હોઉં ત્યારે
બારીમાંથી ઠંડું ઠંડું જોયાં કરે વહાલથી
પાંદડાંઓ વચ્ચે સાચવીને રાખી મૂકેલું
ફળ બતાવે અનાયાસ
સાંજની શેરીની ધમાલને
ડાળીઓ લંબાવી લંબાવી સૂંઘ્યાં કરે ઝાડ
પોશ પોશ પીવે આથમતા અજવાસને
છેલ્લાં ટીપાં સુધી
ટગલી ડાળ પરથી સરકી જાય સૂર્ય
વ્યવહારોના, વાતચીતોના, મજાઓના
અવાજો માંડે ઠરવા
ત્યારે ફળિયામાં ઊભેલું ઝાડ
નવીન સ્વરમાં સંભળાય

એને સાંભળતાં સાંભળતાં
ગરકી જવાય ઊંઘમાં
ક્યારેક અધમધરાતે જાગી જઈ
બારીમાં ઊભા હોઈએ કે
તરત હોંકારો દે ઝાડ
ઊંઘમાં પડખું બદલતાંય
પીઠ થપથપાવતી મા જેમ.

## વૃક્ષ / ભરત સોલંકી

સાવ લીલા પાનમાં
એક દિવસ
પીળો ડાઘ દેખાયો
ને...
વૃક્ષ આખેઆખું ખળભળી ઊઠ્યું,
વધુ વળગ્યાં ડાળ, પાન, ફળ, ફૂલ એકબીજાને,
માળે
કલરવ કરતાં પક્ષીઓ સ્તબ્ધ બન્યાં,
મૂળે
જમીનને વધુ જકડી,
ઓથ,
એકબીજાની પકડી,
ત્યાં તો...
વૃક્ષ આખેઆખું પીળુંચટ્ટાક,
પડ્યું પ્રવાહે કાળનાં કડડડભૂસ !!

વંશ / હિમાંશુ વ્હોરા

આંસુ ખૂટી ગયાં, આંખો સુકાઈ ગઈ. કોઈક ક્યારેક બોલી લેતું હતું. બોલી લેવામાં આશ્વાસન હતું. શોકમાં વીંટાયેલા મૌનની કાલિમા હવામાં હતી. શૈલેનનું મૃત્યુ સ્વીકૃતિ નહોતું પામ્યું. એ ક્યાંક સંતાઈને બેઠું હતું. ને શૈલેનને સરકાવી ગયું. હજી હમણાં શૈલેન વોકમેન સાંભળતો હતો, ડોલતો હતો - ને વૃંદાને સાદ પાડ્યો ને બીજી મિનિટે હાર્ટએટેકથી ઢળી પડ્યો.

સુમનલાલ ખાટલા પર આડા પડ્યા. એમનું મન માનતું નહોતું કે શૈલેન હવે નહોતો. એકનો એક દીકરો હતો. શૈલેને કેટલી પ્રગતિ કરી હતી, નાની ઉંમરમાં ? ચાર્ટર્ડ એકાઉન્ટટ થયો ને નોકરી લીધી. એક પછી બીંજી એમ ચાર નોકરી બદલીને એનો પગાર વીસ હજાર થઈ ગયો. સુમનલાલને તો નિવૃત્તિ સમયે એથી વીસમો ભાગ પણ નહોતો મળતો. મોટા ઉદ્યોગપતિની કંપનીમાં શૈલેન હતો. મેનેજિંગ ડાયરેક્ટરનો જમણો હાથ. હવે શૈલેન નથી રહ્યો. સુમનલાલને ભડભડ બળતી ચિતા દેખાઈ, એમાં સૂતેલો શૈલેન સુમનલાલે ડૂસકું મૂક્યું. હજી હમણાં તો લગ્નના મંડપમાં બેઠો હતો. વરસ પણ નથી થયું. વૃક્ષની છેલ્લી ડાળ કપાઈ ગઈ. હવે વંશ નહી વધે આ દુઃખ જીરવી ન શકાય તેટલું ઘેરું હતું.

વૃંદા હજી દિગ્મૂઢ હતી. એનું ચિત્ત ધૂંધળું થઈ ગયું. દુઃખ દર્દ, નિરાશા, વેદના આ બધી લાગણીઓ બુઠ્ઠી થઈને હૃદયને ક્ષુબ્ધ કરતી હતી. સ્મૃતિઓ અલ્પ હતી. લગ્ન પહેલાંના થોડા મહિનાઓની, લગ્ન પછીના થોડા મહિનાઓની એની પાસે હવે કશું જ નહોતું રહ્યું એ હકીકત યાંત્રિક હથોડાની જેમ મન પર પછડાતી હતી. તે સાંજ, રોજના જેવી, રાબેતા મુજબની સાંજ. શૈલેનનું ઓફિસમાંથી આગમન, બેગ ટેબલ પર મૂકી ખુરશી પર લાંબા પગ કરીને બેસવું, ગળામાંથી ટાઇ છોડવી. આ બધી તો ઘટમાળની કડીઓ હતી. પણ પછીની ક્ષણો જાણે ઘટમાળમાંથી છૂટી પડી ગઈ. શૈલેને છાતી પર હાથ મૂક્યો એનો શ્વાસ રૂંધાવા લાગ્યો. ચહેરો ચોળાઈ ગયો. 'વૃંદા વૃંદા'નો સાદ. વૃંદા દોડતી રસોડામાંથી બહાર આવીને શૈલેનને જમીન પર પડતો જોયો. વૃંદા બેસી ગઈ ને નીચે નમી - મોંમાંથી ફીણ કાઢતા શૈલેનના

દેહ ઉપર. એ શરીર લાશ બની ગયું. શબ ! મડદું ! પછી અને બાળી નાખવા સિવાય કંઈ જ થઈ શકે તેમ નહોતું. ડૉક્ટર આવ્યા તેવા જ પાછા ગયા.

હવે વૃંદા પાસે કંઈ નહોતું.

પણ ચાર જ દિવસમાં આ પરિસ્થિતિ બદલાઈ ગઈ. વૃંદાએ ધીરજ રાખી. માસિકની તારીખ કદાચ બદલાઈ હોય, જો કે એ બહુ નિયમિત હતી. અને એક એવી લાગણી થઈ, જે એના હૃદયમાં દોષની ભાવના મૂકતી ગઈ. ના, એવું ન હોય તો સારું અને આશા હતી કે એ માસિક નહીં ચૂકે પણ એવી આશા ? આશા તો જુદી હોવી જોઈએ. શૈલેનની મૂકેલી એની નિશાનીની, એણે દીધેલી સોગાતની પણ વૃંદાને લાગણી થતી હતી ભયની એવું હશે તો ? તે શું કરશે ? આખી જિંદગી માત્ર બાળકને ઉછેરવામાં વીતાવશે? બીજું કંઈ જ નહીં કરી શકે ? એ શિક્ષિત હતી. એનામાં આવડત હતી. એ ઘણું કરી શકે તેમ હતી.

આવા વિચારો એને શૈલેનના મૃત્યુ પછી પ્રહરમાં દિવસે ન આવ્યા હોત, કદાપિ ન આવ્યા હોત – પણ આ અણધારી પરિસ્થિતિએ એના ચિત્તને ચકરાવે ચડાવી દીધું. પતિ જેવા પતિનું મૃત્યુ. ગ્લાનિ, શોક હતાશામાં ડૂબેલું રહેવાને બદલે એ ભવિષ્યને વિચારે ચડી ગયું. વૃંદાને જાત પર તિરસ્કાર થયો. લ્યાનત થઈ પણ મનમાં બેઠલો ડર મનમાં જ રહ્યો. ચિત્તમાં સુસવાટા કરતાં વંટોળમાં ઘુમરીઓ લેતાં લેતાં એણે સંતુલન ગુમાવ્યું. એના પછડાટના અવાજથી બધાં દોડી આવ્યાં. સૌએ માન્યું વૃંદા શૈલેનના મૃત્યુના આઘાતથી મુક્ત નથી થઈ.

ઉષાની ચિંતાના જવાબમાં વૃંદાએ કહ્યું. એને બહુ નથી વાગ્યું. છતાં ડૉકટરને બોલાવવામાં આવ્યા. ડૉકટરે કહ્યું કે શોકને લીધે ફેઇન્ટ થઈ ગયાં હશે. બાકી કંઈ સીરિયસ નથી.

જેની સૌને જાણ હતી એ જ વાત ડૉકટરે કહી.

વૃંદાની મૂંઝવણ દિવસે દિવસે વધતી જ ગઈ. એણેં એની નણંદ ઉષાને વિશ્વાસમાં લીધી. નણંદે પૂછ્યું કે કંઈ ખાસ વાત છે ? વૃંદાએ કહ્યું કે હા, એ એનું માસિક ચૂકી ગઈ છે. ઉષા ચોંકી ગઈ અને પરિસ્થિતિની ગંભીરતાનો ખ્યાલ આવ્યો: સ્વસ્થતા પ્રાપ્ત કર્યા પછી કહ્યું કે એ તો બહુ સારી ખબર છે. વૃંદા સંમત થઈ પણ એણે વિનંતિ કરી.

ઉષા સમજી નહીં કે આવી સારી વાત કેમ કોઈને ન કહેવી ? વૃંદાએ કહ્યું કે અને ઉષાનો સાથ જોઈતો હતો. મદદ જોઈતી હતી.

ઉષાએ પૂછ્યું 'મારો સાથ ? શેમાં ?' વૃંદાએ જવાબ આપ્યો, 'મારે બાળક જોઈતું નથી.'

ઉષા પહેલાં અવાક્ થઈ ગઈ પછી એનો આઘાત એના અવાજમાં બુલંદ થઈ ગયો. 'તમે શું બોલો છો એનું તમને ભાન છે ને ?'

વૃંદાએ કહ્યું એને પૂરંપુરું ભાન છે.

એણે કહ્યું કે મને બાળક થશે તો હું કંઈ જ નહીં કરી શકું. એ મારા પગમાં બેડી બની જશે. વૃંદાને સ્વતંત્ર જીવન જીવવું હતું. હું ઓશિયાળી વિધવા થઈ જઈશ. ઉષાબેન, તમે મારી વાત પર વિચાર કરો. એકદમ ના ન પાડી દેતાં. હું તમારો સાથ માગું છું.

'તમારી વાત સાચી હશે. તમારી ઈચ્છાને હું સમજી શકું છું. પણ પપ્પાને કેવી સમજાવશો ? એમને તો એમના વંશની બહુ ચિંતા છે. ક્યારના તમારા લગ્ન થયાં તે પહેલાંના એ વંશ-વૃદ્ધિનું સ્વપ્નું જુએ છે. અત્યારે એમનું સ્વપ્નું ભાંગી પડ્યું હશે. દીકરાને ગુમાવ્યાનું દુઃખ એમનો વંશ નહીં વધે એ વિચારે દસગણું થઈ ગયું હશે. એમને - એમને કેટલો આનંદ થયો હોત તમે મા બનવાના છો એ ખબરથી. એટલે તમે બાળક નથી જોઈતું એમ કહેશો ત્યારે એમનું દિલ ભાંગી પડશે. મને પણ એનું દુઃખ છે, ઉષાબેન ! પણ મારામાં એમને ખાતર આટલો મોટો ત્યાગ કરવાની હિંમત નથી.'

'હું સમજી શકું છું ભાભી, ફરી લગ્ન કરવાનો સવાલ પણ છે. તમને બાળક થાય તો પછી લગ્ન કરવાનું અત્યંત મુશ્કેલ થઈ જાય.'

'ઉષાબેન, લગ્નનો મને વિચાર પણ નથી આવ્યો.'

'હજી નહીં આવ્યો હોય પણ હવે આવશે. બહુ જટિલ સમસ્યા છે, ભાભી પણ મને એક રસ્તો સૂઝે છે. હજી મારી સિવાય કોઈને ખબર નથી તો તમે દવા લઈને પતાવી દો ને !'

'મને કયો ડૉક્ટર દવા આપે ? જેની પાસે જઈશ એ હજાર સવાલ પૂછશે. હું વિધવા છું ને પહેલું બાળક છે ને મારા પતિનું જ છે એ તો મારે કહેવું જ પડે ને ?

'તમારી વાત સાચી છે, ભાભી આટલી નાની ઉંમરમાં તમે લાંબો વિચાર કરી શકો છો – તો પછી પપ્પાને બધું કહેવું પડશે, એમ ને ?'

'હા, ઉષાબેન, અને પહેલાં તમારે જ કહેવું પડશે. એટલે જ મારે તમારી મદદની જરૂર છે.'

'તમે મારા પર બહુ મોટો ભાર નાખ્યો છે. ભાભી, આટલી ગંભીર બાબત હું પપ્પા પાસે શી રીતે છેડીશ ? ને એમનો ગુસ્સો તમે કે હું કોઈ સહન નહીં કરી શકીએ !'

'પણ કહેવું તો પડશે જ. પહેલાં તમે બોલજો પછી હું જોઈ લઈશ.'

'સારું'.

ઉષા સુમનલાલ પાસે ગઈ ત્યારે એ ખાલી નજરે જમીન તરફ જોઈને બેઠા હતા. એમનો ચહેરો ઉજ્જડ થઈ ગયો હતો. ઉષા ખુરશી પર બેઠી તો પણ એમનું ધ્યાન ન ગયું.

'પપ્પા !' ઉષાએ સંબોધન કરવું પડ્યું.

સુમનલાલે ઝબકીને ઉપર જોયું 'હા શું ? તું કંઈ બોલી ?'

'ના, હજી કંઈ કહ્યું નથી. પણ મારે તમને કંઈ કહેવાનું છે.' ઉષાના હૃદયના ધબકારા વધી ગયા. ક્ષણભર એને નાસી જવાનું મન થયું, પણ હૃદય પર પથરો મૂકી એ બેસી રહી.

'હં શું કહેવાનું છે, કહે ને ?' વાતમાં રસ ન હોય તેમ સુમનલાલ બોલ્યા.

'પપ્પા, મને હમણાં જ ભાભીએ કહ્યું કે એને દિવસ છે.' ઊંડી ઊંઘમાંથી ઊઠ્યા હોય એમ સુમનલાલ બોલી ઊઠ્યા, 'શું શું વૃંદાને દિવસ છે ! મારો શૈલેન મારે માટે કંઈક રાખીને ગયો છે ? મારો વંશ અટકી નથી જવાનો ?'

એમનો અવાજ લાગણીનાં પગથિયાં એક પછી એક પગથિયાં કુદાવતો ગયો. અંતે આનંદમાં આવી એ બોલ્યાં, 'તેં દીકરી, તેં મને સારા ખબર આપ્યા છે ! આજનો દિવસ આટલો સારો ઊગશે એવું કોણે ધાર્યું હોય ? આટલા દુઃખમાં ભગવાને આપણી સામે જોયું ખરું ! ક્યાં છે વૃંદા ? એને બોલાવ ! મારે એને આશીર્વાદ આપવા છે.'

ઉષા મૂંઝાઈ ગઈ. બેસી રહેવું કે ઊભા થઈને ચાલ્યા જવું એ નક્કી ન કરી શકી. પરિણામે એ પિતાના આનંદનો આશ્વાસન ખાતર પણ પડઘો

ન પાડી શકી. અત્યારે જ બાકીની વાત કહેવી કે પછી એની વિમાસણમાં એ દિગ્મૂઢ થઈને બેસી રહી.

'કેમ કંઈ બોલતી નથી, ઉષા ? આવા સારા ખબરથી તને આનંદ નથી થતો ?' સુમનલાલ બોલ્યા.

'પપ્પા, મેં હજી વાત પૂરી નથી કરી.'

'કેમ,હવે શું કહેવાનું બાકી છે ? જલ્દી કહી દે !'

'પપ્પા... વૃંદા ભાભીને બાળક નથી જોઈતું '

'શું કહ્યું ? તને વૃંદાને ચિત્તભ્રમ તો નથી થયો ને ? બાળક નથી જોઈતું – એ કેવી વાત ? શા માટે ?'

'એમને એમ લાગે છે કે એ ભણેલાં છે એટલે કામ કરી શકશે – એટલે કે કમાઈ શકશે અને સ્વતંત્ર જીવન જીવી શકશે. એમાં બાળક એમને આડખીલીરૂપ થશે.'

'આડખીલી ? બાળક ? કોઈ સ્ત્રીને પહેલું જ બાળક આડખીલીરૂપ કેવી રીતે લાગી શકે ? એ સ્ત્રીને માટે શું કહેવું ?' સુમનલાલનો રોષ ભભૂકી ઊઠ્યો. ક્ષણભર મૌન રહીને સ્હેજ નીચા અવાજે બોલ્યા, 'અચ્છા – તો એને ફરી પરણવું છે. એમ કહે ને !'

'ના પપ્પા, એવો વિચાર એમને નથી આવ્યો.'

'એ તેં કેમ કરી જાણ્યું ? એમ જ છે ! તો મારા વંશનું શું થશે ? મારા વંશને ટૂંપી નાખશે ને કોઈનો વંશ વધારશે.

બારણાની આડશે ઊભી હતી ત્યાંથી વૃંદા સુમનલાલની સામે આવીને ઊભી રહી.

'પપ્પા, મારા મનમાં એવો કોઈ વિચાર નથી. હજી હમણાં આવો ગમખ્વાર બનાવ બન્યો ને હું ફરી લગ્ન કરવાનો વિચાર કરું ? મારે તો માત્ર મુક્ત રહેવું છે. મારી આવડતનો ઉપયોગ કરીને બીજે મન લગાડવું છે ને પગભર થવું છે. પણ એ પહેલાં મારું ભવિષ્ય છે. મારે બાળકને મોટું કરવાંમાં મારી જિંદગીનાં શ્રેષ્ઠ વર્ષો વેડફી નથી નાખવાં, મારે બહારની દુનિયામાં જવું છે. શું તમને મારી આ ઇચ્છા નકામી લાગે છે. મારા જીવનનું તમને કશું જ મૂલ્ય નથી ? પપ્પા, તમે પણ મને સમજવાની કોશિષ કરો.

તમારી ઇચ્છા વિરુદ્ધ હું નથી જવાની પણ તમે મને પરવાનગી આપો એવી વિનંતિ કરું છું.'

સુમનલાલ પહેલી વાર ઊંચે દૃષ્ટિ કરી ને વૃંદાની આંખ સામે આખ માંડી. એ આંખમાં રહેલો ભાવ એ સમજી ન શક્યા. કોઈ બનનારી માતાની આંખમાં આવા નકારનો, પડકારનો ભાવ હોઈ શકે ? સુમનલાલનું ચિત્ત અસમંજસથી ધૂંધળું બની ગયું. એ વિચિત્ર મૂંઝવણ ભરેલી સ્થિતિમાંથી એક જ માર્ગ હતો. પોતાના નિર્ણયને વળગી રહેવું.

'વૃંદા ! હું તને એવી પરવાનગી નહીં આપી શકું. મારા વંશની ડાળી હું પોતે જ કદાપિ નહીં કાપું.'

સુમનલાલને એકલા છોડીને ઉષા અને વૃંદા ચાલ્યાં ગયાં. સુમનલાલ સુનમૂન થઈને બેસી રહ્યા. એમનું બહેર મારી ગયેલું મગજ ધીમે ધીમે ગતિશીલ થવા માંડ્યું. 'તે પહેલાં મારું ભવિષ્ય છે.' વૃંદાના શબ્દો એમના મનમાં સળવળવા લાગ્યા. તે પહેલાં--એના, સુમનલાલના, પૌત્રની પહેલાં એનું, વૃંદાનું ભવિષ્ય હતું. વૃંદા પણ હજી બાળક જ છે ને ? હમણાં લગ્ન થયાં તે પહેલાં એ પણ એને પિયર બાળકની માફક હસતી, કૂદતી હતી. ત્યારે એને ભવિષ્ય હતું. અચાનક આ આફત આવી. પહાડ જેવી આફત એની નીચે શું એના ભવિષ્યને કચડાઈ જવા દેવું ? વંશવેલો પોતાનો- સુમનલાલ રતિશંકર વકીલનો કપાઈ જશે. શૈલેન સુમનલાલ વકીલ સુધી વધ્યો હતો પણ એ નામ તો હવે કદી નહીં લખાય-શૈલેન વકીલ એ નામ લખાવાની શક્યતા અણધારી ઊભી થઈ છે. તો એને કચડી નાખવી ? મારા મૃત્યુ પછી કોઈ જ ન રહે મારા વંશનું એવું હું મારે હાથે શી રીતે કરું ? કોઈ જ ન રહે તો.. તો શું થાય ? શું થઈ જાય ? લોકો, સમાજ કદાપિ મારું નામ લખાયેલું જુએ નહીં, એ જ ને ! એક વાર હું આ દુનિયામાંથી ચાલ્યો જાઉં પછી મારું નામ કે શૈલેનનું નામ લખાય નહીં કે બોલાય નહીં. એમાં શો ફરક પડે છે ? દીકરી છે, પુત્રવધૂ છે. પછી વંશ ન રહે તો પણ શું ? મારી હયાતી જ્યાં ન હોય એવી દુનિયામાં મારી શી અગત્ય છે ? મારી હયાતીનું ચિહ્ન અવશેષ રાખી જવામાં મારા હાથમાં શું આવશે ? અને ત્યારે વૃંદાની જિંદગી તો એને જે કરવું હોય એ કર્યા વગર જ વીતી

ગઈ હશે. મેં મારા વંશના સાતત્યની જીદે એના જીવનને રૂંધી નાખ્યું હશે. બાળકને ઉછેરવું એ એક લ્હાવો છે. જો પતિ જીવતો હોય તો ! એ સિવાય તો એ નર્યો બોજ બની રહે છે. અને હજી બાળક ક્યાં છે ? માત્ર બીજ છે. આનંદની શક્યતાઓથી એ ભર્યું બીજ હવે વૃંદા માટે માત્ર ફરજ, કામ, ઢસરડાનું બીજ બની ગયું છે. મને આ કેવા વિચારો આવે છે ? વૃંદાના એક વાક્યે મારા મનનું આજ સુધી અદૃશ્ય રહેલું બારણું ખોલી નાખ્યું. બાળકને હવે હું પણ માત્ર બીજ જોવા માંડ્યો ? પરંપરા અને સંસ્કારને જાણે એક ઝપાટે મનમાંથી ધોઈ નાખ્યા. ખબર નથી શું સાચું છે, શું ખોટું છે પણ એક વસ્તુ નક્કર છે - વૃંદાની આકાંક્ષા, એનું ભવિષ્ય !

આ વિચારોના આવા ઘમસાણમાં સુમનલાલ એક જ સ્થિતિમાં સૂઈ રહ્યા હતા અને ઘોર અંધારામાં તાકી રહ્યા હતા. હવે એમણે પડખું ફેરવ્યું.

'જો ઉષા, બધું બરાબર કરજે. સારા ડૉકટર પાસે એને લઈ જજે. વૃંદાની તબિયતને વાંધો ન આવવો જોઈએ.'

ઉષાને કહેવાયલું આ વાક્ય બારણાની આડશે ઊભેલી વૃંદાએ સાંભળ્યું. એ સ્તબ્ધ થઈ ગઈ.

## અનુભૂતિ / ભગીરથ બ્રહ્મભટ્ટ

કોઈ ઐન્દ્રિક સ્વાનુભવમાં આખું અસ્તિત્વ ઝબકોળાઈ જાય, અને એ દ્રાવણમાં તત્કાળ તન્મય થઈને શાશ્વતી ક્ષણોના પ્રગાઢ પરિચયમાં આવીને ઝૂમી ઊઠીએ અનુભૂતિનું બીજું નામ છે. અભ્યાસ કે અવલોકન દ્વારા ઇન્દ્રિયગમ્ય અનુભવના કાચા દ્રવ્યમાંથી અનુભૂતિના અંકુરો ફૂટતા હોય છે. અનુભવને અનુભૂતિના પ્રમાણમાં થોડો સ્થૂળ કહી શકાય. અનુભૂતિ સૂક્ષ્મ છે. અનુભૂતિના આધારે નિપુણતા, પાકટતા કે પક્વતા કે હોંશિયારી મેળવી શકાય છે, જે તે વિષય પરત્વેનું ડહાપણ વધારવા અનુભવો ખપમાં લઈ શકાય, અનુભવો કરાવી શકાય, આપી - લઈ શકાય, જ્યારે અનુભૂતિ એ એક રીતે આપણા વશની વાત નથી, એ આપોઆપ થઈ જાય, અનુભૂતિ એ જ કારણે અનન્યા છે, કાળના પ્રવાહ સાથે જોઈએ તો અનુભૂતિને કેવળ વર્તમાન સાથે જ સંબંધ છે. ભૂતકાળ અને ભવિષ્યને અનુભૂતિ સાથે ઝાઝી લેવાદેવા નથી. ભૂતકાળમાં થઈ ગયેલી અનુભૂતિ વર્તમાનની માત્ર સ્મૃતિ બની જાય છે. ભવિષ્યની અનુભૂતિ કેવળ કલ્પનાનો વિષય છે. એટલે અનુભૂતિને તો સીધો સંબંધ વર્તમાનકાળ સાથે જ હોય છે.

અનુભવની પુનરાવૃત્તિ થઈ શકે. અનુભવો પુનરાવર્તિત પણ થઈ શકે. એ પુનરાવર્તનોના પરિણામમાંથી નિપુણતા નામનો ગુણ શક્ય બને છે. અનુભવોના સાતત્યને કારણે હથોટી પણ આવી શકે,કારીગરોનો સમુદાય એક રીતે અનુભવોના પૂજારીઓ છે, ખેલાડીઓ છે, બંદા છે. એમ આપણે જરૂર કહી શકીએ. અનુભૂતિ તો ખરેખર અનન્યા હોય છે. એકને એક જ

પ્રકારની અનુભૂતિ હોઈ જ ન શકે. એની કોટિઓમાં તફાવત રહેવાનો જ. આમ પ્રત્યેક અનુભૂતિ બીજી અનુભૂતિથી કોઈ ને કોઈ ગુણગત રીતે ભિન્ન હોવાની જ. આ એનું ભિન્નત્વ, એ જ એની સાચી ઓળખ છે, એ જ એની પ્રતિષ્ઠા છે, એમાં જ એનું મૂલ્ય છે, એને કારણે જ એનું મહત્ત્વ છે.

અનુભૂતિના દ્રાવણમાં સમગ્ર અસ્તિત્વ લોલાયિત થઈને ઝબકોળાતું હોય છે. ઘડીભર તો ક્ષણો થંભી જાય! એવા દ્રાવણમાં અસ્તિત્વ ભીંજાયેલું રહે કે જાણે લૌકિક સ્તરમાંથી ઊંચકીને ક્યાંક અન્યત્ર ઊંચે આપણને સ્થળાંતરિત કરવામાં ન આવતા હોય ! અનુભૂતિ ઈશ્વરની હોય કે પ્રેમની હોય...વસ્તુની હોય કે વ્યક્તિની હોય... આખરે એં થાય છે ત્યારે પ્રસન્નતાનો ખજાનો ખુલતો હોય છે. એ ક્ષણો પૂરતા તો અખૂટ ખજાનાનો વૈભવ પામેલા આપણે મહારાજા બની જઈએ છીએ.

અનુભૂતિના આ દ્રાવણમાં લવચિક, બૌદ્ધિક કે વૈચારિક પિંડ બંધાતો હોય છે. એ બૌદ્ધિક પિંડ સ્મૃતિ રૂપે આકારિત થાય છે. અનુભવ માણસને થતો હોય છે. જ્યારે અનુભૂતિ માણસમાં થતી હોય છે. માનવેત્તર સૃષ્ટિમાં અનુભવોને માન -સ્થાન છે, એટલું માનસ્થાન અનુભૂતિને નથી. પણ પ્રત્યેક અનુભૂતિ એ પ્રત્યેક ભાવપિંડનો પ્રાથમિક પુરાવો છે.

## શિખરનું એકાંત / રતિલાલ 'અનિલ'

સૌથી ઊંચી નીરવતા તો ગૌરીશંકર કે એવરેસ્ટ પાસે હશે. શબ્દોના અવાજોના ઘોંઘાટથી દૂર જવામાં તે પણ આપણી સાથે આવે છે, પણ ઊંચે જઈએ ત્યારે તળેટીએ બોલાતા શબ્દો પોતાને માટે અશબ્દ બની જાય છે અને ઊંચે જવા માટે પગથિયાં નહીં તોયે વાંકીચૂંકી કેડી હોવા છતાં ઉપર જતાં શબ્દો, ઘોંઘાટો મટીને માત્ર હાંફ અને તેય અર્ધે રસ્તે જ પહોંચીને બેસી પડશે... કૂવામાંયે નિરવતા તો છે, તે સાથે એ પડઘો યે પાડે છે, એ અવાજ તો હોય છે. શાંતિ એટલે શિખર શાંતિ ! દોડતાં વાદળ ભટકાય પણ એ ભીનો અરવ ભટકાવ હોય છે. વાદળાં બોલકણાં નથી હોતાં... એ મૂંગાં મૂંગાં થોભેલાં હોય, વળી ચાલવાનું મન થાય ત્યારે અલસ ગતિએ ભીનપના ભારે અને બોજા સાથે ભટકાય ત્યારે ભારે અવાજ કરે પણ પછી અદૃશ્ય થવી માટે વર્ષ્યે કરે ! માણસ ભીનપનો બન્યો હોત તો ભટકાયા પછી ટીપે ટીપે વરસ્યો હોત પણ એ ભીનો હોય ત્યારે ભેટે છે, 'અને રોષે ભરાય ત્યારે ભટકાય છે અને જળબિન્દુઓ જાણે સફેદ કાચનાં કણ-કણ બની જાય છે. આ પહાડોને સદીઓ અને સંવત્સરોની, વિસ્તરેલા અને સંકેલાઈ ગયેલા ઇતિહાસની કશી જાણ નથી. એ બધું ઊંચા શિખર સુધી પહોંચતું જ નથી.

આ મૌનવ્રત તો અહીં નીરવતા નથી એટલે આવ્યું અને વ્રત તૂટે, બોલવું જ પડે એવી અનિવાર્યતા પણ આવી. શિખરોને કોઈ વ્રત લેવું પડતું નથી. અહીં એકાંત બંધ બારણાની ભીંતો વચ્ચે હોય છે. શિખરોનું એકાંત અનંત ખુલ્લી દિશાઓનું હોય છે. પવન પર તળેટીમાં વળી એની સહેજ કે વધારે

ઊંચે જઈને હવા થઈ જાય છે. તે પણ જાણે ઊંચે જતાં નીરવ થઈ જાય છે. પવન બોલકો હોય, સ્વર પણ કાઢતો હોય, ના, એની ગતિ જ ધ્વનિ બની જતી હોય, ગતિ બોલે હવા તો મૂગી હોય.

કૂવાનું ટાઢું એકાંત કેવું છે એ જોવા સૂર્ય મધ્ય આકાશમાં આવે છે, પોતાનું નાનું શીતળ પ્રતિબિમ્બ જોઈને ધીરે ધીરે આગળ ચાલ્યો જાય છે, અહીં પવન તો સપાટી પર છે, તેમાં ગીત છે, અવાજો છે, ઘોંઘાટ છે. નીરવતા પણ હવા શાંત હોય તો જ હોય છે. એ પોતે જાણે પોતાની શાંતિથી અકળાય છે અને એ દોડવા માગે છે, ચકરાય છે. ધૂળનો સ્થંભ રચી ફેરવી ફેરવી આગળ લઈ જઈને ભાંગી નાખે છે અને જાણે બોજ ફેંકીને હળવી થાય છે. શૂરવીરો પાછળ વળીને જોતા નથી એવું શૌર્ય હવા પાસે ય હોય છે, આગળ વધે છતાં તે આગળનું જોઈ ન શકે એ માટે ધૂળ એની સાથે થઈ જતી હશે.

એકાંત તો સ્વયં હોય પણ હવે માણસને તે 'રચવું' પડે છે ! તે પહેલાં હતું જ, પણ માણસે આવી એનો ભંગ કર્યો અને હવે એને રચવાની કારીગરી શીખે છે !

હવા માટી નથી એ સારું છે, ઈશ્વર કરતાં યે મહાન – એને ઘડી શકાતી નથી. એ પોતે રણમાં રેતીની ટેકરી અને એની પાસે તળેટી રચી શકે છે તો વળી મટાડી પણ શકે છે – એમાં એને રમતની મઝા આવતી લાગે છે. રણનું એકાંત એને જ કંઈ ગમતું નથી. એના અફાટ એકાંતથી એ જ અકળાય છે અને પોતે જ મનફાવતી ગતિ કરી એકાંતમાં 'હું છું' એવો બોધ કરે છે. રણ પાસે શિખર પાસે છે એવું એકાંત નથી, હોય તો હવાની મરજી પર હોય છે.

આ માણસના સ્વભાવમાં એકાંત નથી, એને સામટા તૈયાર શબ્દો મળી ગયા છે. બેઠો બેઠો બોલી શકે છે. એ પોતે કંઈ બોલી બબડી, ગીત ગણગણી કે પછી ઊઠીને ચાલવા માંડી કે આંટા ફેરા મારીને એકાંતમાં યે એકાંત પોતાથી દૂર ન રહે તો પોતાને એનાથી દૂર રાખે છે – એકાંતમાં એ પોતાની સ્મૃતિમાં મૂગો મૂગો પડઘાયા કરે છે, પણ વધારે વાર એ પડઘા સહન કરી શકતો નથી, એને પડઘો પકડવાની જરૂર લાગે છેં પણ પછી છોડી દે છે. મૂગા બેઠેલા માણસ પાસે પડઘા હોય છે. એકાદ પડઘો તો કોઈ કવિ પાસે હોય.

પર્વતને મન હોય છે એવું તો હિલેરીએ કહ્યું નથી. કદાચ એ એથી જ જાગૃત એકાંતમાં છે ! મનમાં પડઘાતા ઘોંઘાટના એકાંતમાં હોય છે. ગાય ચરે છે, ઘેટું ચરે છે, ત્યારે જ્યાં હોય ત્યાં એની ખાવાની એકાગ્રતા સક્રિય પણ ઘોંઘાટ વિહોણું એકાંત અને એકલા બેસી વાગોળે એ પણ એકાંત. આ પ્રતિધ્વનિ જ શાંતિભંગ કરે છે, ધ્વનિ સાંભળી ગાય આંખ ઊંચી કરે, અવાજની દિશામાં જુએ પણ એનો પ્રતિધ્વનિ ને વિચાર, પ્રતિવિચાર નહીં. એની પાસે એકાંત છે, પૃથ્વી પર જીવને હોય એટલું એકાંત છે અને તેને સ્વકેન્દ્રિત કહેવાનું જોખમ પણ ખેડવા જેવું નથી. વાંસળીના પોલાણ અને એના છેદોમાં યે એકાન્ત છે, હવા એને સ્વર આપે ત્યારે પોતાના એકાન્તને ઘૂંટીને જે રચાયું હોય તે સ્વર બની લહેરાય, પણ એને તો માનવીની ફૂંક અને એને ગમતો જ લય, સ્વર કાઢવા પડે ! છતાં, એવો માણસ પોતાનું એકાંત છોડાવે એની પ્રસન્નતા સ્વર રૂપે રેલાતી હોય, એણે પોતે જ પોતાનો સ્વભાવ એવો રાખ્યો છે કે માણસ મારા સ્વભાવને સમજીને જ મારો સૂર કાઢે... પણ એવું વાંસળી જેવું ક્યારેક થાય છે અને ધીમો સૂર મરોડ લેતો વહે છે. શિખરનું એકાંત તો વર્ષાએ વાદળાં નીચે આવે છે ત્યારે ય માણસને ક્યાં મળે છે... હા, આ માણસ શિખર થવાનો નથી તો હું જ નીચે ઊતરી પેલા શિખરની જેમ એને ભીંજવું એવી આરતે મેઘજળ નીચે ઊતરે છે, મને અને ધરતીને ભીંજવે છે.

## દામિનીના પત્રો / શિરીષ પંચાલ

'શું કરીશ તારા આ પ્રેમપત્રોનું ?'

'કેમ, એ મારે જોવાનું.'

'એ તો બરાબર... મને એમ કે તું એક દિવસ બપોરે ઢગલો કરીને બેસીશ... અને એક પછી એક વાંચતી જઈશ...'

'અને આગમાં હોમતી જઈશ. પછી પેલી 'સરસ્વતીચન્દ્ર'ની કુમુદની જેમ એની રાખ કોઈ બાટલામાં ભરી રાખીશ. નવરી પડું એટલે એ રાખ સામે જોયા કરીશ... મન થશે તો પીવાના પાણીમાં ચપટીચપટી નાખી ગટગટાવતી રહીશ... ના ભાઈ, ના... આપણાથી તો એવું નહીં થાય. શું કરીશ તે પછી જોઈશું...'

'હું તો બધા ફાડી નાખીશ... તારે જોઈતા હોય તો એ આપું...'

'જરાય નહીં. એ તારી દુનિયા હતી. એમ માનજે કે ભોળપણમાં પગ મૂકી બેઠી હતી.'

'ભલે... આ તેં લખેલા બધા પત્રો...'

'અને આ તારા...'

* * *

૨000નો કોઈ એક દિવસ

દામિનીએ છપાયેલો એ પત્ર ફરી વાંચી જોયો. એ છપાયેલા એકેએક અક્ષરમાંથી પોતાની ઊભી થતી છબિને અંતરમાં કોરવાનો પ્રયત્ન કર્યો.

ઘરમાં બધાં સૂઈ ગયાં હતાં. એટલે અત્યારે એની આંખો વાંચનારું કોઈ જ ન હતું. તે ઊભી થઈ, પ્રકાશ તો ઘસઘસાટ સૂઈ રહ્યો હતો. કશો અવાજ ન થાય એ રીતે તે બીજા ખંડમાં આવી, આયનામાં જોયું. કાળાભમ્મર વાળમાંથી કેશની થોડીક સફેદ લટોને હવે છૂપી રાખી શકાતી નથી. કદાચ બેપાંચ વરસમાં તો અડધું માથું ધોળું ધોળું થઈ જશે. એણે ફરી સામે જોયું. મુખ પરની રેખાઓ ઉકેલવા માંડી, એ પત્ર લખનારી મુગ્ધ, ગભરુ કન્યા ક્યાં સંતાઈ ગઈ હતી ? ઝાંખીપાંખી થઈ હતી ? કે પછી પોતે જ એવું માની લીધું હતું ? હતી બરાબર એવી ને એવી જ તો એ પણ ક્યાં હતી ? પેલો પત્ર લખનારી કન્યાને લોહીના રક્તકણોમાંથી, હાડકાંનાં પોલાણોમાંથી શોધીશોધીને નવેસરથી એને ઘાટ અપાતો હોય તો આપવા બેઠી. કોઈ ધીમે રહીને બોલ્યું, ઉચ્છ્વાસ જેટલો જ આછો અવાજ એ હતો, પણ તેને સ્પષ્ટ સંભળાયો : 'શું કામ રાખમાંથી જીવતી મૂર્તિઓ પાછી ઊભી કરવા માગે છે ? જે જળ વહી ગયું છે એને પાછું વાળવા ન જા.' એ તે કંઈ પાછું આણી શકાય ? હા, હા, લાવી શકાય. કેમ ન લવાય ? વહી ગયેલું એ જ જળ બાષ્પીભૂત થાય... વાદળ... પવન... અને ફરી કડાકાભડાકા સાથે એ જળ અને આ હથેળી... ફરી એ જ જળમાં સ્નાન...

'અરે દામિની ! તું... તું આટલી વહેલી ? મારે તો પરીક્ષાની તૈયારી કરવાની છે એટલે ઊઠું છું, નહીંતર તો હું ઘોર્યા જ કરું ... પણ તું સૂઈ રહે ને ! કાલે તો મોટે મોટેથી રાડો નાખતી હતી કે મારું શરીર બહુ દુઃખે છે...'

'કોઈ વાર વહેલાય ઊઠાય. ચાલ ત્યારે. ત્યાં સુધીમાં તો છ વાગી જશે. તારા પપ્પા પણ ઊઠી ગયા હશે.'

'કમાલ છો તમે બન્ને. એ મોડી રાત સુધી હીંચકે ઝૂલતાં ઝૂલતાં કશુંક વાંચતા હતા, અને તું વહેલી સવારથી અહીં બેઠી છે. શું છે ? કંઈ મામલો ગંભીર તો નથી ને ? મારી કંઈ જરૂર હોય તો કહેજો. સંકોચ ના રાખતાં.'

દામિની ચોંકી ઊઠી. નિયતિ નાનપણથી જ ચાંપલી છે. ત્રણેક વરસની હતી ત્યાં સુધી એ ત્રણે સાથે સૂઈ જતાં હતાં. નિયતિ સૂઈ ગઈ છે એમ માનીને પ્રકાશ જરા વહાલ કરવા જતો ત્યારે નિયતિ ધીરે રહીને બોલી પડતી હતી. 'હું જાગું છું.'

'ના. ના. કશું નથી, કશું નથી ! શું હોય પણ ? હેં, શું હોય ?'

'અરે દામિનીબહેન... તમેય શું ? આ તમારી સામે બરાબ્બર એકવીસ વરસની દીકરી ઊભી છે... એ પુખ્ત મતાધિકાર ધરાવે છે... શું ગલ્લાંતલ્લાં કરી રહ્યાં છો ?'

'હવે તું જઈને ચા બનાવીશ ?'

'ચાલો ચાલો... ચા એવન... પેલા હોટલોવાળા જેને બાદશાહી રજવાડી કહે છે તેવી કે નાથદ્વારામાં ફૂદીનો-આદુ-મસાલાવાળી મળે છે તેવી ? કહો તેવી કરી આપું દામિનીબહેન, અને પીશો એટલે રાજાપાઠમાં, સૉરી, રાણીપાઠમાં આવી જશો. ચાલો, ડાયનીંગ ટેબલ પર બેસી જાઓ.

દામિની ડાયનીંગ ટેબલ પર જઈને બેઠી, હૃદયને હૃદયમાં જ સાચવી રાખવાનું હતું, આંખોના કોઈ ખૂણામાં એની આછીસરખી છાયા પણ લાવવી નહોતી. પણ એ જ તો કેટલું અઘરું હોય છે ! તે સામી ભીંતને તાકી રહી... એમાંથી શું પ્રગટશે ?

'અરે લો, આજે તો શો ચમત્કાર છે. પપ્પા પણ ઊઠી ગયા છે ને કંઈ ! મોડી રાત સુધી જાગે ને વહેલા ઊઠી જાય. ચાલો ચાલો બેસી જાઓ પ્રકાશચંદ્ર મહેતા. ખુરશી પર બિરાજો. તમારી સામે આ પિસ્તાલીસ વરસની દામિની...'

'દામિની શાહ બેઠી છે.' પ્રકાશ બોલ્યો અને થેપલાં પર માખણ ચોપડી રહેલી દામિનીના હાથમાંથી છરી નીચે પડી ગઈ.

નિયતિએ ઘડીભર તો બંનેની સામે જોયું.

'પપ્પા, રાતથી તમે અસ્વસ્થ છો. શું દામિની રિસાઈ ગઈ છે ? અરે તો એને મનાવી લઈએ. બોલતા કેમ નથી ? ચાલો... ચાલો... હમણાં તો નાથજી બાવાને યાદ કરીને એમની ધરતીનો જ આ ફૂદીનો છે એમ માનીને ચા પીઓ...

દામિનીએ અને પ્રકાશે સામસામે જોયું, હસવાનો પ્રયત્ન કરી જોયો. નિયતિએ ચા અને તાસકો મૂક્યાં. અચાનક પ્રકાશ ઊભો થયો. અંદરના ઓરડામાંથી એક નકશાપોથી લઈને ચાના બંને કપ ખસેડીને વચ્ચે મૂકી.

દામિની કશું બોલ્યા વગર ચુપચાપ જોતી હતી. તેને અંદેશો તો આવી

ગયો કે કંશુંક થશે, પણ નિયતિ બોલી પડી... 'અરે, આ વચ્ચે એટલાસ ક્યાંથી આવી ગયો ? મમ્મી; ક્યા બાત હૈ ? હંઅ બોલો બોલો.'

'એમને જ પૂછ ને !'

'જો આ નકશાપોથી છે. પાનાં ફેરવો... વચ્ચે વચ્ચે દરિયો... મોટી મોટી નદીઓ છે. ઊંચા ઊંચા પર્વતો... અંધારાં અંધારાં જંગલો...'

'જૂના જમાનાના રાજકુમારો આ બધું ઓળંગીને રાજકુમારીને પામવા નીકળી પડતા હતા...' નિયતિ હસતાં હસતાં બોલી, 'દામિની, તને મેળવવા પપ્પા આ બધું ઓળંગીને આવેલા, હવે મને મેળવવા પણ કોઈએ આવવાનું ને ?'

'હાસ્તો ને. આ તું કહે છે ત્યારે ખ્યાલ આવ્યો કે હવે અમારે તારા લગ્નની ચિંતા કરવી પડશે... તેં કોઈ રાજકુમાર શોધ્યો નથી ?' દામિની ગંભીરતાને ખંખેરવાનો પ્રયત્ન કરતાં બોલી.

'ના, આવશે એની મેળે.' નિયતિ બોલી ખરી પણ તેની નજર તો બંને સામે જ મંડાયેલી હતી.

'રાજકુમાર આવશે જ. પરંતુ હવેના રાજકુમારોને રાજકુમારીઓનાં હૈયાંની જાણ થતી નથી એનું શું ? આમ તમને એમ લાગે કે બધા કેટલા પારદર્શી છે. પણ એક ખૂણો એવો હોય જે બિલકુલ અવાવરુ હોય, એમાં શું છે એની તમને ખબર જ ન પડે. કેમ દામિની, હું ખોટું કહું છું ?'

દામિનીએ બાપદીકરી સામે જોયું. પ્રકાશ કશુંક દાઢમાં રાખીને બોલતો હોય એમ લાગ્યું.

'અરે દામિની... તારું હાજરજવાબીપણું ક્યાં જતું રહ્યું ? ધાણી ફૂટતી બંધ થઈ ગઈ ? ગરમી ઓછી પડી કે જુવાર ખરાબ આવી ?'

તો પણ દામિનીએ કશો ઉત્તર આપ્યો નહીં. પ્રકાશ કેમ આવું વાંકું વાંકું બોલ્યા કરે છે ? હંઅ... લાગે છે કે એણે પત્ર વાંચી કાઢ્યો છે. અને હા, એ કેમ ન વાંચે ? એ તો જાહેર સંપત્તિ, દરેકને વાંચવાની છૂટ.'

પ્રકાશ નકશાપોથીનાં પાનાં ફેરવતો હતો... હજુ કોઈ તીર આવશે ખરું. અને પ્રકાશ બોલ્યો : 'વચ્ચે નદીઓ આવે ખરી, પણ માત્ર નદીઓ ન હોય, ગોબી હોય, કલહરી હોય, સહરા હોય... તો શું કરવાનું ?'

'પપ્પા, હવેના રાજકુમારો પાસે હેલિકોપ્ટરો છે, વિમાનો છે...'

'સંભાળજે... સંભાળજે.' કહીને પ્રકાશ પોતાના ઓરડામાં જતો રહ્યો. પણ જતાં પહેલાં એક નજર દામિની સામે ફેંકી. અંદર જઈને બારણું ધડામ કરીને વાસી દીધું. એનો અવાજ દામિનીએ અને નિયતિએ સાંભળ્યો. કંઈક બીજા અવાજ પણ આવતા હતા.

નિયતિને એટલું તો સમજાઈ ગયું કે એ બંનેની વચ્ચે કંઈક બન્યું છે, પણ એવું તે શું ? આમ તો કશુંય નહીં. અને છતાં ચોવીસ કલાક પહેલાંની દુનિયા અને ચોવીસ કલાક પછીની દુનિયા... પરિમાણો કેટલાં બધાં બદલાઈ ગયાં હતાં. આટલી બધી હદે ? દામિનીને એક બેવાર પૂછી જોયું પણ એ તો મોંએ ખંભાતી તાળું લટકાવીને બેઠી હતી. એટલે એ સીધી પહોંચી ગઈ પ્રકાશ પાસે અને સ્પષ્ટ રીતે પૂછ્યું, 'પપ્પા, તમે કશુંક કહો તો સમજાય... આ શું ઘર માથે લઈને ફરો છો ?'

એટલે ધૂંવાંપૂંવા થયેલા પ્રકાશે કશું પણ બોલ્યા વિના પેલો છપાયેલો પત્ર જ વાંચવા આપી દીધો. 'લે વાંચ, પચીસ વરસ પહેલાં તારી માએ કોઈને પ્રેમપત્ર લખ્યા હતા... કશું પણ પૂછ્યાગાછ્યા વિના તેણે કોઈ સંપાદકને છેક હમણાં એ પત્ર મોકલ્યા અને પેલા બેવકૂફે છાપી નાખ્યા. એને શું ? એને તો સનસનાટી મચાવવામાં રસ. સાવ અંગત ઘટના જાહેર તમાશો બની ગઈ.'

નિયતિ કશું બોલ્યા વિના ચુપચાપ એ વાંચવા બેઠી: ખાસ્સા લાંબા પત્ર. પ્રકાશ કશું બોલ્યા વિના ત્યાં બેસી રહ્યો.

પત્ર પૂરા કરીને નિયતિ પ્રકાશને સમજાવવા બેઠી : 'પપ્પા, આવી ઘટના તો સામાન્ય કહેવાય. એમાં શા માટે ચિડાઈ જવાનું ?'

'પ્રશ્ન એ નથી. પચ્ચીસ પચ્ચીસ વરસથી સાથે રહેતી દામિનીને મેં ક્યાં ઓળખી છે ? હું ઓળખી શક્યો પણ નહીં. એમનાં પેટ નવ મહિના બાળકને સાચવી શકે અને એમનાં હૈયાં તો કદાચ નવ નવ જનમની ગુપ્ત વાર્તાઓ પણ જાળવી રાખતાં હશે. દામિનીએ પચીસ વર્ષ સુધી મને અંધારામાં રાખ્યો... હું કંઈ એવા સાંકડા મનનો નથી. પણ પત્રમાં એ એવું લખે છે કે માત્ર આ શરીર જ હું બીજાને સોંપીશ. તો આટલાં વર્ષો એના શરીરનો

જ આપણને પરિચય થયો ? એનું મન એણે ક્યાંક ભંડારી જ રાખ્યું હતું ? આટલું બધું અંતર ? એ મારી પત્ની હતી કે અભિનેત્રી ?'

'પપ્પા, શાંત થઈ જાઓ. દામિનીને હું પણ ઓળખું છું. હું તો એના લોહીમાંસમાંથી ઘડાઈ છું ને ? હું એની સાથે વાત કરીશ. તમે જરા ધીરજ રાખો.' નિયતિ તો તરત જ જઈ પહોંચી દામિની પાસે. પ્રકાશ ધીરજ રાખી શકે એવી સ્થિતિમાં ન હતો એટલે એ પણ નિયતિની પાછળ પાછળ ગયો અને બારણા આગળ ઊભા રહીને માદીકરીની વાતો સાંભળવા લાગ્યો.

નિયતિ ચુપચાપ દામિનીની સાવ નિકટ જઈ પહોંચી તો પણ તેને ખ્યાલ ન આવ્યો. તે તો બેધ્યાનપણે છત સામે તાકી રહી હતી. નિયતિને થયું કે એને વીંટળાઈ વળેલું આવરણ તોડવું પડશે, ભલે એ અત્યન્ત કઠિન હોય તો પણ.

'ઓહોહો... દામિની મહેતા, તમે તો ભાઈ, ભારે છૂપા રુસ્તમ નીકળ્યાં. પણ જે હોય તે. મને તો મજા પડી ગઈ... તું સાવ નાની ઉંમરે પ્રેમ કરી બેઠી. વાહ ભાઈ વાહ ! ચાલ ને તારા એ રોમાન્સની વાતો સાંભળીએ.'

'જો નિયતિ, અત્યારે મારું મન ઠેકાણે નથી. મને એ જગતમાં લઈ ન જા.'

'તો તું આ જગતમાંયે ક્યાં છે ? એ જગત પર પડદો જ પાડેલો રાખવો હતો ને ! આટલાં વરસે તેં શું કામ વાત માંડી ?'

'નિયતિ, કશુંક શૂળ ખટકતું હશે ? વર્ષો સુધી મેં એમ માની લીધેલું કે એ માત્ર દટાઈ રહેલો ભૂતકાળ હતો. પણ એક ઘડી આવી કે મને એ ભૂતકાળ ભૂતકાળ ન લાગ્યો. એ મારી અત્યારની ક્ષણોમાં ચોરીછૂપીથી આવીને બેસી જતો ભૂતકાળ હતો. મારે જરા ખળભળાટ મચાવવો હતો, મારા હૈયામાં ઝંઝાવાત ફુંકાય તો ભલે.'

'પણ મમ્મી, એ બીજાઓને પણ ખળભળાવતો ગયો ને ?'

'શું કરું બોલ ?'

'દામિની, તું કોઈને પ્રેમ કરી બેઠી, નિષ્ફળ થઈ... તમારાં લગ્ન ન થયાં, પપ્પા સાથે પરણી ગઈ. એવું તો બન્યા કરે. તમે અને આપણે સરસ જિંદગી જીવ્યાં... પણ આજે પ્રશ્ન થાય છે કે શું એ જિંદગી સરસ હતી ? તારા એ પત્રે બધું બદલી નથી નાખ્યું ? હું તારા હૃદયમાંથી નથી ઘડાઈ ? મારા

આ શરીરમાં માત્ર તારી આ કાયા ? સ્નેહનો એકે અંશ નહિ ?'

'નિયતિ, તને કેવી રીતે સમજાવું ? કદાચ ન પણ સમજાવી શકું. પ્રકાશને તો હવે જરાય સમજાવી નહીં શકું. આ પત્ર બહુ નાની વયે લખાયો હતો. ત્યારે એક નશો હોય છે. શરીરનેય પૂરું ઓળખ્યું ન હોય ત્યાં મનની ઓળખ તો હોય કેવી રીતે ? બસ... સપનાં સપનાં સપનાં... ધરતી પર તો પગ પડે શાના ? અહીંતહીં ઊડ્યા જ કરો... આ દુનિયા નહીં તો બીજી દુનિયા... જેને તમે પ્રેમ કરી બેઠા તે સિવાય જાણે કોઈ જગત જ નથી... લાગણીના ઘોડાપૂરમાં તણાઈ રહ્યા હો, એટલે મનમાં ને મનમાં બોલોય ખરા કે હું નાછૂટકે મારું નાશવંત શરીર બીજાને આપીશ, પણ મારો આત્મા તેમાં નહીં હોય. એને પણ એવું જ કંઈક કહીએ, કાગળમાં એવું બધું લખી પણ બેસીએ... નિયતિ, પછી ધીમે ધીમે સમજ આવે છે... હું કબૂલ કરું છું કે પ્રકાશ સાથે મારું લગ્ન થયું ત્યારે મારા મનમાંથી રાજેશ ભુંસાઈ ગયો ન હતો. મેં જાતે જ એ સંબંધ કાપી નાખ્યો હતો છતાં હું હૃદયને સમજાવી શકતી નહોતી. લગ્ન પહેલાં પ્રકાશ સાથે ત્રણચાર મુલાકાતો થઈ પણ કોઈ ભૂતકાળની વાત એમાં ડોકાઈ ન હતી. મેં કેમ કશું ન કહ્યું એ પ્રશ્નનો કોઈ ઉત્તર મારી પાસે નથી. અમે લગ્ન પછી પહેલી વાર મળ્યા...'

'દામિની, દામિની ત્યારે શું થયેલું ?'

'આપણેય કેવાં માદીકરી છીએ ? દીકરી માને પૂછે છે કે તારી પહેલી રાત કેવી હતી ? પ્રકાશને તો ક્યાંથી ખબર પડે કે એણે મારો જે હાથ પકડ્યો હતો તેમાં બીજા કોઈના હાથનોય દાબ હતો... હું થથરી ઊઠી હતી. મેં એની આંખોમાં જોયું. એમાં પેલા થથરાટનું પ્રતિબિમ્બ પડ્યું હશે. પરંતુ એ જુદી રીતે ઝીલાયું. એના સ્નેહ પાછળ તો કામ હતો, રાગની આગ હતી. એ મારી નિકટ સર્યો, ક્ષણના એક ભાગમાં તો થયું કે આ રાજેશ તો નથી ને ! પહેલી રાતે તો શરીર ઝોલાં ખાતાં હોય અને અહીં તો મારું મન ઝોલે ચઢ્યું હતું... પણ મારામાં રહેલી પેલી સોળ વરસની છોકરીને મેં છપ્પો આપ્યો... એ દાવ લેવા જાય ને હું એને પાછી મોકલી દઉં. નિયતિ, આ શરીર પણ કંઈ અજીબોગરીબ માયા છે. મન લાખ મના કરે પણ એ ક્યારે મનની આજ્ઞા માનવાની ના પાડી દે તેની તમને

ખબર પણ ના પડે. ક્યારે મારું શરીર સામાના શરીર સાથે હળીમળી ગયું એની ખબર ન થઈ તનને ન થઈ મનને. ખરેખર મારી પ્રતિજ્ઞા, મારો નિશ્ચય બધું ઓગળી ગયું.. એ પ્રતિજ્ઞા પણ હૃદયમાંથી પ્રગટી હતી, અને શરીર માટેની આ ઝંખના પણ આ જ હૃદયમાંથી પ્રગટી હતી. હું પ્રકાશમય બની, પ્રકાશિત થઈ...'

નિયતિની આંખો છલકાઈ આવી અને એનો સ્પર્શ બહાર ઊભા રહીને સાંભળતા પ્રકાશને પણ થયો.

* * *

રાજેશનું માથું ચક્કરભમ્મર થતું હતું. દામિનીને આ શું સૂઝ્યું ? આટલાં વરસ ગયાં અને છેક હમણાં એણે આ પત્ર છપાવ્યો ! છાપનાર પણ ચક્રમ હોવો જોઈએ. એને સનસનાટીઓ મચાવવામાં રસ હોવો જોઈએ... દામિની... એ અત્યારે કેવી હશે ? શું કરતી હશે ? ક્યા શહેરમાં રહેતી હશે એ પણ ખબર નથી. એની ભાળ કાઢું ક્યાંથી ? મારા સ્વભાવને કારણે જ એણે મને છેવટે ના પાડી. નંદિતાને આનો ખ્યાલ આવી જશે ? છપાવ્યો તો છપાવ્યો, નામ પણ એનાં એ રાખ્યાં ? એટલે જ આ પત્ર નંદિતા ના વાંચે તો સારું. રાજેશે એ અંક જ પસ્તીની વચ્ચે મૂકી દીધો. રાજેશ નંદિતાની જગ્યાએ દામિનીને ગોઠવી જોવાનો પ્રયત્ન કરવા લાગ્યો. નંદિતાએ દામિનીને પૂરેપૂરી વિદાય આપી નહોતી. પણ નંદિતાથી કોઈ વાતે અસંતોષ ન હતો. પણ આજે એ બધું તળેઉપર થઈ ગયું હોય એમ લાગ્યું. આટલાં વર્ષો સુધી ખબર નહીં એ ચિત્તના કયા નેપથ્યમાં ભરાઈ બેઠી હતી. અને એમાંથી પ્રગટ થતાં આટલી બધી વાર ? પણ આજે આ દામિનીએ આ શું કર્યું ? એ પત્રો એના હતા એ વાત સાવ સાચી. પણ હવે મારી અને નંદિતાની વચ્ચે દામિની ઊભી રહી નહીં જાય ?

નંદિતાને રસોડાનું કબાટ ગોઠવવું હતું એટલે તે જૂનાં છાપાં શોધવા બેઠી... કબાટ ગોઠવવું એ એના જીવનનો સૌથી વધારે કંટાળાજનક કાર્યક્રમ હતો. પરંતુ એ કર્યા વિના તો ચાલે નહીં, કેટલા બધા સમયથી એ બધું એવું ને એવું આડેધડ જ પડી રહ્યું હતું. કંટાળો આવે એ વાત સાચી અને

તોય નંદિતાના હાથનો સ્પર્શ થાય અને બધું સુંદરસોહામણું લાગવા માંડે. એવો વહેમ ભાગ્યે જ જાય કે આ કામ કરતી વખતે નંદિતા અકળાઈ ઊઠતી હશે, એને આ કામ ગમતું નહીં હોય.

છાપાંની પસ્તી ઉથામતાં ઉથામતાં 'અવસર'નો અંક તેના હાથમાં આવી ચઢ્યો. આ અંક તો હજી હમણાંનો છે, અને એને પસ્તીમાં કોણે ઉશેટ્યો હશે? આ કદાચ કૃતાર્થનું પરાક્રમ હશે. શું છે એમાં ચાલ જોઈ લઉં, નહીંતર પછી પસ્તીમાં જ મૂકી રાખું એમ વિચારીને 'અવસર'નાં પાનાં ઉથલાવવા બેસી પડી. તેની નજર દામિનીએ રાજેશને સંબોધીને લખાયેલા પત્રો પર પડી અને નામ વાંચતાં જ તે ચોંકી પડી. અચાનક તેને યાદ આવ્યું કે દાયકાઓ પહેલાં બાલ્યસખી શોભનાએ રાજેશ અને દામિનીના પ્રેમની વાત કરી હતી. વિવાહ વખતે રાજેશે જ કહ્યું હતું કે મેં જ એની સાથે સંબંધ તોડી નાખ્યો હતો. મને એ ફરંદી લાગી હતી. અને પછી તો રાજેશે ક્યારેય યાદ કરી ન હતી. વચ્ચે નંદિતા એક દિવસ પૂછી બેઠી હતી : 'તમને એવું નથી લાગતું કે દામિનીની ભાળ કાઢવી જોઈએ ?'

'જે દિશાએથી સ્વેચ્છાએ પગ વાળી લીધા હોય એ દિશામાં શા માટે જવું ?'

'તમારી જગાએ હું હોઉં તો ચોક્કસ તપાસ કરું... પહેલો પ્રેમ એ કંઈ ભૂલી જવા જેવી વાત નથી.'

'તેં કોઈને પ્રેમ કર્યો હતો ખરો ?'

'લો... પ્રેમ કરવાનો અવકાશ જ કોણે આપ્યો હતો ? સત્તર થયાં ને માબાપે એક બાઘા જેવો છોકરો બતાવી દીધો. અને આ નંદિતાબહેને બાંધેલા હવાઈ કિલ્લાઓમાં સુરંગ ચંપાઈ ગઈ !'

'એટલે શું હું બાઘો હતો ?'

'હતા નહીં, લાગતા હતા. સમજ્યા મારા છેલછોગાળા.'

'પ્રેમ ન કર્યાનો અફસોસ ?'

'જરાય નહીં ને ! જો સત્તર અઢારની કાચીપાકી ઉંમરે અહીં આવી ગઈ અને સ્વીકારી લીધું કે આપણે માટે કોઈ રાજકુમાર નથી, કોઈ આઇન્સ્ટાઇન નથી, આ જે છે તે સ્વીકારી લે. ગાડી દોડાવ એની સાથે અને ગાડી પૂરપાટ

દોડતી રહી. બહુ સમજ આવી જાય પછી લગ્ન કરીએ તો બધા પ્રશ્નો ઊભા થાય ને ! અધિકાર, ગરિમા, સ્વમાન...

એ ગાડીને આ પત્રે બ્રેક મારી હોય એમ લાગ્યું

એવી ને એવી જ, વિખરાયેલા વાળવાળી, બેચાર મસોતાંને પાસે રાખીને બેઠેલી, પત્ર વાંચવા બેસી ગઈ. શરૂઆતના પત્રોમાંથી નરી મુગ્ધતા, નર્યું વહાલ ટપકતું હતું. વાંચતાં વાંચતાં નંદિતાના કેશ કાળા થવા માંડ્યા, જૂનાં સોણલાંની મંજરીઓ મહોરી ઊઠી.[1] પણ જેમાં વધારે રસ પડ્યો તે તો છેલ્લો પત્ર હતો.

'ઊડ ઊડ ઉતાવળો, જાજે પિયુની પાસ,[2]
વળતાં લેતો આવજે, એની મીઠી વાસ.
સ્નેહી શંકા કરે અતિ, શોધે નિતનિત વાંક,
એથી પીડા ઊપજે, સખીઓ ગણે રાંક.

'તું ક્યારેક મારા ઉપર શંકા કરે એ તો સમજાય, અતિ પ્રેમ આવી શંકાના મૂળમાં હોય છે પણ છેલ્લા થોડા સમયથી કશુંક જુદું જુદું લાગ્યા કરે છે. આપણે મળીએ છીએ ત્યારે તું આગ્રહ કરી કરીને મને આ ખવડાવે છે તે ખવડાવે છે... વળી ખાધા ઉપર પાછો આઇસક્રીમ હોય, કોઈ શરબત હોય... તારી ભાવનાનો અનાદર કરું તો પણ તને ખરાબ લાગે એટલે ખાઈ તો લઉં છું, થોડા ચચળાટ સાથે... પણ એક વખત આપણે કોઈ હોટલમાંથી નીકળ્યા ત્યારે અમસ્તી જ હું ઉદાસ થઈ ગઈ હતી. પણ તારું એક વાક્ય મને વીંધી ગયું. તેં મને એવું પૂછ્યું કે આઇસક્રીમ ખાતી વખતે તને તારો ભાઈ યાદ આવેલો ? મેં કહ્યું કે હા. હવે મારે મારા ભાઈને આઇસક્રીમ ખવડાવવો પડશે....

અને તરત તેં મારા હાથમાં પાંચ રૂપિયા પકડાવી દીધા. મને ત્યારે આખી

૧. આ પંક્તિ ઉમાશંકર જોશીની છે.
૨. એક જમાનામાં કન્યાઓ પત્ર લખતી વખતે જે પંક્તિઓ ટાંકતી તેમાં પહેલી પંક્તિ આવી આવતી હતી.

રાત ઊંઘ ન આવી. મેં તને પહેલાં પણ કહેલું કે અમે સુખી છીએ. જે કોઈ પરિસ્થિતિ હોય એમાં સુખી, સુખી એટલે પેલા આનંદી કાગડા જેવા સુખી. ધનસંપત્તિની ક્યારેય લાલચ નહીં, કોઈની પાસે હોય એની અદેખાઈ નહીં.

ગયા અઠવાડિયે આપણે શહેરમાંથી પસાર થતા હતા. એક દુકાનમાં ઢીંગલીઓ જ ઢીંગલીઓ હતી. મેં તને કેટલી બધી ઢીંગલીઓ બતાવી, પણ તારું મન માને જ નહીં. કેટલી બધી ઢીંગલીઓ રૂડીરૂપાળી સજાવેલી હતી. એકે પર તારું મન ઠર્યું નહીં. પણ ખૂણામાં એક ઢીંગલી હતી, સાવ સીધીસાદી. નહીં ઘરેણાં, નહીં કપડાંનો ઠાઠ... તેં ઉત્સાહમાં આવીને મને કહ્યું : જો મને મળી ગઈ. જેવી જોઈતી હતી તેવી. બસ, હવે હું તેને શણગારીશ, ઘરેણાં પહેરાવીશ, શો કેસમાં મૂકીશ અને એની ત્રણે બાજુ આયના હશે... એ પોતાનું પ્રતિબિંબ નિરાંતે જોયા કરશે.

'રાજેશ, તારી વાત સાંભળીને મને બહુ બીક લાગી. હસીમજાકમાં, ક્યારેક કોઈ બીજાની વાત કરતી વખતે જે વાતો તું કરતો હતો. ક્યારેક ..નેમામાં તને જે સ્પર્શી જાય તેની જે વાતો તું કરતો હતો... આ બધી વાતો ભલે અલગ અલગ રીતે થઈ હોય, પણ મને એની પાછળ હવે એક ડિઝાઈન દેખાય છે. હું કદાચ ખોટી પણ હોઉં... પણ ના, મારો અંતરાત્મા મને કહે છે કે તું ખોટી નથી. આ બધું સમજવાની તો મારી ઉંમર પણ ક્યાં છે ? અને છતાં મને સમજાય છે પણ ખરું.

સાચું પુછાવો તો મને કશી ઝાકઝમાળ ગમતી નથી. મારી પાસે નથી એટલે એ ગમતી નથી એવું તું માની ના લેતો. તારું તો પાછું ભલું પૂછવું... ...ં એકબે વાર મને એવું પણ કહ્યું છે... અને એટલે જ મને તું આ લઈ આપે તે લઈ આપે તે ક્યારેય ગમતું ન હતું. એક વખત તો તેં મને અત્યંત સુવાસિત સાબુનું પેકેટ આપ્યું હતું. ત્યારે બજારમાં સામાન્ય સાબુ ત્રીસચાળીસ પૈસામાં મળતો હતો અને તેં આપેલા સાબુની કિંમત દોઢેક રૂપિયો હતી. એક વખત હું કોઈને ત્યાં લગનપ્રસંગે ગઈ હતી. બધા ત્યાં આવેલી ભેટસોગાદો જોતા હતા. મોટે ભાગે છાપેલી કિંમતોની ચબરખીઓ ભેટ આપનારાઓએ ઉખાડી લીધી હતી. મેં ભોળે ભાવે પૂછ્યું તો મને ખબર પડી કે આપણે આપીએ તેનું મહત્ત્વ, તેની કિંમતનું નહીં... તે જ વખતે

મને યાદ આવ્યું. તેં આપેલી બધી ભેટસોગાદોમાં કિંમતની ચબરખીઓ એવી ને એવી જ હતી. એવું કેમ ?

મનનો એક ભાગ એમ કહે છે કે આવી બધી ચિંતાઓ છોડો. દુનિયા આમ જ ચાલે છે. પણ એ મન તો લુચ્ચું છે. એ ગણતરીઓ કર્યા કરતું મન છે. મારું બીજું મન ભોળિયું છે. તે બીકણ પણ છે. એ મને ચેતવે છે. એ તો કહે છે : આ તો પાશેરામાં પહેલી પૂણી છે.

રાજેશ, રોમાન્સ તો અત્તર જેવો હોય છે. ચારે બાજુ મહેંક મહેંક, તમને છલક છલક છલકાવી દે. થોડી વારમાં અત્તરેય ઊડી જાય અને મહેંક પણ ઊડી જાય. થોડી થોડી વારે અત્તર છાંટતા રહેવું પડે.

નાની ઉંમરે પ્રેમ કરવો એ સાહસ છે. સાહસ રહે ત્યાં સુધી બરાબર, એ જ્યારે દુસ્સાહસ બને ત્યારે જ તકલીફ થાય. તું કેટલાક સમયથી મુંઝાયેલો મુંઝાયેલો રહે છે, મારી સાથે જોડાયો એ કારણે ? હવે પસ્તાવો થાય છે ? તો તો હા પસ્તાવો વિપુલ ઝરણું... મારી વર્તમાન હાલતથી તને સંકોચ થાય છે ? તું મળે છે ત્યારે હવે બહુ બોલતો નથી, તું ઓછાબોલો રહે તેની સામે મને વાંધો નથી. પણ તું તો આંખો દ્વારાય ઓછું બોલે છે. આ સંજોગોમાં મારે શું કરવું ? છઆઠ મહિના સ્વર્ગમાં ઘૂમી લીધું, હવે ધરતી પર આવી ગઈ. આ થોડા સુખની સ્મૃતિઓ વાગોળતી રહીશ. તું મને જાકારો આપે એ પરિસ્થિતિ મારે માટે બહુ અકારી પુરવાર થાય, સામે ચાલીને હું જ તને કહું છું કે આપણો સંબંધ અહીંથી પૂરો. મેં તને હૃદયદાન કર્યું છે, એ હૃદય તો બીજી કોઈ પણ વ્યક્તિને નહીં જ આપું. હા, શરીર તો સમર્પિત કરવું પડશે.

તમને બધાને તો જીવનમાં બીજી મુશ્કેલીઓ નથી પડવાની. ઉન્નત ગિરિશૃંગોના વસનારા તમે...'

નંદિતા પરસેવે રેબઝેબ થઈ ગઈ, વર્ષો જૂનાં પરસેવા જાણે ઝમી રહ્યાં હતાં. કોઈને પ્રેમ કરવો એ અપરાધ નથી, કોઈક લાચારીથી સપ્તપદીના મંત્રો ન ઉચ્ચારાયા તેનોય વાંધો નથી. પણ કશીક ગણતરીથી પ્રેમ કરવો એ તો અમાનવીય કહેવાય. રાજેશ આવું કરી બેઠેલો ? આ રાજેશ ? અને આટલાં વર્ષો મારી સાથે ગાળ્યાં તોય આમાંનું કશું બહાર આવ્યું નહીં. કયો

રાજેશ સાચો ? દામિનીનો સાચો કે મારો સાચો ? જો દામિનીનો સાચો હોય તો ? બાપ રે ! આ જ્ઞાન લઈને જીવવું કેવી રીતે ? અને જો મારો રાજેશ સાચો હોય તો દામિનીવાળો ગયા જનમનો ? કે પછી બંને સાચા ? કે બંને ખોટા ?

'અરે, તું અહીં બેઠી બેઠી શું કર્યા કરે છે ?' રાજેશ નંદિતાને શોધતો શોધતો અહીં આવી ચઢ્યો. એણે તિરછી નજરે જોઈ લીધું કે નંદિતાના હાથમાં શું છે ? એ વંચાઈ તો ગયો હોવો જોઈએ. હવે ?

'અહોહો ! જરા આયનામાં તો જો. કેવી હાલત તેં તારી બનાવી મૂકી છે ?'

'આ વાંચ્યા પછી મારી જે હાલત થઈ છે એના કરતાં તો સારી ...'

નંદિતાની વાતનો શો જવાબ આપવો એની કશી સૂઝ પડી નહીં... નંદિતાની આંખો સામે જોવામાંથી તે છૂટવા માગતો હતો.

'ચાલ, હવે ઊભી થા તું, બહુ મન પર લાવવું નહીં. હું જરા મારું કામ પરવારું.'

રાજેશે ત્યાંથી જવા પગ ઉપાડવા માંડ્યા.

'અત્યારે જરા આપણે વાત કરીએ ?'

'આવી હાલતમાં ? તું જરા પરવાર તો ખરી ?'

'ના. મારે બેચાર વાતોના ખુલાસા અત્યારે ને અત્યારે જોઈએ છે... બેસો મારી સામે.'

રાજેશને થોડો ડર લાગ્યો. હવે નંદિતાનો સામનો કરવો જ પડશે. એમાંથી કોઈ રીતે છટકી નહીં શકાય.

'તમે દામિનીને ના પાડી હતી કે એણે તમને ના કહી હતી ?' નંદિતા પૂછતી વખતે રાજેશની સામે એકી ટશે જોઈ જ રહી.

'હવે આટલાં વરસે એ બધી આળપંપાળ શા માટે ? જૂના પોપડા ઉખેડવામાં આટલો બધો રસ તને શા માટે ?'

'તમને કહેવામાં કોઈ વાંધો ખરો ? ભૂલી તો નથી ગયા ને ? કે જાણી કરીને ભૂલકણાનો પાઠ ભજવી બતાવશો ?'

'દામિનીએ જ સામે ચાલીને ના પાડી હતી. પણ કોઈ કરતાં કોઈને આની ખબર પડે તો મારી આબરૂ જાય એ બીકે ત્યારે મેં એવી વાત કહી હતી.'

‘તમારી ખોખલી આબરૂ બચાવવા તમે એની છાપ બગાડી ? ... તમે વર્ષો પહેલાં એને ફરંદી કહી હતી... આ પત્ર લખનારી વ્યક્તિ ફરંદી હોઈ ન શકે. તમારામાં આવો રાજેશ પણ છે એમ જો કોઈએ કહ્યું હોત તો હું માનત પણ નહીં.’

‘હવે ?’

‘કંઈ નહીં... હું દામિનીનો પત્તો મેળવીને એને મળીશ.’

રાજેશે નંદિતા સામે જોયું, જોયા જ કર્યું. તે એને અટકાવી શકે એમ ન હતો, નંદિતા દામિનીને મળશે અને તે એનો કોઈ અંશ લઈને પાછી આવશે ત્યારે ફરી દામિની એની સામે ઊભી રહી જશે, કેવી લાગશે ત્યારે ?

## સાભાર સ્વીકાર

મન્ટો : વાર્તાસંગ્રહ અને લેખકપરિચય અનુવાદ : શરીફા વીજળીવાળા, પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ, ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ, મૂલ્ય રૂ.૧૩૦/-

વિનોદિકા : વિનોદલેખોનો સંગ્રહ : અંજની પારેખ, પ્રકાશક : સાહિત્ય સંગમ, બાવાસીદી, પંચોલી વાડી સામે, ગોપીપરા, સૂરત-૩૯૫ ૦૦૧, મૂલ્ય રૂ.૧૦૦/-

ઉંદરભાઈને આંખો આવી : બાળકાવ્યો : ડૉ. આઈ.કે.વીજળીવાળા, પ્રકાશક : કૃતિકા શાહ, ‘કિલ્લોલ’, બાળકો માટેનું દવાખાનું, ડૉક્ટર્સ હાઉસ, કાળા નાળા, ભાવનગર-૧, મૂલ્ય રૂ.૨૫/-

ગીતકવિ ભાનુપ્રસાદ પંડ્યા : એક અભ્યાસ, કૃપા ઠાકર, વિક્રેતા : જાહ્નવી પ્રકાશન, ડૉ. કનૈયાલાલ ભટ્ટ, કાશીકૂવા પાસે, ધાંગધ્રા-૩૬૩ ૩૧૦, મૂલ્ય રૂ.૧૦૦/-

# કુલસમ / કર્તારસિંહ દુગ્ગલ
અનુવાદ : શરીફા વીજળીવાળા

ખાવાની પણ નહીં ને પીવાની પણ નહીં... તો પછી બૂઢા બાબા આજે શહેરમાંથી એવી તે કઈ ભેટ લાવ્યા હતા? યુવાન સ્કૂલ માસ્ટરનાં અજંપ પગલાંનો ટપ ટપ અવાજ બાબાની અંધારી ઓરડીમાં આવીને શમી ગયો. જમણી બાજુ કંઈ નો'તું. સામે સાદડી પાથરેલી રહેતી. એ સાદડી પર બેસીને બૂઢા બાબા હંમેશાં ભજન કર્યા કરતા સાદડી પર એક માળા પડી હતી. બસ એને બાદ કરતાં ઓરડીમાં અંધારા સિવાય કંઈ નો'તું. ભલે દિવસ હજી નો'તો આથમ્યો પણ બૂઢા બાબાની ઓરડીમાં અંધારું ફરી વળ્યું હતું. અને હવે જુવાન સ્કૂલ માસ્ટર આંખો ફાડીને અંધારામાં કશુંક શોધી રહ્યો હતો. ખાવાની પણ નહીં ને પીવાની પણ નહીં તો પછી એ ચીજ હતી શી?

અને પછી એ જુવાન સ્કૂલ માસ્ટરે જોયું કે બૂઢા બાબાની ઓરડીના આછા અંધારામાં એક છોકરી થાંભલાને વળગીને ઊભી હતી. ઊંચી, ગોરી-ગોરી, હાથ એક લાંબા વાળ... જાણે ચમેલીની વેલી એના ભરપૂર જોબનમાં સુગંધ ફેલાવતી ઉપર ચડી ગઈ હોય... અને જુવાન માસ્ટરની આંખો ફાટીની ફાટી રહી ગઈ.

'ખાવાની પણ નહીં ને પીવાની પણ નહીં !'

થાંભલાની સામે અંધારામાં એક ખાટલો હતો. ખાટલા પર રંગબેરંગી ચોકડાવાળી ચાદર પાથરેલી હતી.

'મારું નામ કુલસમ છે.'

કેટલો બધો સમય વીતી ગયો. જુવાન સ્કૂલ માસ્ટરની આંખો મટકું પણ માર્યા વગર ઘડીક ખાટલાને તો ઘડીક થાંભલાને ચોંટેલી, પરી જેવી છોકરીને તાકી રહી હતી. એને જોઈ જોઈને એ ભાન ભૂલી રહ્યો હતો.

'મારું નામ કુલસમ. તમારું નામ શું છે?' એ છોકરીના ફૂલની પાંખડી જેવા હોઠ ફરીથી ઉઘડ્યા.

અને જુવાન સ્કૂલ માસ્ટર જાણે થાકીને લોથ થઈ ગયો હોય એમ ખાટલા

પર ઢગલો થઈ ગયો. એને લાગ્યું જાણે એ એની જિંદગીનાં પચ્ચીસ વરસ ચાલતો જ રહ્યો હોય.

એટલે જ તો ડોસો ઉતાવળો થઈ રહ્યો હતો ! સ્કૂલ માસ્ટર વિચારવા માંડ્યો. વારેવારે સંદેશો મોકલતો હતો. માસ્ટરજીને કહેજો એમના માટે ભેટ લાવીને રાખી છે. પણ સ્કૂલ બંધ થયા પહેલાં એ કઈ રીતે આવી શકે ? સાંજે રજા પડી, છોકરાં પોતપોતાના ઘરે ગયાં. પછી છેક માસ્ટરજી પધારી શક્યા. આવીને પૂછ્યું તો જવાબ મળ્યો : ખાવાની પણ નહીં ને પીવાની પણ નહીં એવી ચીજ છે.

ખરેખર જ ખાવા પીવાની ચીજ નો'તી.

ખાવાની ચીજ કેમ નો'તી ? એ તો અને આખ્ખે આખ્ખી ગળી જવાનો. પીવાની ચીજ કેમ નો'તી ? એ તો એના દાંતો પર દાંત રાખીને આખ્ખે આખ્ખીને એક જ ઘૂંટડામાં પી જવાનો. જુવાન સ્કૂલ માસ્ટરનું અંગે અંગ તલસી ઊઠ્યું. એની આંખોમાં નશો ઝલકવા માંડ્યો. એક રોકી ન શકાય એવું તોફાન એની નસેનસમાં ઉછાળા મારતું હતું.

આઝાદી કદાચ આને જ કહેવાતી હશે. હજી તો દેશ કાલે આઝાદ થયો હતો. 'સારે જહાં સે અચ્છા હિન્દોસ્તાં હમારા !' અને હજી બીજા દિવસની સાંજ નોતી પડી ત્યાં એની સામે એક પરી ઊભી હતી.

કુલસમ !

હાથ અડાડવાથી મેલી થઈ જાય એવી છોકરી !

'મારું નામ કુલસમ છે.'

અને જુવાન સ્કૂલ માસ્ટરને યાદ આવ્યું કે એ ગામમાં હિંદુ, શીખ છોકરીઓ દિવસના અજવાળામાં ઘર બહાર નો'તી નીકળી શકતી. મુસલમાન ગુંડાઓ આવતી જતી છોકરીઓની મશ્કરી કર્યે રાખતા પણ એમને ટોકવાવાળું કોઈ નો'તું. એક તો ફિરંગીઓનું રાજ અને એમાં આખ્ખા પંજાબ પર મુસલમાનોનું શાસન ચાલે. ધોળે દા'ડે કોઈની પણ પાઘડી ઉછાળવી કોઈનાં ઘર લૂંટવાં ધોળે દા'ડે કોઈની વહુ-દીકરીને ઠેકાણે પાડી દેવી એ બધું મુસલમાન પડોશીઓ માટે રમતવાત હતું. કારણ કે એમને રોકવા-ટોકવાવાળું કોઈ નોતું.

અને આજે એની સામે એક પરી ઊભી હતી. જાણે કે કોઈને સાત પરદા પાછળથી કાઢીને લાવ્યા હોય એવી... સાચું મોતી.

જુવાન સ્કૂલ માસ્ટરનું અંગેઅંગ તલસી ઊઠ્યું હતું. એની આંખોમાં વાસના છલકાતી હતી. એના હોઠ પર લુચ્ચું હાસ્ય રમવા લાગ્યું. એણે આગળ વધીને થાંભલા સાથે વળગેલી છોકરીનો હાથ પકડ્યો અને એને ખાટલા બાજુ ખેંચી. છોકરી એની જગ્યાએથી તસુભાર પણ ના ખસી. જુવાન સ્કૂલ માસ્ટરે ફરીથી અને પોતાની તરફ ખેંચી છોકરી હતી તેમની તેમ જ થાંભલાને વળગીને ઊભી રહી.

'તમે પહેલાં વાત તો કરો.' એણે ફરિયાદ કરી.

જુવાન સ્કૂલ માસ્ટરને બીજી કોઈ વાત સૂઝતી નો'તી. એ એની જીદ પર અડેલો હતો. અને વારેવારે છોકરીને પોતા તરફ ખેંચી રહ્યો હતો.

'તમે મારી સાથે લગન કરી લો. પહેલાં તમે મારી સાથે લગન કરી લો. પારકા મરદ સાથે કોઈ ખાટલા પર કેવી રીતે બેસી શકે ?' છોકરીએ આજીજી કરી. જુવાન સ્કૂલ માસ્ટરના ચહેરા પર એવી ને એવી જ પશુતા હતી. એની આંખોમાં એવી ને એવી જ વાસના ડોકાતી હતી. એ બોલતો કંઈ નો'તો પણ છોકરીને ખાટલા તરફ ખેંચ્યે જતો હતો.

'તમે આવું ના કરો. હું તમને હાથ જોડું છું તમે આવું ના કરો. પહેલાં તમે મારી સાથે લગન કરી લો. તમે જુવાન છો. જેની સાથે મારી સગાઈ થઈ હતી એ તમારા જેવડો જ હતો. તમારા જેવાં જ કદકાઠી. તમારા જેવું જ મોટું માથું. તમારી જેમ જ મોતીના દાણા જેવા દાંત. દંગાખોરોએ એના ટુકડેટુકડા કરી દીધા. મારા મા-બાપ, મારા ભાઈઓ, મારાં બધાં જ સગાંવહાલાંઓને કિરપાણોથી કાપી નાખ્યાં. ખબર નથી હું કેવી રીતે બચી ગઈ. હું ગાંડાની જેમ ભાગી રહી હતી. ત્યારે આ બૂઢા બાબા મને પકડીને લઈ આવ્યા. એમણે રસ્તામાં વાયદો કર્યો હતો કે એ મને કોઈની સાથે પરણાવી આપશે... તમે મારી સાથે લગન કરી લો !'

જુવાન સ્કૂલ માસ્ટરને કંઈ સંભળાતું નોતું. એનું રોમેરોમ વાસનાના નશામાં ધૂત હતું. પોતાની તમામ તાકાતથી એણે છોકરીને ખાટલા તરફ ખેંચી. પણ છોકરીએ થાંભલો ન જ છોડ્યો. એ હતી ત્યાંની ત્યાં જડાઈ રહી.

'તમે મારી સાથે લગન કરી લો. હું તમને પગે પડું છું. પહેલાં તમે મારી સાથે લગન કરી લો ! ક્યારેય કોઈ જુવાનજોધ છોકરીએ આવી વિનંતી કરી છે ? ક્યારેય કોઈ કુંવારી કન્યાએ આમ મોં ખોલ્યું હશે ? તેમ મારી સાથે લગન કરી લો ! હું તમારી દાસી બનીને રહીશ !'

જુવાન સ્કૂલ માસ્ટરને કંઈ સંભળાનું નો'તું, કંઈ દેખાતું નો'તું. નરી વાસનાથી ફુતકારતો એ ઊઠ્યો અને થાંભલા સાથે વળગેલી છોકરીને બેઉ બાવડેથી ઝાલીને ખાટલા તરફ ખેંચી. ત્યારે પળવાર માટે એ લાચાર છોકરી પણ સિંહણ બની ગઈ. એણે પૂરી તાકાતથી પેલાને ધક્કો માર્યો. જુવાન સ્કૂલ માસ્ટર ઊંધા માથે ખાટલા પર પટકાયો.

'હું તમને હાથ જોડું છું.' છોકરી ચોધાર આંસુએ રડતી જતી હતી. સ્કૂલ માસ્ટર ગુસ્સામાં દાંત પીસતો ખાટલા પરથી ઊભો થઈ ફલાંગો ભરતો ઓરડીની બહાર નીકળી ગયો.

બૂઢા બાબા લીમડા હેઠળ બેસીને સૂતળીનું વાણ વણી રહ્યા હતા. યુવાન સ્કૂલ માસ્ટરની વીતકકથા સાંભળીને એણે તકલી ત્યાંની ત્યાં પડતી મૂકી દીધી અને 'એની તે માની, જોઈ મોટી લગન કરવાવાળી !' કહેતાંક એ ઓરડીમાં ગયા. અંદર ઘૂસતાંની સાથે જ એણે કમાડ ભીડી લીધાં.

લગભગ ત્રણેક મિનિટ પછી કમાડ ઊઘડ્યાં અને બૂઢો લુંગીની ગાંઠ બાંધતો બહાર નીકળ્યો. 'જાઓ માસ્ટરજી, હવે કોઈ જાતની ચિંતા વગર અંદર જતા રહો.' કહેતો દરવાજાની બહાર રાખેલી પાણીની લોટી ઉઠાવી અને લીમડા હેઠળ બેસીને હાથ ધોવા લાગ્યો.

ધીમાં ધીમાં ડગલાં ભરતો સ્કૂલ માસ્ટર ઓરડીની અંદર ગયો. ઓરડીના ઝાંખા અંધારામાં એણે જોયું કે પેલી છોકરી હવે ખાટલાની ઈસ પર બેઠી હતી. એની પીઠ એના તરફ હતી. એનાં રેશમી કપડાં મસળાઈ ગયાં હતાં. એના માથે ઓઢણી નો'તી. એના પીંખાયેલા વાળની એક લટ એના ભીના ગાલ સાથે ચોંટેલી હતી. એની ડોક પરથી પરસેવાની ધાર વહેતી હતી. સ્કૂલ માસ્ટર એની સાથે ખાટલા પર બેસી ગયો. છોકરી આ વખતે ઊભી ના થઈ ગઈ. સ્કૂલ માસ્ટરે છોકરીના ખભા પર હાથ મૂક્યો. છોકરી હલી સુધ્ધાં નહીં. 'કુલસમ !' સ્કૂલ માસ્ટરે એને બોલાવી. ત્રણ મિનિટ પહેલાં

જે છોકરી હાથ જોડી જોડીને આજીજી કરી રહી હતી, એ હવે એકદમ જ ચૂપ હતી.

અને પછી ઓરડીમાં અંધારું છવાઈ ગયું. કદાચ બહાર સૂરજ આથમી ગયો હતો.

મૂળશીર્ષક : 'કુલસમ'

## વાર્તાકાર વિશે

કર્તારસિંહ દુગ્ગલ પંજાબી ભાષાનું જ નહીં, પણ ભારતીય સાહિત્યનું મોટું નામ છે. સાહિત્ય જગતના મોટા ભાગના પુરસ્કારો એમને મળી ચૂક્યા છે. ૨૨ વાર્તાસંગ્રહોમાં લગભગ ૫૦૦ જેટલી વાર્તાઓ પ્રકાશિત થઈ ચૂક્યા છે. આ લેખક પાસેથી વિભાજનની કારમી પરિસ્થિતિને વર્ણવતી એક કરતાં વધુ વાર્તાઓ મળી છે. જો કે એમની વિભળની વિષયંક વાર્તાઓ વાર્તાકળાની કળાત્મકતાના માપદંડથી માપીએ તો ઊણી ઊતરતી લાગશે.

## એક પત્ર

પ્રિય હર્ષદભાઈ,

લોકસાહિત્યને લગતા તમારા આગામી પરિસંવાદમાં ભાગ લેવાના નિમંત્રણ માટે આભાર. હવે કાર્યશક્તિ ઘટી ગઈ હોવાથી અને હાથ ઉપરનાં અધૂરાં કામોને પહોંચાતું ન હોવાથી, હું આવી શકીશ નહીં, તો દરગુજર કરશો. તમે 'લોકસાહિત્ય-સાહિત્યવિવેચનનાં ગૃહીતોના પરિપ્રેક્ષ્યમાં' એ વિષય વિશે બોલવા મને કહ્યું છે. તો એ બાબતના બેચાર મુદ્દા નીચે ટપકાવું છું – એવી આશાએ કે પરિસંવાદની ચર્ચા માટે તે ઉપયોગી લાગશે :

૧. 'લોકસાહિત્ય' / 'શિષ્ટસાહિત્ય' / 'પ્રશિષ્ટ(સંસ્કૃત વગેરે) સાહિત્ય'/ મધ્યકાલીન સાહિત્ય – આ પ્રકારનું વિભાગીકરણ આપણે અર્વાચીન સમયમાં પશ્ચિમની પદ્ધતિની કેળવણી આપી અને પશ્ચિમના સાહિત્ય (અંગ્રેજી વગેરે)નો પ્રભાવ પડ્યો ત્યારે વિભાગીકરણનો જે મૉડેલ આપણને મળ્યો તેને આધારે કરેલ છે તે પુનર્વિચારણા માગી લે છે. 'લોકસાહિત્ય' એ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું જ અતૂટ સાતત્ય જાળવે છે – વિષય, સ્વરૂપ, અભિવ્યક્તિ, પદાવલિ, છંદ ને ભાવના એ બધી બાબતમાં તથા પ્રયોજ્ય કલા – performing arts લેખે. પણ સમાજમાં નવશિક્ષિત નાગરિક સમાજ ગ્રામીણ પરંપરાગત સમાજથી જુદો પડી ગયો – અને પશ્ચિમની પ્રેરણાથી નવી શૈલીના સાહિત્યનું નિર્માણ થવા લાગ્યું. તે કારણે પરંપરાગત સાહિત્યને 'લોકસાહિત્ય'ના ખાનામાં આપણે નાખી દીધું. આ મુદ્દો મેં 'ભારતીય પરંપરા અને આપણે' એ મારી પુસ્તિકામાં પૃ. ૩૫-૩૭ ઉપર ચર્ચ્યો છે, અને 'ઉદ્દેશ'ના

છઠ્ઠા (જાન્યુ.૯૧) અંકમાં (પૃ.૨૩૮) તેનો સંકેત કરેલો છે.

૨. સાહિત્યનો વિભાવ પણ એક સર્વસ્પર્શી વિભાવ તરીકે પુનર્વિચારણા માગી લે છે. પાશ્ચાત્ય સાહિત્યવિચારને પ્રભાવે અર્વાચીન સાહિત્યમાં આપણે પ્રાચીન, મધ્યકાલીન અને પરંપરાગત સાહિત્યોને આજના માપદંડે માપીએ છીએ, તેથી તપાસમાં વિકૃતિઓ પેદા વિના રહેતી નથી. રસ-આનંદ આપવાના પ્રયોજન ઉપરાંત પહેલાંનું સાહિત્ય સાથોસાથ વિવિધ પ્રયોજનો સિદ્ધ કરતું – મીરાં, સૂરદાસ, નરસિંહ, પ્રેમાનંદ વગેરેને આજની આપણી રુચિના રસાસ્વાદનાં ધોરણો, અને કેવળ પાઠ્ય સ્વરૂપ, લઈને મૂલવીએ એમાં તેમને ન્યાય નથી થતો. તેવું જ લોકસાહિત્યનું. મેં 'કાવ્યપ્રપંચ' એ લેખસંગ્રહમાં 'પ્રાચીન ભક્તિકવિતાની આસ્વાદ્-સમસ્યા' (પૃ.૨૨-૨૪) એ લેખમાં આ મુદ્દો સ્પર્શ્યો છે.

૩. એટલે 'લોકસાહિત્ય'ના 'સાહિત્ય'ના વિભાવની પુનર્વિચારણા સાથે લોકસાહિત્ય'ના વિવેચનની સમસ્યા સંકળાયેલી છે. અર્વાચીન-આધુનિક સાહિત્યનાં મૂલ્યાંકન-ધોરણો એને લાગુ પાડવા જતાં તેમાનું ઘણું અ-સાહિત્ય કે ક્ષુલ્લક સાહિત્યની કોટિમાં ધકેલાઈ જવાનું.

કુશળ હશો.

એ જ

હ ભાયાણીના નમસ્કાર

—

## 'સન્નિધિ'ની સાતમી બેઠક

'સન્નિધિ'ની સાતમી બેઠક ૨:૫:૨૦૦૪ના દિવસે જયદેવ શુક્લ(સાવલી)ના નિવાસસ્થાને યોજાઈ હતી. પરીક્ષાઓને કારણે કેટલાક મિત્રો આવી શક્યા ન હતા. આ બેઠકમાં જયદેવ શુક્લ, પ્રતીક્ષા બ્રહ્મભટ્ટ, પુરુરાજ-બકુલા જોષી, રાજેશ-મમતા પંડ્યા, હસિત-પિન્કી મહેતા, કિશોર-દર્શના વ્યાસ, મણિલાલ પટેલ, મીનળ દવે, રાજેન્દ્ર-લતા-એષા નાણાવટી, શિરીષ-ચંદ્રિકા-યુયુત્સુ પંચાલ ઉપસ્થિત રહ્યા હતા.

આરંભે શિરીષ પંચાલે ડબલ્યુ.બી.યેટ્સની અતિખ્યાત કૃતિ 'સેઈલિંગ ટુ બાયઝેન્ટિયમ'ને નિમિત્તે થોડી ચર્ચા કરી હતી. આ કવિએ પોતાના આયર્લેન્ડનાં પ્રાદેશિક સાહિત્ય, લોકસાહિત્યની પરંપરાઓને કેન્દ્રમાં રાખીને રચનાઓ કરવાના આગ્રહો શા માટે રાખ્યા હતા અને 'આઈરિશ સાહિત્ય' માટે જ પોતાની મથામણો શા માટે કેન્દ્રિત કરી એની ચર્ચા કરી. આ ચર્ચા

આપણા સંદર્ભે ઉપયોગી નીવડી શકે. સાથે સાથે વિલિયમ બ્લેક, સ્વીડનબોર્ગ, ભારતીય ઉપનિષદો ઉપરાંત ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજકારણ સાથેની ઘનિષ્ટતા; પોતાના પ્રિયતમાને રીઝવવાના પ્રયત્નો અને એ બધામાં સાંપડેલી નિષ્ફળતા અને એની હતાશા, તથા આર્થર સિમોન્સ જેવાના સાન્નિધ્યથી પ્રતીકવાદનો પરિચય : આ બધાં એમની કવિતાને કેવી રીતે ઘડતાં ગયાં તેના વિશે પણ કેટલીક આનુષંગિક ચર્ચા થઈ.

જયદેવ શુક્લે પોતાનો એક લલિત નિબંધ વાંચ્યો, એ નિમિત્તે કાવ્યગંધી ગંધ અને નિબંધના ગદ્યનું રસાયન કરવા જતાં કેવા પ્રશ્નો ઊભા થાય તેની નિખાલસ ચર્ચા થઈ.

સાહિત્યવિવેચન કે સાહિત્યના ઇતિહાસમાં કેટલાક ગ્રંથો ઉપર આપણું ધ્યાન જતું નથી. ક્યારેક એમાં કેટલીક ચર્ચા મહત્ત્વપૂર્ણ હોય છે. આના અનુસંધાનમાં મુકુન્દરાય પારાશર્યના 'રુચિનો દોર' (સં. જ્યોતિ પારાશર્ય)ના ગ્રંથમાં બ.ક.ઠાકોરની કેટલીક કૃતિઓના કર્તૃત્વના પ્રશ્નો ચર્ચાયા છે. જ્યોતિ પારાશર્યે હરગોવિંદ ત્રિવેદીનું અગાઉ પ્રસિદ્ધ થઈ ચૂકેલું કાવ્ય 'ઉર થરપે નહીં મારું' આ લેખમાં ટાંક્યું છે. આ કાવ્ય બ.ક.ઠા.ના 'વિરહનું આંસુ' કાવ્ય પૂર્વે પ્રગટ થઈ ચૂક્યું હતું; એની કબૂલાત ખુદ બ.ક.ઠાકોરે પણ નાથાલાલ દવે પર લખેલા પત્રમાં કરી હતી.

મૂળ પ્રશ્ન 'ભણકારા', 'પ્રેમનો દિવસ', 'એક તોડેલી ડાળ' જેવી રચનાઓનો છે. શિરીષ પંચાલે એ પ્રશ્ન રજૂ કર્યો કે 'ભણકારા' કાવ્યની જે સંરચના છે, એક પંક્તિમાંથી બીજી પંક્તિ, એક કલ્પનમાંથી બીજું કલ્પન, એક સાથે પ્રગટતાં અનેક સ્તર (અને એમ જ અન્ય રચનાઓનું સમજવું) – આવું કાન્તસદૃશ નિબંધન - બ.ક.ઠા.ની અન્ય કેટલી રચનાઓમાં જોવા મળે છે ? આજે શૈલીવિજ્ઞાન જે રીતે આગળ વધ્યું છે તે કર્તૃત્વના પ્રશ્નો ઉકેલી શકે છે. બ.ક.ઠાકોરની વ્યક્તિતાને સાશંક નજરે જોવાનો આની પાછળ આશય નથી. હરિ ઝીણાનાં આ કાવ્યો છે એવું કોઈ રીતે પ્રમાણિત કરી શકાવાનું નથી. એટલે એ કાવ્યો બ.ક.ઠા.ના જ ગણાવાનાં છે પણ તેમની સાથે ચિત્તના નેપથ્યે આ નામ રમ્યા કરવું જોઈએ. અહીં હરગોવિંદ ત્રિવેદી અને બ.ક.ઠાકોરનાં કાવ્યો તુલના માટે રજૂ કરીએ છીએ :

## ઉર થરપે નહીં મારું

ક્યાંય ઉર થરપે નહીં મારું
પ્રભુ ! હું તે કેમ જિગર ઠારું..........................ક્યાંયે.
ઘડી ઘડી ઊભરી કોકિલા ટહુકે, હૃદય પાથરતી રસાળું.
આ અહીંયા સ્ફુરી વેલ રૂપાળી, મહકી સુગંધ ઉર બ્હોળું....ક્યાંયે.
મંદ ગતિ કરી સમીર રમે આ વેલી સુમન સહ કેવું,
ઝરમર ઝરમર ઝવી રહે છે વાદલડી ઉર ભોળું............ક્યાંયે.
ફર ફર ફર ગતિ વાયુ રમે આ એકલ વળી મળી ટોળાં;
કૂજે કોકિલ ઘડી ઘડી ઊલટે, અધિક અધિક રૂપાળું.........ક્યાંયે.
મ્હોર, કળી, ફૂલ, સ્નિગ્ધ વેલ, તરુ, વહેન વહે મદવાળું;
ચાંદની, વાદળી, સૌરભ, સખી સહ નદીનું આ શું ગાણું....ક્યાંયે.
આ સહુ ફિક્કાં વહે છે, તુજ વિણ કળ નવ ભાળું;
ઓ સખિ ! ઓ સખિ ! હૃદયને દે રસ, ઉર ન થરપે મારું. ક્યાંયે.

હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી

## વિરહનું આંસુ

ક્યાંય ઉર ના થરપે મ્હારું રે પ્રભુ હું તે કેમ જિગર ઠારું ?
ઝરમર ઝરમર આ ઝવી રહે છે વાદળિયો ઉર ભોળાં;
મન્દ મન્દ ગતિ રમે અનિલ આ એકલ વળી મળી ટોળાં - પ્રભુ.
કૂજે કોકિલ ઘડિ ઘડિ વિસમી અધિક અધિક રઢિયાળું,
મ્હોર કળી ફુલ સ્નિગ્ધ વેલ તરુ વ્હેન વ્હે મદ વારું - પ્રભુ.
સંધ્યા, તુજ આ ભભક અનેરી ચમક જ ઘેરી ચલાવે,
સુતનુ કુરંગી વત્સશું ગેલતી સ્મૃતિસણકા સળકાવે - પ્રભુ.
હાય ! દિવસ આવો જ હતો એ, સાંઝે આમ ખીલી'તી,
અમે ચાંદની તે પછી ઉજળી નદી વાંકે પીધી'તી - પ્રભુ.

છે એ સંધ્યા, નદી, બગીચો, એ જ કુરંગી, કોકિલ;
એ સૌંદર્ય-અમી પણ, જાતાં એક, બન્યું વિખ કાતિલ !
પ્રભુ હું તે કેમ જિગર ઠારું રે ક્યાંય ઉર ના થરપે મ્હારું !

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર*

આ બેઠકમાં 'કવિતા' વિશે રાજેશ પંડ્યાએ, 'કવિલોક' વિશે જયદેવ શુક્લે સમીક્ષાઓ રજૂ કરી. આપણી સાહિત્યિક સંસ્થાઓ વિશે વિચારો વ્યક્ત કરતો મનોજ રાવળનો પત્ર વાંચ્યો.

ઉપરાંત એવું નક્કી થયું કે અર્વાચીન ગુજરાતી સાહિત્યના ઇતિહાસ માટે જે કેટલીક મજબૂત સામગ્રીઓ ખૂટે છે તેમાં સાહિત્ય સામયિકોની સૂચિ છે. કિશોર વ્યાસ કેવી કેવી રીતે સૂચિ કરી શકાય (આપણી પાસે ધીરુભાઈ ઠાકર અને ચી.ના.પટેલે કરેલી સૂચિઓના નમૂના છે) તેનું એક ડોળિયું તૈયાર કરે, એ વિશે સલાહસૂચનો હવે પછીની બેઠકમાં ચર્ચાય અને પછી સન્નિધિ પરિવારના મિત્રો (અને બીજાઓની પણ મદદ લઈ શકાય) આ કામગીરી ઉપાડી લે, પ્રારંભના તબક્કે સુધારકયુગ અને પંડિતયુગનાં સામયિકોની કામગીરી આરંભીએ.

'સન્નિધિ' માટે કેટલાકે શંકાઓ વ્યક્ત કરી છે. ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે વાતાવરણ વધુ ને વધુ સમૃદ્ધ બને, નવી નવી કલમો આગળ આવે એ માટેના બનતા બધા પ્રયત્નો કરવા ધારીએ છીએ. અહીં કુલડીમાં ગોળ ભાંગવાની કે અંદર અંદર કપાઈ મરવાની કોઈ વાત નથી, હોઈ પણ ન શકે. આ બેઠકમાં એવું પણ ઠરાવવામાં આવ્યું કે વર્ષના અંતે ગુજરાતી ભાષાના કેટલાંક પુસ્તકો વિશે મિત્રો ચર્ચા કરે. એવી જ રીતે વર્ષ ભરની આપણી સામયિકપ્રવૃત્તિની પણ નોંધ લેવાય. હવે પછીની બેઠકોમાં દર વખતે એક ભારતીય પ્રશિષ્ટ કૃતિ અને એક વિદેશી પ્રશિષ્ટ કૃતિનો પરિચય પણ આપવામાં આવશે. ક્યારેક ક્યારેક આ માટે બહારથી મિત્રોને નિમંત્રીશું.

* આ બંને રચનાઓના પાઠ 'રુચિનો દોર'માંથી લેવામાં આવ્યા છે.

મણિલાલ પટેલ સંપાદિત 'પરસ્પર' અને જયદેવ શુક્લને ત્યાં લાડુ-વાલના બ્રહ્મભોજન (જેના કણેકણમાં તેમનાં માતૃશ્રી વીરબાળા બહેનનાં પ્રેમવાત્સલ્ય હતાં) ને સ્મરતાં બધાં વિખૂટા પડ્યાં, હવે પછીની બેઠક ૨૦મી જૂને, રાજેન્દ્ર નાણાવટીને ત્યાં સવારે નવ વાગે મળશે.

## સામયિકસમીક્ષા / કિશોર વ્યાસ

કવિતા : ફેબ્રુઆરી-માર્ચ, ૨૦૦૪

૬૦થી વધુ રચનાઓને સમાવતા આ અંકમાં પણ ગીત-ગઝલનો માહોલ વરતાય છે. વોલ્ફ બિયરમાન, જેઇન ભંડારી તેમ જ અજ્ઞેય અને મહારાજ કૃષ્ણ સંતોષીના અનુવાદો અહીં ધ્યાન ખેંચે છે. પર ભાષાનાં કાવ્યોનો સતત પરિચય ભાવકોને સંપડાવવાનો 'કવિતા'નો આ યત્ન પ્રત્યેક અંકના ભાગરૂપ બની રહેતો હોય છે. અહીં ગીત રચનાઓમાં 'અનિચ્છાએ પરણીને સાસરે ગયેલી કન્યાનું ગીત' (રામુ પટેલ ડરણકર) કે 'છોકરાનાં સરનામાં શોધતી પ્રૌઢ કન્યાનું ગીત' (રમેશ શાહ) ખર્ચાઈ ચૂકેલા રંજક વિષયો છે. 'અબે, ઓ છમિયા...' (અનિલ વાળા) રચનામાં પણ રજૂઆતનું તેમ ભાષાનું બોદાપણું છે. ડાહ્યાભાઈ પટેલની 'ખરા બપોરે' ગીત રચનામાં ફફડાટ, તતડાટ, તરખાટ જેવા પ્રાસને મેળવવા 'બકવાટ' જેવો શબ્દપ્રયોગ કાનને ખૂંચે છે. વિનોદ જોશીની 'આપણુંય એવું' રચનાના આરંભનો ચમત્કાર કાવ્યના અંત સુધી સાચવી ન શકાતા કવિની કીર્તિ મુજબની રચના સાંપડતી નથી. જોકે ભાવનગરના વિનોદ જોશી કહે છે કે આ કવિતા કોઈ અન્ય વિનોદ જોશીની છે. લાલજી કાનપરિયાની 'લાગણિયુંનો રાસ' જેવી સામાન્ય રચનાની તુલનાએ 'દરિયો ડોલે' અને 'અત્તર જેવી વાત'નું ભાવસંવેદન આસ્વાદ્ય છે. ભાનુપ્રસાદ ત્રિવેદીએ પણ કંઈ જુદું કરવાના પ્રવાહમાં ઠસ્સો, બસ્સો, કસ્સો, ડસ્સો જેવી પ્રાસયોજનામાં શબ્દોની ઠરડમરડ કરીને ગીતને વણસાડી મૂક્યું છે. હરિહર જોશીની 'સખી ! પરણ્યાને હળવે જગાડું'... રચના સોંસરવા ચાલતા લયને લીધે ભાવકોને ગમી જાય એવી છે. પ્રેયસીના તૂટી ગયેલા ચંપલ સાથે પોતાના ચંપલને પણ તોડીને ગબ્બર ચઢવાના ને

રસ્તે મોચી ન મળ્યાના ધન્ય ભાગ્યને હળવી સેરમાં બકુલ ત્રિપાઠીએ ગૂંથી છે. એ જ રીતે અદી મીરઝાંની ગઝલ રચનાની કેટલીક નોંધપાત્ર પંક્તિઓ ભાવકનું ધ્યાન ખેંચ્યા વગર રહે નહીં એવી છે. ટૂંકમાં કેટલીક કાવ્યરચનાઓ અને અનુવાદો આ અંકનો વિશેષ બની રહે છે. 'અતીતની ગંધ' (જેઈન ભંડારી, અનુ.મહેશ દવે) રચનામાં ભૂતકાળની સ્મૃતિઓને ઘ્રાણેન્દ્રિય દ્વારા ઉકેલાઈ છે એ કારણે આપણી સંસ્મરણ કૃતિઓથી એ અલગ પડી જાય છે.

આ અંકમાં મહેશ દવે લિખિત 'પૈસા અને કવિતા'નું લખાણ યાદગાર બની રહે એવું છે. મબલખ રૂપિયાના વહીવટમાં અટવાતા કાવ્યતત્ત્વની જિકર કરતાં આવાં લખાણો પણ કવિતા ચાહકોની રુચિ ઘડવામાં નિમિત્ત બની શકતાં હોય છે. તાજેતરમાં પ્રસિદ્ધ કાવ્યસંગ્રહોમાંથી ચૂંટેલી રચનાનું પ્રકાશન, કવિને શ્રદ્ધાંજલિ આપવા એમની જ પ્રગટ કરાતી રચનાઓ, સર્જકોની તસવીરો જેવા રાબેતા મુજબના લોકપ્રિય વિભાગો અહીં પણ છે. 'કવિતા'નો આરંભ તો એના મુખપૃષ્ઠથી જ થાય છે. એવો વાચકોનો પ્રતિભાવ અહીં પણ સાચો પડતો જણાશે. વાયોલિનના ક્લોઝઅપવાળું આ મુખપૃષ્ઠ અંકમાં સમાવિષ્ટ દિલીપ રાવળ, રેખા સરવૈયા, યોગેશ પંડ્યા, અબ્દુલ ગફાર કાઝી, વંચિત કુકમાવાલાથી માંડીને યોસેફ મેકવાન, સુરેશ દલાલની નબળી રચનાઓને કહેતું જણાશે કે ઉશનસ્‌ના 'તારે લીધે જ' કે પછી મહેશ દવે અનૂદિત 'અતીતની ગંધ' જેવી રચનાના કંઈક નોખા જ સૂરને છેડો ને...!

## સામયિકસમીક્ષા / મણિલાલ હ.પટેલ

ગદ્યપર્વ : જાન્યુઆરી, ૨૦૦૪

આજથી (૨૦૦૪) સોળેક વર્ષો પૂર્વે પ્રારંભાયેલું 'ગદ્યપર્વ' સામયિક, સર્જનાત્મક ગદ્યની વિવિધ કૃતિઓ પ્રકાશિત કરતું રહ્યું છે. પ્રારંભનાં વર્ષોમાં નવાં વલણોની (આધુનિકોત્તર કહી શકો.) ટૂંકી વાર્તાઓ પ્રકાશિત કરતાં રહીને એણે ખાસ્સું ધ્યાન ખેંચેલું. પછીનાં વર્ષોમાં, 'ગદ્યપર્વ' વળી મૌખિક પરંપરાનું, પ્રદેશ-વર્ણ અને વર્ગગત લોકસાહિત્ય તથા આદિવાસીઓનું લોક

સાહિત્ય પ્રકાશિત કરતું હતું. આવા દસ્તાવેજીકરણનું મૂલ્ય જરૂર હોય છે પણ જો એ જ પ્રગટ થતું રહે તો એના વાચકવર્ગને એ વિશે ઘણી મુશ્કેલીઓ પડે. 'ગદ્યપર્વ' માટે આવું થયું પણ હતું. કોઈ પણ સામયિક જ્યારે તંત્રી સમ્પાદકનું માત્ર વાજિંત્ર બની જાય ત્યારે એણે વેઠવાનું આવે છે. તંત્રી-સમ્પાદક આ સામયિકમાં વારાફરતે – અંદરોઅંદર – બદલાતાં રહે છે-ત્યારે પણ કેટલાક પ્રશ્નો ઉદ્‌ભવવાના. સામયિકનો ઉદ્દેશ કે એમાં પ્રગટ કરવામાં આવતી કૃતિઓ કે સાહિત્યની રીતિભંગિઓ બદલાય છે કે પછી વ્યક્તિગત સંતોષ મેળવવા ખાતર આવું થતું હશે ? ઘણી વાર શોભાના-નામના-પરામર્શકો હોય છે; ને એ નામોય બદલાતાં રહે છે. ખેર... હમણાં વળી 'ગદ્યપર્વ'માં વાર્તા-નિબંધ-નાટક-ગદ્યાંશો ઇત્યાદિ પ્રકાશિત થાય છે.

જાન્યુઆરી-૨૦૦૪ (અહીં સમીક્ષિત) 'ગદ્યપર્વ'નો આ સળંગ ૬૨મો (અને ૧૬મા વર્ષનો બીજો) અંક છે. આ અંકમાં જનક ત્રિવેદીનો, વ્યતીતરાગને સારી રીતેભાતે આલેખતો લલિત-નિબંધ 'શ્રાવણનાં થોડાં માવઠાં' પરિવેશ, તાદૃશ તથા ગદ્યની આસ્વાદ્યતાની દૃષ્ટિએ ધ્યાનપાત્ર છે. અષાઢનાં ચિત્રો કરતાં લેખક શ્રાવણની શોભાને વધારે ભાવથી વર્ણવે છે. વરસાદ-ઘર-ગામ-પાદર-મેળાઓના આલેખન વચ્ચે બીલીપત્ર તથા ધતૂરો લેવા જવાની વાત અને બાપુજીની શિવકથાનું વાતાવરણ તાજગીભર ગદ્યમાં સહજ રીતે પ્રગટે છે. મેળાનું વર્ણન વિગતપ્રચુર રહીનેય સમગ્ર પરિસરને એકદમ ચાક્ષુષ કરી દે છે... એમાં બાળકોની ભાવસૃષ્ટિ અને તનમનની હડિયાપાટી લેખક સારી રીતે પ્રગટાવી શક્યા છે. અંકની વાર્તાઓમાં હેમાંગિની રાનડેની 'ઉનાળો' વાર્તા એનાં રચનાસ્તરોને લીધે કૈંક અંશે સંતોષ આપે છે. શહેરની માળા જેવી જગ્યા-ગલી. એમાં ઓરડીઓ... એમાં ગૂંગળાતું, કણસાતું ને ભોગવાતું, ઉપેક્ષાતું જીવન કૈંક મૂંગા – અબોધ બાળક જેવું લાગે છે. જે છેવટે અબોધ બાળકની જેમ કચડાઈ જતું – અકસ્માતોમાં ખલ્લાસ થઈ જતું પમાય છે. પ્રથમ પુરુષમાં કથા કહેવાઈ છે ને એનો કથક છે યુવાન. બેકારી, માબેનની જવાબદારી અને બિમાર બાપાની ચિંતા. છતાં યુવાન નિઃસહાયપણે રોજેરોજ ખાલીખાલી સમય પસાર કરે છે. બહુબહુ તો સામી ચાલીમાં રૂમની બહાર બાંધી રાખતા એક મૂંગા અબોધ બાળકને

જોયા કરે છે. એ બાળકને જોઈને દયા દર્શાવતી પડોશણ કાકીને આ યુવાનમાં રસ પડે છે – એને એ શરબત પીવડાવે છે ને એ નિત્યક્રમમાં છેવટે કાયાનાં દળણાં દળાવવાનો સિલસિલો શરૂ થાય છે. પેલું અબોધ બાળક બાંધવાનું રહી જતાં ગલી પાસે અકસ્માતમાં કચડાઈ જાય છે ને અચાનક માળો માણસોથી ઊભરાઈ જાય છે... રોજની લગભગ નિર્જન લાગતી જગ્યા કીડિયારું બની જાય... બાપાના અવસાનની રાતે વરસાદ પડે છે - ને માને ચિંતા થાય છે કે ચિતા માટેનાં ભીનાં લાકડાં સળગશે ?- જીવનગતિ સાથે અહીં એનાં સ્તરો અને માણસોનાં વૃત્તિદાસ્યોમાં અટવાતી નિયતિ લેખિકા દર્શાવી શક્યાં છે.

પ્રવીણ ગઢવીની વાર્તા 'રેશમી ગાંઠ' જાતીયતાને આલેખે છે. સ્થળ સંજોગ–ચાંદની રાત–એકલવાસ–વ્યતીતનાં સંવેદનો બધું સુચારુ રીતે ગોઠવાયું છે. સિદ્ધાર્થ પોતાનાં ખેતર ખેડનાર રાણું ભાભીને ત્યાં – શહેરથી આવ્યો છે ને મા બ્હારગામ ગઈ છે એટલે – જઈ ચઢે છે... ને પછી તો રાણું ભાભીનું રૂપ અને એમની જ પહેલથી કાંચળીની રેશમી ગાંઠ ખૂલે છે... રંગદર્શી છટામાં કહેવાતી વાર્તા માનવવૃત્તિથી આગળ વધતી નથી–એટલે સારી રીતે કહેવાઈ હોવા છતાં એની આંતર રચનામાં એવાં જીવનસ્તરો કે નિયતિસંકેતો નથી મળતાં, એટલે રાજીપો થતો નથી.

કાનજી પટેલ કવિતા-વાર્તાને ડાયરીમાં (કે મનની ડાબલીમાં ?) કેદ કરીને છેલ્લા કેટલાક સમયથી વિચરતી જાતિઓનાં કાર્યોમાં તથા એવું મુખ પરંપરાનું સાહિત્ય ભેગું કરવામાં ('વહી' એનું વાહન છે.) મચેલા છે. 'રાણા પરતાપના વંશજ' આ અંકમાં લીધેલી - એમની વાર્તા કમભાગ્યે ઘટના-પ્રસંગોનો હારડો બનીને રહી જાય છે – મેઘો લુહારિયો ને એની વહુ શકરી ખેડૂતોનાં ગામડે ગામડે ફરીને એમનાં ખેતહથિયારાં ઘડી ખાઈને જીવતર ગુજારે છે. એમણે જે વેઠવું પડે છે એની વાતો લેખકે સપાટ રીતે સંવાદોમાં ને પ્રસંગોમાં ગોઠવી દીધી છે. તળ બોલીના લસરકા અને રચાતો પરિવેશ જરાક ગુણવત્તા દાખવે છે – બાકી બધું અભિધામાં જ અટવાતું રહે છે.

મંગળ રાઠોડે ક્યારેક કવિતા સારી કરી છે – પણ વાર્તાએ એમને હાથતાળી જ આપી છે. 'કૂવો' વાર્તા પણ પ્રસંગ અને કાવાદાવા કથનથી આગળ વધતી

નથી. એક જમાનામાં વણકરોને શાહુકારો પોતાના કૂવે પાણી ભરવા દેતા ન હતા. લેખકે એ આખો ઈતિહાસ બાલાવબોધી શૈલીમાં ગાયો છે ને પછી નવો કૂવો કરી આપવા બાબતે શાહુકારોના મનમાં રહેલી ગણતરી – વણકરોને દૂરના દૂર વાસમાં જ રાખવાની યોજના – જીવણ દ્વારા સમજાવાય છે. કરસન વાસમાં કૂવો થતો હોય તો થવા દેવાના પક્ષમાં છે - કૂવો થાય છે - ને એમ સવર્ણો અને દલિતો વચ્ચેનું અંતર આજે ય ઘટતું નથી એમ લેખકે સીધેસીધું લખ્યું છે. જો આ વાર્તા (આમ તો પ્રસંગકથા) દલિત સાહિત્ય બનવા માગતી હોય તો જીવણની વાતને પૂરતી જગ્યા નથી મળતી અને અન્યાય સામેના એના અવાજને લેખક ઉપસાવવા મથે છે પણ વાતોના પથરાટમાં બધું વિખરાઈ જાય છે. કથન અને સંઘર્ષની ભૂમિકાએ દલિત વાર્તાની ગતિ સોંસરવી હોય ! અહીં એ નથી.

જિતેન્દ્ર પટેલની ‘રાતપાળી’ વાર્તા એક તરફ મિલમજૂરોની જીવનચર્યા અને એમનાં સપાટી પરનાં સુખો તથા માંહ્યલાં દુઃખોને ચીંધે છે તો બીજી તરફ ગામડામાં હવે કમાવાની જગ્યા નથી એથી નિઃસહાય યુવાનો શહેરમાં આવી વધુ લાચાર થતા દેખાડે છે. વાર્તાનો કથક બાપાનો ધકેલ્યો શહેરમાં કાકા સાથે મિલમાં ‘રાતપાળી’ બદલીઓ માટે ઝંખે છે. કાકીને કાકાની રાતપાળીને લીધે ‘પેટ મંડાતું’ નથી–ની વ્યથા છે. છેવટે કાકી કેવી રીતે છોરો પામે છે – એ સંકેત સાથે વાર્તા પૂરી થાય છે. બેત્રણ સ્તરે નિરાશાને વર્ણવતી આ વાર્તા એકંદરે સંતોષજનક છે.

લાભશંકર ઠાકર આજકાલ (એકાદ વર્ષથી) ‘બકો છે. કલ્પો ?’ શ્રેણીમાં કાવ્યાભાસી કાવ્યો અને સપાટ સંવાદો કે પ્રલાપ જેવાં વર્ણનો–કથનોવાળું ગદ્ય આપવા બાટકેલા છે. અહીં મોં–જીભ–કાન–બગાસું બકાના સંવાદો છે– જેમાં સપાટી પરનાં વિધાનો અને ભાષાવ્યય છે એટલા સંકેતો કે રમ્ય ભાષા ભાત મળતાં નથી. ભાષા જોડે ભાષા વડે એ રમત કરતાં કરતાં જીવનના લયને લખવા – રજૂ કરવા ચાહે છે પણ ક્યાંક કહેવતો કે જાણીતા અર્થગર્ભ સંકેતો આવે એટલું જ અહીં આશ્વાસન છે – બાકી આવી લાંબી રચનાઓ છાપીને બધાં જ સામયિકો કાગળનો દુર્વ્યય કરી રહયાં છે એમ લાગે છે. પ્રયોગોને નામે કવિ પોતાના નામને વટાવ્યે રાખે એ દુઃખદ છે. સાંપ્ર–

જીવનના સંદર્ભો તો જુદો જ તકાજો કરતા ઊભા છે, એ વિશે આપણો સર્જક વધુ સજાગ ને સક્રિય બને તો આવા પ્રલાપો - જલ્પનો આપોઆપ ખરી પડશે. લાભશંકર ઠાકર પોતાનું જ સપાટ અનુસરણ - શબ્દફેરે - કરી રહ્યા છે.

મધુ રાયે ૧૯૯૮માં લખેલું એકાંકી 'તારા' અહીં પ્રગટ થયું છે. મધુ રાયની સર્જક મુદ્રાઓનો પરિચય કરાવતું આ એકાંકી મૈત્રી, પ્રેમ, સંબધો, નૈતિકતા - જેવાં જીવનમૂલ્યોના હ્રાસ વચ્ચે બે દેશો વચ્ચે વ્હેંચાયેલાં યુવાનોના મુક્ત જીવન વ્યાપારો અને કૈંક નિરર્થકતાઓને પણ મજાકભરી શૈલીમાં આલેખે છે. મગન-છગન-તારા જેવાં નામધારી યાત્રો જે અદ્યતન શૈલીએ અલ્ટ્રામોડર્ન ગતિવિધિઓની વાતો કરે છે એ તખ્તા પર માણીએ તો એબ્સર્ડનો અને જીવનવેદનાનો – બલકે લાચારી/હતાશાનો વધારે પરિચય મળે એમ છે.

આમ, અડધોઅડધ નબળી કૃતિઓ પ્રકાશિત કરતા 'ગદ્યપર્વ'-ને ય ૨૧મી સદીના પ્રથમ દાયકામાં પગે પાણી વળતાં પમાય છે.

## 'વહી' : જાન્યુઆરી-મે, ૨૦૦૪

આ અંક (સળંગ અંક ૧૩-૧૪) જોતાં બધી વાતે નિરાશ થવાય છે. કાનજી પટેલ 'વહી'ને 'કવિતા લૌકિક વિધિ અને સમાજનું સામયિક' બનાવવા ચાહે છે. આ અંકમાં કોઈક કોઈક રચનામાં કાવ્યત્વના તણખા મળે છે. કેટલીક મુખપરંપરાની કૃતિઓ અન્ય ગ્રંથોમાંથી લઈને અહીં એમ જ મૂકી દીધી છે. એ કૃતિઓની ભૂમિકા કે અંતે સંદર્ભનોંધ-તથા કયા વિશેષે કરીને અહીં સમાવી છે ? એવું તેવું સંપાદક કે તંત્રીશ્રી નોંધતા નથી. લૌકિક વિધિ કે મૌખિક પરંપરાની રચનાઓ ગુચ્છમાં લેવાય, એની આગળ ને પાછળ જરૂરી ભૂમિકા તથા વિશેષ નોંધ મૂકાય તો જ હેતુ બર આવે ન અન્યથા. ડૉ.ઊર્મિ સમીર શાહે 'ગોર્યો અને પ્રાચીન ભારતીય પરંપરા'માં વિગતે નોંધ સાથે અગિયાર રચનાઓ કે રચનાઅંશો રજૂ કર્યા છે. આ કૃતિગુચ્છ અંકનું જમા પાસું છે.

'મુહર્રમ(તાજિયા) અને મૃત્યુ બાદ ગવાતા મરશિયા' પ્રકાશબેન પ્રજાપતિએ રજૂ કર્યા છે - એમાં ભૂમિકા તથા ટિપ્પણ મૂકાયાં હોત તો સારું

થાત. જેમકે 'ભંગુરિયુ'-માં મોટાનાં લોકગીતો પૂર્વે સુભાષ ઈષાઈ થોડી પૂર્વભૂમિકા આપે છે. આવી રચનાઓ સંદર્ભે અભ્યાસનોંધ કે તંત્રીની વિશેષ નોંધ નથી મૂકાતી એ અફસોસની વાત છે. માત્ર કૃતિઓ ખડકી દેવાથી (જે કામ તો પૂર્વે થયેલું છે.) સંચય બને છે – સામયિકનો હેતુ અહીં ખાસ પરખાવો ઘટે.

વહીદા ડ્રાઈવર અને અનીસા ડ્રાઈવર (આ છદ્મનામો કેમ લાગે છે ?)નાં નામ નીચેની રચનાઓમાં કદીક ચમત્કૃતિ વર્તાય; બાકી હાર્દિક બ્રહ્મભટ્ટ અને રમણીક અગ્રાવત, નવનીત જાની વગેરેની રચનાઓ પણ સપાટ નોંધો જ વિશેષ-લાગે છે. રાધેશ્યામ શર્મા, યોસફ મેકવાન જેવાઓની રચનાઓ પણ કૃતક લાગે છે. રાજેન્દ્ર પટેલની પહેલી રચના તિર્યક્ પદવિન્યાસ રચીને અર્થને સાંકેતિક બનાવવામાં સફળ રહે છે. પણ એમની ત્રીજી રચના (ચિરંજીવી જાળાનું સ્વપ્ન) એકકેન્દ્ર સંવેદનાને પ્રભાવક રીતે રજૂ કરવા મથતાં મથતાં વિખરાવમાં ભટકી જાય છે. રમણીક સોમેશ્વરની 'ગઝલત્રયી' કશો નવોન્મેષ દાખવતી નથી. વિનોદ ગાંધી ગીતમાં જે વિચારચિંતન રજૂ કરવા માગે છે તે યોગ્ય સાદૃશ્યોના અભાવે ઊઘડતું નથી. અન્યોની રચનાઓ પણ સપાટ બયાન કે કૃતક કથનોમાં અટવાતી લાગે છે. 'વહી'માં એક સામટી આટલી બધી રચનાઓ પ્રગટ થાય ને છતાં એમાંથી સહજ કવિકર્મથી દીપ્ત અને ભાવલોકને નવતા-તાજપથી અભિવ્યક્તિ પામતી બેચાર રચનાઓ પણ ન મળે ત્યારે થાય છે કે તંત્રી-સમ્પાદકોનાં ધોરણો ક્યાં ગયાં ? પ્રશ્ન થાય છે કે આપણા સંપાદક બ્હેરા બોબડા અછાંદસને બાજુ પર કેમ નથી મૂકતા ? ડિમાઇ સાઇઝનાં ૧૩૨ પૃષ્ઠમાંથી ઉદારભાવે બત્રીસ પૃષ્ઠ જેટલું જ શબ્દકાર્ય બચાવી શકાય એમ છે... સોસો પાનાનો આવો દુર્વ્યય 'વહી'ને ન પોષાવો ઘટે... એના કરતાં તો બહેતર છે કે 'વહી' લૌકિક વિધિઓ અને મુખપરંપરાના સાહિત્યનું સંપાદન કરીને જ સંતોષ લે ! 'ગદ્યપર્વ' અને 'વહી' પણ સાહિત્યની મંદપ્રાણતાનાં ભોગ બનેલાં છે... એમાંથી ઊગરવાને બદલે આ સામયિકો નબળા સાહિત્યને 'પ્રમોટ' કરે છે ત્યારે ભારે ખેદ થાય છે.



## માય લોર્ડ / ઇન્દુ ગોસ્વામી

લેભાગુ લોહીમાં
છટકબારીનો પવન છે

ચોર પગલે
ચૂપકે ચૂપકે
સબગુણમૌલા જીવતર છે

સોયના નાકામાંથી
અંધારી આલમનું ઊંટ સરે ન સરે –
આંધળી ભીંતનેય
કળાય તેમ
બુકાનીબંધ દિશાઓની આયડેન્ટિટી
ધૂમધડાકે ધુમ્મસ અંધાધૂંધ છે

ન્યાયના ફંદામાં
શબ્દ સંડોવાય વા અર્થ પોંખાય
ઇનર આરોપાય યા વોઇસ ફંગોળાય :
સુરંગભેદી કોટડીમાં રેડ હેન્ડેડ જાસા છે
કલમખોરીના કાવાદાવા કાબરચીતરી ભાષા છે

પડદા પાછળ
પડદો રમતા
બ્લેક એન્ડ વ્હાઈટ
જેકીલ એન્ડ હાઈડ
સબ નાટકિયા વાઘા છે
છે
વિધાન - સંવિધાનને નેવે મૂકી
આસમાની સુલતાની ઊડતો
ફેક્ટ ઑવ ધ ફેક્ટ
મનેખ કાગળનો ડુચ્ચોજી

માય લૉર્ડ !
વેદનશીલ છે એ જ સબબ
ભર્યા દરબારમાં એકલ તો એકલ
સળગ્યા કરે છે સંવાદ હાડમાંસનો :
સત્યમેવ જયતે
મનોમન
એક ઘા ને બે કટ્ટકાનો

માય લૉર્ડ !
સમય નામના
નખશિખ ફૂટ્યા શીશમહલમાં
ફાટી આંખે તાક્યા કરતા
લૉ એન્ડ ઑર્ડર
કચ્ચર
કચ્ચર
કચ્ચોજી
કેવળ

સાક્ષીભાવે
ગત અનાગત વચ્ચે
જે અધ્ધરતાલ છે
દેખરેખ દ્વિધા છે
તળિયાઝાટક ત્રિશંકુ છે
તે જીવતી ક્ષણનો મહિમા
જન્મજાત અધમૂવોજી
અબોલ
આભમાં
જ્યમ
વાદળછાયા આંખો આડા કાન
કોણ પાંપણ કોણ પડઘોજી
કોણ
ઈન ધ હાર્ટ ઑવ ધ કોર્ટ
મૌન વરસતા ખરડાયેલા
રાતા રાતા
છાંટા છાંટા
ડાઘા ડાઘા
ક્યાં છે પેલ્લો પગ નીચે પાણીનો રેલો
ઝબૂક વીજળી ઝબૂક

બને કે
કાદવકીચ્ચડ કમઠાણમાંય
સાતમે કોઠે બળ્યોઝળ્યો ઘીનો દીવો
માઈનો લાલ કોક તો ધગે નગદ નીંગળતું સાચ
સળંગ
સળિયા
શ્વાસમાં

છોને ચાલતો રહે રગડધગડ
સળવળતો અહો ઠરડમરડ
કાળનો માર્યો ખટલો ગોકળગાય :
હક્કને દાવે વારસામાં ક્યાંક નીકળે સૂરજ
સાવ રે ઠોલા ઘુવડને પડકાર

લાં... બે ઝોલે આમ લખલખતું
યાવચ્ચંદ્ર સપનું કારાગાર

બાય ધ વે
ચોમેર
પિંજર જ પિંજર વિશે
રંગેચંગે ખડી છે એ રંગતને
શું નાગીઉઘાડી નિયતિ લેખવી
બાંધી મૂઠીની માણસાઈ લેખવી
કે
નામફેર સાથે ઉર્ફે ઉર્ફે ઉર્ફે
પાનસોપારી પાનનાં બીડાં આતંક ઇન્ટરનેશનલ
માન ન માન
માન તું માફિયા આદિઅનાદિ

સહસ્રબાહુ હેરાફેરીની હવસમાં
ગળાબૂડ
ગરક
ગાયબ છે
ઊંધે કાંધ વિશ્વની સમૂળી સંસ્કૃતિ
ત્યારે
માથાભારે મુઠ્ઠીઓના ગઠબંધનમાં

જૂન, ૨૦૦૪ : ૪ કંકાવટી

બાન છે
જળથળનભના શ્વાસોચ્છ્વાસ

અંતર્યામી અંતરીક્ષ ને
આણાલીલા ભુગર્ભગંધી સ્ફોટની
લયલીલેરી વિભાવના
જે હો તે -
ધૂળરાખ ધરતી તો
સપાટ સપાટ સન્નાટો છે :
અંદરબહારની ભૂતાવળ ચકાચૌંધનો
બિન્દાસ્ત બર્બરતાને પનારે બોલતાચાલતા બૉમ્બનો

ન હાથ ન કડી
ન હત્યા ન કાંડ
ન પવન ન પગેરું
અપરાધ વિધાઉટ દંડના અમરપટ્ટાની શોધમાં
ટકે શેર હાજી
ટકે શેર કાજી
તાબોટાના રાજમાં
તળિયાઘેલા પાજી
લટ્ટકામાં / જોખમાં / સફફાઈ સફફાઈ સબૂતમાં
કોટવાળકા સાલા
મસ્જિદમેં ઘૂસા થા જ કૌન

ઈશ્વર અલ્લા
વર્લ્ડ ટોપ ટેનમાં
ડોન ઓવ ધ ડોન
અજબ તેરી દુનિયા ગજબ તેરા ખેલ

ઑલ ધ ટાઇમ
નૉટ આઉટ તારું નેટવર્ક
નૉટ નૉટ નૉટ ડૉટ ડૉટ ડૉટ તું
તારી પકડ બહાર તોય
અ... ક્ષ... ર... ક્ષઃ
કરોળિયાનું કાતિલ કાતિલ જાળું તું જ -
'તુજ ખૂનની તલવાર છે'
તો પછી
છે ચ્યાં
ધરમનો કાંટો
સમ્યક્ સમ્યક્ ચેતનાનું કેન્દ્ર
મૂલાધાર તુલા રાજા રામની

લક્ષ્મણરેખા પર પગ પડતાંની વાર
દઝાડતી ધૂંધવાતી હુંકારતી
પરંપરામાંય
છે જ છે અસંભવમ્‌વત્
અ-ને-ક હરણ અપહરણ વસ્ત્રાહરણ
લંકાદહન લાક્ષાગૃહ
લથબથ લોહિયાળ લખચોરાશી

તોપણ
કવચિત
ખચિત
સ્વપ્નવત્
ઇન્સાફકા મંદિરમાં
ભગવાનકા ઘરમાં
કિસ બાતકા ડરમાં
ડંકાતી રહી છે ઝળહળ
લોકોત્તર ન્યાયની લોકોત્તર ગરિમા :
અસ્તિત્વ સમગ્રની પાણીદાર પ્રક્રિયા –
શબદ પ્રાણાધાર

પ્રતિપળ
અદલાતા બદલાતા
એવડાતા બેવડાતા
સિક્કાની બીજી બાજુના આ સાર્વકાલિક
ફરમાનને
અલ્ટિમેઇટને
જરીપુરાણા જંગલ ઊલટતપાસને
આજીવન લેખું કે કારાવાસ ?

કંકાવટી

## બે અનુવાદ / ક્વાસિમોદો

અનુવાદ : રાધેશ્યામ શર્મા

### અજ્ઞાત વસ્તુઓની ગમગીની

શ્વેત-શ્યામ મૂળિયાનું ગૂંચળું
આથા અને જીવડાંથી સોઢાતું,
પાણીથી વખૂટું – પૃથ્વી.

અજ્ઞાત વસ્તુઓની ગમગીની
મારામાં અવતરી છે : બીજું મૃત્યુ
ઘાસ અને ઢેફા સાથે મારા
હૈયે હંમેશ ભાર વહેતું.

### મારી મરણાધીન ગંધ માટે

વધેરાયેલાં વૃક્ષોમાં
નર્કો આક્રન્દે ચઢે છે :
કુંવારા મધમાં ઉનાળો ઊંઘે છે,
ગરોળી એના રાક્ષસી શૈશવમાં.

મારી મરણાધીન ગંધ માટે,
દેવદૂતોની હવાને કૃપા
અને જળને પણ, મારું સ્વર્ગીયહૃદય
કોપના ફળદ્રુપ તમસમાં.

જૅક લેવાનના અંગ્રેજી અનુવાદના આધારે

## લોકલ / રતિલાલ 'અનિલ'

હું બહારગામ ગયો હતો અને આગગાડીનો સમય થઈ ગયો હતો એટલે યજમાનની ચાની ઑફરને ભવિષ્ય પર મુલત્વી રાખી સ્ટેશને જવા નીકળી ગયો, ટ્રેન આવવાને વાર હતી. ઘડિયાળ કહે : માંડ ૧૦ મિનિટ, એટલે મારે લોકલમાં સૂરત આવવાનું હતું તે છતાં સ્ટેશનની દિશામાં 'કદરદાન, મહેરબાન !' એવો શ્રવણગમ્ય સાદ આવ્યો ને અવાજની દિશામાં જોયું તો એક વ્યક્તિ અગરબત્તીનાં પેકેટ તથા સુગંધ સાથે દેખાઈ અને સગાં તો નજીક આવતાં ખાસ્સી વાર લગાડે છે પણ તે તો સાવ નજીક આવી, પગ થોભ્યા કે બ્રેક લાગી તે કહેવું મુશ્કેલ ! નાક સામે અગરબત્તીનું લંબગોળ પેકેટ ધરી કહે, 'સાહેબ, સવા રૂપિયામાં.' રસ્તાનો માલ સસ્તામાં એવું ધ્રુવ વાક્ય હું સાંભળી ચૂક્યો હતો અને ઉતાવળ હોવા છતાં હું થોભ્યો. પછી જે કેન્વાસિંગ ચાલ્યું 'કદરદાન, મહેરબાન' એવી ઉપાધિ મળી તો મેં રસ્તા પરનો દ્વિવ્યક્તિ (કંકોતરીમાં આવે એવી નહીં !) સંવાદ નહીં લંબાવવા પેકેટ લઈ લીધું. એની પાસે પુષ્કળ પરચૂરણ હતું એટલે નોટ મારી પાસે હતી. એ અડચણ પણ એણે દૂર કરી અને જેવા પૈસા મળ્યા કે 'કદરદાન ! મહેરબાન !' એવો પોકાર કરતો એ મારો સંગ કે સત્સંગ છોડી એક ગૃહસ્થ જતા હતા તેની પાસે ધસી ગયો. મારે ટ્રેન માટે ઉતાવળ હતી. ટ્રેન આમ તો પકડાય એવી હોતી જ નથી, મારે જ ડબ્બાનું હેન્ડલ પકડવાનું હતું એટલે ઝડપ વધારી આગળ વધ્યો ત્યાં બીજો સાદ, પણ શબ્દો એ જ 'કદરદાન, મહેરબાન !' શબ્દો સંભળાયા. માથે તેલ નાખી કાંસકો લઈને પટિયા પાડવાની વય તો ક્યારની વહી ગઈ હતી, દિલ્હી એક્સપ્રેસની ઝડપે છતાં પેલો રંગબેરંગી કાંસકાવાળો મારી પાસે ધસી આવ્યો... એની ડિલરશીપ એવી હતી કે મારા માથાના વાળ તમારા અતિ સુંદર કાંસકા સાથે મેળ ખાતા નથી એવી કોઈ દલીલ એણે સાંભળી નહીં અને કાંસકો આપવાનો જ હતો એટલે પડકારી પણ નહીં ! અને જેમ મેં અગરબત્તીનું પેકેટ હસ્તગ્રહણ કર્યું હતું તેમ કાંસકો લીધો. તેની પાસે ઘણું પરચૂરણ હતું એટલે અગરબત્તી વાળાએ આપેલું પરચૂરણ મેં જ ઓછું કર્યું તે સાથે એ બીજા 'કદરદાન !

મહેરબાન !' પાસે પોલિસની જેમ નહીં, માણસની જેમ ધસી ગયો...

મને રિક્સા ન મળી એ સારું જ થયું ! નહિતર હું જાહેરમાં બબ્બે વાર 'કદરદાન મહેરબાન !' એવું મૌખિક માનપત્ર અને તે યે જાહેરમાં પામી શક્યો ન હોત. આમ તો એ મોટા કસબામાં ઘોડાગાડીઓ હતી પણ તેમાં ચઢવાઊતરવાની પ્રક્રિયા ઊંચી હોય છે. જ્યારે રિક્સામાં એ પ્રક્રિયા સામાન્ય સ્તરની નહીં પરંતુ સહજ હોવાથી રિક્સા પસંદ કરી હોત. વળી એ પગને આંચકો મારી સ્ટાર્ટ કરે છે ત્યારે હિંસા થતી નથી, ઘોડાગાડીવાળાની જેમ તે યંત્રને હાંકતો ન હોવાથી તે ગમે એટલા પગના આંચકા મારે તોય તે હિંસા કરતો નથી.

રસ્તે બીજા પણ 'કદરદાન ! મહેરબાન !'ની ઉપાધિ આપનારા મળ્યા પણ મેં તેમને મારા કરતાં વધારે 'કદરદાન અને મહેરબાન !' એવાને ચીંધ્યા જ નહીં તેમની દિશામાં વાળ્યા. હું બહારગામ હતો એટલે મેં લ-ગ-ભ-ગ સારાં કપડાં પહેર્યાં હતાં. એવાં કપડાં બીજાઓ પર શી છાપ કે પ્રભાવ પાડે છે તેનો પરિચય તો થયો નહોતો. પણ ફેરિયા પર તો થયાનો સાક્ષાત્કાર થયો જ. હું મોડો થઈશ જ એવી આગાહી લોકલના ડ્રાઈવરને થઈ હશે એટલે લોકલ ટ્રેન મોડી નહીં પણ 'સમયસર' થવાની હતી. એ સ્ટેશને જતાં જાણ્યું ત્યારે 'હાશ' અનુભવી. ત્યાં પણ મને 'સાહેબ' કહેનારા ઘણા મળ્યા. સરકારી નોકરી અને ઊંચો હોદ્દો ન મળ્યાનો અફસોસ મને હતો જ નહીં. છતાં 'સાહેબ !' સંબોધન સાંભળી આંતરમનને તો સંતોષ કે ધરવ થયો હતો, એ તો રાત્રે સ્વપ્ન આવશે તો એની જાણ થશે ! આવી સારી તેમ એવી નહીં એવા અનુભવની નોંધ આંતરમન જ લે છે અને સ્વપ્ન તેને અનુભૂતિ સૂચવે છે.

શિયાળાએ એની સવારે નોંધ લીધી જ હશે કે આના પગ લટારે જતા નથી. કૂતરો પાળ્યો નથી એટલે સહગમનનાં સહાનંદ માત્ર ખરીદી કરતી વેળાએ અને વાટે પત્નીએ જ આપ્યો ત્યારે આપ્યો જ હશે ! પણ લટારના અનુભવે લોકલ સમયસર આવવાની હતી. ઘડિયાળનું ગૌરવ તો હોય જ પણ ગુમાન પણ હોઈ શકે છે. સમયપત્ર જ્યાં હોય તો હોય જ છે. એક સંતે કહ્યું છે : 'ગરવ કિયો સો નર હાર્યો !' ટ્રેનની જાતિ તો સ્પષ્ટ છે, પણ એન્જિન તો કેટલાં પ્રસિદ્ધ મંદિરો પાળે છે એવા હાથી જેવું હોય છે.

છતાં તેની જાતિ નાન્યતર કેમ ? એવો પ્રશ્ન પ્લેટફોર્મ પર લટાર મારતા આવ્યો અને એવું પણ સૂઝ્યું કે લોકલ ટ્રેનનું એન્જિન લટાર મારવાનો શોખ ધરાવતું હોય ! નિયમિતતાનો આગ્રહ હાજરીપત્રક કે તેમાં સહી કરાવનાર જ રાખે છે એ જ્ઞાન અપૂર્ણ છે. સ્ટેશન પર ચિંતામાં મોટા ઉપાડે પગલાં ભરનારાં પણ રાખતાં હતાં તે મેં જોયું. પણ નિયમિતતા હંમેશાં વિવાદાસ્પદ જ રહી છે. ગ્લાનિ મોડી પડે છે તો ઈશ્વરત્વ પણ મોડું પડે એ સાદી સમજ પણ ગીતામાં 'જ્યારે જ્યારે' કહેવાયું છે એટલે ત્યારે ત્યારે જ અવતાર થાય છે એ ગીતાવાક્ય છે. બીજા મુસાફરોમાં ગ્લાનિ પ્રવર્તતી હતી, તે યોગ્ય ધોરણઆંકે પહોંચશે ત્યારે લોકલ પહેલાંથી જ અવતરી હોઈ, સ્ટેશને મંદ શ્વાસે આવશે.

મારી સાથે લટારમાં કૂતરો નહોતો, જો કે એક લટારમાં હતો પણ મારી પાસે ખાદ્ય પદાર્થની ગંધ નહોતી અને કપડાં એકંદરે સ્વચ્છ હતાં એટલે એની સ્વતંત્ર ઇચ્છાશક્તિએ ચાલ્યો ગયો, પણ કાંડે ઘડિયાળ હતી. લટાર મારનારા કૂતરાને આપેલો ટાઇમ ઘડિયાળમાં પૂરો થાય છે ત્યારે પાછાં પગલાં ભરે છે. પણ મને સૂંઘી ગયેલો સ્વતંત્ર કૂતરો મારા બંધનમાં ન હતો એટલે હું પણ એના બંધનમાં નહોતો ! કાંડા ઘડિયાળમાં જોવાઈ જતું હતું ખરું, પણ નિરપેક્ષ ભાવે. આ કંઈ શિયાળાની સવારની લટાર નહોતી. નિયમિતતા બંધન બને છે ત્યારે યાંત્રિક પણ બને છે. લોકલને હું યાંત્રિક કહી શકું નહીં, સ્વેચ્છાચારી પણ નહીં. સ્વેચ્છા હોય અને આચાર હોય જ એવું બને તે યાંત્રિક બની જાય. સ્વેચ્છા સ્વતંત્ર, સ્વઆચારી હોય છે. પ્રેમમાં આતુરતાની ક્ષણો આવે છે, વિરહ નહીં, એટલે જ લોકલવિરહનું કાવ્ય લખાયું નહીં. હું આ કસબામાં આવ્યો તે છતાં સૂરતી જ છું તેમ ટ્રેન દૂર દૂર ગામ નગરને પસાર કરતી આવે જાય, એને ઘરમ સાથે સંબંધ ન હોવાથી ઘરમધક્કો ખાય નહીં. માત્ર લટાર મારે, ઠેઠ છેલ્લા સ્ટેશને અંબાજી જાય તો પણ એ લોકલ એટલે સ્થાનિક જ હોય ! એના પૈંડા હોય તો સ્થાન પર જ હોય છે. વિમાન કેમ લોકલ નથી હોતું ? આપણે હવાને સ્થાન નથી કહ્યું એટલે, આકાશમાં તો કોઈ સ્થાન હોતું નથી, હોય ત્યાં આકાશ જ હોય છે ! આકાશનું હોવું મક્કર નથી હોતું એટલે ત્યાં તેના સિવાય કોઈ સ્થાન હોતું નથી ! આ જ

કારણ છે વિમાન સ્થાનિક લોકલ ન હોવાનું ! 'સભી ભૂમિ ગોપાલકી, વહાંપે અટક કહાં ?' એવું સંત કવિએ કહ્યું ત્યારે સભ્ય રાષ્ટ્રોનો સંઘ, યુનો નહોતું !

મારી વિચારણા તૂટી નહીં, એણે દિશા બદલી, કેમ કે નજરે દિશા બદલી હતી. મેં જોયું કે સ્ટેશન માસ્તર કસબાના સ્ટેશનના માસ્તર હતા અને માસ્તરોની શ્રેણી હોય છે. સ્ટેશન માસ્તર બ્લેક બોર્ડ પરના ચોકથી લખેલો વાસી સમય ભૂંસીને લોકલનો તાજો સમય લખતા હતા ! એ સ્ટેશન માસ્તર કેમ કહેવાય ? એ સ્ટેશન પરના બ્લેક બોર્ડ પર લખે છે. વાસી લખેલું ભૂંસીને તાજું લખે છે એટલે, સ્ટેશનના બ્લેક બોર્ડ પર ભૂંસ લખની ક્રિયા કરે છે એટલે સ્ટેશન માસ્તર કહેવાય છે એવો પ્રકાશ ચિત્તમાં પ્રથમ વાર પડ્યો ! પોતે લખેલું પોતે જ ભૂંસવાની નિસ્પૃહતા જેવા સ્પૃહા માત્ર-માસ્તરોમાં જ હોય છે ! તેઓ કદી બ્રહ્માક્ષર લખતા નથી. બ્રાહ્મી લિપિમાં શ્લોક લખે તોયે તે ચોકના અક્ષરે જ ! સમય હોય ત્યારે તે તાજો જ હોય છે. બધે જ ભૂમિ હોય છે, પણ આપણી સ્મૃતિ અને સગવડ માટે આ સૂરત, આ ભરૂચ એમ સ્વીકાર્યા પછી જ કહીએ છીએ. ઘડિયાળ આપણી સ્મૃતિ માટે છે, સમય માટે નથી હોતી ! આપણે સંજ્ઞા પાસે થોભેલા છીએ. એક સંજ્ઞા પાસેથી બીજી સંજ્ઞા પાસે જઈએ તે સગવડ ખાતર, સ્મૃતિ ખાતર, સંજ્ઞાઓ ન હોય તો સ્મૃતિ શી રીતે હોય ? આપણે સંજ્ઞાવિહીન હોઈએ તો સ્મૃતિ વિહીન હોઈએ. આપણા કરતાં આકાશમાં વસતા દેવોની સ્મૃતિ મર્યાદિત છતાં મગજ પરના બોજ વગરની હશે, કારણ કે આકાશમાં ગામ, કસબા, નગર, મહાનગર, દેશવિદેશ હોતા નથી ! તેમને વિષ્ણુસહસ્રનામ યાદ હોય કેમ કે બીજા આ પૃથ્વી પર હોય છે એવા ને એટલાં સ્થળનામો વસ્તુનામોય યાદ રાખવાના નહીં. આકાશમાં દેવો શા માટે રહે છે ? મગજ પર શબ્દ સંજ્ઞાઓ સ્મૃતિ બને છે એનો બોજ નહીં જેવો રહે એ માટે ! સ્વર્ગમાં ટેલિફોન ડિરેક્ટરી, વ્યાપારી ડિરેક્ટરી જ નહીં, એક જ પુષ્પક વિમાન, એરલાઇન્સ વળી શેની ? ઇન્દ્ર કોઈ વાર લાઇન લ્યે તે ! મોટરના નંબર શેના ? મોટર જ નહીં, અને રથ એટલે રથ સર્વનામ એ જ નામ ! આપણે સ્મૃતિ વધાર્યે રાખી, પાગલ થઈ શકીએ એ હદે ! દેવો કેમ શાંત, પ્રસન્ન છે ? એમના મગજમાં શબ્દ સંજ્ઞાઓની ભીડ જેવી-વસ્તી જ નથી. ત્યાં

શૃંખાવલિ ઊગતી હોય તોયે એનું ચૂર્ણ કે આસવ નહીં, નહીં ને નહી જ.

પ્યાલારકાબી ખખડ્યાં અને વિચારણા થાકી નહોતી તોયે અટકી ! બગાસાં આવે ત્યારે જ ચા પીવી એવો કોઈ નિયમ નથી. કેમ કે દૂરથી વ્હીસલનો અવાજ આવ્યો. સ્ટેશન પરના, અત્યારે પ્લેટફોર્મ પરના ઉતારુઓ ટ્રેનના 'ઉતારુ' વ્યાકુળ હતા. ગાંસડા પોટલાં ઊંચકાયાં, માણસો ઊભા થયા પછી જ્ઞાન થયું કે ટ્રેન વિરુદ્ધ દિશામાંથી આવે છે. દિશા એટલે દિશા, વિરુદ્ધ કેવી ? એમની વચ્ચે ક્યારેય યુદ્ધ થયાં છે ? 'દિશા' પણ સ્મૃતિ માટેની સંજ્ઞા છે. પણ ટ્રેન આવી એટલે સ્ટેશન જીવંત થઈ ગયું. ફેરિયાઓમાં અને ટ્રેનની દિશામાં જનારાઓમાં ગજબની ચેતના આવી ગઈ. સાગર નદી સંગમે છોળો ઊંચે ઊંચે ઊડે એવી અથડામણ ચઢાઉ અને ખરેખરા ઉતારુ વચ્ચે થઈ. ચાલો ટ્રેનનાં દર્શન તો થયાં, માણસોની હેરફેર થઈ. કૌતુક એવું થયેલું કે પટાવાળો સાહેબ માટે ચા ઉકાળતો હતો ત્યાં આગલા સ્ટેશનેથી ફોન આવ્યો. સ્ટેશન માસ્તરે એને ઘંટ વગાડવા કહ્યું પણ ઉકળતી ચામાં ઊભરો આવતો હતો એટલે એ ઊઠી શકે એમ ન હોવાથી સ્ટેશન માસ્તરે જ દોડીને ઘંટ વગાડ્યો હતો ! જવું જ પડશે છૂટકો જ નથી એવું લાગ્યું ત્યારે આવેલી ટ્રેનના એન્જિને પોતાને જ થોડા હોંકારા દીધા પછી ધીરે ધીરે પૈંડા ચલાવ્યાં. એક ભાઈ સ્ટેશન માસ્તરને સસ્નેહ પૂછી આવ્યા અને બંધુ-કૃત્ય રૂપે વધાઈ આપી કે આપણી ટ્રેન આવી ગઈ છે, આ ઊપડી તે ટ્રેનને લાઇન ક્લિયર કરવા માટે આગળના સ્ટેશને થોભી છે ! પાછળ તોતીંગ ખટારો આવતો હોય તો રિક્સાએ માર્ગ કરી આપવા પડે, પણ ટ્રેનો તો સરખા માપની હોય છે તે છતાં (અમારી આવવાની એટલે અમારી !) ટ્રેને ઉપડેલી ટ્રેનને માર્ગ આપવા શા માટે થોભવું પડ્યું એ કંઈ સમજાયું નહીં, પણ વિવેક એટલે જ વિવેક ! હવે નિરામય અવલોકન અને વિચારણાનો સમય નહોતો. પોતે હાથ હલાવતા આવેલા અને કદર કરી મેળવેલું તો ખિસ્સામાં હતું. ચાવાળાએ સ્ટવ ઠારી નાખ્યો એટલે થયું કે હજી યે નિરાંત છે અથવા આગલા સ્ટેશને લોકલ ખાસ્સી થોભી હશે ત્યાં જ ઘણાએ ચા નાસ્તો પતાવી દીધો હશે એવું ચાવાળાનું અનુમાન હોય કે આવનારી ટ્રેનની ગતિ આગવી અને પોતીકી હશે. સ્ટેશન બહાર જઈ આંટો મારવાની પ્રેરણા

થઈ તો ખરી પણ ગયેલી ટ્રેનના કેટલાક ઉતારુ તેઓ બેઠા હતા ત્યાં તેમને ચઢાઉ ધનેરા ન કહી શકાય.

એમ તો ઇલેક્શનનો ઉમેદવાર મોડી રાત્રે થાકીને પથારીમાં લાંબો થયો હોય તે છતાં તે ઇલેક્શનમાં તો ઊભેલો જ હોય ! ખરેખર અવલોકન અને ભાષા વચ્ચે મીઠા સંબંધો હોય જ છે. આ દોડતી અને વિમાનમાં ઊડતી દુનિયામાં હજી ધીરજનો ગુણ ટકી રહ્યો છે. તેના મૂળમાં લોકલ ટ્રેનો હોવી જોઈએ ! વેપારી દીકરાના લગ્નનું મુહૂર્ત ધંધાની મંદીના ગાળામાં જ કાઢી આપવાનું જોશીને કહે, લગ્ન ધીરજપૂર્વક પતાવાય. ખરીદી ધીરજથી થાય અને ધંધા પર ધ્યાન ન અપાય તોય કંઈ વકરામાં ઝાઝી·વધઘટ ન થાય. વેપારી મંદીના સમયમાં રેલ્વે પ્રવાસ પણ લોકલમાં જ કરતો હશે. ક્યો ધંધો વહી જાય છે કે ફાસ્ટની મોંઘી ટિકિટ ખરીદવી ! પણ લોકલ કંઈ મોસમ, સીઝનનો જીવ નહીં. 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !' એટલે ગમે તે સ્ટેશને ઊભી હોય અને ચાલતી હોય અને પાસેથી સ્ટેશને થોભ્યા વિના તુફાનમેલ પસાર થતો હોય તેથી કંઈ એની સ્વસ્થતા જોખમાય નહીં. હાથી ચલત હૈ અપની ગતકો કૂતર ભૂંકત્ત વાકો ભૂંકવા દે ! આ સતવાણી લોકલ ટ્રેને તેના વ્યવહારમાં સાર્થ કરેલી છે. એક્સપ્રેસનું વ્હીસલ હવે ભોં..અ..ઓ.. ભલે કરે અને ટ્રેન ધરતી ધ્રૂજાવતી પાસેથી પસાર થાય તો થાય. સંગ તેવો રંગ નહીં જ વળી ! એક્સપ્રેસ અને લોકલ જંકશને નજીક નજીક ઊભી હોય તોયે શું ? યુદ્ધના મોરચે સૈનિકો ઊપડવાના હોય અને એમ પ્લેટફોર્મના માણસો સજ્જ થઈ ગયા. નેતાઓ ભાગ્યે જ તેમનું પ્લેટફોર્મ છોડે છે. પણ અહીં તો બધા ઉતારુઓ હતા. ચા વાળાનો સ્ટવ ફુંફાડા મારવા લાગ્યો હતો અને સ્ટેશન માસ્તરે પોતે જ ઘંટ ધણધણાવ્યો, પટાવાળો કોઈ બીજા મહત્ત્વના કામમાં રોકાયો હશે. સૌએ બોર્ડ પર ટ્રેનનો સમય વાંચવાનું ક્યારનું યે માંડી વાળ્યું હતું અને છેવટે એ દૂરથી આવતી દેખાઈ, પણ કોણ જાણે કેમ ત્યાં એ થોભી, શા માટે એ ડ્રાયવર જ જાણે. પણ છેવટે એ ધીરજ પૂર્વક આવી અને વળી થોભી, તે સાથે એન્જિને વરાળ છોડી એટલે લાગ્યું કે એણે થાકનો શ્વાસ છોડ્યો. ઉતારુ અને ચઢાઉઓની બાદબાકી એક્સપ્રેસ ટ્રેન થોભે એટલી જ ગતિશીલ હતી. સ્ટેશનના ફેરિયા હડફટે ચઢતા હતા. પણ આપણને

ઇલેક્શનમાં ઊભા રહેવાની નહીં, પણ ટ્રેનમાં ઊભા રહેવાની અગાઉ પણ તક મળેલી તેમ આ વખતે પણ મળશે એવું આશ્વાસન હતું. ટ્રેન એટલી થોભી કે બધા ટ્રેનમાં ચઢેલા સ્વસ્થતાથી પોતાનું બેસવા ઊભા રહેવાનું સ્થાન નક્કી કરી લે તમે ક્યાં જવાના એમ સીટ પર બેઠેલાને પૂછી શકે અને પછીના સ્ટેશને ઊતરવાના હોય, તેમની નજીક જ ઊભા રહે, બીજે ભલે ઊભા રહેવાની જગ્યા હોય, કારણ કે બેઠેલો ઊતરવા માટે ઊઠે કે તરત તેના સ્થાને આરૂઢ થઈ શકાય. સિનેમાથિયેટરમાં પડદાની નજીકની સીટ પર બેઠેલો શા માટે પીટક્લાસિયો કહેવાતો હશે ? નજીક હોવું તો માનભર્યું કહેવાય છે ! એવા ક્લાસમાં બેસી ફિલ્મ જોનાર ડબ્બાની બારી પાસેની સીટ પર બેસવાનું મળે તે માટે પોતાનું બધું જ શૌર્ય ખર્ચી નાખે છે. કારણ કે સામેથી બહારનાં દૃશ્યો ચલચિત્રો બની જાય છે. અમે સૌથી છેલ્લે પ્રવેશ કર્યો. બારણા પાસે ઊભા હોઈએ તો ડબ્બામાંથી તરત ઉતરાય ! અરે જેટલાં યે સ્ટેશનો આવે ત્યાં ઉતરાય અને ઊપડતી ટ્રેને ચઢાય ! પણ સ્ટેશને ઊતરનારા કરતાં ય ચઢનારા ઓછા એટલે એક સીટને છેડે અડધા ગોઠવાય એટલી જગ્યા મળી એટલે બેઠા. આ સીટને છેડે અડધા ઝૂલતા બેસવાના અનુભવ અનેરા હોય છે ! પ્રત્યેક આવજા કરતો ઉતારુ માણસ પોતાની સાથે ભટકાઈ ઘસરકો કે આંચકો મારીને જાય, કેમ કે અવકાશ પછીની સીટ પર પણ કાંઈ અડધો ગોઠવાયેલો હોવાથી પ્રેમગલી ખરેખર સાંકડી બની ગઈ હોય. ટ્રેન ચાલુ થઈ તે સાથે જ અવાજો શરૂ થઈ ગયા. સિંગ,ચણા, ચોકલેટ, બિસ્કીટ આદિ વેચનારા અને વળી ચાનો ઓર્ડર બુક કરનાર પણ પેન કાંસકા એવી ચીજો વેચનારા પણ સાંકડી પ્રેમગલીમાં આવે એટલે અંગસ્પર્શ થાય જ ! વેચનારા ઘાંટા પાડે,બાળકને લલચાવે ... 'આશાભર્યા અમે આવિયા ને મારા વહાલે રમાડ્યા રાસ જો !' કાવ્યાનુભવ કરે, કોઈ ઘાંટા પાડે, કોઈ ઇશારો કરે તો કોઈ વળી ઉપરની પાટલી સાથે જે હાથમાં હોય તે ઠોકે ! એથી મૂર્છિત ચેતના પણ ભાનમાં આવે ! ટ્રેન પોતે ચાલતી હતી અને ચાલતી ટ્રેનમાં એ લોકો ચાલતા હતા, કેટલાક તો સામા પૂરે તરનારા હશે એટલે ચાલતી ટ્રેનમાં ટ્રેનની વિરુદ્ધ દિશામાં ચાલતા હતા ! એ ક્રાન્તિકારીઓ વીસરીએ તોયે શે વીસરાય ! લોકલમાં પાટલીની છેડે બેઠા હતા અને અમારું લોકલ દૂર હતું પણ સ્નેહીને દૂર શું નજીક શું ?

## સુયોગ / કેશુભાઈ દેસાઈ

'કેટલી ઉંમર કીધી ?'

'છોત્તેરમું બેસશે, આ પૂનમે.' કનુભાઈએ હસીને ઉમેર્યું :

'પંચોતેર પૂરાં થવા આવ્યાં પણ જોનારને આંકડા ઉલટાઈ ગયા હોય એવું લાગે. થાક કોને કહેવાય એની તો ખબર જ નથી એમને.' કાગવાસી પહોળી આંખે જોતો રહ્યો. બોલ્યો : તપસ્વીની કુંડળી છે ભાઈ ! રાજયોગીની કુંડળી છે...'

જશભાઈને ઉંમરની અસર નહીં વરતાતી હોવા પાછળ એમની સાત્ત્વિક જીવનચર્યા કારણભૂત હતી. ખેતરોમાં પુષ્કળ પાક ઊતરતો અને કૂવાનાં પાણી છેક કઠેડા લગી રહેતાં એવાં લીલાંછમ વરસ વારસામાં લઈને અવતરેલા. ઘી દૂધની રેલંછેલ વચ્ચે ઊછર્યા હતા. પાયો જ એટલો મજબૂત હતો કે ઈમારત સો વર્ષેય અડીખમ રહે.

'સંતાન સ્થાન બગડેલું છે, એક તો એનો માલિક બારમે ગયો છે અને બીજો રાહુ પડ્યો છે. બાકી જેની કુંડળીમાં શનિ સ્વગ્રહી થઈ ચોથે પડ્યો હોય એને બીજી કશી કમીના ન હોય. એમની રીતે એ ગર્ભશ્રીમંત જ ગણાય.'

યામિનીબહેન હસવું ન ખાળી શક્યાં. બિચારા ફુઆજીને માથે ફક્ત ઝાડ ઊગવાં બાકી હતાં. સતુભાઈનું નામ મોટું, પણ એથી ફુઆને શો ફાયદો ? પરણવા પૂરતા દેશમાં આવ્યા એ માફ. એ પછી પાછું વાળીને બાપ સામે નજર કરવાની ફુરસદ જ કોને મળી છે ? ફોઈબા હતાં ત્યાં સુધી તો બેઉ માણસ એકમેકના આશરે નભી ગયાં. પણ હવે ?

'બહુ સ્વમાની હશે. એમનું ચાલે ત્યાં લગી કોઈનું પાણી પણ ન પીએ.' કાગવાસીની નજર એકાએક આઠમા સ્થાન પર અટકી. 'જળ ઘાતનોય યોગ છે !' કંઈ મહત્ત્વનો સંકેત મળ્યો હોય એમ પૂછી બેઠો : 'એકલા રહે છે ?' 'ફોઈબા આગળ થયાં. દીકરો બહુ મોટી હસ્તી છે. અમેરિકા રહે છે. પછી અહીં તો એકલા જ ને બિચારા ! અમે ઘણું મથ્યાં : માને તો ને ? જબરા જિદ્દી. બલકે જડ. હમણાં થોડા દિવસથી જાત્રાએ ગયા છે. કુંભ ભરાવાનો છે ને ? કહે : આવતું અમૃત ઝીલી લઉં. પાછળથી બાવા કશું ભાગમાં નથી આવવા દેતા !'

'પણ એમણે જળથી ખૂબ સાચવવું પડે એવો યોગ છે. કાગવાસીએ ગણતરી માંડી ઉમેર્યું : 'પૂનમ સુધી તો ખાસ !' એણે ચિંતાનું કારણ દર્શાવતાં જણાવ્યું : આઠમે ઉચ્ચનો ચંદ્ર છે ને !' કનુભાઈ ઘડીક ગંભીર બની ગયા. પછી લાચાર થઈને યામિનીબહેન સામે જોઈ બબડ્યા : જળસમાધિ તો ખુદ ભગવાન રામ ચંદ્રએ ક્યાં નહોતી લીધી ? સંસારથી દૂણાયેલો જીવ કદાચ ગંગાજીની ગોદમાં – એમના ગળે સ્મરણોનો ડચૂરો બાઝયો. ને એમની આંખોમાં તરવરી રહ્યા ફુઆની જોવનાઈના એ વટદાર દિવસો. કોઈના ગયા પછી સાવ એકલા પડી ગયેલા જશભાઈને સૌથી વધારે માઠું એ વાતે લાગી આવેલું કે એકના એક દીકરાને માનું તર્પણ કરવા માટે ઈન્ડિયા આવવાની નવરાશ જ ન મળી ! સિદ્ધપુરની સરસ્વતીમાં દિવંગત ફોઈબાનાં પિંડ સારતા કનુભાઈને એમણે કહ્યું હતું : 'તારી ફોઈ પાછળ હું ય...એલા કનિયા, જરા શાસ્ત્રીજીને પૂછી જોજે ને ક્યાંય ગંગા અને વૈતરણીનો સંગમ તો થતો હશે ને, સરગાપુરીની વાટે ?'

આંખોમાં વળેલી ભીનાશ લૂછતા કનુભાઈ કાગવાસીને પૂછવા લાગ્યા : ખરેખર એવો યોગ છે ફુઆની કુંડળીમાં ? એ કાગવાસી સામે અપેક્ષા સભર નજરે જોઈ રહ્યા.

## નાનીમાને એની નવાઈ નહીં / એલિસ વોકર

અનુવાદ : ભરત મહેતા

મેં અને મેગીએ જે વાડો ચોખ્ખોચણાક કરી દીધો છે ત્યાં હું એની રાહ જોઈશ. ગઈકાલે બપોરે જ ભરતી-ઓટ દેખાય એવી ઓકળીઓ પાડીને વાડામાં લીંપ્યું છે. ઘણાને થાય કે આ વાડામાં તે શું કાંઈ છે ભલીવાર ? પણ અહીં પકતાશ કેટલી છે ! ચીકણી માટી પાથરી દઈને, છેવાડે બે બાજુ દાંતાવાળા કોમળ પાનની હારમાળા પાથરી દઈશું એટલે રૂડુંરૂપાળું. બધા આવશે, બેસશે, પેલાં ઝાડવા સામે મીટ માંડી રહેશે કે હમણાં એવી હવા આવશે ને કે એવી લ્હેરખીઓ એમના ઘરોમાં કદીયે ફરકતી નથી. અમારા માટે કંઈ આ વાડો, વાડો નથી જાણે વધારાનો ઓયૃડો જ ગણી લોને.

જ્યાં લગી એની બહેન જશે નહીં ત્યાં લગી મેગી ફફડેલી રહેશે. નિરાશાથી એક ખૂણામાં ખોડાઈ જશે. દાઝેલાં હાથ-પગ પરનાં ચાઠાંથી શરમાતી એ એની બહેનને ઈર્ષ્યા અને બીકથી ટગરટગર જોયા કરશે. એને થાય છે કે એની બહેન માટે હંમેશા પાણી કહેતાં દૂધ હાજર થયું છે. 'ના' સાંભળવાનું તો એ કોઈ દી શીખી જ નથી.

તમને ટી.વી. પરની પેલી સિરિયલ યાદ જ હશે. જેમાં લથડિયાં ખાતાં માબાપ દેખાય અને એનું સંતાન આશ્ચર્ય વચ્ચે કેટલું આગળ વધ્યું હોય તે કહેવાતું હોય ! (ટી.વી.પર માબાપ અને છોકરાંવને ઝઘડતાં થોડાં દેખાડાય છે ?) ટી.વી.ના પડદા પર માબાપ સામે છોકરું સ્મિત કરતું હોય,એકમેકને બાથમાં ઘાલતા હોય, એકમેકને ચૂમતા હોય, માબાપ ક્યારેક રહી પડે છે,

છોકરી એમની શાલ ઠીકઠાક કરી આપે, પોતાના હાથનો ટેકો આપી ટેબલ પર મૂકે છે અને કહે છે કે એમની મદદ વિના એનાથી આ બધું ન થઈ શકે ! મેં ટી.વી.પર આવા કાર્યક્રમ જોયાં છે.

... ક્યારેક તો મનેય સપનું આવે છે કે હું અને 'ડી' આવા કાર્યક્રમમાં સાથે આવ્યા હોય ! અંધારિયા સંકડાશવાળા ઓયૂડામાંથી જાણે અજવાળામાં આવી ગયા ! લોક હેગડેઠઠ્ઠ બેઠું હોય...અને બોલાતું હોય આવે છે, આવે છે...'ડી' બહેન આવે છે. ત્યાં તો જ્હોની કાર્સન જેવો રમતિયાળ, ભૂખરો જુવાન મારા હાથ પકડીને મને અભિનંદે છે. 'મા, તમે શું સરસ છોકરી જણી છે.' પછી તો અમે રંગમંચ પર હતા. આંખમાં ઝળઝળિયાં સાથે 'ડી' મને આદરથી તાકી રહી હતી. 'ડી' મારા ડ્રેસમાં ઓર્કિડનું ફૂલ ભરાવી રહી હતી. જોકે એણે એક વાર કહેલું કે ઓર્કિડના આ મોટાં ફૂલો ચીકટાં હોય છે. અડતાવેંત જ ચીપકી જાય તેવાં....

હકીકતમાં તો હું ભાયડાછાપ બાયડી છું. આ હથેળી જ જુઓને ! એને 'હથેળી' કહેવાય ખરી ? ખરબચડો હાથ છે. શિયાળામાં હું ઊનનું ગાઊન રાતે પહેરું છું ક્યારેક તો આખો દાડોય ઠઠાડી રાખું. ભાયડાઓની જેમ એક ઝાટકે ભૂંડને મારી શકું. ચરબીના થર શરીર પર એવાં છે કે કડકડતી ટાઢમાંય ગરમી અનુભવું. આખો દા'ડો કંઈને કંઈ કડાકૂટ કર્યા કરું. બરફ ભાંગીને લૂગડાં ધોવા પાણી ભેગું કરું. ડુક્કરનું કલેજુ શેકીને ફળફળતું હોય તોય અડાવી જઉ ! એક શિયાળે તો મોટા હથોડાથી વાછયડાને બે ફાડિયા કરી નાખેલા. ઘા બરાબર બે આંખની વચ્ચેથી જ. મટન ટાઢું કરવા રાતે ટીંગાડી પણ દીધેલું. પણ ટી.વી. કાર્યક્રમોમાં આવું બધું કંઈ નથી આવતું.

મારી છોકરી મને હલકી ફૂલકી બનાવવા માગે છે. મારી ચામડીને પાતળી કેક જેવી, વાળને તડકામાં ચમકતાં જોવા માગે છે. જ્હોની કાર્સન જેવાંને તો મારી બકબક કર્યા કરતી વાંકબોલી જીભડી ઠીક કરવી છે. પણ આ એક ભૂલ છે એ હું જાગ્યા પહેલાં જ જાણતી હતી. આવી બકબક કરતી જીભડી હોવા છતાં હું જ્હોન્સનને જાણી શકી ? મને જોઈને કોઈ કહી શકે કે કોઈ વિચિત્ર ધોળિયાંને હું આંખની કીકી માનતી હોઈશ ? ધોળિયાંઓની સાથે વાત કરતી વખતે તો મારે જાણે ભાગી છૂટવું હોય એમ ઉભડક પગે જ

વાત કરતી. પગ વાળીને એ લોકોની જોડે હું બેઠી જ નથી. જ્યારે 'ડી' એને તો કોઈને કોઈ વાલેશરી હોય જ. ખચકાટ તો એના સ્વભાવમાં જ નથી.

'માડી, હું કેવી લાગું છું?' એની પાતળી કાયાને ગુલાબી ફ્રોક અને લાલચટ્ટાક બ્લાઉઝમાં ઢાંકતા, બારણા પછવાડેથી મેગીએ પૂછ્યું.

'વાડામાં, આવ.' મેં કહ્યું.

તમે કોઈ લંગડાતું જનાવર જોયું છે ? મારી મેગી હંમેશા એવી ચાલે. નીચી નજરે, ઝૂકેલ ગરદને,ઢસડાતા પગે જ આવે. ભલેને આગ લાગી હોય ને પડોશના ઘરમાંથી લપકારા આપણા ઘર લગી આવે ત્યારે પણ અમારે ત્યાં આગ લાગી ત્યારે આ રીતે જ નીકળેલી તે દાઝી.

'ડી' મેગી કરતાં દૂબળી. દેખાવડાં વાળ ને કાઠું બરાબર વિકસેલું. આજે તો એ 'બૈરું' જ થઈ ગઈ છે, જો કે હું એ વાત ક્યારેક ક્યારેક ભૂલી જાઉં છું. પેલું બાજુનું મકાન બળી ગયું, દસ બાર વરસ તો થયાં જ હશે. ક્યારેક તો હજુય મને એ જ્વાળાઓના લપકારા દેખાય છે, સંભળાય છે. મેગી મને કેવી વળગી પડેલી ! એના વાળામાંથી ધુમાડો નીકળી રહ્યો હતો. કપડાંય બળીને ખરી પડેલાં. બળીજળી ગયેલાં નાનકડા કાળા કાગળ જેવી લાગતી હતી. એ ખુલ્લી, ચકળવકળ આંખે હજુય જ્વાળાઓને જોતી હોય તેમ ફફડતી હતી... અને 'ડી' ! ગુંદરના ઝાડ નીચે ઊભી ઊભી નિરાંતે ખાવાનો ગુંદકાઢતી હતી. એના મોં પર નિરાંત હતી. લાલચટ્ટાક ઈંટોવાળી ચીમની તરફના એ મકાનનું જાણે એણે પેલું છેલ્લું ભૂખરું પાટિયું પડી જતું નિરાંતે જોયું ન હોય એમ ઊભેલી ! મને થતું કે આ બળી ગયેલા મકાનની રાખ ફરતે એ નાચતી કેમ નથી ? એમ પૂછું એ હદે એ પેલા મકાનને ધિક્કારતી હતી.

મને લાગે છે કે 'ડી' મેગીને પણ ધિક્કારતી હતી. પણ એ બધું તો અમે પૈસા ભેગા કરીને એને ઑગસ્ટા નિશાળે ભણવા મોકલી તે પહેલાં વળી પાછી, એનું અમારા ભણી વર્તન ટાઢું ટાઢું થઈ ગયું. દાદાગીરીવાળા શબ્દો એની નિર્દોષ લાગતી વાણીની પછવાડે રહેતાં. એના જ્ઞાનના અગ્નિથી, બુદ્ધિના તાપથી અમને સદાય દઝાડે. અમે જાણતા હોઈએ તો પણ અસ્પષ્ટ

કટાક્ષો એ વાંચતી હોય ત્યારે કરતી. એની એવી શબ્દજાળનો મારો મારી અને મેગી પર આખી જિંદગી થયો છે. સતત એ અમને ધકેલતી હોય એવું લાગે.

'ડી'ને હંમેશા સરસ વસ્તુઓ જ જોઈએ. હાઈસ્કૂલથી માંડી ને કૉલેજ સુધી એણે રેશમી ડ્રેસ જ પહેર્યા. કોકે મને આપેલા એક લીલા સૂટમાંથી એણે સૂટ બનાવેલો પણ એની સાથે નૃત્ય વખતના બૂટ પણ એને જોઈએ. પોતાની સામે આવનારનો એ સામી છાતીએ જ મુકાબલો કરતી. એક પણ ક્ષણ પાંપણ ફરકે નહીં, રૂંવાડુંય થરકે નહીં. મેં એને હંફાવવા ઘણી વાર પ્રયત્નો કરેલા, ઝઘડાય કરેલા. સોળમા વર્ષે તો એનામાં એક જાતની પોતીકી શૈલી આવી ગઈ હતી. એટલું જ નહીં પણ દરેક બાબતમાં એનો પોતાનો એક દૃષ્ટિકોણ રહેતો.

મને કંઈ ભણતર બણતર મળ્યું જ નહીઃ બીજા ધોરણમાં હતી તે નિશાળે તાળા લાગી ગયા. કેમ એ પૂછશો નહીઃ '૨૭માં અમારા આ કાળા રંગે જ અમને નિશાળેથી દૂર કર્યા. ક્યારેક મેગી મને થોડું વાંચી આપે. એ થોડું તો ગોથું ખાઈ જાય છે. મેગી પણ જાણે છે કે બાપડી હોંશિયાર નથી પોતે. સુંદર દેખાવ અને પૈસાની માફક હોંશિયારી પણ એને છોડીને ચાલી નીકળી ! છારી બાઝેલા દાંતવાળા, ભારેખમ ગંભીર લાગતા જ્હોન થોમસ સાથે એ પૈણવાની છે. પછી હું છુટ્ટી. અહીં નિરાંતે બેસીશ અને ભજન બજન ગાયા કરીશ. હું કાંઈ સારી ગાયક નથી, સૂરમાં કાંઈ ગાઈ શકતી નથી. મેં આગળ કહ્યું નહીં તે હું ભાયડાછાપ જ છું. '૪૯માં તો મને ગાયો દોહવી ખૂબ ગમતી. જો તમને બરાબર દોહતા આવડતું હોય તો ગાયો નિરાંતે દોવા દેતી હોય છે.

જાણી બૂઝીને જ ઘરનો બોજો મેં મારા ખભે લઈ લીધો. ત્રણ ઓયૃડાનું આ મકાન. એક બળી ગયો. ઉપર નાખેલા પતરાં બચી ગયાં છે. ઘરમાં બારીઓ ફારીઓ કંઈ મળે નહીં એમ કહો કે દીવાલમાં બાકોરાં જ પાડી દીધાં છે, જેમ વહાણના ભંડકિયામાં હોય તેવાં ગોળ, ચોરસ એવા વૈવસ્થિત નહીં ! એવી જ રીતે બાયૃણાને બાયૃણા કહેવા કરતાં દુકાન ના શટર કહો તોય ચાલે ! કામચલાઉ ખડી પડે તેવા બાયૃણા છે. આને ઘર કહેવા કરતાં

ગમાણ કહેવી સારી (હકીકતે તો અહીં ગમાણ જ હતી !) એમાં કોઈ શંકા જ નથી કે જ્યારે 'ડી' આ બધું જાણશે ત્યારે રડી જ પડવાની. એણે એક વાર લખ્યું હતું કે ભલે અમારું મન ગોઠે ત્યાં અમે રહીએ પણ એ મળવા જરૂર આવશે ! મળવા આવવાનું ગોઠવશે ! પણ એના દોસ્તારોને તો નહીં જ લાવે. આમ અમે વિચારતા હતા ત્યાં જ મેગીએ મને પૂછેલું કે 'મમ્મા 'ડી'ને કયારેય દોસ્તારો કે બહેનપણીઓ હતી ખરી ?'

હા, કેટલાક ભાઈબંધો હતા. કેટલીક ઉદાસ છોકરીઓ, એવી કે જાણે જીવનમાં ક્યારેય હસી જ ન હોય! ગુલાબી ગુલાબી શર્ટ પહેરલાં કેટલાક લુચ્ચા છોકરાંઓ એમને 'ડી' ઊંચા શબ્દોથી, રૂપાળા દેખાવથી આંજી દેતી. ઊકળતા પાણીમાંથી ફટતાં પરપોટાની માફક દઝાડતા કટાક્ષોથી એ બધાને આકર્ષતી. એ બધાને જોખતી, તોળતી હોય એમ જોતી. જ્યારે એ જીમીને ચાહતી હતી. ત્યારે એની પાસે આપણા માટે સમય નહોતો. પોતાની ભૂલોય એ જીગીને પહેરાવતી. જીગીનો ભપકાંમાં ન માનતા હોય તેવા પરિવારની એક સસ્તી શહેરી છોકરીને પરણી ગયો ! 'ડી' પાસે પોતાને આશ્વાસિત કરવાનોય સમય નહોતો.

એ આવશે ત્યારે એને મળીશ પણ એ તો આ પહોંચ્યા ! મેગી ઢસડાતી ઘર ભણી આવવાનો પ્રયત્ન કરે છે. અહીં પાછી આવી જા' મેં એને કહ્યું. એ અટકી અને પગના અંગૂઠા વડે રેતી ખોતરવા માંડી.

બળબળતા બપ્પોરના કારણે એમને પૂરેપૂરાં જોઈ શકાતા નહોતા. પણ કારમાંથી નીકળેલા પગની ઝલક જ કહી આપતી હતી કે એ 'ડી' જ છે. ભગવાને જાણે નિરાંતે ઘડ્યા હોય એવા દેખાવડા એના પગ છે. કારની બીજી બાજુએથી થોડો બાંઠકો પણ મજબૂત બાંધાનો માણસ બહાર આવ્યો. એના માથા પર નર્યા વાળવાળ ઢીલી પૂંછડીઓ લબડતી હોય તેમ ગાંઠ વાળેલા વાળ છેક ગાલ સુધી લબડતા હતા. મેગી પોતાનો શ્વાસ ચૂસતી હોય એમ 'ઊહન્નહ' જેવો અવાજ કરવા માંડી. જાણે તમારા પગ આગળ મરડાતો, સળવળતો સાપ ન બોલતો હોય ઊહન્નહ.'

'ડી' એના પછી આવી. બળબળતા ઉનાળામાં જમીન સુધી લબડતો ડ્રેસ પહેર્યો હતો. મારી આંખમાં એનો ભડકીલો રંગ વાગ્યો, પીળો–નારંગી,

સૂરજના પ્રકાશનેય જાણે પાછો ફેંકતો હોય. જાણે એમાંથી ફેંકાતી ગરમીથી મારો આખો ચહેરો બળી ગયો. ખભા સુધી લટકતી સોનાની,કાનની કડીઓ ડ્રેસ સરખો કરવા હાથ હલાવતી કે તરત જ બંગડીઓ ખણખણી ઊઠતી. ડ્રેસ ખૂલતો અને ઝૂલતો હતો. મેં સાંભળ્યું કે મેગીએ ફરીથી 'ઉહન્નહ' શરૂ કરી દીધેલું. એની બહેનના વાળ જાણે ઘેટાં પર લાદેલું ઊન ન હોય તેવા લાગતા હતા. કાળી ડિબાંગ રાત જેવાં, લાંબા પૂંછડાની જેમ બે દોરડાં બાંધ્યા હોય એમ,નાના કાચીંડાની માફક કાન પાછળ સંતાઈ જતા હતા.

'વાસુઝોટીન ઓ..' બોલીને એ પસાર થઈ. એના ડ્રેસના કારણે એની હલચલની ખબર પડી. પેલો બાંઠકો નખશિખ પરાણે હસતો હોય એમ બોલ્યો અસલામ માલેકીમ, મમ્મી અને બહેન.' એવું બોલીને મેગીને તો વળગવા જ ગયો; પણ મેગી મારી પછવાડે, ખુરશીની પાછળ જતી રહી. મેં જોયું તો મેગી ધ્રૂજતી હતી, પરસેવો જ વછૂટી ગયો'તો.

'માડી, ઊભી ના થઈશ'એમ બોલી 'ડી' સફેદ હીલવાળા સેંડલ બતાવતી કાર તરફ ગઈ. અંદરથી આવેલા ધક્કાથી હું કંઈક વર્તું તે પહેલાં તો એ કૅમેરા લઈ આવી. એં અક્કડ રીતે નમી અને મારા અને મારી પછવાડે ગરીબડી ગાય થઈને ટૂંટિયું વળી ગયેલી મેગીના ફોટા પર ફોટા લેવા માંડી. અમારી સાથે સાથે ઘરનો ફોટો આવે છે કે નહીં તેની એ ખાતરી કરી લેતી હતી. એ વખતે વાડામાં ગાય કંઈક ભચડતી પેઠી કે તરત જ એણે મારો, ઘરનો, મેગીનો, ગાયનો વળી પાછો ફોટો ખેંચ્યો. પછી ગાડીની પાછલી સીટમાં કૅમેરા મૂકી આવી અને મને કપાળે ચૂમવા માંડી.

એ દરમ્યાન પેલો 'અસલામ માલેકીમ' મેગીની પછવાડે જ પડી ગયેલો. એણે મેગીનો હાથ પકડી લીધો હતો. મેગી પોતાનો ટાઢોબોળ, પરસેવો થયેલો હાથ માછલીની જેમ ખચકાતી પાછો ખેંચી રહી હતી. અસલામ માલેકીમને હસ્તધૂનન કરવું'તું. કાં તો એને હસ્તધૂનન આવડનું નહોતું કાં તો એને ફેશનો મારવી'તી. આખરે એણે મેગીનો હાથ છોડી દીધો.

મેં કહ્યું કે 'ડી' તરત જ એ બોલી ઊઠી –'મારું નામ હવે 'ડી' નથી. 'વાંગેરો લીવાનીકા કેમાન્ઝો છે! મેં કહ્યું, ''તને શું થઈ ગયું 'ડી' ? 'ડી' મરી ગઈ !' વાંગેરો બોલી. વાંગેરો બોલી – જે લોકોએ આપણા પર

અત્યાચારો કર્યા છે એ ધોળિયાઓએ દીધેલું નામ મારે નથી જોઈતું ! હું એ સહી શકતી નથી !'

'તું જાણે છે કે મેં તો તારું નામ કોઈ ધોળિયાના કારણે 'ડી' નહોતું પાડ્યું. પણ તારી ડીસી માસીની યાદમાં અમે તને 'ડી' કહેતા હતા. તું જન્મી પછી એને 'મોટી ડી' અને તને 'નાની ડી' કહેવા લાગ્યા.'

'પણ એનું નામ 'ડી' શી રીતે પડેલું ?'વાંગેરો બોલી

'મને લાગે છે કે નાની માનું નામ 'ડી' હતું તેથી, કદાચ.', 'પણ એનું નામ'ડી' શી રીતે પડેલું ?' 'એની માના નામ પરથી'

મે જોયું કે વાંગેરો થાકી ગઈ હતી. છેવટે મેં કહ્યું કે 'આ તો છેકથી ચાલ્યું આવે છે, પેઢીઓથી. મનેય યાદ નથી કે ક્યારથી શરૂ થયું હશે.' હકીકતે તો મને અવું ઝાંખુંપાંખું સાંભરણ છે કે લગભગ સિવિલ વૉર પહેલાથી તો એ ચાલ્યું જ આવે છે.

'બરાબર' અસલામમાલેકીમ બોલ્યો. 'ઊહન્નહ' મેગીનો અવાજ મને સંભળાયો.

'ના, બરાબર નથી.' મેં કહ્યું 'મારે તો ડીસી મારી બહેન, મારા કુટુંબમાં થઈ ગઈ છે. પછી બીજી બધી માથાફોડ શા સારુ કરવી ?' જાણે હું પ્રદર્શનમાં મૂકાયેલી મૉડેલકાર હોઉ એમ એ મને નીરખતો રહ્યો, પરાણે હસતો હોય તેમ. એ અને વાંગેરો મારા માથા પરથી કંઈક ઈશારા કરતા રહ્યાં.

'તું આ 'વાંગેરો','વાંગેરો' નામ શી રીતે બોલે છે ?' મેં પૂછ્યું.

'જો તારી મરજી ન હોય તો મને 'વાંગેરો' નામથી ન બોલાવીશ.', વાંગેરો બોલી.

'શા માટે નહીં બોલાવું. તને એ જ નામ વહાલું લાગી ગયું હોય તો એ નામે જ અમે તને બોલાવીશું.' મેં કહ્યું.

'મને ખબર છે કે શરૂ શરૂમાં એ બોલવાનું અઘરું છે.' વાંગેરો બોલી.

'હું ધીરે ધીરે શીખી લઈશ.'

પછી અમે રસ્તો કાઢ્યો. આ જુઓને 'અસલામમાલેકીમ'નું નામ જ કેટલું અઘરું છે !

જીભના લોચા વળી જાય, જીભ કોકડું વળી જાય - 'વાન સુઝોટીન ઓ!'

મને બેત્રણ વાર લોચા મારતી જોઈને વાંગેરોએ કહ્યું કે તમે એને 'હકીમ બાર્બર' કહી શકશો. મને થયું કે પૂછું કે ખરેખર જ એ હજામ છે પણ એ લાગતો નહોતો તેથી માંડી વાળ્યું.

'મને લાગે છે કે તું પેલા રોડના નીચાણના ભાગમાં ઢોરવાડાવાળા રહે છે ત્યાં રહેતો લાગે છે. એ લોકો જ્યારે મળે છે ત્યારે 'અસલામ, અસલામ' કરે છે, પણ હાથ મિલાવતા નથી ! છાણ-વાસીદું કરતા હોય છે, વેરાયેલું ઘાસ સગેવગે કરતા હોય છે, તારની વાડ ઠીક કરતા હોય છે. ધોળિયાંઓ એમને પરેશાન કરતા. ધણમાંના કેટલાક ઢોરાંને ઝેર આપી દેતા. એવે ટાણે તો ત્યાંના ભાયડાઓ આખી રાત ભરી બંદૂકે જાગતા. દોઢ માઇલ ચાલીને હું એ જોવા ગઈ હતી.'

હકીમે કહ્યું કે 'હું એમની કેટલીક બાબતો સ્વીકારું છું. પણ આ ખેતીવાડી કરવી કે ઢોરા ઉછેરવાનું મને પસંદ નથી.'(એ બેઉમાંથી કોઈ બોલ્યું નહીં કે મેં પૂછ્યું નહીં કે તું સાચમુચ વાંગેરોને પૈણવાનો કે નહીં)

જ્યારે અમે ખાવા બેઠાં ત્યારે હકીમે વળી ચોખલિયાવેડાં દેખાડ્યાં. હાંસડીનાં હાડકાં કે ડુકકરનું માંસ ચોખ્ખાં હોવાથી એ ખાતો નથી ! પણ વાંગેરોએ તો મકાઈના રોટલા સાથે ડુકકરના આતઈડાં, લીલાં શાકભાજી અને બીજું જે કંઈ મળ્યું તે ઠબકાર્યું. જાંબલી માંસનો ટુકડો શકકરિયાં પર લગાવીને ખાધો. એને તો આ બધું ખાવામાં ટેસડો પડી ગ્યો. આજેય અમે પાટલીઓ પર બેસીને જમીએ છીએ. એના બાપાને ખુરશી-ટેબલની ત્રેવડ ન હોવાથી આમ જ ચલાવવાનું શીખવી દીધેલું. તે આજે ય આમ જ ચાલે છે.

'મમ્મી' લગભગ રાડ પાડતી હોય એમ વાંગેરો હકીમ તરફ ફરતાં બોલી 'આ પાટલીઓ કેવી અદ્દ્ભુત છે એ તો મેં કદી જાણ્યું જ નહીં. તમે એના પર બેઠાં હોય તો જાણે રુંછેદાર ચામડા પર સવારી ન કરતા હોય એવું લાગે છે. પાટલી ઉપર,નીચે મમતાથી હાથ ફેરવતાં ફેરવતાં એ બોલ્યે જ જતી હતી.. એકદમ એ નિસાસો નાખતાં નાખતાં નાનીમાની માખણની તાંસળી પર હાથ ઢાંકવા માંડી...'માડી,આ જો તો ખરી કંઈ અજબની વસ્તુ છે, હું તને પૂછવા જ માગતી હતી પણ જો પૂછી શકું તો ?' એમ બોલતી, ટેબલ

પરથી ઊછળતી એ ઊભી થઈ, ખૂણામાં પડેલા વલોણા પાસે જઈને ઊભી રહી.

'આ વલોણાનું મ્હોડિયું તો મારે જોઈએ જ.' એ બોલી. 'બડી કાકા આ મ્હોડિયું એક ઝાડમાંથી ઘડતાં, આપણને બધાને બડીકાકાના વલોણાં જ જોઈએ નહીં ?'

'હા' મેં કહ્યું.

'ઓહહો !' એ ખુશખુશાલ થતાં બોલી –'અને મારે આ આડિયું પણ જોઈએ જ.'

'ડી'(વાંગેરો) મારા ભણી જોઈ રહી.

' 'ડી'માસીના પહેલા વરે આ આડિયું ઘડેલું.' તમે સાંભળી પણ ન શકો એવા ધીમા અવાજે મૅગી બોલી.'એમનું નામ હેન્રી હતું પણ બધા એમને સ્ટેશ જ કહેતા.'

'મેગીનું ભેજું તો હાથી જેવું છે.' વાંગેરો હસતાં હસતાં બોલી.

'આ મ્હોડિયાને તો હું ગોખલાવાળા ટેબલની વચાળે મૂકીશ.' એમ બોલતાં બોલતાં એણે એક પ્લેટ મ્હોડિયા પર મૂકી પણ ખરી. અને આ આડિયા સાથે પણ કંઈક એવું કરીશ કે લોકોને થાય કે કેવી કળાત્મક વસ્તુ છે!'

એણે મ્હોડિયું પૅક કર્યું, ત્યાં તો હાથો છુટ્ટો પડી ગયો ! મેં જરી વાર હાથો મારી પાસે લીધો. એને એ ખબર પડતી નથી કે માખણ બનાવતા પહેલાં ગોળી પર આ મ્હોડિયું શી રીતે બેસાડવું. એમાં નાના નાના ખાંચા હોય છે. ક્યાંક અંગૂઠા વડે દબાવવાનું હોય છે, ક્યાંક આંગળીઓ વડે દબાવવાનું એ તું જોઈ શકીશ. આછા પીળા લાકડામાંથી આ બનાવ્યું છે, આ મ્હોડિયું જે ઝાડમાંથી બનાવેલું એ ઝાડ પણ 'ડી'માસી અને સ્ટેશ માસાના વાડામાં જ થયેલું.

ખાધા પછી 'ડી' મારી પથારી નીચે પડેલી પેટી ફંફોસવા મંડી. મેગી રસોડામાં વાસણના ઘોડા પાસે ખોડાઈને ઊભી હતી. વાંગેરો બે રજાઈ લઈને આવી. એક રજાઈ નાનીમાએ, એટલે મારી માએ બનાવેલી અને બીજી મેં અને મોટીબહેને બનાવેલી. અમે એ રજાઈઓને ડામચિયા પર લગાડતા. કોઈક અવસરે તો તમે ઘરના બારણામાં પ્રવેશો ને તમને એ રજાઈઓ

પથરાયેલી જોવા મળે. એક રજાઈમાં એક એકલવાયો તારો આકાશમાં ટમટમતો હોય એવી ભાત કરેલી. બીજામાં ડુંગરની પરકમ્મા કરાવેલી. વચ્ચે જે થીગડાં છે તે દાદાના ખમીસની નિશાનીઓ છે. વર્ષોનાં ફાટેલાં લૂગડાંમાંથી નાનીમાએ બનાવેલી. અને પેલું જરી જેવડું નાનકડું, દીવાસળીની પેટી જેવડું વાદળી થીગડું છે તે તો દાદાનાય દાદા એઝરાના યુનિફોર્મમાંથી બનાવેલું છે. સિવિલ વૉરમાં એમણે જે સિપાઈ જેવો ગણવેશ પહેરેલો એનો જ સદ્‌ઉપયોગ !

વાંગેરોએ પંખીના મધુર અવાજથી પૂછ્યું, 'માડી,આ જૂની રજાઈઓ હું લઈ જાઉ ?' રસોડામાં કંઈક પડ્યું હોય એવું મને સંભળાયું અને બીજી જ ક્ષણે રસોડાનું બાયણું જોરથી પછડાયું.

'બીજી એક બે લઈ જાને આ તો મેં અને તારી માસીએ દાદીમાના મરતાં પહેલાં એમનાં લૂગડાંમાંથી બનાવેલી છે.'

'ના'....'બીજી નથી જોઈની. એમાં હાથથી ટાંકા લીધા છે પણ છેડે મશીન પણ ફરેલું છે.'

'પણ એનાથી એ સારું લાગે છે.'

'ના, એ સવાલ નથી.'વાંગેરો બોલી. જાણે બેઉ રજાઈઓ બોટી લીધી હોય તેમ એણે છાતીસરસી ચાંપી રાખી હતી. રજાળઈઓને પંપાળતા એ આગળ બોલી, 'નાનીમાનાં લૂગડાંના ગાભામાંથી આ બનાવેલી છે. આ બધી તો હાથની કરામત છે જરા કલ્પના તો કર.' હું રજાઈને અડવા જતાં બોલી,'આ ટુકડામાંથી જે પેલા ફાલસા રંગના છે એ તો નાનીમાનીય માના છે!' 'ડી' જાણે હું રજાઈઓ લઈ લેવાની હોઉ એમ બે ડગલાં પાછી હટી ગઈ ! જાણે રજાઈઓની હકદાર એ જ હોય એમ મને અડવા પણ દેતી નહોતી.

'કલ્પના તો કર, કલ્પના તો કર' એમ વારેવારે ખુશીથી ફુલાતી બોલ્યે જતી હતી. રજાઈઓને કચકચાવીને છાતીએ વળગાડી દીધેલી.

'તારી વાત તો સાચી જ છે. રજાઈઓ અદ્‌ભુત છે. પણ મેં આ રજાઈઓ મેગીને જ્હોન થોમસ સાથે એના લગન લેવાના છે ત્યારે આપવાનું વચન આપ્યું છે.'

જાણે મધમાખીએ ડંખ માર્યો હોય એવી એ થઈ ગઈ.

'માડી, મેગીને આની કિંમત ન સમજાય. એ તો એને રોજબરોજના વપરાશ માટે કાઢી નાખે એવી ફુવડ છે.'

મેં કહ્યું ' 'ડી' એને એની કિંમત સમજાય છે. ભગવાન જાણે હું આ રજાઈઓને ક્યાં લગી સાચવી રાખીશ. કોઈ વાપરતું તો છે જ નહીં. પણ મને આશા છે કે મેગી વાપરશે.' અત્યારે વાંગેરોને (ડી) મારે એ યાદ નહોતી આપવી કે જ્યારે એ કૉલેજમાં ભણવા શે'રમાં ગઈ ત્યારે મેં એને રજાઈ આપેલી. ત્યારે એણે કહેલું કે 'આ તો અમૂલ્ય છે, અમૂલ્ય છે' એમ બોલ્યા કરે છે. એ ધુંઆફુંઆ થઈ ગઈતી. 'માડી, મેગી તો એને પથારી બનાવી પાથરશે, ઓઢશે, અને પાંચ વર્ષમાં એના ચીંથરેચીંથરાં કાઢી નાખશે.' મેં કહ્યું, 'એ માત્ર એટલું જ નથી કરતી. આવી રજાઈ કેમ બનાવવી એ પણ એ જાણે છે.' વાંગેરોએ (ડી) મારા ભણી ઘૃણાથી જોયું. બોલી, 'તને એ સમજાશે નહીં કે આ 'રજાઈઓ' તે 'આ રજાઈઓ' જ છે.'

મેં જરા કડકાઈથી પૂછ્યું 'સારુ, તું આ રજાઈઓનું શું કરીશ ?'

'લટકાવીશ.' જાણે 'જોવાલાયક ચીજ' સિવાય આ રજાઈઓનું બીજું કોઈ મૂલ્ય જ ન હોય ! મેગી બારણા પાસે ઊભી હતી. પગના પંજાને એકમેક સાથે ઘસતી હતી. તે મને સંભળાતું હતું. પોતાની ક્યારેય જીત થવાની જ નથી,પોતાને કોઈ હક છે જ નહીં એમ માનીને એ બોલી, 'માડી,એ ભલે લઈ જાય. હું રજાઈઓ વિના પણ નાનીમાને યાદ કરીશ.' મેં એના તરફ તીક્ષ્ણ નજર ફેંકી. છીંકણીવાળા હોઠના કારણે એ જાણે મૂરખ, હલકી કે નિર્લજ્જ લાગતી હતી. દાદીમા અને માસીએ એને રજાઈઓ ભરતા શીખવેલું. બહેનથી કફડતી એ ચાઠાંવાળા હાથ સ્કર્ટમાં છૂપાવતી ઊભી હતી. વાંગેરો હજુ ખુશ નહોતી. મેગીનો પ્રસ્તાવ તો આવો જ હોય એની એને ખબર હતી. મેં મેગી સામે જોયું ત્યારે મારામાં નખશિખ એક ઝણઝણાટી પસાર થઈ ગઈ !

હું જ્યારે ચર્ચમાં જતી અને ભજન ગાતાં ગાતાં ભાવાવેશ આવી જતી ત્યારે ભગવાનનો સ્પર્શ થતો અનુભવતી એ વખતે થતી એવી ઝણઝણાટી મને થઈ રહી. મેં કદી નહોતું કર્યું તે કર્યું. મેગીને જોરથી મારા ભણી ખેંચી,

ભેટી. વાંગેરાના હાથમાંની રજાઈઓ લઈને મેં મેગીના ખોળામાં નાખી. મેગી તો મારી પથારીમાં મોઢું વકાસીને જ બેસી પડી.

'બીજી એક બે લઈ જવી હોય તો લઈ જા' મેં 'ડી' ને કહ્યું. એ એકપણ શબ્દ બોલી નહીં, બહાર નીકળીને હકીમ પાસે ગઈ.

'તમને લોકોને જરાય સમજણ પડતી નથી.'એ બોલી. હું અને મેગી એની કાર પાસે આવ્યા. 'શું સમજાતા નથી ?' મેં પૂછ્યું. 'તમારો વારસો' એ બોલી. મેગી એની ભણી જઈને એણે મેગીને ચુંબન કર્યું અને કહ્યું – 'તારામાંથી કંઈક તારાપણું પ્રગટાવ. એ અમારા માટે નવલો દિવસ હશે. તું અને માડી જે રીતે હજુ સુધી રહો છો એ જોતાં તો એવો નવલો દિવસ તું જોઈ શકવાની નથી.'

આમ બોલતાં એણે રંગીન ચશ્મા પહેર્યાં. તેથી નાક ઉપરનો બધો ભાગ અને થોડોક ગાલનો ભાગ ઢંકાઈ ગયો. મેગી હસી રહી હતી કદાચ રંગીન ચશ્માવાળી 'ડી'ને જોઈને. પણ એ નરવું સ્મિત હતું, ડાઘાડૂઘી વિનાનું. કારના ઉપડ્યા પછી ઊઠેલા ધૂળના ગોટા શમી ગયા. મેં મેગીને છીંકણી લાવવા કહ્યું. ત્યાં બેઠાં બેઠાં બેઉએ ટેસથી છીંકણી સુંઘી. વાળુ વેળા થઈ અને ખાટલા ભેગા થવાનો સમય થયો ત્યાં લગી અમે આનંદ કર્યો.

## પ્લેટફોર્મ / ઇંતિઝાર હુસૈન

અનુવાદ : શરીફા વીજળીવાળા

કેટલી બધી વાર પછી કંટાળીને એણે ચોપડી બંધ કરી, થાકેલી આંખો પર આંગળીઓ ફેરવી અને આસપાસ નજર નાખી બધા હવે થાકીને લોથ થઈને પડ્યા હતા; બિસ્તરા,પેટીઓ, પોટલીઓ, પોટલાંની વચ્ચે ફસાયેલા કોઈ એના પર ચડીને બેઠેલા; બધા જ થાકેલાપાકેલા ગૂપચૂપ... કોઈ સફેદ વર્દીવાળાને પસાર થતો જોઈને બસ એમ જ કોઈનું પૂછી બેસવું : 'બાબુ સાહેબ, ગાડીના કોઈ સમાચાર ?'

'હજી સુધી તો કોઈ સમાચાર નથી.'

'કોઈ ઉમ્મીદ છે ખરી ?'

'કંઈ કહી ન શકાય.'

અને પેલા વર્દીવાળાના જતા રહ્યા પછી જરા દૂર બેઠેલા કોઈ મુસાફરનું બિસ્તરાને રેકે બેઠા બેઠા એમ જ પૂછી બેસવું.'રેલબાબુ શું કહે છે ?'

'મેં પૂછ્યું કે ગાડીના કંઈ ખબર ખત ? તો એ કહે છે કે કંઈ ખબર નથી' વળી પાછી છવાઈ ગયેલી ચૂપકીદી. બદામી શર્ટવાળો તો સાવ જ ગુમસૂમ બેઠો હતો. એને એમ ગુમસૂમ બેઠેલો જોઈને એને બધું નવાઈ લાગી સૌથી વધુ બૂમબરાડા તો એણે જ પાડ્યા હતા. એમ તો આ સમાચાર સાંભળીને બધા જ અકળાઈ ગયા હતા. આ વિચારની સાથે જ એ સમયનું આખું ચિત્ર એની આંખો સામે ખડું થઈ ગયું.

'શું કહ્યું, ગાડી નથી જવાની ?'

'ના.'

'એવું તે કઈ રીતે થઈ શકે ?'

'સાહેબ, અમારી પાસે જે જાણકારી હતી તે અમે તમને આપી દીધી.'

આજુબાજુ ઊભેલા મુસાફરો હેરાનપરેશાન નજરે એકબીજાના મોં સામે તાકવા લાગ્યા.

'કમાલ છે સાહેબ, ગાડીનું મોડા પડવું તો સાંભળ્યું હતું પણ આખેઆખી ગાડી જ કેંસલ થઈ જાય એવું તો આજે પહેલી વાર સાંભળી રહ્યા છીએ.'

મુસાફરો પહેલા જરા હેરાનપરેશાન થયા પછી અચાનક જ મુસાફરોમાં ખળભળાટ મચી ગયો. જે ટેબલ પર પાસપોર્ટમાં નોંધણી થતી હતી અને સામાનની તપાસ કરવામાં આવતી હતી એ ટેબલની આસપાસ અચાનક જ ભીડ એકઠી થઈ ગઈ. પાસપોર્ટમાં સિક્કા મારવાવાળા અને સામાન તપાસવાવાળા બધા પોતપોતાના ટેબલ પર હાજર હતા પણ એમાંના કોઈ પાસપોર્ટ પર સિક્કા મારવા કે એક પણ મુસાફરનો સામાન તપાસવા માટે તૈયાર નોં'તા.

બદામી બુશશર્ટવાળો મુસાફર ભીડને ચીરતો ઝડપભેર ટેબલ પાસે પહોંચ્યો અને ગુસ્સે થઈને બોલ્યો, 'મિસ્ટર,મારા વીઝાની મુદત આજે પૂરી થઈ રહી છે.'

'બરાબર છે આપની વાત, પણ એમાં અમે શું કરી શકીએ ?'

'તમે કંઈ ન કરી શકો તો બીજું કોણ કરી શકે ?'

'અરે એને છોડોને, કોઈ જવાબદાર અધિકારી સાથે વાત કરવી જોઈએ.' એક મુસાફરે સૂચન કર્યું.

'સ્ટેશન માસ્તર ક્યાં છે ?' બદામી બુંશશર્ટવાળાએ એવા ને એવા ગુસ્સાથી પૂછ્યું.

પાસપોર્ટમાં સિક્કા મારવાવાળા કારકૂને સામેના ઓરડા તરફ ઈશારો કર્યો.'ત્યાં જાઓ અને એમની સાથે વાત કરી લો.'

આખું ટોળું બદામી બુશ શર્ટ વાળાની આગેવાની હેઠળ ચાલ્યું ને પેલા ઓરડા તરફ ધસી ગયું. દરેકે દરેકની એક જ કોશિશ હતી કે પોતે અંદર

જઈને વાત કરે અને એ લોકોને જાણ કરે કે પોતાના વીઝાની મુદત આજે પૂરી થાય છે.

મુસાફરોનું એક નવું ટોળું, સામાનથી લદાયેલા કુલીઓની સંગાથે લોખંડના દરવાજા પાસે ઊભેલા ચોકીદારને પાસપોર્ટ દેખાડીને અંદર દાખલ થયું. એ બધા મુસાફર એટલી તો ઉતાવળમાં હતા, એટલી તો ચિંતામાં હતા કે ના પૂછો વાત એમના હિસાબે ગાડી ઉપડવાને બસ થોડીક વાર જ બાકી હતી. ઉતાવળા ઉતાવળા એ નોંધણી કરવાવાળા ટેબલ પાસે પહોંચી ગયા અને પોતપોતાના પાસપોર્ટ ટેબલ પર ધરી દીધા. પહેલાં તો એ બધાને એ વાતે નવાઈ લાગી કે બધા ટેબલ સાવરણી ફેરવી હોય એટલાં ચોખ્ખાં હતાં અને કારકૂન બધા નવરાધૂપ બેઠા હતા. પછી એમને એ વાતે નવાઈ લાગી કે કારકૂનોએ એમના પાસપોર્ટ સ્વીકારવાની અને એમાં નોંધ કરવાની ના પાડી દીધી. પહેલાં તો બધા અકળાયા પછી બરાબરના ગુસ્સે થયાઃ 'જી ? શું કહ્યું ? આજે ગાડી નથી જવાની ?'

'ના.'

'એટલે કે આજે ગાડી જશે જ નહીં ?'

'ના.'

અલીગઢકટ પાયજામો અને શેરવાની પહેરલા એક સજ્જને આ બધી વાતચીત શાંતિથી સાંભળી. એની પાછળ ઊભેલા યુવાનની મૂછો પરસેવામાં પલળી ગઈ હતી, એણે ભૂરા રંગનું ચપોચપ પાટલૂન અને ચોકડાનું ખમીસ પહેર્યું હતું. એ યુવાન આગળ વધીને કંઈક કહેવા ગયો પણ પેલા સજ્જને એને ન બોલવા દીધો. રોકી લીધો. લાકડી હલાવતા એ સજ્જન પોતે જ આગળ વધ્યા.'દોસ્ત મારા, એ બાજુથી આવનારા અમારા જેવાની તમે લોકો મશ્કરી કરો છો એ ખરેખર અફસોસની વાત છે.'

'અરે મુરબ્બી, અમે તમારી જરાય મશ્કરી નથી કરી. અમે તો માત્ર એટલી જાણ કરી કે આજે ગાડી નથી જવાની.'

'કેમ નહીં જાય ? તમને કંઈ ભાન છે કે અહીં જમા થયેલા બધા મુસાફર અહીં રહેવાની મુદત પૂરી કરી ચૂક્યા છે. દાખલા તરીકે મારો વીઝા આજ પૂરો થઈ રહ્યો છે. મારે કોઈ પણ હાલતમાં સરહદની પેલે પાર પહોંચવું જ રહ્યું.'

'એ બધી વાત સાચી, પણ આજે ગાડી નહીં જાય, એ બાજુથી આવી જ નથી પછી જવાની ક્યાંથી ?

'તો પછી એમ કહો ને કે ગાડી મોડી છે.'

એ જ વખતે પેલો બદામી બુશશર્ટવાળો, સાથે લઈને ગયેલો એના કરતાં મોટા ટોળાને લઈને ગુસ્સાથી રાતોપીળો થતો પાછો આવી પહોંચ્યો. 'સાહેબ, અહીંના અધિકારીઓ તો એકદમ જ તુંડમિજાજી છે. બીજાની વાત સાંભળતા જ નથી, પોતાની જ હાંક્યે જાય છે.'

'શું કહે છે ?'

'એકની એક રટ લગાવીને બેઠા છે કે ગાડી આજે નહીં જાય.'

'માફ કરજો, તમારી પાસે બાકસ હશે ?'

બેંચ પર, એની બાજુમાં બેસીને છાપું વાંચી રહેલા માણસે એની પાસે બાકસ માગ્યું.

એણે પોતાના વિચારોને બાજુ પર હડસેલીને બાકસ કાઢ્યું અને છાપું વાંચનાર માણસને આપ્યું. છાપાવાળાએ સિગારેટ સળગાવી અને આભાર માની બાકસ પાછું આપી દીધું. પેલાને પીતો જોઈને એને પોતાને પણ સિગારેટ પીવાનો વિચાર આવી ગયો. ખિસ્સામાંથી પાકીટ કાઢીને એણે સિગારેટ સળગાવી. પછી જ્યાંથી વાંચવાનું છોડ્યું હતું ત્યાંથી ચોપડી ખોલી અને સાથે સાથે ચોપાસ એક નજર નાખી. થોડીક વાર પહેલાં ગુસ્સામાં રાતાપીળા થઈ દેકારો મચાવનારા બધા અત્યારે લોથ થઈને પડ્યા હતા. બદામી બુશ-શર્ટવાળો બિસ્તરાને ટેકો દઈને બેઠો હતો. કેટલી બધી વારથી એ સાવ મૂંગો હતો અને બેઠો બેઠો ઝોકાં ખાઈ રહ્યો હતો. એનો બુશશર્ટ ચોળાઈ ગયો હતો અને બદામીને બદલે મટમેલો લાગતો હતો. શેરવાનીવાળા સજ્જન બિસ્તરા પર બેઠા હતા. એમણે એમની રૂપકડી લાકડીની મૂઠ પર દાઢી ટેકવી હતી અને મૂઠને બેઉ હાથે કચકચાવીને પકડી હતી. કેટલાય મુસાફરોએ કોઈ જાતના શરમસંકોચ વગર પ્લેટફોર્મ પર ચાદરો પાથરીને લંબાવી દીધું હતું. તો લોકો ગુસ્સે થઈને આટલા જલ્દી ટાઢા પણ પડી જાય છે. અને આટલી જલ્દી આપણે પરિસ્થિતિ સાથે...પણ વિચારોની લહેર અધવચ્ચે વિખેરાઈ ગઈ કારણ કે બરાબર એ જ ક્ષણે સામાનથી લદાયેલા કુલીઓની

સંગાથે થોડા નવા મુસાફરો પ્લૅટફૉર્મ પર આવી પહોંચ્યા હતા. અને ગાડીના મોડા આવવાના ખબર સાંભળીને અકળાઈ ગયા હતા. એણે વિચાર્યું કે કદાચ કરાચીથી કોઈ ગાડી આવી છે. કરાચીથી આવતી દરેક ગાડી પછી કેટલાક ભૂલા ભટક્યા, પરિસ્થિતિથી અજાણ મુસાફર આ જ રીતે અહીં ટપકી પડતા હતા, ગાડી નહીં આવે એવું સાંભળી અકળાઈ જઈ દોડાદોડી કરી મૂકતા, કસ્ટમવાળાઓને પકડી પકડીને સવાલો કરતા, ગુસ્સે થતા, વળી ટાઢા પડતા અને અંતે થાકીહારીને પેલા થાકીને લોથ થઈને પડેલા ટોળા વચ્ચે કોઈને કોઈ રીતે જગ્યા કરી લંબાવી દેતા અને જરાક વારમાં અદ્દલ ટોળા જેવા જ થઈ જતા.

મુસાફરોની આ નવી ટોળી પણ થોડીક અકળાઈ, જરાક બબડી ને પછી ઢળી પડેલા મુસાફરોમાં સામેલ થઈ ગઈ હતી. અને એણે નવી સિગારેટ સળગાવીને જરા નિશ્ચિંત મને ફરીથી ચોપડી વાંચવા માંડી. ત્યાં જ એક મુસાફર મોંમાં સિગારેટ દબાવી, કુલીના માથા પર બેગ ઊંચકાવીને ઉતાવળી ચાલે ત્યાં આવી પહોંચ્યો ત્યાં ફેલાઈને પડેલા મુસાફરો પર એણે મૂંઝાયેલી નજર નાખી :'અહીં તો ગાડી આવવાનાં કોઈ લક્ષણ દેખાતાં નથી.'

'બાબુજી, મેં તો તમને પહેલેથી જ કહ્યું હતું.' કુલી બોલ્યો.

'ઠીક છે, ચાલ સૂટકેસ અહીં મૂકી દે.'

કુલીના ગયા પછી સુટકેસવાળો મુસાફર જરાક વાર દ્વિધામાં અટવાયો પણ પછી તરત જ એ ત્યાંથી પસાર થતા એક સફેદ વર્દીવાળા સાથે જીભાજોડીમાં ઊતરી પડ્યો :'માફ કરજો, તમે ગાડી સંબંધી કોઈ માહિતી આપી શકો છો ?'

'હજી અમારી પાસે જ કોઈ માહિતી નથી આવી.'

'માફ કરજો, પણ કરાચીથી ઊપડતી વખતે મેં તમારા રેલવે વિભાગમાં ઇન્ક્વાયરી કરી હતી. ત્યાંથી મને માહિતી મળી કે ।।જે ગાડી જશે.'

'તમને ખોટી માહિતી મળી.'

સુટકેસવાળાને પેલાની વાતથી જરા ગુસ્સો આવ્યો : 'જુવો, કાલે મારું દિલ્હીમાં હોવું અતિશય જરૂરી છે. જો મને કરાચીમાં ખબર પડી જાત કે આજે ગાડી નથી જવાની તો હું છું રૂટ બદલી નાખત અને વિમાનમાં ચાલ્યો

જાત. તમને કદાચ ખબર નહીં હોય કે જો હું કાલે દિલ્હી નહીં પહોંચું તો મારું કેટલું બધું નુકસાન થઈ જશે. હું તમારા લોકો પર નુકસાનીનો દાવો પણ ઠોકી શકું.'

'નુકસાનીનો દાવો !' રેલવે અધિકારીએ મુસાફરને પગથી માથા સુધી નવાઈ અને ઉપેક્ષાભરી નજરે જોયો અને પછી તે આગળ ચાલતો થયો.

'તમે બહુ સારું કર્યું.' જરાક દૂર બુશકોટ ઉતારી માત્ર બનિયાનમાં આળોટી રહેલા એક મુસાફરે શાબાશી આપતાં એને કહ્યું. 'આ લોકો આમ જ સીધા થશે. બાકી તો એ લોકો કોઈ સાથે સરખી વાત પણ નથી કરતા.'

સૂટકેસવાળો આ વાતચીતમાંથી નવરો પડી વળી દ્વિધામાં અટવાયો. થોડી વાર ઊભો રહ્યો. પછી પોતાની સૂટકેસ પર બેસીને, શેરવાનીવાળા સજ્જનને કહ્યું : 'માફ કરજો, તમે તો પેલી બાજુથી આવ્યા હો એવું લાગે છે.'

'હા.'

'તમે પણ આજે જ અહીં પહોંચ્યા છો ?'

'ના રે ભાઈ, અમે તો પહેલેથી જ જાતભાતની આપત્તિઓથી ઘેરાયેલા છીએ.'

'કમાલ છે.' સુટકેસવાળો નવાઈ પામીને ચૂપ થઈ ગયો પણ વળી પાછો તરત જ સામેની બેંચ પર બેઠેલા છાપાવાળા મુસાફરને પૂછી બેઠો :'તમે પણ એ જ દિવસે અહીં આવી ગયા હતા ?

'ના, હું તો લાહૌરમાં જ રહું છું. મને હતું કે આજે ગાડી ચાલશે. બહુ ભીડ હશે એવું માની વહેલા પહોંચી જવાનું વિચાર્યું. હું તો અહીં વહેલી સવારે જ પહોંચી ગયો હતો. આ સવારની સાંજ થઈ ગઈ તોય ગાડીનું કંઈ ઠામઠેકાણું નથી.'

હવે સૂટકેસવાળાની અચરજભરી નજર એના પર મંડાયેલી હતી કે આવા પરેશાનીભર્યા સમયમાં પણ એ આટલી શાંતિથી ચોપડી વાંચી રહ્યો છે.

'પ્રોફેસર સાહેબ ! તમે અહીં ક્યારથી આવીને બેઠા છો ?'

એણે ચોપડીમાંથી નજર ઊંચી કરી સૂટકેસવાળાને જોયો અને પછી જવાબ આપ્યો : 'અનાદિકાળથી' અને વળી પાછું ચોપડીમાં મોં ખોસી દીધું. પણ

જરાક વાર રહીને વળી એક વાર માથું ઊંચું કર્યું : 'તમારી કંઈક ગેરસમજ થઈ છે. હું કોઈ કૉલેજમાં નોકરી નથી કરતો.'

એના આવા જવાબથી સૂટકેસવાળો જરાક ઓઝપાઈ ગયો. એને કંઈ સમજ ન પડી કે ચોપડીવાળાએ એને શું કહ્યું અને જવાબમાં એણે શું કહેવું જોઈએ. એ પછી બીજા કોઈ મુસાફરને પૂછવાગાછવાની એની હિંમત જ ના થઈ, બસ એ ચૂપ જ થઈ ગયો.

એણે ચોપડી વાંચતાં વાંચતાં એક ઊડતી નજર સૂટકેસવાળા પર નાખી. એ હવે એકમ ચુપચાપ બેઠો હતો. એને લાગ્યું કે હવે આ શખ્સની ગરમી પણ નીકળી ગઈ છે. અને એ પણ બસ હવે ઢળી પડવાની તૈયારીમાં જ છે. મુસાફરોના ટોળામાં વળી થોડો વધારો થયો. પણ બરાબર એ જ સમયે સ્ટેશન માસ્તર ત્યાંથી પસાર થયા. બસ એમને જોતાંની સાથે જ સૂટકેસવાળામાં વળી પાછી તાકાત આવી ગઈ. 'જનાબ, ગાડી સંબંધે કોઈ માહિતી ?'

'હજી સુધી તો કોઈ માહિતી નથી.'

'તમને કંઈક અંદાજ તો હશે ને કે ગાડી કયારે ઊપડશે ?'

'જ્યારે પરિસ્થિતિ થાળે પડી જશે ત્યારે.'

'પરિસ્થિતિ ક્યારે થાળે પડશે ?'

'શું કહી શકાય ? પરિસ્થિતિ જ્યારે બગડે છે ત્યારે જલ્દી થાળે નથી પડતી.'

'એવું કહો કે બગડેલી પરિસ્થિતિ પછી કદી થાળે નથી પડતી.'

એણે ચોપડીનું પાનું ફેરવતાં ફેરવતાં મમરો મૂક્યો.

'એટલે ?' સૂટકેસવાળાએ ચિડાઈને પૂછ્યું.

'એટલે એ જ કે પરિસ્થિતિ જો એક વાર બગડી જાય તો પછી થાળે નથી પડતી.'

છાપું વાંચનારો મુસાફર પણ આખરે ચિડાઈ ગયો : 'શું એવો કોઈ સાર્વત્રિક નિયમ છે ?'

'નિયમ તો નથી પણ અનુભવ છે. અને માફ કરજો, આ વિષયમાં તો તમારો અનુભવ અમારાથી વધારે હોવો જોઈએ.'

'જુવો પ્રોફેસર સાહેબ, વાત એમ છે કે...' છાપાવાળો કોણ જાણે શું કહેવા

જતો હતો. પણ એણે એની વાતને અધવચ્ચેથી જ કાપી નાખી :'જુવો, જનાબ, હું એક વાર સ્પષ્ટતા કરી ચૂક્યો છું કે હું પ્રોફેસર નથી. હવે જો તમે મને પ્રોફેસર કહેશો તો એની જવાબદારી તમારા માથા પર.'

પોતાની વાત કપાઈ જવાને કારણે છાપાવાળો મુસાફર તો ચૂપ જ થઈ ગયો. એણે વળી પાછું છાપું વાંચવા માંડયું . થોડી વાર સુધી એકદમ ચુપકીદી છવાયેલી રહી. એ ચુપકીદી ત્યારે તૂટી જ્યારે પાનદાનીવાળી ડોશીએ એની પાનદાની ખોલી અને ચોંકી જઈને બબડી :'અરેરે... મારા તો મરી ગયા પાન પણ ખલ્લાસ થઈ ગયા...'

એની બાજુમાં બેઠેલી ઓરત ક્યારનીય બુર્ખાને અર્ધો ઉતારીને હાથમાં પકડેલા ખજૂરીના પંખાથી હવા ખાઈ રહી હતી. એ બોલી :'અરે માડી, મને જરા પાનની એકાદી કટકી આપજો ને. મરી ગયું મોઢું તો ચાલે જરા.'

પાનદાનીવાળી ડોશીએ પાનનો એક કટકો પોતા માટે અને એક પંખાવાળી માટે ચોપડ્યો અને એને દેતાં દેતાં બોલી : 'લો બાઈ, બસ આ છેલ્લો કટકો છે પાનનો.'

'પણ માડી, તમારે તો મારાથી પણ આગળ જવાનું છે. પાન તો તમારે ખરીદવા જ પડવાનાં, તમે તો સિરસી જવાનાં ને ? એ તો દિલ્હીથી પણ કેટલું આગળ છે. તમારે દિલ્હીથી મુરાદાબાદવાળી ગાડી પકડવી પડશે.'

'અરે બાઈ મારી, એ તો બધી પછીની વાતો છે. પહેલાં અહીંથી તો નીકળીએ. આ મુવા પાકિસ્તાને તો અમારા ટાંટિયા જ જકડી લીધા.'

છાપાવાળાએ છાપું બંધ કરતાં કરતાં એક લાંબુ બગાસું ખાધું અને બબડ્યો : 'અલ્લાહ, આ લોકો પર રહેમ કર.'

સૂટકેસવાળો પૂછવા લાગ્યો : 'હું તો દોડાદોડીમાં છાપું પણ નથી વાંચી શક્યો. શા સમાચાર છે ?'

એના તરફ છાપું લંબાવતાં છાપાવાળો બોલ્યો. 'ત્યાં તો કાળો કેર વર્ત્યો છે.' થોડી વાર થોભીને એ મનોમન જ બોલવા લાગ્યો :'આમ તો એ લોકો અહિંસાની માળા જપે છે અમે ગૌતમ બુદ્ધને બાપીકી મિલકત્ત સમજે છે પણ પરિસ્થિતિ એ છે કે... પ્રોફેસર સાહેબ, તમારું શું માનવું છે ? માફ કરજો.. મેં વળી પાછા તમને પ્રોફેસર કહી દીધા..'

એ હસ્યો.'હવે એની જવાબદારી તમારી છે. જવા દો એ વાતને તમે શું કહી રહ્યા હતા ?'

'જુઓ, તમે તો કદાચ કંઈ કહેવાનું પસંદ ના કરો. તમારે તો ખેર, ત્યાં રહેવાનું છે. પણ અમારામાંથી કોઈ કે તો એમને પૂછવું જોઈએ.'

'જ્યા દો ને સાહેબ, તમે કોને કોને પૂછશો ?'

'એટલે ?'

'એટલે એમ કે જિંદગી ટૂંકી છે અને પૂછવા માટે ઘણું બધું છે. ક્યાં ક્યાં જઈને કોને કોને શું શું પૂછશો ?'

'એ તો કંઈ જવાબ નથી.' એમ કહીને છાપાવાળો મુસાફર એની બાજુમાં, ક્યારના આંખો મીંચીને બેઠેલા વડીલને પૂછી બેઠો : 'વડીલ, આ મારકાપ વિશે તમારું શું માનવું છે ?

વડીલે દાઢી પર હાથ ફેરવ્યો. ગ્લાનિભર્યા અવાજે બોલ્યા :'ભાઈ, આ માનવજાતની કમનસીબી છે એમ કહેવા સિવાય તો બીજું શું કહી શકાય ? પુરાકથાઓમાં કહેવાયું છે કે કાબીલે એના ભાઈ હાબીલની કતલ કરી હતી.[૧] બસ એ વખતથી આ કત્લેઆમ ચાલતી જ આવી છે.'

'મૌલાના...' એણે ચોપડી બંધ કરતાં કહ્યું : 'પણ એ કતલ પાછળ તો કોઈ મતલબ હતો.'

'શો મતલબ હતો સાહેબ ?' છાપાવાળાએ અધીરાઈથી પૂછ્યું.

'સાહેબ, કોઈ કોઈ ઓરત એવી તો કામણગારી હોય છે કે એના માટે જીવ આપી દેવાનું કે કોઈનો જીવ લઈ લેવાનું મન થાય.' એમ કહેતાં કહેતાં એણે છાપાવાળાએ આંગળીમાં પહેરેલી વીંટી તરફ જોયું. વીંટી પર 'યા અલી' કોતરલું હતું. એણે કહ્યું, 'તમારી વીંટી સરસ છે. આ કયો પથ્થર છે ?'

'દુર્રેનજફ[૨] આ અસલ દુર્રેનજફ છે. આ બહુ કિમતી ચીજ છે. જોગાનુ જોગ મશહદ(ઈરાનનું એક શહેર)માં એક ઝવેરી મળી ગયેલો.'

'આમાં 'યા અલી' બહુ સુંદર રીતે કોતરવામાં આવ્યું છે.' જરા અટકીને વળી પાછો એ બોલ્યો :' માફ કરજો, હજરત અલી[૪] પણ કારણ વગરની હિંસાના વિરોધી જ હતા.'

'મૌલા અલીની તો શી વાત ભાઈ...'છાપાવાળો ઉત્સાહમાં આવીને કહેવા લાગ્યો :' પોતાના ખૂનીને શર્બત ધર્યું. દુનિયાના ઈતિહાસમાં એવો કોઈ દાખલો જડે છે ખરો ?'

'જી હા, હાજી, હું પણ એ જ કહેતો હતો. ' એ જરાક વાર રહીને બોલ્યો :'ગયા અઠવાડિયે એવું થયું કે કરાચીમાં મારે એક બહાઈ (એક સંપ્રદાય) સાથે જરા બોલાચાલી થઈ ગઈ. ઈરાનથી એ જીવ બચાવીને ભાગ્યો હતો.'

છાપાવાળો માણસ આ વાતથી જરા અકળાઈ ગયો હતો. એ દાઢમાંથી બોલ્યો :'હવે પછી તમે કહેશે કે ગયા મહિને લંડનમાં મારી એક અહમદી (એક સંપ્રદાય) સાથે જરા જામી ગઈ.'

આ વાત પર એ ખડખડાટ હસી પડ્યો :'નહીં સાહેબ, તોંતેરે તોંતેર ફિર્કાઓના લોકો સાથે મુલાકાતનો મારો કોઈ પ્રોગ્રામ નથી. હું તો એટલા માટે કહેતો હતો કે મૂકો આ વાતને. આ સમયે તો આપણા સૌની સમસ્યા એક જ છે.'

'એ કઈ સમસ્યા છે ?' છાપાવાળાએ જરા કડવાશથી પૂછ્યું.

'એજ કે ગાડી ક્યારે આવશે ?'

આ વાતથી છાપાવાળાનો મૂડ સાવ બદલાઈ ગયો. 'અરે સાહેબ ! આ ગાડીએ તો હદ કરી દીધી. લોકો કેટલા હેરાન થાય છે. જેનાં ઘરબાર બરબાદ થઈ ગયાં હોય એવો સન સુડતાલીસનો કોઈ કાફલો પડ્યો હોય એમ આ બિચારા ગાડીની રાહમાં ઘરબાર વગર અહીં પ્લેટફોર્મ પર પડ્યા છે. બરાબર સન સુડતાલીસ જેવું જ ચિત્ર છે.' પછી જરા અટકીને, જરા નવાઈથી બોલ્યો :'પણ સાહેબ, કમાલ છે. તમે એકદમ જ શાંત, સ્વસ્થ લાગો છો. જ્યારથી હું અહીં આવ્યો છું ત્યારથી હું એ જ જોઈ રહ્યો છું કે તમે એકદમ શાંતિથી,સ્વસ્થતાથી ચોપડી વાંચ્યે જાઓ છો.'

'હઝરત, હકીકત એમ છે કે મારે વારંવાર મુસાફરી કરવી પડે છે. અને અહીંની જેમ ગાડીઓ ત્યાં પણ હંમેશાં મોડી જ પડે છે. એટલે મેં વિચાર્યું કે જો પ્લેટફોર્મ પર જ રહેવાનું છે તો પછી એ ક્યો પ્લેટફોર્મ છે અને કઈ સરહદમાં એનાથી શો ફરક પડે છે ?'

છાપા વાળો શખ્સ દાઢમાંથી બોલ્યો. 'પ્રોફેસર સાહેબ, તોયે ફરક તો

પડે જ છે: પાકિસ્તાનના પ્લેટફોર્મ પર તમને આટલી શાંતિ મળે છે કે તમે સ્વસ્થપણે ચોપડી વાંચી શકો છો.'

પાસે જ ઊભેલો એક કસ્ટમ ઓફિસર અકળાયેલા મુસાફરોને સમજાવતો હતો :'ભાઈ ! શુકર મનાવો કે તમે અહીં શાંતિથી બેઠા છો. એ બાજુ તો પરિસ્થિતિ બહુ ખરાબ છે. ધારો કે અહીંથી ગાડી ઊપડશે તોય એ તમને અટારી પહોંચાડીને છોડી દેશે. અને પછી તમે ત્યાં ફસાઈ જવાના.'

'જનાબ, વાત એમ છે કે... અમે તો આમ પણ ફસાયેલા છીએ અને તેમ પણ ફસાયેલા છીએ. પણ અમે અહીં શા માટે ફસાઈને પડ્યા રહીએ ? જ્યાં ફસાવું અમારું તકદીર છે ત્યાં જઈને કેમ ન ફસાઈએ ?' એક જુવાન ગુસ્સે થઈને બોલી ઊઠ્યો.

એનું ધ્યાન છાપાવાળા શખ્સ તરફથી એકદમ જ ખસી ગયું અને દૂર ઊભેલા પેલા ગુસ્સે થયેલા જુવાન તરફ ફંટાયું. એની વાત ધ્યાનથી સાંભળી અને મનોમન એ કહેવા લાગ્યો કે આ નવજુવાનની વાત મારી વાતથી વધુ અસરદાર છે. એ જ વખતે શેરવાનીવાળા સજ્જને લાકડીની મૂઠ પરથી દાઢી ઉઠાવી અને છાપાવાળા શકસને કહ્યું : 'મારા દોસ્ત, અમે તો ફસાયેલા છીએ જ. પણ તમે ઘરબાર હોવા છતાં અહીં અમારી સાથે શા માટે હેરાન થઈ રહ્યા છો ?'

છાપાવાળા શખ્સને આ અચાનક પૂછાયેલા સવાલ પર જરા વિચાર કરવો પડ્યો. સૂટકેસવાળો વચ્ચે બોલી ઊઠ્યો : 'આ સવાલ તો તમે મને પણ પૂછી શકો છો પણ મને તો રેલવે ઇન્કવાયરીવાળાએ ઊંધા રસ્તે દોર્યો નહીંતર હું તે શું ગાંડો થયો હતો કે દોડતો દોડતો અહીં પહોંચું !'

એટલામાં અધિકારી હોય એવો એક માણસ ત્યાં આવી પહોંચ્યો. આગળ પાછળ કેટલાક કર્મચારીઓ. અધિકારીથી જરાક અંતર જાળવીને ચાલી રહ્યા હતા. સાથે ચાલનારો કદાચ એનો આસિસ્ટંટ હતો. અધિકારીએ આખા પ્લેટફોર્મ પર આમ તેમ લાંબા થઈને પડેલા, બેઠેલા મુસાફરો પર એક નજર નાખી. પછી આસિસ્ટન્ટને કહયું :'મુસાફર તો અહીં નથી.'

'સર, એની અલગ વ્યવસ્થા કરી દેવામાં આવી છે.'

'એને કોઈ ફરિયાદ તો નથી ને ?'

'ના સર, એનું બરાબર ધ્યાન રાખવામાં આવે છે.'

પછી અધિકારી ત્યાં બેઠેલા સૂતેલા મુસાફરોને સંબોધીને બોલ્યા :

'તમારા લોકોમાંથી પાકિસ્તાની કોણ કોણ છે ?'

કેટલા બધા મુસાફરોના હાથ એકદમ જ ઊંચા થઈ ગયા.

'તમે બધા એવું કરો કે પોતપોતાના ઘરે જતા રહો.'

'એટલે? તમારા કહેવાની મતલબ શી છે?' કેટલાક ગભરાયેલા, કેટલાક ગુસ્સાભર્યા અવાજો આવ્યા.

'જુઓ ગાડી ક્યારે આવશે એ બાબતે ખાતરી સાથે કંઈ કહી શકાય એમ નથી.

એ સંજોગોમાં જો તમારાં ઘર અહીં પાકિસ્તાનમાં જ હોય તો તમે આમ નિરાશ્રિતની જેમ અહીં શા માટે પડ્યા છો ?'

સૂટકેસવાળો માણસ અકળાઈને બોલ્યો :'પણ હું તો છેક કરાચીથી આવ્યો છું.'

'તો તમે કરાચી પાછા જતા રહો'

સૂટકેસવાળો અધિકારીના આવા જવાબથી એકદમ જ ચિડાઈ ગયો. 'જનાબ, હું આટલું બધું ટિકિટભાડું ખર્ચીને આવ્યો છું. વળી ભાડું ખર્ચીને પાછો જાઉં ? ને વળી પાછો આવું.?'

'જુઓ આમાં અમે શું કરી શકીએ એમ છીએ ? તમે કરાચી ના જતા. લાહૌરમાં તમારા કોઈ સગાવહાલાં, કોઈ ઓળખીતા પાળપીતા તો હશે ને? અને લાહૌરવાળાઓ માટે તો કોઈ પ્રશ્ન જ નથી. એમને પાછા જવામાં શો વાંધો છે ?'

છાપાવાળો શખ્સ આ સાંભળીને તરત જ ઊભો થઈ ગયો. ઈશારાથી કુલીને બોલાવ્યો. પછી ઉત્સાહભેર એની સાથે હાથ મિલાવતાં કહ્યું : 'પ્રોફેસર સાહેબ, જો કંઈ ભૂલચૂક થઈ ગઈ હોય તો માફ કરી દેજો. મને લાગે છે કે લાહૌરમાં તમારું કોઈ ઓળખીતુંપાળખીતું તો હશે જ. તમે પણ ચાલો અહીંથી. અહીં રાત ગાળવી તો બહુ અઘરી થશે.' એ હસ્યો. 'કંઈ ફરક નથી પડતો. પ્લેટફોર્મ પર લાઇટો તો હોય જ છે અને તમારા કહેવા પ્રમાણે પાકિસ્તાનના પ્લેટફોર્મ પર તો એટલી શાંતિ અને સલામતી હોય છે. કે માણસ બેફિકરાઈથી ચોપડી વાંચી શકે.'

છાપાવાળો માણસ આ સાંભળીને જરા મૂંગો થઈ ગયો. પછી ખિસ્સામાંથી વિઝિટિંગ કાર્ડ કાઢીને એની સામે ધરતાં કહ્યું : 'જો તમને કોઈ મુશ્કેલી જેવું લાગે તો મને આ નંબર પર ફોન કરજો.' અને ઉતાવળી ચાલે એ રવાના થઈ ગયો.

પાકિસ્તાની મુસાફર ઉતાવળે કુલીઓના માથા પર સામાન ખડકીને પાછા જવા લાગ્યા. અધિકારીએ આમ એક તરફી નિરાંત હાંસલ કર્યા પછી બાકીના મુસાફરો પર એક નજર નાખી. 'મારી તમને બધાને એક સલાહ છે કે તમે લોકો જ્યાં જ્યાં રોકાયેલા હતા, અત્યારે ત્યાં જ પાછા જતા રહો.'

મુસાફરો આ સૂચનથી ભડકી ઊઠ્યા. યજમાનોના ઘરે પાછા જવા માટે એ લોકો બિલકુલ જ તૈયાર નો'તા.

'જો ભાઈ, અમે તો તમારી સગવડ માટે જ આ વાત કહી હતી. તમે ના જવા માગતા હો તો તમારી મરજી. અહીં ગાડીની રાહ જુવો. જોકે ગાડીના આવવા વિશે કશું ખાતરી સાથે કહી શકાય એમ નથી.'

એક મુસાફર વિફર્યો : 'અમે લોકો ક્યાં સુધી આમ ને આમ પ્લેટફોર્મ પર પડ્યા રહીશું ? અને તમે આ ભયાનક ગરમી તો જોઈ જ રહ્યા છો. વળી અમે લોકો જે રોકડ રકમ લઈને નીકળ્યા હતા એ પણ હવે પૂરી થવામાં છે.'

'તમારી બધી વાત સાચી છે... પણ જુઓ, તમે લોકો અમારી જવાબદારી તો છો નહીં.' આમ કહી, કર્મચારીઓને સાથે લઈને અધિકારી તો જતો રહ્યો.

અધિકારીના આવવાથી ફટાક દઈને બેઠા થઈ ગયેલા મુસાફરો પાછા લાંબાલસ થઈ ગયા. કેટલી બધી વાર સુધી કોઈ કંઈ બોલ્યું જ નહીં. હવે સાંજ પડવા આવી હતી. થોડી વાર પહેલાં પ્લેટફોર્મની આજુબાજુ જે તડકો ચમકી રહ્યો હતો એ હવે પ્લેટફોર્મથી એકદમ દૂર, પાટાથી જરાક આઘે, ચુપચાપ ઊભેલા ઝાડની ટોચની ડાળીઓ પર ઝગમગતો હતો અને હવે ત્યાંથી પણ સરકી જવાની તૈયારીમાં હતો. રાત એ મુસાફરોતા માથા પર આવીને ઊભી હતી અને એ સૌ ગુમસૂમ બેઠા હતા. કદાચ આવનારી રાતના વિચારથી ભૂરા પાટલુનવાળો જુવાન શેરવાનીવાળા સજ્જનની થોડો વધુ

પાસે સરક્યો. જરાક વાર મૂગો રહ્યો પછી કંઈક વિચારતો વિચારતો બોલ્યો :'અબ્બાજાન, આપણે કોની જવાબદારી છીએ ?'

પોતાના વિચારોમાં ખોવાયેલા શેરવાનીવાળા સજ્જને જરા ચોંકીને દીકરા સામે જોયું,પછી એના તરફ ફરીને કહ્યું: 'પ્રોફેસર સાહેબ આ મારો દીકરો મને પૂછે છે કે આપણી જવાબદારી કોના માથા પર છે ?'

એણે ચોપડીમાંથી નજર ઊંચી કરીને, શેરવાનીવાળા સજ્જનની સામે જોયું. પછી ભૂરા પાટલૂનવાળાને ધારી ધારીને જોયો, જોતો જ રહ્યો ને પછી ચોપડી પર નજર નમાવી દીધી. પણ હવે એ પહેલાં જેટલી બેફિકરાઈથી ચોપડી વાંચી ન શક્યો. થોડી જ વારમાં એનું ધ્યાન ચોપડીમાંથી ખસી ગયું. હવે અને અહેસાસ થયો કે સાવ સાંજ પડી ગઈ છે. હજી જરાક વાર પહેલાં જ દૂર ઝાડની ટોચ પર તડકો ઝગમગતો હતો પણ હવે એ તડકો ત્યાંથી સરકીને ગુમ થઈ ગયો હતો. આખી આલમ પર અંધારાના ઓળા ઊતરી ચૂક્યા હત્વ. એણે ખિસ્સામાંથી સિગારેટનું પેકેટ કાઢ્યું પણ એ ખાલી હતું. એણે ખાલી પેકેટનો એક બાજુ ઘા કરી દીધો. ભૂરા પાટલૂનવાળા જુવાન તરફ ફરીને એ બોલ્યો : 'મિયાં, જરા અહીં આવો તો.' જુવાન પાસે આવ્યો.'બેસો.' જુવાન બેંચ પર બેસી ગયો.

'શું નામ છે તમારું ?'

'મિસ્બાહુલ હસન.'

'ભણો છો ?'

'હા, અલીગઢમાં ભણું છું.પહેલા વર્ષમાં છું.'

શેરવાનીવાળા સજ્જનને યુવાનનો આ જવાબ અધૂરો લાગ્યો. એ બોલ્યા :'પ્રોફેસર સાહેબ,મારો દીકરો મેટ્રિકમાં ફર્સ્ટ આવ્યો હતો. હું તો એને અલાહાબાદ મોકલવા માગતો હતો પણ અલીગઢવાળાઓએ એને અલીગઢમાં દાખલ કરાવવા માટે મારા પર બહુ દબાણ કર્યું. એટલે પછી મેં એને ત્યાં દાખલ કર્યો. યુનિવર્સિટી એને સ્કોલરશીપ આપે છે.'

'માશાલ્લાહ ! બેટા, મારું એક કામ કરશો...' પછી શેરવાનીવાળા સજ્જન તરફ ફરીને એણે કહ્યું :'હું મારા દીકરાને જરાક કામ સોંપવા માગું છું.'

'જરૂર સોંપો.'

'અહીં આજુબાજુમાં ક્યાંય સિગારેટ મળશે ?'

'હાજી, ત્યાં બીજા પ્લેટફોર્મ પર સ્ટોર છે. ત્યાંથી લઈ આવું છું.'

'શાબાશ !'

'એ બેટા...' પાનદાનીવાળા માજીએ બટવો ખોલી આજીજીભર્યા અવાજે કહ્યું :'અરે બેટા.. તું જઈ જ રહ્યો છે તો મારા માટે પાવલીનાં પાન પણ લેતો આવજે ને...' બટવો ખોલી, પૈસા ગણીને એને આપતાં એ બોલીઃ 'લો, મારો તો બટવો જ ખાલી થઈ ગયો.'

નવજુવાન ચાલવા માંડ્યો ત્યાં જ કોઈ મુસાફરે પેટપૂજાનો પ્રશ્ન ઉઠાવ્યો.

'હા ભાઈ, પેટપૂજાની પણ કંઈક સગવડ તો થવી જ જોઈએ.'

'ખરી મુસીબત છે આ તો.. પૈસા તો ખલાસ થવામાં છે.'

'આજે તો ખેર જેમ તેમ રોડવી લઈશું પણ કાલે શું થશે ?'

'કાલની વાત કાલ પર છોડો. આજે આજની ચિંતા કરો. એ બેટા, તું જઈ જ રહ્યો છે તો નાન કબાબવાળાને કહેજે કે જરા આ તરફ પણ આંટો મારે...'

જ્યારે જુવાન ચાલ્યો ગયો ત્યારે શેરવાનીવાળા સજ્જન બોલ્યા :'પ્રોફેસર સાહેબ, મારો છોકરો બહુ હોંશિયાર છે. પણ સવાલો બહુ પૂછે છે.'

'આ ઉંમર જ સવાલો પૂછવાની છે.'

'સાચું કહો છો તમે. એટલે હું એને સવાલો પૂછતાં કદી રોકતો કે ટોકતો નથી. કોઈ કોઈ સવાલ તો એવા કરે છે જેના જવાબ મને પણ નથી ખબર હોતી. પણ હું વિચારું છું કે ચાલો કંઈ વાંધો નહીં, ઉંમર વધવા સાથે એને પોતાને જ એના સવાલોના જવાબ મળી જશે.'

'એવું ના કહો પ્રોફેસર સાહેબ, એવા સવાલો પણ હોય છે જેના જવાબ સમય પાસે પણ નથી હોતા. બસ એ જિંદગીભર સવાલ જ રહે છે.'

એ ચૂપ થઈ ગયો. જાણે કંઈ વિચારવા લાગ્યો. સાંજ ધીરે ધીરે રાતમાં પલટાતી જતી હતી. આખરે રાત પડી ગઈ અને પેટ ભરવાની સમસ્યા વિકટ થતી ગઈ. હજી મુસાફરો અવઢવમાં હતા અને પોતપોતાના ખિસ્સા ફંફોસી રહ્યા હતા. પેલો ભૂરા પાટલૂનવાળો જુવાન કહીને આવેલો એટલે એક નાન

કબાબવાળો ત્યાં આવી પહોંચ્યો. બસ પછી તો સંયમ કઈ રીતે રહે ? બપોરથી અત્યાર સુધીમાં અનાજનો એક દાણો પણ મોમાં નો'તો ગયો. અને કબાબની સુગંધ મોંમાં પાણી લાવી દે એવી હતી. બસ પછી તો ચાલ્યું તે ચાલ્યું. ઘણા બધાએ તો નાન-કબાબ સાથે કોકાકોલાની જાહોજલાલી પણ માણી લીધી. જોતજોતાંમાં કોકાકોલા, સેવન અપ અને ટીમથી ભરેલી ડોલ ખાલી થઈ ગઈ.

એણે પણ જરાતરા ખ્યાલી, એક ખાલી ચા ચડાવી, સિગારેટ સળગાવી. જરા તાજામાજા થઈ ફરીથી ચોપડી ઉઘાડી. પાનદાનીવાળા માજીએ નાન કબાબ ખાધા પછી પાનનું બીડું મોઢામાં મૂક્યું હતું અને હવે એ ઝોકાં મારવા માંડ્યાં હતાં. એની સામે જોઈને માજી બોલ્યાં : 'બેટા, પ્રોફસર ! શું આજે પણ આખી રાતનો ઉજાગરો કરવાનો ? ચોપડી તને તારા ગુનાહમાંથી માફી તો બક્ષાવશે નહીં. અરે હું તો કહું છું કે જેટલી વાર તેં આ ચોપડી વાંચી એનો અર્ધો વખત પણ કલમા પઢ્યો હોત[૪] તો આ મુસીબત તો ટળી જાત.'

પંખાવાળી બોલી : 'માડી, મને તો મારા મોટા અબ્બાએ એવી દુવા (પ્રાર્થના) લખીને આપી હતી કે જો એ દુવા મેં પઢી હોત તો ગાડી આમ ચપડી વગાડતાંમાં આવી હોત.'

'તો પછી મારી બાઈ, પઢવી હતી ને તારે એ દુવા.'

'શું વાત કરું માડી, નીકળતી વખતે બધો સામાન બરાબર ગોઠવીને રાખ્યો હતો. બસ, જે નોટમાં પેલી દુવા લખી રાખી હતી એ નોટ જ ભૂલીને આવી.'

'બિચારા મુસાફરોને કપાળે આ દુ:ખ વેઠવાનું લખ્યું હતું તે...'

પછી એણે ચોપડી વાંચતાં વાંચતાં જોયું કે બેઉ ઝોલે ચડી હતી. એક પાન ચાવતાં ચાવતાં અને બીજી પંખો નાખતાં નાખતાં... અને જાણે એ બેઉનો ચેપ લાગ્યો હોય એમ બધા જ મુસાફર ઝોલે ચડેલા દેખાતા હતા. લાંબા થયેલા તો સૂઈ જ ગયા હતા, જે બેઠા હતા એ બેઠા બેઠા ઊંઘી રહ્યા હતા. ભૂરા પાટલૂનવાળો પેટમાં ગોઠણ ખોસી પડખું ફરીને ગાઢ નિંદરમાં સરી ગયો હતો. શેરવાનીવાળા સજ્જન એના વિશિષ્ટ ઢંગથી લાકડીની મૂઠ પર દાઢી ટેકવીને જાગતા બેઠા હતા.

'પ્રોફેસર સાહેબ !'કેટલી બધી વાર ચૂપ રહ્યા પછી આખરે એ સજ્જને મોં ખોલ્યું.

'બોલો.'

'સવાલ પૂછવાની મારી ઉંમર તો નથી, પણ આ પૂછવા માટે હું પણ બેચેન છું.'

'શું ?'

'મારે એ પૂછવું છે કે આપણે અહીં અધવચ્ચે ફસાઈને પડ્યા છીએ, ન આ બાજુના ન પેલી બાજુના... એ આખરે કોની જવાબદારી છે ?'

વળી પાછો એનો એ જ સવાલ. એ એકદમ જ અકળાઈ ગયો. ઇચ્છા તો થઈ કે એ સજ્જનના સવાલને ટાળીને વળી પોતાની ચોપડી વાંચવા માંડે... પણ એની એકાગ્રતા તૂટી ગઈ હતી. હવે એ બેફિકરાઈથી વાંચી શકે એમ નો'તો.

શેરવાનીવાળા સજ્જન એને તાકતા રહ્યા. પછી બોલ્યા :'પ્રોફેસર સાહેબ, તમે મારા સવાલનો જવાબ ના આપ્યો.'

'જવાબ !' એ બબડ્યો હતો.

'હા જવાબ, મારે મારા દીકરાને જવાબ આપવાનો છે.

એણે વિચાર કર્યો. પછી બોલ્યો : 'તમારા સવાલનો જવાબ મારી પાસે તો નથી. સમય પાસે હોય તો હોય...'

'સમયની પાસે...' શેરવાનીવાળા સજ્જન વિચારમાં પડી ગયા. પછી બબડ્યા : 'સમયની પાસે પણ હશે કે નહીં એ બાબતે શું કહી શકાય ?'

મૂળ શીર્ષક : પ્લેટફોર્મ

૧. કાબિલ : આદમનો દીકરો. એણે એના ભાઈ હાબીલની હત્યા કરી હતી. સંસારની આ પ્રથમ કતલ મનાય છે. એ કતલ પછી દુનિયામાં કત્લેઆમ કદી બંધ થઈ જ નથી.

૨. દુર્રેનજફ : એક પ્રકારનો સફેદ કિંમતી પથ્થર, મૂળ સૈયદ વંશની માનતાની નિશાની. એવો પથ્થર જેમાં વાળ જેવું દેખાય છે. જેને સૈયદ સંપ્રદાયવાળા હજરત અલીના વાળ માને છે અને એટલે આ પથ્થરને પવિત્ર માનવામાં આવે છે.

૩. હજરત અલી : હજરત મોહંમદ સાહેબના જમાઈ અને ચોથા ખલીફા.

૪. કલમા પઢવો : પ્રાર્થના કરવી.

અખંડ ભારત બે ટુકડામાં વહેંચાયું એની પાછળ કોણ જવાબદાર ? આમ આદમીને પાકિસ્તાનના બનવા સાથે કોઈ નાતો નો'તો એ હકીકત છે ને છતાં સૌથી વધુ વેઠવાનું એના ભાગે જ આવ્યું. બેઉ દેશના નેતાઓ, અધિકારીઓ દરેક બાબતે બીજા દેશ વિશે કેવાં જૂઠાણાં ચલાવતા આવ્યા છે એ પણ અહીં જોઈ શકાય છે. આપણે ત્યાં તો બધું સારું છે પણ એ બાજુ તો બસ કયામત ઊતરી આવે છે... આ વાત શબ્દશઃ બેઉ દેશ વર્ષોથી વાપરતા આવ્યા છે. એકબીજાને ભાંડતી પ્રજાની સમસ્યાઓ એકસરખી છે, સંસ્કૃતિ પણ એક જ છે... ને તોય દેશ બે થયા. કેમ ? ઇંતિઝાર હુસૈન વારે વારે આ કેમ ?'ને વાચા આપતા રહ્યા છે.




સાભાર સ્વીકાર

લક કરતાં ત્રેસઠ થયાં : હાસ્યલેખસંગ્રહ : રતિલાલ બોરીસાગર, પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ.૮૦/-

સમન્વય : ચિત્રોનું વિશિષ્ટ આલબમ : ધનરાજ પટેલ, પ્ર. મીડિયા પીપલ ૧૦૩-૪, કાળવા ચોક, જૂનાગઢ, મૂલ્ય રૂ.૧૨૦/-

લાલિત્ય : લલિત નિબંધસંગ્રહ : સં. હર્ષદ ત્રિવેદી, પ્ર.ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, મૂલ્ય રૂ.૧૫૦/-

ડાયરીનાં પાનાં : પ્રવાસ-વૈચારિક રોજિંદી નોંધો : વિનોદ કૃષ્ણલાલ દલાલ, પ્ર.લેખક પોતે, વ્રજ, પ્લોટ નં. ૫૬૫/૨, સેક્ટર-૮, ગાંધીનગર-૩૮૨ ૦૧૦ મૂલ્ય જણાવ્યું નથી.



# કંકાવટી

જુલાઈ, ૨૦૦૪

રમણિક અગ્રાવત
રવીન્દ્ર પારેખ
રતિલાલ 'અનિલ'
જિતેન્દ્ર પટેલ
ભદંત આનંદ કૌસલ્યાયન
યુયુત્સુ પંચાલ
શિરીષ પંચાલ
ભરત મહેતા

આવરણ : જ્યોતિ ભટ્ટ

ઉત્સવ / રમણિક અગ્રાવત

દૂષિત હવાથી લથબથ દિશાઓ
પારેવાં વૃક્ષો પર વિરામ મુદ્રામાં
એકલવાયાં પંખીઓ
પાંદડે-પાંદડાં, ડાળેડાળનાં રોમેરોમને
કોતરતી હવા
મૂળનાં તંતુ-તંતુએ ચઢતું દાહક જળ
ચુપચાપ.

દૂરથી ધસી આવે
ઉત્સવ રેલાવતા ધ્વનિઓની ખળભળ
એકાએક આંજી દેતા ચમકાર
કંઈ યે દેખાય ન દેખાય ત્યાં
અંધાર.
બીડાયેલી ચાંચમાં સહેજસાજ સળવળી
વિલાય રવ
આકાશ, પંખી, વૃક્ષ સોંસરવો રેલાય ધ્રાસકો
છેક મૂળની જટાજૂટ સુધી.

## ગઝલ / રવીન્દ્ર પારેખ

પુષ્પોનું ભાગ્ય લાવ્યું છે મલકાટ આટલો,
બાકી તો ક્યાંથી હોય આ પમરાટ આટલો ?

બાકી હશે ભવાટવિની લેણદેણ કંઈ
નહિતર કશે કર્યો નથી વસવાટ આટલો.

થોડોઘણો તો ભેજ કશે રહી ગયો હશે,
બાકી સ્મૃતિને લાગે નહીં કાટ આટલો.

આંખોમાં વાદળાં બને એવી આ પળ હશે,
મારી ભીતર છે એટલે ઉકળાટ આટલો.

તું હોત તો આ ભીંતને છાયા થતે બીજી –
આખર સુધી રહ્યો મને કચવાટ આટલો.

વધતા આ અંધકારમાં હસવું પડ્યું હશે,
બાકી ન હોય સાંજમાં મલકાટ આટલો.

પાંખો હવામાં રાખીને પંખી ખર્યું હશે,
તેથી હવામાં છે હજી ફફડાટ આટલો.

લાગે છે કોઈએ કશે દીવો કર્યો હશે,
નહિતર પવનમાં હોય ના સૂસવાટ આટલો.

## ભીનો પદરવ / રતિલાલ 'અનિલ'

થોડાંક બિન્દુએ મારી પાસે આવીને સંદેશ આપ્યો કે જરાક ઊંચે જો, તારી દૃષ્ટિને મળવા આકાશ ભીનું થઈને બને એટલું નજીક આવ્યું છે, અમે એનો ભીનો સંદેશ અને સ્પર્શ છીએ. પવને તારી પાસે અમને મોકલી આપ્યાં એ એનું બંધુકૃત્ય છે ? ના, એ પોતે જ પહેલાં ભીંજાયા અને ભીનેવાન થઈ અમને તારી પાસે મોકલી આપ્યાં છે, પ્રેમાળ એવા ખુલ્લા પરબીડિયાને માણસ વાછંટ કરે છે. તમે બાળક થઈ સરિતામાં ભેરૂ સાથે સ્નાન કરતાં હો અને પેલો તમારા પર પાણીની છાલકે મારે એવી લંબાયેલી છાલકો તમે 'વાછંટ' કહો છે.

બહારનાં બધાં દૃશ્યો શાંત, ભીનાં અને સ્વપ્નિલ છે. ઉપરથી આવેલી ભીનપે એમણે ભીનાં કરી દીધાં છે. કોઈ વાહન દોડી જાય છે અને છર્‌ર્‌ર્‌... એવો અવાજ આવે છે એ તો સર્‌ર્‌ર્‌ જ કહેવાય. અત્યારે સર્વત્ર ભીનું મૌન છે. થોડુંક વરસીને આકાશ જાણે વધુ વરસવાની તૈયારી કરી રહ્યું છે. સૂર્ય માટે આકાશ ભીની પીછવાઈ બની ગયું છે. વૈષ્ણવ દેવ સામે હોય અને પીછવાઈ પાછળ હોય પણ અહીં જરા અવળું નહીં સીધું થયું છે, આકાશ પીછવાઈ થયું છે અને આ માણસ આકાશને શીર્ષક આપવાના બાળકવેડા કરે છે ! આકાશનું પ્રતિબિમ્બ સરોવરમાં હોય, ખુલ્લા કૂવામાં હોય ! એ સૂર્યની પાછળ છે ! પીંછવાઈ અત્યારે તો ભીના મલમલ જેવી છે, વાદળાં ક્યાંક સંતલસ કરીને દૂર રહ્યાં લાગે છે. એ ઓચિંતું ચુપચાપ આવેલું બાળક આપણી આંખે આપણી પોતાના કુમળા હાથ દાબીને વિજયનું મુક્ત હાસ્ય

કરે એવા મનસૂબામાં હશે. બાળક આવી રમત કરે છે એ અદૃશ્ય વાદળાં જાણતાં લાગે છે. નિર્દોષ હેત કઈ રીતે વરસે એ બાળક અને ઓચિંતા આવીને વરસીને મુક્ત થઈ જતાં વાદળ જાણે છે, ભારેખમ હોય તો પણ, એમનામાં બાળકના ચરણમાં રહેલી ચંચળ, વેગીલી દોડ જેવી ગતિ હોય છે. વડીલ થઈએ એટલે વિશેષ અધિકાર મળતા નથી, પણ કેટલાંયે કોમળ મધુર સ્પર્શને ગુમાવી દઈએ છીએ. ડોસા થયા પછી છાનામાના પાછળથી આવી બંને હાથ આંખ પર દાબી ખડખડાટ હસનાર બાળક આવતાં નથી, પુરુષ થવાથી અને વળી મોટી ઉંમરના વડીલ થયા પછી આપોઆપ ઘણી ભેટ છીનવાઈ જાય છે. પણ દાદી ઘરડી થઈ હોય તોયે પૌત્ર એકાએક પાછળથી આવી તેમની આંખે બે નાના હાથ દાબી ખડખડાટ નહીં કલરવ જેવું હસીને 'કોણ છું?' એવું પૂછી શકે છે. પુરુષ અધિકારી થયા પછી કેટલાયે પ્રેમાળ અધિકારો ગુમાવી દે છે. ભીના આકાશમાંથી ભીનો ઝાંખો પ્રકાશ આવી રહ્યો છે. સૂર્યનું હાજરીપત્રક કેટલું વિશાળ – તેને હું પૃથ્વી કહું છું. ધવલ પીછવાઈ પાછળ ભીનું આકાશ મારી દૃષ્ટિને મળવા ફરી નીચે આવ્યું છે. હું છું એવું આ ભીના પ્રકાશ દ્વારા તે સૌને કહે છે એ માહિતી મારા સુધી પહોંચી એનો મને આનંદ છે. કોઈ વળી માર્ગ પર રાખેલા દ્વિચક્રી વાહનને ઝભ્ભો પહેરાવે છે, તો કોઈ પોતે ઝભ્ભો ઓઢીને ભીના ખુલ્લા દ્વિચક્રી વાહન પર પસાર થઈ ગયું. એ ભીના અવાજને ફેરવવા માટે દૂર દૂર નીકળી ગયો છે.

કોઈક રાત્રે મીંઢું લાગેલું આકાશ અત્યારે એના મૌનનું રહસ્ય જાણવા આતુર થઈ એ એવું રસાળ છે. ગઈ કાલનો સૂર્યપ્રકાશ સ્પષ્ટવક્તા જેવો હતો આજે ભીના પ્રકાશનું મૌન ઉકેલવા જેવું જ લાગતું નથી, જે સારું લાગે એથી બીજું સારું કશું હોઈ શકે ખરું? પારસલની રવાનગી પહેલાં વેપારી કેટલી ઊઠવેઠ કરે છે! લેનાર-મોકલનારનાં ચીતરડાં કરે છે, પણ જે વાદળ આવવાનું છે એના પર કશાં ચીતરડાં નહીં હોય, મોકલનાર, લેનારનાં સરનામાં નહીં હોય, એ પોતાની ઓળખ અને સ્વરૂપ પણ ન્યોચ્છાવર કરી દેશે અને માણસ કહેશે : 'વરસાદ આવ્યો.'

'વર' એટલે 'ઉત્તમ' અને ભીનો સાદ જ ઉત્તમ હોય છે. વાદળાં બોલકાં હોય અને નથી હોતાં એ ધીમે ધીમે એકધારા વરસે છે તો મોટાં બાળકો

વડીલની ગેરહાજરીમાં ઘરમાં ધમરોળ મચાવે છે – તેઓ ચોમાસું વાદળીઓને જ અજાણ્યે અનુસરતાં હશે. માણસ હજી અનુસરણ અને અનુકરણનો ભીનો, સૂક્ષ્મ ભેદ સમજ્યો જ નથી. મને સ્નેહાર્દ્ર આકાશની ધીરજ અકળાવે છે, ભીના મેદાન જેવા આકાશમાં દૂર ક્યાંક સંતાયેલાં વાદળ દોડી આવે, ધમાચકડી મચાવીને વરસી જાય એની મને તલપ લાગી છે. આકાશ સૌથી વધારે ધૈર્યવાન હોય છે એમાં વાદળાં આવીને ધમાચકડી બનાવે અને આકાશને પણ બાળરમતનું ક્ષેત્ર પોતાને બનવા દે તો સારું. અન્ય નહીં તો દૂર સંતાયેલાં વાદળાં કંઈ ધૈર્યવાન હોય નહીં, એ ઘેરૈયાટોળી જેવા આવશે, હું તો નહીં કહું કે આકાશ ઘેરાયું છે. આકાશના ક્ષેત્રે, ભીના પર્વે વાદળાંઓની ઘેરૈયા ટોળી આવે છે. ગજબની રમઝટ મચાવે છે. ઉમાશંકરે તો 'ઘૂમે ઘેરૈયા એ જ જોયું, એ ઠાવકા દ્રષ્ટા, પણ હું તો આ ઉંમરેય બાળક છું અને 'વરસે ઘેરૈયો'ની કવિતા અગાઉ અનેક વાર માણી ચૂકેલો હોવાથી એ મંગળ ઘમરોળની પ્રતીક્ષા કરું છું.

નજીકની વેલનાં નાનાં નાનાં પાંદડે અત્યારે તો એકેક જળબિન્દુ છે અને 'મને તો એક જળબિન્દુ બસ થાય' એવો ભીનો ભાવ એનામાં વર્તાય છે, પણ એકધારાં જળબિન્દુ વરસશે ત્યારે એ નમાજી થઈ જશે, ટીપે ટીપે નમશે, કાયા ઊંચી કરશે અને બીજું ફરી એને નમાજી બનાવી દેશે, વરસાદ રહે ત્યાં સુધી એ નમાજી રહેશે, એને વળી પાંચ નમાજની પાબંદી કેવી... સૂર્યપ્રકાશ ઝાંખો થતો જાય છે અને મને દૂરનો ભીનો પદરવ સંભળાય છે.

૩૦-૬-૨૦૦૪

## તાપ / જિતેન્દ્ર પટેલ

ચોમાસામાં રસ્તો ધોવાઈ જતો એટલે સત્તાવાળાઓને બસ બંધ કરવાનું બહાનું મળી જતું. પછી તો દિવસો શું મહિનાઓ ખેંચાઈ જતા.

ગામડાવાળા સરકારી કચેરીને ઘેરાવ કરતાં ત્યારે એ રસ્તો ઠીકઠાક કરવામાં આવતો ત્યાં પાછો ડેપો મેનેજર આડો ફાટતો. બેચાર બસોની બારીના કાચ તૂટતા પછી જ એ રસ્તા પર બસ ચાલુ થતી. આટલી લડતમાં શિયાળો વીતી જતો. એક તો કેટલા દિવસે અને એય ઉનાળે એ અણગમતા રસ્તા ઉપર બસ હાંકવી એટલે ? કઈ ડ્રાઈવર-કંડક્ટરની જોડીને એ રસ્તા ઉપર મૂકવી એ પ્રશ્ન ડેપો મેનેજર માટે માથાના દુઃખાવા રૂપ બની રહેતો. બધા હાથ જોડી દેતા. સાસણ ગીરમાં મૂકશો તો ત્યાં બસ હાંકીશું, પણ એ રસ્તે નહિ. એટલે જ એ રસ્તાનો ઉપયોગ સજા માટે થતો.

જોકે આ વખતે ડેપો મેનેજરે ગામડાવાળાના આંદોલનની પરવા કર્યા વગર બસ ચાલુ કરવાનું માંડી વાળેલું પણ ચૂંટણી ગામલોકોનું કામ કરી ગઈ. ભરૂ ઉનાળે બસ ચાલુ કરવી પડી.

રસ્તો આમ તો હાઈવેને ત્રણ ગાઉ સમાંતરે જ ચાલતો હતો. અંદરના ગામડાને બસનો લાભ આપવા રાહતકામથી એને ઊભો કરાવવામાં આવેલો. બાકી હાઈવે ઉપરના ગામડાવાળાને ખાનગી વાહન એટલું બધું મળી રહેતું કે એમને બસની કોઈ પરવા નહોતી.

બસ બપોરે ઉપડતી ને સાંજે પાછી ફરતી ત્યાં સુધીમાં શહેરમાંથી ગામ લોકોનું હટાણું થઈ જતું.

આજે બસ અડધો કલાક મોડી હતી, વચ્ચે એક જગ્યાએ ખાડામાં આગલું પૈડું ભરાઈ ગયેલું તે બધા ઉતારુઓએ હેઠે ઊતરીને ધક્કો માર્યો ત્યારે બહાર નીકળેલું.

તોયે ડ્રાઈવરે ક્યાંય સુધી જાંબુડિયે બસ ઊભી રાખી. કોઈ ચડવા ઊતરવાવાળું તો હતું નહિ.

ગ્રીષ્મનો મધ્યાહ્ન, સર્વત્ર સૂર્યનું સામ્રાજ્ય એટલે જ વાયુદેવે એની લીલા સંકેલી લીધી હશે. જળ પણ અદૃશ્ય, તાપ, તાપ અને માત્ર તાપ ! એના સિવાય કુદરતમાં અત્યારે કશાનું અસ્તિત્વ નહોતું જણાતું.

કોઈએ બારી ખોલી એવી બંધ કરી દીધી. ક્યાંય ઠીક નહોતું લાગતું. માણસથી માણસનો સહવાસ સહેવાતો નહોતો. બસ આખી પરસેવાથી નીતરી રહી હતી. એનામાં જો જીવ હોત તો પવનની લાલચે એણે કંડક્ટરના આદેશની પરવા કર્યા વગર દોડવા માંડ્યું હોત. પણ એ સ્થિર પડી હતી.

શિવરાતના સકરિયાની જેમ બફાઈ ગયેલા ઉતારુઓ હવે અકળાયા, કોઈએ કંડક્ટર સામે બળાપો કાઢીને ગરમાવો વધાર્યો.

'ભાઈ, બસ હવે ક્યારે ઉપડે છે ? ડ્રાઈવર કેમ નથી દેખાતા ?'

'નીચે ચા પીએ છે.'

'આ લોકોને મફતની ચા મળી એટલે પતી ગયું બીજાનો વિચાર જ નહિ કરવાનો.'

એક ભાઈથી બોલતા બોલાઈ ગયું. ભાન થયું કે કંડક્ટર તો સામે બેઠા છે એટલે એણે સુધારવા માંડ્યું.

'બંધાણ હોય એટલે શું થાય ? પણ થોડી ઉતાવળ રાખવી જોઈએ.'

પછી કંડક્ટર સામે જોઈને પૂછી નાખ્યું : 'તમે ન ગયા સાહેબ ?'

'આપણને આ લોકોની ચા ન ફાવે.' કંડક્ટરે મોં બગાડ્યું : 'આ તે માણસ જાત છે ?'

ધાર્યા કરતાં જુદો જવાબ મળવાથી ઉતારુઓને મોકળું મેદાન મળી ગયું. જાણે પવનની ઠંડી લહેર આવી !

'આ લોકો સાહેબ, બસને લાયક જ નથી.'

'આનેય હાઈવે પર હાંકવા માંડીને, સાહેબ, એના કારણે આપણે ખોટી અગવડ વેઠવી.'

'હું તો ચોમાસાની રાહ જોઈને બેઠો છું.' કંડક્ટરે નીચે નજર કરી ઉમેર્યું : 'ઝટ વરસાદ આવે એના માટે હનુમાનજીને નાળિયેર માન્યું છે.'

ત્યાં ડ્રાઈવરની કેબિનનું બારણું પછડાયું ને બધાની નજર એ તરફ ખેંચાઈ. બસ ઉપાડતા પહેલાં ડ્રાઈવરે કાચ ઉપર ગાભો ફેરવવા માંડ્યો. સૌએ થોડી રાહત અનુભવી. કંડક્ટરે સીટી વગાડીને નીચે સાદ દીધો : 'બધા આવી ગયા ને અંદર, કોઈ બાકી નથી ને ?'

બારણું બંધ થવા જતું હતું ત્યાં આધેડ વયનો એક કોળી અંદર પેઠો. બારણા પાસે જ ઊભો રહી ગયો. એ દોડાદોડ આવ્યો હોય એવું એના દેદાર પરથી લાગતું હતું. શ્વાસ હેઠો બેઠો કે એ કંડક્ટરને વીનવતો બોલી ઊઠ્યો : 'રાખજો સાહેબ, વાહેં ઘરના આવે છે.'

'અત્યાર સુધી ક્યાં મૂવો હતો ? બસ ઓછો વખત ઊભી રહી છે ?'

'બાપુ, ઝટ પરવારે તો ને ?'

'ક્યાં છે તારી બાઈ ?'

'એ આવે.' કોળીએ ગામ તરફ આંગળી ચીંધી, એ હજુ બારણા વચ્ચે જ ઊભો હતો.

'ત્યાં સુધી એની રાહ જોઈને બસ ઊભી રહે, એમ ? જવા દે ભાઈ, તારે આવવું હોય તો અંદર આવતો રહે, નહીંતર હેઠો ઊતર.'

'બાપ, બે હાથ જોડું છું, છોરું માંદું છે. આ એક જ બસ છે. બીજું કોઈ વાહન નથી મળતું.'

'વાહન ન મળતું હોય તો હાલીને જાવ.' કહેતા કંડક્ટરે બેલ મારી પણ ડ્રાઈવરે આ ગામની મફત ચા પીધી એટલે કે પછી બીજા કારણે બસ ઉપાડવામાં ઢીલ કરી ત્યાં સુધીમાં બાઈ આવી પહોંચી. એક સીટ ઉપર ખાલી જગ્યા જોઈ કે ઢગલો થઈ બેસી ગઈ. કાખમાં તેડેલું છોકરું લાંબો રાગ કાઢીને રડતું હતું.

કંડક્ટરે કંઈક બબડતા ફરી બેલ વગાડી.

બસ ઊપડી. બધાએ રાહત અનુભવી.

બાઈ પોતાની નજીક બેઠી એટલે સીટ ઉપર બેઠેલા બેન આઘા ખસી

ગયાં. વધારે નજીક સરકીને પતિ માટે જગ્યા કરતા બાઈએ એ બેનનો આભાર માનવા માંડ્યો : 'તમે આય બેહી જાવ. જો જોઈ, આ બેને કેવી જગા કરી આપી છે !'

'અરે બાઈ, હું તો તારા શરીરમાંથી ગંધ આવે છે એટલે આઘી ખસી છું. તું કાં પાસે આવી ?'

બેસવા જતો કોળી રોકાઈ ગયો. બાઈ પાછી ખસી ગઈ : 'ખરા તડકાની દોડી છું તે પરસેવાની ગંધ આવતી હશે.'

'કાંઈ વાંધો નહિ, હું ઊભો છું. ક્યાં છેટું છે ?' કોળીએ પણ ખેલદિલી બતાવી.

છોકરાનું રડવાનું ચાલુ જ હતું. કંડક્ટર પેલા છેડે બાકી રહી ગયેલી ટિકિટ ફાડતો હતો. કોઈએ એને સંબોધીને કહ્યું : આ ટેપ બંધ કરાવોને !' જોકે કંડક્ટરે સાંભળ્યું નહોતું.

નરક સમી બસમાં એકાદ યાતના બાકી રહી જતી હતી તે છોકરાના કકળાટે ભરી દીધી. કોઈ ન અકળાય તો નવાઈ પામવા જેવું કહેવાય. બે જણ તો ઊભા થઈ ગયા.

'એલી, તારા છોરાએ શું ધારી છે ?'

'થાનેલે વળગાડને !'કોળી હવે બાઈ ઉપર બગડ્યો.'

'ધાવવો જોઈએ ને ! કેવો ધખે છે !'

કોળીએ બસમાં બેઠેલા ઉતારુઓ સમક્ષ દિલગીરી નોંધાવી : 'બિચારો માંદો છે.'

'માંદા જ પડે ને.' કોળણની બાજુમાં બેઠેલાં બેન બોલી ઊઠ્યાં : 'તમે લોકો કેટલા દિવસે નાહતા હશો ?'

છોરાએ હવે બસ માથે લીધી. બહાર જો ધોમ ધખતો ન હોત તો ઉતારુઓ બીજી 'બસમાં જાશું' કહીને ઊતરી ગયા હોત. કોઈએ કાન આડા હાથ દીધા. કોઈએ રૂમાલ બાંધ્યો. કંડક્ટરનો પિત્તો ગયો. તેણે ઊભો હતો ત્યાંથી બૂમ મારી : 'એલી એ બંધ કરાવેશ કે મારે આવવું પડશે ? એક તો મોડી આવી છો ને !'

બાઈએ છોરાને ઊંચોનીચો કરવા માંડ્યો. કોળીએ પણ સાથ દીધો.

છોરાએ ઊલટાની ચીસ પાડી.

'બસ ઊભી રાખવાની જરૂર જ નહોતી.'

'ચાર દિવસથી માંદો હોવાનું કહે છે. અત્યાર સુધી ક્યાં ગયા હતાં ?'

'પચાસેકની ઉંમરનાને આવડો છોરો છે તે આની આગળ કેટલા હશે ? શું સચવાય એ બધા ?'

ટિકિટ ફાડતો કંડક્ટર હવે કોળી પાસે આવ્યો. કોળી રડમશ થઈ ગયો. એને કંડક્ટરના વઢવાની બીક હતી.

'ચા નથી પીતો તોયે પીવી પડશે. માથું ચડી ગયું આ કકળાટથી.' કંડક્ટરે બહુ રૂઆબ ન બતાવ્યો એટલે કોળીએ થોડી રાહત અનુભવી.

'શું કરું સા'બ ? માંદો છે, બચારો.'

'લાવ આઠ રૂપિયા' કહેતા કંડક્ટરે બે ટિકિટ ફાડી. કોળીએ બાઈને પૈસા આપવા કહ્યું.

'મારી પાહે કયા કાવડિયા છે ? હું તો આ બબલાને સંભાળું કે... તમે નથી લીધું પાકીટ ?'

'તે તેં નથી લીધું પાકીટ ?' કોળી થથર્યો : 'હું તો ઉતાવળે બસ ઊભી રખાવવા દોડ્યો હતો. વાંહે તો તું હતી.'

'પણ, હું આ છોરાની ભાળ રાખું કે...'

'મર્ય વેતા બરી.'

કોળીએ આમતેમ જોવા માંડ્યું. ઉછીના પૈસા આપે એવું કોઈ ઓળખીતું ન નીકળ્યું. બેઉ હાંફળાંફાંફળાં થઈ ગયાં. છોરાના રડવા તરફ એમનું ધ્યાન હવે નહોતું રહ્યું.

'લાવ આઠ રૂપિયા !' કંડક્ટરે ઉઘરાણી કરવા માંડી.

'સાબ, ઉતાવળમાં...'

'ખોટું બોલે છે.' કંડક્ટરે હવે ઉતારુઓ સામે જોયું : 'જોયું આ લોકો આપણને કેવા મૂરખ બનાવે છે. દયા ખાવા જેવું છે આના ઉપર ?'

'સાબ, ખોટું બોલતો હોઉં તો આ છોરાના સમ.'

'અરે, આ ટિકિટ ફાડી છે એના પૈસા કોણ ભોગવશે ?'

'કાલ આ ટાણે તમે નીકળશો ત્યારે...'

'જા જા કોને છેતરે છે તું ?' કંડક્ટર કોળીની વાત સાંભળવા જ તૈયાર નહોતો : 'હેઠો ઊતર, એક તો મોડો આવ્યો છે ને મફત મુસાફરી કરવી છે ?'

'લે, આલ જવાબ સા'બને. તારા લીધે હું ખોટો ઠરું છું.' કોળીએ કોળણને તતડાવવા માંડી.

'પણ તમે મારો વાંક કાં કાઢો ? મેં કોઈ દી પાકીટ લીધું છે ?'

'બેઉ નીચે ઊતરીને નિરાંતે ઝઘડજો. હેઠા ઊતરો.'

બસમાં અત્યારે કેટલી જાતના સૂર ઊઠી રહ્યા હતા એ ગણવું શક્ય નહોતું. ઘોઘાટ, કકળાટ, ચડભડ, કાકલૂદી, બબડાટ, સલાહ, સૂચન...ને માથે જાતા ભઠા જેવો તાપ, રૌરો નરક !

'પૈસા આપ, નહીતર હેઠો ઊતર' કંડક્ટરે ફેસલો આપી દીધો.

'એને હેઠો ઉતારો એટલે બધાને શાંતિ થશે.' કોઈ બોલ્યું.

'બસ ઊભી રાખી એટલે આ મોકાણ થઈ ને !'

'જોવો ને, કેવા ત્રાગા કરે છે, માળા !'

કોળીએ બે હાથ જોડ્યા : 'આ છોરો માંદો છે એની દયા ખાવ મારા મા બાપ !'

કોઈના દિલમાં માનવતાનો દીવો પ્રગટે એ પહેલાં જ કંડક્ટરે દરવાજો ખોલી નાખ્યો, 'જા ભાઈ, બહુ દયા ખાધી તારી.'

બાઈ કરગરી.

'તમે કેતા હો તો ઊતરી જાસું સા'બ. બસ ક્યાંક છાંયડો આવે ત્યાં ઊભી રાખો. તાપમાં આ માંદા છોરાને લઈને...'

'એમ કરીને તમારે મફતમાં ઠેઠ સુધી પહોંચી જવું છે કાં ? શું સમજો છો તમે અમને ?'

કંડક્ટરે ધક્કા દઈને બેઉને હેઠાં ઉતાર્યા.

બસ ઊપડી કે કંડક્ટરે પેલી ફાડેલી બન્ને ટિકિટનો ડૂચો વાળીને નીચે ફેંકી દીધી. એનું મોં પડી ગયું હતું : 'આ આઠ રૂપિયા કોણ ભોગવશે ?'

'તમારે બસ ઊભી રાખવાની જરૂર નહોતી, સાહેબ' એકે ફરી આ વાતનું રટણ કર્યું.

બધાને હતું કે કંડક્ટર ડ્રાઈવર વિરુદ્ધ કાંઈ બોલશે પણ એણે પોતાનો જ વાંક કાઢ્યો : 'મેં દયા ખાધી એ મારી ભૂલ.'

'એમને હેઠા ઉતારીને તમે ઘણું સારું કાર્ય કર્યું.' કોઈ બોલ્યું : 'પૈસા ન હોત તો દવાખાને જઈને શું કરવાના હતાં ? ડૉક્ટર થોડા એનો સગો થાય છે ? વળી પાછા ફરતાં ય આ જ મોકાણને ?'

'હવે આ રસ્તેથી જલદી બસ બંધ થાય તો સારું.'

'પછી અંદરના ગામડાવાળા ક્યાં જાશે ?' અત્યાર સુધી ચૂપ બેઠેલો એક ગામડિયો હિંમત એકઠી કરીને બોલી ઊઠ્યો.

'ગાડામાં બેહીને' કંડક્ટરે એને તોડી ખાધો. 'જૂના જમાનામાં તમારા વડવાઓ ક્યાં જતા હતા ? આવી રીતે બસો ચાલુ કરાવીને બીજાને હેરાન કરાવો છો.'

શહેર આવ્યું કે બધાએ ઊતરવાની તૈયારી કરવા માંડી.

* * *

સાંજે બસ પાછી ફરી ત્યારે એમાં મોટા ભાગના ઉતારુઓ નવા હતા. ચારેક જણા બપોરની બસવાળા હતા એમને ના છૂટકે આ બસમાં પાછું ફરવું પડેલું બાકીનાઓએ બપોરના અનુભવ પરથી આયા હાઈવે થઈને જવાનું પસંદ કરેલું.

બપોર જેટલો અત્યારે તાપ નહોતો. બસ અંદરનું વાતાવરણ હળવું હતું. પણ અત્યારે કંડક્ટર મૂડમાં નહોતો.

પેલા ચારેય કંડક્ટરની સીટની બાજુમાં જ બેઠા હતા. બસ ઊપડી કે એમાંનો એક બોલ્યો. 'સાહેબ, બધાને પૂછી જોજો, પૈસા લઈને બેઠા છે ને ? બપોર જેવું ન થાય.'

'આજ આપણો આ રસ્તા ઉપર છેલ્લો દિવસ છે.' કંડક્ટર વિદાય લઈ રહ્યો હોય એમ એના ચહેરા ઉપર વિષાદ હતો. 'ડેપો મેનેજરને બરાબરની સંભળાવીને આવ્યો છું.'

'તો કાલથી કોણ આવશે ? બસ બંધ તો નહિ થઈ જાય ને ?' એક ગામડાવાળાએ ભય વ્યક્ત કર્યો.

'રામ જાણે.'

બસમાં થોડી વાર સોપો પડી ગયો.

પણ પેલી ચંડાળ ચોકડી જેવા ચારેય ઝાઝો વખત જીભ મોંમાં ન રાખી શક્યા. એમાંનો એક બોલ્યો : 'સાહેબ, જાંબુડિયું આવે એટલે બસ ઊભી રાખજો. ઓલો કોળી કદાચ ભાડાના પૈસા આપવા ઊભો હોય.'

'આવતો હશે ?' કંડક્ટરે બારીમાંથી પાનની પિચકારી બોલાવી.' આ લોકો એની જાતને છેતરવાનું બાકી નથી રાખતા એ આપણને શું છોડશે ?'

સાચે જ જાંબુડિયા આવતા ડ્રાઇવરે બસ ઊભી રાખી. કોઈ ચડવાઊતરવા વાળું તો નીકળ્યું નહિ. પેલા ચારમાંથી એકે કંડક્ટર સામે જોઈને કહ્યું : 'ડ્રાઇવરને આ લોકોની ચા ખરી ગળે ઊતરે છે.'

કંડક્ટર આ વખતે મૌન રહ્યો.

પણ ડ્રાઇવર હેઠો ઊતર્યો એવો જ બસમાં પાછો ચડી ગયો. કંડક્ટર સહિત સૌને નવાઈ લાગી. 'કેમ, ચા નથી પીવી.'

'ભારે કરી ઓલા, કોળી, કોળા અને છોરો ત્રણેય મૂવા.'

'હેં !' બસમાં એકી સાથે ચાર પાંચ ઉદ્‌ગાર સર્યા.

'ઉપાડો જલદી બસ.'

ડ્રાઇવરે ઉતાવળ જ કરી. બપોરે નહોતો વળ્યો એટલો પરસેવો કંડક્ટરને અત્યારે છૂટી ગયો. બસ ગામના પાદર બહાર નીકળી ત્યારે એણે હાશકારો અનુભવતા ગજવામાંથી રૂમાલ કાઢી મોં પર ફેરવવા માંડ્યો.

પેલા ચારેય જણમાં ચર્ચા ચાલુ થઈ ગઈ હતી.

'છોકરું તો સમજ્યા, પણ કોળી, કોળણ...'

'એટલો બધો તાપ હશે ?'

'પણ, આ લોકો તો તડકામાં કામ કરવા ટેવાયેલા હોય છે.'

'કોની વાત કરો છો ? શું થયું ?' અજાણ્યા ઉતારુઓ આ ચાર જણા સામે કુતૂહલવશ જોઈ રહ્યાં. કંડકટરને ચર્ચા કરતાં આ ચારેય ઉપર ધોલ ચડાવી દીધા જેટલી ખીજ ચડતી હતી. પણ અત્યારે કશું થઈ શકે એમ નહોતું. મૂગોમૂગો એ હોઠ ફફડાવતો કશાકનું રટણ કરતો રહ્યો.

'ખરેખર એટલો બધો તાપ હશે ?' પેલા લોકોમાં પાછી ચર્ચા ચાલુ થઈ કંડક્ટર ત્યાંથી ખસીને બીજી એક ખાલી સીટ પર બસી ગયો.

'આપણે હવે આ બસમાં આવતા પે'લા વિચાર કરવો પડશે. અધવચ્ચે કાંઈ થયું તો આ કોળીની જેમ...'

'કેમ, બપારે ગરમી ચડી ગઈ હતી બસમાં એ કોળીને ?' અજાણ્યા ઉતારુઓથી પૂછ્યા વગર ન રહી શકાયું.

'બીજી વાત કરો.' કંડક્ટર હવે અકળાયો.' તમને લોકને પારકી પંચાતમા વધારે રસ હોય છે.' પછી એક સારાં કપડાં પહેરેલા માણસને છાપું વાંચતો બતાવીને કહ્યું.' જો જોઈ, આ માસ્તર કેવા છાપું વાંચે છે. એમને છે કાંઈ પડાપૂછ ? શું વાંચો છો, માસ્તર ?'

'બહુ રસપ્રદ સમાચાર છે.'

'શું છે ? ગાય હીરા ખાઈ ગઈ એના છે ?'

વિષયાંતર જ થતું જાણી કંડક્ટરે વાતને લંબાવવાનો પ્રયત્ન કર્યો.

'ના, આ તો ધ્રુજારી ઉપજાવે એવા છે. અકસ્માતમાં ઘાયલ થયેલો દીકરો બચી ગયો ને માબાપ...'

'તમેય તે શું માસ્તર...' કંડક્ટરે એમને પૂરું ન કરવા દીધું. નીચે જોયા વગર જ બેલ વગાડી : 'છે કોઈ રાજગઢ ઊતરવાવાળું ?'

ડ્રાઈવરે બસ ઊભી ન રાખી.

## મહાવેસ્સન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

(હિમાલય વર્ણન)

એમ કહીને તેણે જાણે પહેલાં હિમાલય જોયો હોય એ જ રીતે હિમાલયનું વર્ણન કરવા માંડ્યું.

આ સુંદર, પ્રિયભાષી કુમારોને વનમાં બેઠેલા જોઈને તમને રાજ્યની યાદ નહીં આવે. આ ફૂલોની માળા પહેરેલા, અલંકાર ધારણ કરેલા કુમારોને આશ્રમમાં જોઈને તમને રાજ્યની યાદ નહીં આવે. આ ફૂલોની માળા પહેરેલા, અલંકાર ધારણ કરેલા કુમારોને આશ્રમમાં રમતા જોઈને તમને રાજ્યની યાદ નહીં આવે. આવા કુમારોને આશ્રમમાં નાચતા જોઈને, તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે ૬૦ વર્ષના માતંગ હાથીને વનમાં એકલો વિચરતો જોશો, ત્યારે તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે હાથણીઓના સમૂહની આગળ આગળ ચાલતો ૬૦ વર્ષનો માતંગ હાથી ચિત્કારશે ત્યારે તમને તે સાંભળીને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે મૃગોથી ઘેરાયેલા જંગલમાં બંને બાજુએથી ઊંચે વિકસેલી બધી કામનાઓને પૂરી કરનારી ઘટાઓ જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. સાંજના સમયે મૃગને આવેલા જોઈને તથા કિન્નરોને નાચતાં જોઈને, તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે વહેતી નદીઓનો અવાજ તથા કિન્નરોનાં ગીત સાંભળશો ત્યારે તમને રાજ્યની યાદ નહીં આવે, જ્યારે વહેતી નદીઓનો અવાજ તથા કિન્નરોના

ગીત સાંભળશો ત્યારે તમને રાજ્યની યાદ નહીં આવે, જ્યારે પર્વતની ગુફાઓમાં વસતા ઘુવડનો અવાજ સાંભળશો ત્યારે તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે વનમાં વાઘ, સિંહ, ગેંડા, ભેંસો તથા અન્ય જંગલી પશુઓના અવાજ સાંભળશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે ઢેલોથી ઘેરાયેલા સુંદર પીંછાવાળા તથા, પર્વત પર કળા કરતા મોરને જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે ઢેલોથી ઘેરાયેલા, વિચિત્ર મોરને નાચતો જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે ઢેલથી ઘેરાયેલા, ભૂરી ગરદનવાળા, કલગીવાળા મોરને નાચતા જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે હેમંત ઋતુમાં સુગંધિત ફૂલોને ખીલેલાં જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે હેમંત ઋતુમાં પૃથ્વીને લીલા રંગની અને ઈન્દ્રગોપ વગેરેથી ઢંકાયેલી જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે હેમંત ઋતુમા કુટજ, કુરબક તથા પદમને તથા પુષ્પોને ખીલેલાં જોશો ત્યારે તમને રાજ્યની યાદ નહીં આવે. જ્યારે હેમંત ઋતુમાં ફૂલપાંદડાંથી છવાયેલા વનને જોશો તો તમને રાજ્યની યાદ નહીં આવે.

આ પ્રકારે માદ્રીએ હિમાલયવાસીની જેમ આ ગાથાઓમાં હિમાલય વર્ણન કર્યુ :

(હિમાલય વર્ણન સમાપ્ત :)

ફુસતી દેવીને જ્યારે ખબર પડી કે એના પુત્રને ખૂબ કઠોર આજ્ઞા આપવામાં આવી છે, ત્યારે એને એ શું કરે છે તે જાણવાની જિજ્ઞાસા થઈ. એનો પત્તો મેળવવાના આશયથી તે ચોરીછૂપીથી શયનખંડના બારણા આગળ ઊભી રહી ગઈ. જ્યારે એણે બંને વચ્ચેનો વાર્તાલાપ સાંભળ્યો ત્યારે એ કરુણ સ્વરે વિલાપ કરવા લાગી. મારા માટે તો હવે ઝેર ખાઇ લેવાનો અથવા ધોધમાં પડતું નાખવાનો, અથવા ફાંસો ખાઈને મરી જવાનો જ માર્ગ બાકી રહયો છે. મારા નિર્દોષ પુત્ર વેસ્સન્તરને શા માટે દેશનિકાલ કરવામાં આવ્યો છે ? અધ્યયનશીલ, દાતા, ત્યાગી, અહંકાર વિનાના, દુશ્મન રાજાઓ દ્વારા પુજાતા કીર્તિવાન તથા યશસ્વી એવા મારા નિર્દોષ પુત્રને દેશનિકાલ કેમ

કરવામાં આવ્યો છે ? માતા-પિતાનો આજ્ઞાંકિત, કુટુંબમાં વડીલોને આદર આપનાર એવા પુત્ર વેસ્સન્તરને દેશનિકાલ શા માટે કરવામાં આવ્યો છે ? રાજાઓના, દેવતાઓના, સ્વજનોના, મિત્રોના તથા સમગ્ર રાષ્ટ્રના હિતેચ્છુ એવા મારા પુત્રને દેશનિકાલ કેમ કરવામાં આવ્યો છે ?

આ પ્રકારે કરુણ વિલાપ કરીને પુત્ર અને પુત્રવધૂને આશ્વાસન આપતી તે રાજા પાસે જઈને બોલી. તમે નિર્દોષને દેશવટો આપી રહ્યા છો; તમારું રાજ્ય મધમાખવિહોણા મધપૂડા જેવું તથા જમીન પર પડેલી કેરી જેવું તથા પાણી વિનાના તળાવમાં પાંખો વિનાના હંસ જેવું થઈ જશે, અમાત્યો વિનાના તમે એકલા પડી જશો. હે મહારાજ ! હું કહું છું તે માનો. તમે શિવિઓનું કહેવું માનીને નિર્દોષને દેશનિકાલ ના કરો તેમાં તમારો અનર્થ નથી.

આ સાંભળીને રાજાએ કહ્યું, હું વેસ્સન્તરને દંડ આપીને શિવિઓની ધજા લહેરાવી રહ્યો છું, ધર્મની પૂજા કરી રહ્યો છું. મારા પ્રાણથી પણ વધુ પ્રિય પુત્રનો દેશનિકાલ કરી રહ્યો છું.

આ સાંભળીને દેવી રડતીકકળતી બોલી,

'જેની ધ્વજાઓ અગાઉ ફૂલોવાળા કર્ણિકારના વનની જેમ સુવર્ણમય હતી તથા એના જવાના સમયે માર્ગમાં એનું અનુકરણ કરતી હતી, તે આજે એકલો થઈ જશે. અગાઉ જેની સેનાઓ સુપુષ્પિત કર્ણિકારની માફક સ્વર્ણમય હતી અને એના જવાના સમયે એનું અનુકરણ કરતી હતી, તે આજે એકલો થઈ જશે. ઇન્દ્રગોપના જેવા રંગ ધરાવતા વર્ણવાળા ગાંધાર દેશના લાલ કાંબળાવાળા જેના જવાના સમયે એનું અનુકરણ કરતા હતા, તે આજે એકલો જશે.

જે અગાઉ હાથી, પાલખી અથવા રથમાં જતો હતો, તે વેસ્સન્તર રાજા આજે પગે ચાલતો કેવી રીતે જશે ? જેના શરીરે ચંદનનો લેપ થતો હતો, જેને નૃત્યગીત દ્વારા આનંદિત કરવામાં આવતો હતો, તે કઈ રીતે મૃગચર્મ, ફરસી, ઝોળી લઈને ફરતો રહેશે ? તેઓ પોતે કાષાય વસ્ત્ર પહેરતા કેમ નથી, મૃગચર્મ કેમ વાપરતા નથી, વિશાળ વનમાં પ્રવેશીને વલ્કલ ધારણ કેમ નથી કરતા ? રાજકુમાર વસ્ત્ર કેવી રીતે ધારણ કરશે ? કાશી, ખોમ તથા કોદુમ્બર વસ્ત્રો પહેર્યા પછી, કુશનાં વસ્ત્ર માદ્રી કેવી રીતે ધારણ કરશે ?

જે રથ અને પાલખીમાં બેસીને આવજા કરતી હતી, જે સુંદર અંગોવાળી છે તે પગે ચાલતી કઈ રીતે જશે ? જેના હાથ અને પગ અત્યંત કોમળ છે, જે સુંદર અંગોવાળી છે તે ભીરુ આજે વનમાં કેવી રીતે જશે ? પુષ્પમાળાઓ પહેરીને જે હજાર સ્ત્રીઓની આગળ આગળ જતી હતી, તે સુંદર અંગોવાળી આજે એકલી વનમાં કેવી રીતે જશે ? જે અગાઉ શિયાળના અવાજ સાંભળીને વારંવાર ડરી જતી હતી, તે સુંદર અંગોવાળી આજે એકલી વનમાં કેવી રીતે જશે ? જે કોસિય પ્રકારના ઘુવડનો અવાજ સાંભળીને વારે વારે વારુણી યક્ષિણીની જેમ ગભરાઈ જતી હતી તે સુંદર અંગોવાળી ભીરુ આજે વનમાં કેવી રીતે જશે ? જે રીતે નાશ પામેલા બચ્ચાવાળી શકુની પંખી માળાને ખાલી જોઈને દુઃખી થાય છે, એ પ્રકારે હું પણ આ નગરને ખાલી જોઈને લાંબા સમય સુધી દુઃખી રહીશ. જે રીતે... જોઈને દુઃખી થાય એ રીતે હું પ્રિય પુત્રને ન જોવાથી કૃશ અને ફિક્કી પડી જઈશ. જે રીતે નાશ પામેલા બચ્ચાવાળી શકુની પંખી ખાલી માળાને જોઈને દુઃખી થાય તેવી રીતે પુત્રને ન જોવાથી ભટક્યા કરીશ. નાશ પામેલા બચ્ચાને જોઈને જેવી રીતે ટિટોડી કકળે તેમ હું પણ રઝળ્યા કરીશ. જલવિહીન તળાવમાં ચક્રવાકીની જેમ ભટક્યા કરીશ. આ પ્રકારે મને રડતી કકળતી જોવા છતાં પણ જો તમે નિર્દોષ રાજપુત્રને દેશનિકાલ કરશો, તો મને લાગે છે કે હું પ્રાણ ત્યજી દઈશ. દેવીનો આવો રડવાકકળવાનો અવાજ સાંભળીને સંજયની સર્વ શિવિકન્યાઓ એકઠી થઈને કકળાટ કરવા લાગી. તેમનો કકળવાનો અવાજ સાંભળીને, બોધિસત્ત્વના નિવાસગૃહમાં પણ એ જ રીતે બધા કકળવા લાગ્યા. બંને રાજકુટુંબોમાં કોઈ સ્વસ્થ રહી ન શક્યું.

એમનું રુદન સાંભળીને શિવિરાજની સર્વ કન્યાઓ અન્તઃપુરમાં આવી રડવા લાગી. જે રીતે પવનથી ઊંચા તાડ જેવા વૃક્ષ ધરાશયી થઈ જાય છે, એ પ્રકારે વેસ્સન્તરના રાજભવનમાં બધા ધરતી પર ઢળી પડ્યા હતા. અંતઃપુરના લોકો, ક્ષત્રિયો, વૈશ્ય તથા બ્રાહ્મણ વેસ્સન્તરના નિવાસગૃહમાં એકબીજાને ખભે માથું ઢાળીને રડતા હતા. હાથી પર બેસનારા હાથીસવાર, સંત્રીઓ, રથચાલકો તથા પદાતિઓ પણ વેસ્સન્તરના નિવાસગૃહમાં રડતા હતા.

રાત્રિ પૂરી થઈ અને સૂર્યોદય થવાના સમયે, વેસ્સન્તર રાજા દાન આપવા આવ્યા. તેમણે આજ્ઞા આપી : વસ્ત્રોની ઇચ્છા ધરાવનારને વસ્ત્રો, મદિરા પીનારાઓને મદિરા, ભોજનની ઇચ્છાવાળાઓને સારી રીતે ભોજન આપવામાં આવે. અહીં આવનાર કોઈ પણ ભિક્ષુકને કષ્ટ ન પડવું જોઈએ. એમને અત્યંત સારી રીતે સંતુષ્ટ કરવામાં આવે. તેઓ સંતોષપૂર્વક પોતાને ત્યાં પાછા જાય. એમાં થાકેલા ભિક્ષુકો ધરતી પર ઢળી પડતા હતા અને કકળતા હતા કે રાષ્ટ્રને સમૃદ્ધ કરનાર વેસ્સન્તર રાજાને દેશનિકાલ કર્યા પછી અમને કોણ દાન આપશે ? જે નિર્દોષ વેસ્સન્તરનો દેશનિકાલ કરવામાં આવે છે તે ઘટના બધી જ ઇચ્છાઓ પૂરી પાડનારા કલ્પવૃક્ષને કાપી નાખવા જેવી ઘટના છે. જેઓ મોટી ઉંમરના હતા, નાની વયના હતા તથા જેઓ યુવાન હતા તે સૌ વેસ્સન્તરના દેશવટાથી અશ્રુપાત કરવા લાગ્યા. વિદ્યા જાણનારાઓ, નપુસંકો, અંતઃપુરના સેવકો – આ બધા શિવિઓના રાષ્ટ્રવર્ધન મહારાજના દેશનિકાલથી વિલાપ કરવા લાગ્યા. એ નગરની સ્ત્રીઓ પણ રડવા, પીટવા લાગી. જે બ્રાહ્મણ હતા, શ્રમણ હતા અને ભિખારી હતા, તે બધા આ અધર્મ છે કહીને રડવા લાગ્યા. શિવિરાજ્યના પ્રજાજનોના કહેવાથી યજ્ઞયાગ કરનારા વેસ્સન્તરને દેશનિકાલ કરી રહ્યા હતા. સર્વ અલંકારોથી વિભૂષિત, સુવર્ણમય, સોનાથી મઢેલા તથા જેમના પર તોમર અંકુશધારી મહાવતો બેઠેલા હતા તેવા સાતસો માતંગ હાથી આપીને વેસ્સન્તર રાજા પોતાના રાજ્યમાંથી બહાર જઈ રહ્યા છે. દરેક પ્રકારના અલંકારોવાળા, શ્રેષ્ઠ, વેગીલા અને ખડગધારી, ધનુર્ધારી સવારો બેઠેલા સાતસો ઘોડા આપીને, વેસ્સન્તર રાજા દેશનિકાલ થઈ રહ્યા છે. ધ્વજાવાળા, અસ્ત્રશસ્ત્ર ધરાવતા તથા ઘણા અલંકારોવાળા વાઘચિત્તાથી હંકારાતા, અને ધનુષબાણ, ઢાલવાળા ચાલકો બેઠા છે એવા રથનું દાન આપનારા વેસ્સન્તર રાજા દાન આપી રહ્યા છે. સોનાના કંદોરા પહેરેલી, સુવર્ણથી અલંકૃત, પીળા અલંકારો, વસ્ત્રો તથા આભૂષણોથી યુક્ત : વિશાળ આંખોવાળી, મ્હોં પર હાસ્ય ફરકાવતી તથા સુંદર કેડવાળી સાતસો સ્ત્રીઓ દાનમાં આપીને, વેસ્સન્તર રાજા દેશનિકાલ થઈ રહ્યા છે.

ચાંદીનાં પાત્રો સહિત સો ગાયો, સાત સો દાસીઓ તથા સાતસો દાસ

આપીને વેસ્સન્તર રાજા દેશનિકાલ થઈ રહ્યા છે. હાથી, ઘોડા, રથ તથા આભૂષણોવાળી સ્ત્રીઓ આપીને રાજા દેશનિકાલ થઈ રહ્યા છે. આ મહાદાન આપવામાં આવ્યું તે સમયે પૃથ્વી કાંપી ઊઠી, હલચલ મચી ગઈ. ચારે બાજુ વાતાવરણ રોમાંચિત થઈ ઊઠ્યું. બે હાથ વડે વંદન કરતા કરતા રાજા દેશનિકાલ થઈ રહ્યા છે.

દેવતાઓએ સમગ્ર જમ્બુદ્વીપનાં રાજ્યોને જણાવી દીધું હતું કે રાજા વેસ્સન્તર ક્ષત્રિય કન્યાઓ વગેરેનું મહાદાન આપી રહ્યા છે. એથી દેવતાઓના પ્રતાપે ક્ષત્રિય રાજાઓ રથમાં બેસીને આવ્યા અને ક્ષત્રિય કન્યા વગેરેનું દાન લઈને ચાલ્યા ગયા. એ જ પ્રકારે ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય, શૂદ્ર વગેરે પણ દાન લઈ ગયા. દાન આપતાં આપતાં સાંજ પડી ગઈ. તે પોતાના નિવાસ સ્થાન પર પહોંચીને, ત્યાંથી અલંકૃત રથ પર બેસીને, માતા-પિતાના નિવાસગૃહે જઈને એમને વંદન કર્યા. માદ્રી દેવીએ વિચાર્યું કે હું પણ એમની સાથે જઈને માતાપિતાની આજ્ઞા લઈ લઉં. બોધિસત્ત્વે પિતાને વંદન કરીને પોતાની કથની કહી સંભળાવી.

ધાર્મિક રાજાઓમાં શ્રેષ્ઠ રાજા સંજયને સંબોધીને બોલ્યા, 'હે દેવ ! તમે મને દેશનિકાલ આપી રહ્યા છો. હું વંક પર્વત પર જઉં છું : મહારાજ ! અત્યારે હયાત, ભવિષ્યમાં જન્મનારા બધા કામ-ભોગથી અતૃપ્ત રહીને જ યમલોકમાં સિધાવશે. પોતાના નગરમાં દાનયજ્ઞ કરીને મેં મારા લોકોને જ કષ્ટ આપ્યું છે. શિવિઓના કહ્યા અનુસાર જ મારા રાજ્યમાંથી મારો દેશનિકાલ કરવામાં આવી રહ્યો છે. વનમાં જંગલી પ્રાણીઓની વચ્ચે હું કષ્ટ વેઠીને રહીશ. પરંતુ ગેંડાચિત્તાથી ભરેલા વનમાં હું પુણ્ય કરીશ. જ્યારે તમે અહીં કીચડમાં સબડ્યા કરશો.

આ પ્રકારે બોધિસત્ત્વે ચાર ગાથાઓ વડે પિતા સાથે વાતચીત કરી, માતા પાસે જઈને પ્રણામ કર્યા અને પ્રવજ્યાની અનુમતિ માંગતા કહ્યું, મા, મને આજ્ઞા આપો. મને પ્રવજ્યા સારી લાગે છે. મેં પોતાના નગરમાં યજ્ઞ કરીને પોતાના લોકોને કષ્ટ પહોંચાડ્યું. શિવિઓના કહ્યા અનુસાર મને મારા જ દેશમાંથી જાકારો આપવામાં આવ્યો છે. આ સાંભળીને માતાએ કહ્યું, પુત્ર ! તને શુભાશિષ આપું છું કે તારી પ્રવજ્યા સફળ થાય. પરંતુ આ

સુંદર કેડવાળી, પ્રમાણસર અંગોવાળી કલ્યાણી માદ્રી જંગલમાં શું કરશે ?

વેસ્સન્તરે કહ્યું, હું દાસીને પણ ઇચ્છાવિરુદ્ધ મારી સાથે લઈ જવા નથી ઇચ્છતો; જો એની ઇચ્છા હોય તો એ આવે, અને ઇચ્છા ન થાય તો ન આવે. ત્યારે પુત્રની વાત સાંભળીને રાજાએ એને પ્રાર્થના કરી. ત્યારે મહારાજા પોતાની પુત્રવધૂ સમક્ષ યાચના કરવા લાગ્યા, હે રક્તચન્દન ધારિણી ! હવે શરીરે ધૂળ ધારણ કરવાની ઇચ્છા ન કર. કાશીનાં વસ્ત્રો ધારણ કરીને હવે કુશનાં વસ્ત્રો ધારણ કરવાની ઇચ્છા ન કર. જંગલમાં રહેવું ખૂબ જ યાતનામય છે. હે શુભલક્ષણે, તું ન જા. સર્વાંગસુંદર રાજપુત્રી માદ્રી બોલી, 'જે સુખ વેસ્સન્તર વિના મને એકલીને પ્રાપ્ત થાય એનો મને મોહ નથી.'

શિવિઓના રાષ્ટ્રવર્ધન મહારાજે એને કહ્યું, 'માદ્રી ! વનમાં જે જે કષ્ટ પડે છે, તે સાંભળ. વનમાં ઘણા પ્રકારનાં જીવજંતુ, મચ્છર તથા મધમાખીઓ તને પીડશે. એનાથી તને બહુ દુઃખ થશે. નદીઓની પાસે રહેવાથી વધુ સંતાપ થશે, ત્યાં મહાશક્તિશાળી સાપ અને વિષ-રહિત અજગરો છે, જે પાસે આવેલા મનુષ્ય અથવા પશુને ફેણથી ઘેરીને પોતાના વશમાં કરી લે છે. વળી ખૂબ જ કાળા કેશવાળા દુઃખદારક રીંછ છે, તેમણે મનુષ્યને કદી નથી જોયા. માત્ર વૃક્ષ પર ચડવાથી જ મનુષ્ય એનાથી બચી શકે છે. અણીદાર શિંગડાવાળા, પ્રહાર કરનારા પાડા એકબીજા સાથે શિંગડા લડાવતા-લડાવતા સોતુમ્બર નદીના કિનારે ભમે છે. હરણનાં જૂથ તથા ગાયોનાં ધણ વનમાં ફરતા જોઈને, પોતાના પુત્રોને યાદ કરતી માદ્રી, શું કરી શકવાની ?

વૃક્ષોની ડાળીઓ પર ભયાનક વાંદરાઓને કૂદતા જોઈને, વનપ્રદેશનું જ્ઞાન ન હોવાને કારણે હે માદ્રી ! તને ખૂબ ડર લાગશે. અગાઉ શિયાળનો અવાજ માત્ર સાંભળીને ગભરાઈ જતી હતી તો હે માદ્રી ! વંક પર્વત પર પહોંચીને તું શું કરીશ ? મધ્યાહ્ને પક્ષીઓના બેસવાથી વનમાં ભયાનક અવાજો થાય છે. તો તું ત્યાં જવાની ઇચ્છા શું કામ રાખે છે ?

સર્વાંગસુંદરી રાજપુત્રી માદ્રીએ એમને કહ્યું, 'તમે વનનું જે ભયાવહ વર્ણન મને કહી સંભળાવ્યું છે એથી હું કાંઈ ડરી જવાની નથી. હું એ બધું સહન કરીશ. હે રાજા ! હું ત્યાં અવશ્ય જઈશ. કાસ, કુશ, પોટકિલ, ઉશીર જેવાં અનેક પ્રકારનાં ઘાસ છે, એ બધાંથી મારી છાતીને ઉઝરડીને ચાલીશ.

માત્ર એના ભયથી હું મારો માર્ગ નહીં બદલું. ઘણી મુશ્કેલીઓ વેઠ્યા પછી કુમારિકાઓને પતિ મળતો હોય છે. ઉપવાસ કરતાં, અગ્નિની જ્વાળાઓ કરતાં, પાણીમાં થતી ગૂંગળામણ કરતાંય આ લોકમાં વૈધવ્ય વધુ યાતનાદાયક છે. એટલે હું જઈશ. વિધવાને એંઠું ભોજન પણ નથી મળતું, ગમે તે પુરુષ તેની ઈચ્છાવિરુદ્ધ તેનો હાથ પકડી લે છે. હે રાજા, આ લોકમાં વૈધવ્ય વધુ યાતનાદાયક છે. એટલે હું જઈશ. લોકો વિધવાને કેશ પકડીને નીચે પછાડી દે છે અને ઘણું દુઃખ આપ્યા પછી પણ ઊભા ઊભા જોયા કરે છે. લોકમાં વિધવા રહેવું ખૂબ કષ્ટદાયક છે, હું જઈશ જ. પોતાના શરીરને સુશોભન કરીને જાતને સુંદર માનતા વિધવા સ્ત્રીની કામના કરનારા લોકો, એનું કશુંક ધરીને જે રીતે કાગડો ઘુવડને પીંખે છે તેવી રીતે દુઃખ આપે છે. લોકમાં વિધવા રહેવું ખૂબ કષ્ટદાયક છે, હું અવશ્ય જઈશ. સુવર્ણ જેવા સમૃદ્ધ કુળમાં રહેવા છતાં વિધવાને ભાઈઓનાં તથા બહેનપણીઓનાં તિરસ્કારયુક્ત કટુ વચનો સહન કરવાં જ પડે છે. હે રાજા ! લોકમાં વિધવા હોવું ખૂબ કષ્ટદાયક છે. હું ત્યાં જવાની જ. જે રીતે જળ વિના નદી ઉઘાડી છે, રાજા વિનાનું રાજ્ય સૂનું છે, એવી જ રીતે – દસ ભાઈ હોવા છતાં પતિ વગરની સ્ત્રી પણ એવી જ સૂની છે. હે રાજા ! લોકમાં વિધવા રહેવું ખૂબ કષ્ટદાયક છે, હું જઈશ જ. ધ્વજા વડે રાષ્ટ્રનું અસ્તિત્વ સૂચવાય છે. ધુમાડાથી આગ સૂચવાય છે. રાજાથી રાષ્ટ્રનું અસ્તિત્વ છે, પતિ વડે પત્નીનું અસ્તિત્વ છે. હે રાજા ! જગતમાં વિધવા રહેવું ખૂબ પીડાદાયક છે. હું ત્યાં જઈશ જ. જે યશસ્વી સ્ત્રી પોતાના ધનવાન પતિ સાથે ધનવાન અને દરિદ્ર પતિની સાથે દરિદ્ર બનીને રહે છે, તેની દેવતા પણ પ્રશંસા કરે છે. કારણ એ અતિ કઠિન કાર્ય કરે છે. હું કાષાય-વસ્ત્ર ધારણ કરીને મારા સ્વામી પાછળ પાછળ જ જઈશ. આ સમગ્ર પૃથ્વીની સત્તા મારી પાસે આવી જાય તો પણ હું વેસ્સન્તર વિના રહેવા નથી માંગતી. હે રાજા ! લોકમાં વિધવા હોવું ખૂબ કષ્ટદાયક છે, હું જઈશ જ. ભલે અનેક પ્રકારનાં સુંદર રત્નોવાળી, સાગર સુધી વિસ્તરેલી આ સમગ્ર પૃથ્વી મને મળી જાય તો પણ, હું વેસ્સન્તરને નહીં ત્યજું. પતિ દુઃખી હોય તો પણ સુખ ઝંખનારી એ સ્ત્રીઓનાં હૃદય કેવાં હશે ? તે ખરેખર કઠોર હૃદયની હશે. શિવિ પ્રજાજનોના રાજા જો ગૃહત્યાગ કરતા હોય તો

હું પણ તેમને અનુસરીશ. તેઓ મારી સર્વ કામનાઓની પૂર્તિ કરનારા છે.' મહારાજે એ સર્વાંગસુંદર માદ્રીને કહ્યું, 'આ જાલી તથા કૃષ્ણાર્જિન તારાં સંતાન છે. હે સુલક્ષણે ! એમને અહીં મૂકીને જા. અમે એમનું પાલનપોષણ કરીશું.'

સર્વાંગશોભના રાજપુત્રી માદ્રીએ કહ્યું, 'દેવ ! જાલી તથા કૃષ્ણાર્જિન બંને મારાં અતિપ્રિય સંતાન છે. આ બંને અરણ્યમાં શોકમગ્ન એવા અમને બંનેને આનંદ આપશે.

શિવિ રાજાએ એને કહ્યું, સૂતરશાળના ભાત સાથે રાંધેલું માંસ ખાનારાં આ બાળકો હવે વૃક્ષોનાં ફળ ખાઈને શું કરશે ? સુવર્ણથાળમાં ભોજન કરનારાં આ બાળકો પત્તરાળાંમાં ભોજન કેવી રીતે કરશે ? કાશિક, ખોમક અને ઉદમ્બર વસ્ત્ર ધારણ કર્યાં પછી, હવે કુશ વસ્ત્ર પહેરીને બાળકો શું કરશે ? પાલખી, રથ અને વાહનોમાં જતાં બાળકો પગે ચાલીને જશે કેવી રીતે ? સુંદર નિવાસસ્થાનોમાં ઊંઘતાં આ બાળકો હવે વૃક્ષની છાયામાં કેવી રીતે ઊંઘશે ? સુંદર દોરાથી ગુંથેલી અને ચિતરેલી ચાદરોવાળા પલંગ પર ઊંઘતાં આ બાળકો હવે તણખલાની પથારી પર કેવી રીતે ઊંઘશે ? અગરુ અને ચંદનનો લેપ કરનારાં બાળકો હવે ધૂળથી રગદોળાઈને શું કરશે ? જેમનાં શરીર પર મોરનાં પીંછાથી પવન નાંખવામાં આવતો હતો અને જેને સુખ-વૈભવમાં ઉછેરવામાં આવ્યાં હતાં તે બાળકો હવે ડાંસ તથા મચ્છરોના ડંસ ભોગવશે કેવી રીતે ?

આ પ્રકારે વાતો કરતાં કરતાં જ રાત વીતી ગઈ. સૂર્યોદય થયો. બોધિસત્ત્વ માટે ચાર સિન્ધવ ઘોડા સાથે જોડેલો શણગારેલો રથ, રાજદ્વાર પર લાવવામાં આવ્યો. માદ્રીએ સાસુ-સસરાને પ્રણામ કર્યાં અને બીજી સ્ત્રીઓની આજ્ઞા લઈ, એમની સામે જોઈને પોતાના બે પુત્રોને લઈને વેસ્સન્તરથી પણ પહેલાં રથમાં જઈ પહોંચી.

સર્વાંગસુંદરી રાજપુત્રી માદ્રીએ એમને કહ્યું, 'દેવ ! તમે રડશો નહીં અને જરાય ઓછું ન લાવતા. જેવી રીતે આપણે રહીશું તે જ રીતે આ બે બાળકો પણ રહેશે.' એટલું કહીને સર્વાંગસુંદર, સદ્ગુણી માદ્રી પુત્રોને લઈને રાજાના માર્ગે જ ગઈ. ત્યારે એ ક્ષત્રિય વેસ્સન્તર રાજા દાન આપીને, માતા-પિતાની વંદના તથા પ્રદક્ષિણા કરીને, ચાર ઘોડા જોડેલા અલંકૃત રથમાં ચઢીને,

સ્ત્રી-પુત્રોને સાથે લઈને વંક પર્વત પહોંચ્યો. વેસ્સન્તર રાજાએ વસતીવાળા સ્થળે પહોંચીને કહ્યું,

'તમારી અનુજ્ઞા લઈને જઈ રહ્યા છીએ. અમારા સંબંધીઓ સુખી રહે. આ પ્રકારે બોધિસત્ત્વે એમને જણાવ્યું અને ઉપદેશ આપ્યો કે તમે આળસ ત્યજીને દાનપુણ્ય કરજો. આવો ઉપદેશ આપતો હતો ત્યારે બોધિસત્ત્વની માતાએ આભૂષણો સહિત રત્નોથી ભરેલા સાત રથ મોકલ્યા, 'મારો પુત્ર પણ દાનશીલ છે, દાન આપશે.' એણે પોતાના શરીર પરથી ઘરેણાં ઉતારીને, આવેલા યાચકોને અઢાર વખત આપ્યા અને પછી બધું આપી દીધું. એ નગરમાંથી નીકળ્યો ત્યારે, એની ઇચ્છા નગર જોવાની થઈ. એના સંકલ્પ અનુસાર, જેટલી જગ્યા ઉપર એનો રથ ઊભો હતો એટલી પૃથ્વી કપાઈને અવળી થઈ ગઈ અને એણે રથનું મોં નગર બાજુ ફેરવી દીધું. એણે માતા-પિતાનું નિવાસસ્થાન જોયું. તે કરુણાના પ્રભાવે પૃથ્વી ધ્રૂજી ઊઠી. જ્યારે નગરમાંથી નીકળીને જોયું એ સમયે પણ સુમેરુ પર્વતથી શોભતી પૃથ્વી કાંપી ઊઠી.) માદ્રી ! ધ્યાન દઈને જો, શિવિરાજાનું નિવાસસ્થાન, મારાં પિતાનો મહેલ કેવો સુંદર દેખાય છે !

આ પ્રકારે બોધિસત્ત્વની સામે જન્મેલા ૬૦ હજાર મંત્રીઓ તથા બાકીની પ્રજાને જોઈને, તે બધાને રોક્યા. ત્યાર બાદ રથને હાંકતા કહ્યું, 'ભદ્રે ! પાછળ ભિખારી આવે તો ધ્યાન રાખજે.' એ બેઠી બેઠી જોતી રહી. 'સાતસો'ના મહાદાનમાં કેટલાક બ્રાહ્મણો જઈ શક્યા ન હતા. એવા ચાર બ્રાહ્મણોએ નગરમાં આવીને પૂછ્યું, 'રાજા ક્યાં છે ?' એમને ઉત્તર મળ્યોઃ 'એ તો દાન કરીને ચાલ્યા ગયા.' ત્યારે તેમણે પૂછ્યું,' કશું લઈને ગયા છે ?' ઉત્તર મળ્યો : 'રથ પર બેસીને ગયા છે.' બ્રાહ્મણોએ ઘોડા મેળવવાની ઇચ્છાથી પીછો કર્યો. માદ્રીએ એમને આવતા જોઈ કહ્યું, ' દેવ ! યાચકો આવી રહ્યા છે.' બોધિસત્ત્વે રથ ઊભો રાખ્યો. બ્રાહ્મણોએ આવીને ઘોડા માંગ્યા. બોધિસત્ત્વે એમને ચારે ઘોડા આપી દીધા. ઘોડા આપી દેવાથી રથની ધૂંસરી હવામાં અધ્ધર રહીને સ્થિર થઈ ગઈ. બ્રાહ્મણોના જતાંવેંત ચાર દેવપુત્રો રાતાં હરણોનું રૂપ લઈને આવ્યા અને રથની ધૂંસરીને ખેંચીને લઈ ગયા. એ દેવપુત્રો છે જાણીને બોધિસત્ત્વે માદ્રીને કહ્યું, માદ્રી, રાતાં હરણોના રૂપમાં

દેવપુત્રો કેવા સુંદર દેખાય છે. અને તેઓ હોશિયાર ઘોડાઓની જેમ જ ખેંચીને લઈ જઈ રહ્યા છે. તેઓ આ રીતે જઈ રહ્યા હતા ત્યાં જ બીજા એક બ્રાહ્મણે આવીને રથ માંગ્યો. બોધિસત્ત્વે પોતાની પત્નીને તથા પુત્રોને નીચે ઉતારીને રથ આપી દીધો. રથ આપી દીધો એટલે દેવપુત્રો અન્તર્ધાન થઈ ગયા. શાસ્તાએ આ વાત સમજાવતાં કે પાંચમા બ્રાહ્મણે જ્યારે એની પાસે રથની યાચના કરી ત્યારે એણે મનમાં જરાય ઓછું ન આણ્યું. ત્યારે વેસ્સન્તર રાજાએ પોતાના સ્વજનોને નીચે ઉતારીને ધનની ઇચ્છા ધરાવનારા બ્રાહ્મણને અશ્વરથ આપીને પ્રસન્ન કરી દીધો.

ત્યાંથી તેઓ પગે ચાલતા આગળ વધ્યા. બોધિસત્ત્વે માદ્રીને કહ્યું, માદ્રી ! કૃષ્ણાજિના નાની અને નાજુક છે, તું એને તેડી લે. એનો ભાઈ જાલિ ભારેખમ છે. આથી એણે હું તેડી લઉં છું. આમ કહી બંનેએ એક એક સંતાનને ઊંચકી લીધા અને એકબીજા સાથે મધુર ગોષ્ઠી કરતાં કરતાં આગળ વધ્યા.

(દાન કાંડ સમાપ્ત)

અપૂર્ણ

# થોડી આપવીતી / શિરીષ પંચાલ

સોળે સાન આવે એ પહેલાંનાં વર્ષો મોટે ભાગે વાંચવામાં ગયાં. એક જ રટ – હાથમાં જે આવી ચઢે તે (અલબત્ત ગુજરાતીમાં) વાંચ્યે જવું. આઠ દસ વરસની એ વયને યાદ કરું છું; 'બહુરૂપી' હાથે ચઢ્યું, એમાં આવતી ડિટેક્ટીવ વાર્તાઓ તો વાંચતો પણ જાદવજી ઠાકરનાં આરોગ્ય વિષયક લખાણો પણ વાંચતો ગયો. 'કુમાર' હાથમાં આવે એવું વાતાવરણ આસપાસ મળે નહીં અને સ્ટવ-પેટ્રોમેક્સ-સરાણ-અસ્ત્રા-કાતર-એરણ-હથોડીથી ઊભરાતા જગતમાં વળી કળાઓનું જગત ચીંધે કોણ ? એવી સાવ કાચી વયે મારા શબ્દભંડોળમાં તો કષ્ટાર્તવ, અનાર્તવ, શીઘ્રપતન જેવા શબ્દો પ્રવેશી ગયા, લગભગ સાતઆઠ વર્ષે અર્થસંકેતો સમજાયા. પછી 'ચિત્રલેખા', 'ચક્રમ' પ્રવેશ્યાં. ૧૯૫૪માં અગિયાર વર્ષની ઉંમરે માધ્યમિક શાળામાં દાખલ થયો. કોઈ શિક્ષકની ગેરહાજરીમાં વર્ગશિક્ષક મધુસૂદન ભટ્ટે આપેલી સૂચના પ્રમાણે અદ્‌ભુત રસથી ઊભરાતી વાર્તાઓ મેં કહેવા માંડી હતી. વક્તા અને શ્રોતા બંનેને રસ પડતો હતો.

પછી સોળે સાન તો આવી પણ અચાનક એક બીજા જગતમાં ઊંચકાઈ ગયો અને એ જગતમાંથી પાછો આવ્યો ત્યારે ચવાયેલો ઘવાયેલો. છઠ્ઠા ધોરણમાં ચીમનલાલ જોષી નામના શિક્ષકે ઘુંટાવેલા છંદ યાદ આવવા માંડ્યા, ઉપજાતિ પરિવાર વધુ અનુકૂળ આવ્યો અને કાલીઘેલી, તોય મનને છલકાવી દેતી, પ્રણયભાવનાઓ વહેવા માંડી; પણ એ જગતમાં બેએક વર્ષ જીવ્યો અને પછી હદપારી. ૧૯૫૮માં મેડિસીનમાં જવાની તીવ્ર ઇચ્છાથી વિજ્ઞાનશાખામાં પ્રવેશ મેળવ્યો. ગણિત અને વિજ્ઞાન સાથે જીવ ખૂબ જ હળીમળી ગયો હતો. ત્યાં સુરેશ જોષીનો પરિચય થયો. તેઓ અમને બ.ક.ઠાકોર સંપાદિત 'આપણી કવિતાસમૃદ્ધિ' ભણાવતા હતા. વિજ્ઞાનના વિદ્યાર્થીઓને સાહિત્યજગતનું ભારે ઘેલું તેઓ લગાડતા હતા. જોકે એમના આત્મીય બનવાને હજુ વાર હતી. કેટલાંક અંગત કારણોસર હું વિજ્ઞાનજગતમાં જઈ ન શક્યો. ડૉક્ટર બનવાનાં સ્વપ્ન રાખ રાખ. બીજે વર્ષે બાપાએ બળજબરીથી મને પોલિટેકનિકમાં ધકેલ્યો. ડૉક્ટર બનવાની

તૈયારી હતી પણ ઇજનેર બનવું ન હતું. એ જગત સાથે કશો સંવાદ થશે જ નહીં એમ મેં માની જ લીધું હતું એટલે લગભગ આખું વરસ રખડી ખાધું, અવારનવાર સાતઆઠ માઇલ બપોરે ચાલવા નીકળી પડતો. પછી સ્ટેશન પર લોકોના મેળાને માણ્યા કરતો તો વળી હંસા મહેતા લાયબ્રેરીમાં જઈને બેસી રહેતો અને અંગ્રેજી ડિટેક્ટીવ વાર્તાઓ સમજાય કે ન સમજાય તો પણ વાંચે રાખતો. ધીમે ધીમે એ જગતનાં દ્વાર ખૂલ્યાં અને નવાં અજવાળાંએ મનોજગતને સુવાસિત કરી મૂક્યું. ૧૯૬૧-૬૨માં એફ.વાય.બી.એ.માં દાખલ થયો. ચિત્રવિચિત્ર વિષયો રાખ્યા, પણ એને કારણે જ્ઞાનપ્રાપ્તિ વિશેષ થઈ. ભૂગોળ અને રાજનીતિશાસ્ત્રમાં આખી ફેકલ્ટીમાં સૌથી વધુ માર્ક મળ્યા, એ શિક્ષકોએ બહુ સમજાવ્યો પણ હું જઈ ચઢ્યો ગુજરાતી વિભાગમાં. ત્યારે કાર્યકારી અધ્યક્ષ રણજિત પટેલ 'અનામી' સાહેબ. ૬૫ ટકાવાળો વિદ્યાર્થી ગુજરાતી લેવા આવી ચઢ્યો એટલે તો એમનો ખૂબ લાડકો અને માનીતો બની ગયો અને પછી ફરી દોર ચાલ્યો સુ.જો. સાથે. જૂના ઘા વળી વળી હૃદયને સોરી નાખતા હતા. આ ઐશ્વર્યે પ્રણયસુખની હાય આશા જ કેવી કે Anticipate all farewell જેવી કાવ્યપંક્તિઓના પરિચયને વાર હતી પરંતુ એ ઘા, એ યાતનાપર્વમાંથી બહાર આવવા ઉદ્યોગપર્વ આરંભ્યે જ છૂટકો. મારા તૃપ્ત-અતૃપ્ત-વાસ્તવિક-અવાસ્તવિક-ભાવનામંડિત કે આદર્શપરાયણ જગતનાં પ્રતિરૂપ શોધવા એકાંકીલેખન ('વિશ્વમંગલ' નામના સામયિકમાં કેટલાંક એકાંકી પ્રગટ થયાં હતાં) અને ટૂંકી વાર્તા-નવલકથાલેખન હાથ ધર્યાં. સૌથી પહેલી વાર્તા પીતાંબર પટેલ સંપાદિત 'આરામ'માં પ્રગટ થઈ. તે વખતે અવારનવાર તેઓ શીર્ષક આપીને સ્પર્ધા યોજતા હતા. આવી એક સ્પર્ધા 'પાની મેં મીન પિયાસી'ના નામે હતી, ઉત્સાહપૂર્વક ભાગ લીધો અને પારિતોષિક મળ્યું, ત્રીજા કે ચોથા ક્રમે વાર્તા પસંદ પામી હતી. 'ચાંદની'ના સંપાદક અશોક હર્ષ અસ્વીકૃતિનાં કારણો આપતો આખો પોસ્ટકાર્ડ ભરી દે અને સાથે સાથે પોરસાવેય ખરા. પછી તો મુંબઈથી પ્રગટ થતા 'વર્ષા' અને વડોદરાથી પ્રગટ થતા 'વલ્લરી'માં વાર્તાલેખન ચાલ્યું. ૧૯૬૨માં સુરેશ જોષીનો સીધો પરિચય થયો ત્યારે સાહસપૂર્વક મેં મારી વાર્તાઓ સુરેશ જોષીની સામે ધરી દીધી. એકબે વાર્તા

વાંચીને તેમણે તો બાજુ પર મૂકી દીધી. 'તમારી આ વાર્તા જ્યાં પૂરી થાય છે ત્યાંથી શરૂ કરવી જોઈએ.' થોડું સમજાયું, ઘણું ન સમજાયું. 'અરે, એમાં શું ? ચાલો આપણે બંને સાથે મળીને લખીએ.' પણ સાથે બેસીને લખવાની વાત મને મંજૂર ન હતી. 'ના, હું મારી રીતે જ મથતો રહીશ.' કહીને એ બધું પાછું લઈ આવ્યો – બે નવલકથા સિવાય. એમનાં તો દર્શન પછી થયાં જ નહીં.

એ સમયે મારા હાથમાં એક અદ્ભુત પુસ્તક આવી ચઢ્યું, ક્લીન્થ બ્રૂક્સ સંપાદિત 'અંડરસ્ટેન્ડીંગ ફિક્શન'.* ત્રણચાર ભાષાની વૈવિધ્યપૂર્ણ વાર્તાઓ એમાં હતી. એમનો ક્યાંક આસ્વાદ, ક્યારેક સ્વાધ્યાય માટે પ્રશ્નો. આમ તો આખું પુસ્તક ગમ્યું હતું. જોકે એક વિભાગ બહુ સ્પર્શી ગયો. એમાં પસંદ કરેલા ચાર વાર્તાકારોની વાર્તા અને એ પ્રત્યેક વાર્તાના સંદર્ભે સર્જકો દ્વારા તેમની રચનાપ્રક્રિયાની વાત વિગતે હતી. ફરી ઘણાં બધાં અજવાળાં મનમાં થવા માંડ્યાં. નિકૃષ્ટ અને ઉત્કૃષ્ટ રચનાઓની સમજ જાતે પડવા માંડી. પછી તો અધ્યાપન શરૂ કર્યું. મને અન્ય ભાષાઓની જે જે રચનાઓ ગમતી તેનો ગુલાલ નિવૃત્તિકાળ સુધી ઉડાડતો રહ્યો – બીલીમોરા, પાદરા, વડોદરાના વિદ્યાર્થીઓ સાથેના સંવાદે મારામાં પણ નવાં પરિમાણો પ્રકટ થતાં રહ્યાં.

દુર્ભાગ્યે મારી (અને મિત્ર સુમનની) સર્જનાત્મકતા ઉપર વિવેચના છવાઈ ગઈ. તો પણ વચ્ચે વચ્ચે પર્યાવરણલક્ષી વાર્તાઓ, રૂપકકથાઓ ઘનશ્યામ દેસાઈનાં પ્રેરણાપ્રોત્સાહનથી 'સમર્પણ' અને 'નવનીતસમર્પણ'માં પ્રગટ થતી રહી. શોધનિબંધ 'કાવ્યવિવેચનની સમસ્યાઓ' (૧૯૭૯) પૂરો કર્યા પછી ફરી સર્જનયાત્રા આરંભાઈ. નોંધપોથીઓમાં મુસદ્દાઓ લખાતા જ રહ્યાં અને એમાંથી વાર્તાઓ રચવા આમંત્રણ આપતા, પડકાર ફેંકતા હજુ ઊભા જ છે.

* બ્રૂક્સ અને તેમના સાથીઓનાં અન્ય સંપાદનો 'અંડરસ્ટેન્ડીંગ પોએટ્રી', 'અંડરસ્ટેન્ડીંગ ડ્રામા', 'અપ્રોચ ટુ લિટરેચર' સ્વયંશિક્ષકની ગરજ સારે એવાં આ અદ્ભુત ગ્રંથો પછી તો વિદ્યાર્થીઓ સુધી પહોંચાડતો રહ્યો. આવાં પુસ્તકો આપણી ભાષામાં કેમ નથી એનો વસવસો હંમેશાં કરતો રહ્યો.

'અંચઈ' વાર્તાસંગ્રહ ૧૯૯૩માં પ્રગટ થયો. મને જયેશ ભોગાયતાંએ એક વાર પૂછ્યું હતું કે 'કુલાર્થે ત્યજેત્ પૃથિવીં' જેવી વાર્તા શા માટે લખી હતી ? મેં ઉત્તર આપ્યો હતો કે એ મારી અંગત પ્રતિબદ્ધતામાંથી જન્મી હતી. વાર્તા તરીકે એ અને બીજી પણ એક ઊણી છે એ કબૂલ. જાત પ્રત્યે નિર્મમ થવું અઘરું હોય છે પણ પ્રયત્ન કરી જોયો. બીજી આવૃત્તિ વખતે બે વાર્તાઓ આનંદપૂર્વક રદ કરી.

આ જ સમયગાળામાં સમસામયિક ઘટનાઓ મારા સમગ્ર અસ્તિત્વને હચમચાવવા માંડી. 'વૈદેહી એટલે જ વૈદેહી'ના કેન્દ્રમાં સ્ત્રી હતી, નાનપણથી સ્ત્રી કોઈ ને કોઈ રીતે, કોઈ ને કોઈ સ્વરૂપે મને પ્રભાવિત કરતી રહી છે. મારી માનાં વૈયક્તિક અને સામાજિક શોષણનો છેક નાનપણથી, સમજશક્તિ આવવા માંડી હતી ત્યારથી સાક્ષી રહ્યો હતો. પછી તો જ્યાં નજર પડે ત્યાં શોષણ જ જોવા મળ્યું. મધ્યકાલીન ગુજરાતી કથાસાહિત્ય જેમ જેમ ઊઘડતું ગયું તેમ તેમ સ્ત્રીની એક ભૂંડી, વરવી છબિ આલેખવાની જાણે સ્પર્ધા ચારે બાજુ ચાલતી ન હોય એવું લાગ્યું. સમય, સંજોગોની આડશ લઈને પણ એ બધાંનો કોઈ રીતે બચાવ ન કરી શકાય. 'મુક્તા' વાર્તાની સરલાને આ નરવ્યાઘ્રયુગમાં જીવતી અને શ્વાસ લેતી આલેખી, પણ એને એ વાતાવરણમાંથી બહાર તો આણવી જ હતી. ભલે દેખીતી રીતે એમાં નાનકડી કન્યા કૈરવી અને નાયિકાનો સમવયસ્ક નયન નિમિત્ત બન્યાં હોય. એનું જ ભીતરી વ્યક્તિત્વ પુરુષના શોષણનો અસ્વીકાર કરે એવું આલેખન અનિવાર્ય.

વર્ણભેદ, વર્ગભેદ, જ્ઞાતિભેદ, સંપ્રદાયભેદ આધારિત કોઈ પણ વિચારસરણી ચલાવી ન શકાય. ભૂતકાળમાંથીય ઉદાર રુચિનાં અનેક દૃષ્ટાંતો મળી આવશે, પણ આપણે ધારો કે ભૂતકાળમાં ન જઈએ અને આપણા સમયની વાત કરીએ તો ઉત્ક્રાંતિ-વિકાસના આ તબક્કે આવા ભેદભાવને જરાય સ્થાન હોઈ ન શકે. અનામત આંદોલનો કોઈ સૈદ્ધાંતિક ભૂમિકા પર સ્થિર થવાને બદલે દ્વેષભાવમાં ફેરવાઈ ગયાં. 'ઓરમાંથી બહાર' વાર્તા પાછળ આ પ્રકારનાં આંદોલનો છે. અહીં સંકેતાત્મક શૈલીનો વિનિયોગ કર્યો છે ખરો – કદાચ પહેલી નજરે ખ્યાલ ન આવે એવી રીતે. પણ આ

નાયકને મારે જો વિદ્રોહી બનાવવો હોય તો એ અનામતપ્રથાનો જ વિરોધ કરતો હોવો જોઈએ. સમાજના કહેવાતો ઉચ્ચ વર્ગ હોય કે શાસકવર્ગ હોય, એમના તરફથી પ્રાપ્ત થતી કોઈ પણ કૃપાનો એ અસ્વીકાર કરે. એ જ સમસામયિક વાસ્તવિકતાનું એક વરવું રૂપ ગોધરા હત્યાકાંડ અને ત્યાર પછીની ઘટનાઓ વખતે જોવા મળ્યું. અંદરથી હચમચી ગયો. મિત્રો આગળ મારી વ્યથા વ્યક્ત કરતો રહ્યો, સમાજનો બહુ મોટો વર્ગ જોકે મારી અને મિત્રોની માન્યતાઓ સાથે સંમત થતો ન હતો છતાં અહીં કેન્દ્રસ્થાને પ્રશ્ન મનુષ્યદ્વેષનો હતો. આ સમય દરમિયાન આપણા કહેવાતા બુદ્ધિજીવીઓની દાંભિકતા પણ ખુલ્લી પડી ગઈ. આ વાસ્તવે બે વાર્તા લખાવી : 'વેરઅવેર' અને 'આ ઝુબેદા અને આ કલ્લોલ'.

એક વખત આમ જ બેઠો હતો અને 'જનકલ્યાણ'માં દાયકાઓ પહેલાં વાંચેલી એક અદ્ભુત વાર્તા યાદ આવી અને ચંદ્રિકાને કહી સંભળાવી. એ પૂરી કરીને મેં કહ્યું લે બીજી એક વાર્તા પણ સાંભળ. આમ જ મોઢેથી આખી વાર્તા કહી. એ વાર્તા હતી : 'કથા ધારિણી અને પૂર્ણની.' એ વાર્તાને મારી કલ્પના બહાર, જુદા જુદા લોકોનો પ્રેમ મળ્યો. ક્યાંક ક્યાંક કૉલેજના શિક્ષકખંડમાં, પ્રાથમિક શાળાની શિક્ષિકાઓએ એનું પઠન કર્યું.

આ આઠેઆઠ વાર્તાઓમાંથી મિત્રો પસાર થયા. પરિશિષ્ટ રૂપે 'કંકાવટી'માં ભળતા નામે લખેલી 'રવીન્દ્રપારિતોષિક' અહીં મૂકવી હતી. સાહિત્યપદાર્થ જ્યારે જણસ તરીકે આપણી વચ્ચે મુકાય ત્યારે કયા પ્રશ્નો ઊભા થાય અને કળાના સમાજશાસ્ત્રમાં કેવા કેવા ખેલ થાય છે તેની ટીકા અહીં હતી. પણ સ્વજનોએ આ બાબતે મને નિર્મોહી કર્યો અને એમની વાત મેં માથે ચઢાવી. બેએક વાર્તા માટે મનમાંય અવઢવ હતી, જયદેવે વાંચીને બાજુ પર મૂકી દેવા કહ્યું અને મેં બાજુ પર મૂકી દીધી. છેવટે આઠ જ વાર્તાઓ ઉપર બધાએ કળશ ઢોળ્યો. મિત્રોને કારણે મારી સર્જનાત્મકતાની વાટ સંકોરાતી જ રહી છે એનો આનંદ જ આનંદ.*

* તાજેતરમાં પ્રગટ થનારા 'આયનો' વાર્તાસંગ્રહનું નિવેદન.

## 'એવરી ડે યુઝ ફોર યોર ગ્રાન્ડમ્મા' : વિશે / ભરત મહેતા

'કલર પર્પલ' જેવી પુલિત્ઝર પારિતોષિક વિજેતા નવલકથા અને એ નવલકથા પર બનેલી ફિલ્મના કારણે એલિસ વૉકર બહોળી પ્રસિદ્ધિ પામેલાં અશ્વેત લેખિકા છે. '૭૩માં પ્રગટ થયેલ એમના વાર્તાસંગ્રહ 'In Love and Trouble'માંની એક વાર્તા છે. 'Every-day Use For your Grandmama' મથાળામાં રેખાંકિત શબ્દો એમણે અલગ લખ્યાં છે. જાણે વાચક માત્રને એ શબ્દો તાકતા હોય એવું લાગે.

એલિસ વૉકરની 'Every-day..' વાર્તા વાંચતા એક સુખદ આશ્ચર્ય એ થયું કે મનમાં દ્વિરેફની 'મુકુંદરાય' સતત ચાલતી રહી. આજે દેશીવાદનું જે ચલણ શરૂ થયું છે તેમાં આવી વાર્તાનું પરિશીલન પણ ઉપયોગી નીવડશે એમ માનીને આ વાર્તા વિશે લખી રહ્યો છું.

'મુકુંદરાય'માં શહેરમાં ભણવા ગયેલા મુકુંદની પ્રતીક્ષા કરતા બાપ-દીકરી, રઘનાથ ગંગાથી વાર્તા આરંભાય છે. અમદાવાદથી મુકુંદ રાવૈયા જેવા નાના ગામમાં આવી રહ્યો છે. અહીં પણ મહાનગરમાં ભણવા ગયેલી દીકરી 'ડી' આજે આવવાની છે ત્યાંથી વાર્તા આરંભાય છે. એલિસની વાર્તામાં પ્રતીક્ષા કરી રહ્યાં છે મા-દીકરી. ગંગા જેવી જ નહીં ભણેલી પણ પુરાતન સંસ્કારોવાળી મેગી અહીં છે. રઘનાથની જગાએ મૂકી શકાય એવી માનું અહીં નામ નથી. 'મુકુંદરાય' સર્વજ્ઞના કથનકેન્દ્રમાં ચાલતી વાર્તા છે જ્યારે અહીં 'હું'નું, માનું કથનકેન્દ્ર છે. 'મુકુંદરાય'જેવી કળાકીય સભાનતા અહીં નથી પણ સંસ્કૃતિઓના સંઘર્ષને અહીં સઘનતાથી વાચા મળી છે. અહીં 'ડી'

એના પ્રેમી 'અસલામ માલેકીમ' સાથે આવેલી છે. ગુજરાતી વાચક એવી કલ્પના કરી શકે કે મુકુંદરાય ધારો કે મિસ્ટર પંડિત કે મિસ્ટર ચૉકસીના બદલે જેની સાથે 'ગુલાબી રસાયણ' જેવી દોસ્તી જામી છે તે મિસ ગુપ્તા સાથે આવ્યો હોત તો શું થાત ? ગંગા/ગુપ્તા સામસામે મૂકાત. એનાથી પણ આગળ વધીને એમ પણ વિચારી શકાય કે મુકુંદરાય-ગુપ્તાનો દીકરો માનો કે રાવૈયા ગામ જવાની રઢ પકડત, રાવૈયાનો શિલાલેખ જોવાની રઢ પકડે, શિલાલેખ-દેરીના ફોટા લેતો હોત તો એ વેળાએ મુકુંદરાયની શી પ્રતિક્રિયા હોય ? આવી અનેક શક્યતાઓ તરફ દ્વિરેફના અનુગામી આગળ વધી શકે. વૉકર દ્વિરેફના એવા જ શક્યતાસભર અનુગામી આ વાર્તામાં જણાય છે. વર્ચસ્વ ભોગવતી અને લુપ્ત થતી જતી સંસ્કૃતિ વચ્ચેનો સંઘર્ષ આ બેઉ વાર્તાના કેન્દ્રમાં છે. આ બેઉ ભાગમાં 'સંસ્કૃતિ' વહેંચાયેલી હોતી નથી. સંસ્કૃતિનું સ્વરૂપ અનેક ખાંચાખૂંચીવાળું છે. આ બેઉની વચાળે ફૂટી નીકળતી પેટાસંસ્કૃતિઓ (sub-cultures) પણ સાંસ્કૃતિકીકરણનો રસપ્રદ ઇલાકો છે. વૉકર એને સ્પર્શ્યાં છે, જે અવકાશ દ્વિરેફમાં ઊભો નહોતો થયો તે એલિસ વૉકર કરી શક્યા છે. બેઉ વાર્તાઓની ઘણી બધી સમાંતરતાઓની સાથોસાથ આવા વિરોધો પણ છે. મુકુંદના પાત્રને જરા નાજુક રીતે માવજત મળી હોત તો સારું થાત એવું એના પ્રશંસકો પણ કહેતા રહ્યાં. અહીં 'ડી'ના પાત્રને એવી માવજત મળી છે. મુકુંદના આગમનથી આરંભાયેલી વાર્તા 'મુકુંદરાય' છંછેડાયેલા મુકુંદરાયના એકાએક ચાલ્યા જવા સાથે પૂરી થાય છે તેમ અહીં પણ 'ડી' ના આગમન અને ગમન વચ્ચેનો ચુસ્ત સમય છે. બેઉ વાર્તામાં ફ્લૅશલેકનો પણ વિનિયોગ છે.

અગાઉ જણાવ્યું તેમ બેઉ વાર્તાનો ફરક કથનકેન્દ્રમાં છે. 'હું'ના કથનકેન્દ્રમાં ચાલતી 'એવરીડે યુઝ..' વાર્તામાં માનું બયાન ઘણી વાર તો એટલું બધું ઝીણવટભર્યુ બન્યું છે કે આવી બધી સૂક્ષ્મનોંધો મા લઈ રહી છે કે લેખિકા એવો વહેમ પડે. 'મુકુંદરાય'ના રઘનાથ અને આ વાર્તાની મા બેઉ લાગણીશીલ હોવાની સાથોસાથ બૌદ્ધિક પણ છે તેથી સારી નાખતા વ્યંગ પણ કરી શકે છે. મુકુંદની ખેતરો વેચવાની વાત પછી બેડાં લઈને પાણી ભરવા જતી ગંગાને પાણી પૈસા દઈને મંગાવ એમ રઘનાથ કહે છે

તેમાં કટાક્ષ જ છે. મૂળિયાં (roots) તરફ જવા ઝનૂની બનેલી દીકરીના સફેદ હાઈ હીલ મા નોંધી શકે છે. માને મશીનથી સિવાયેલી (થોડી) રજાઈ પણ સારી લાગે છે ! અન્ય પાત્રોના સંદર્ભે પણ બેઉ વાર્તાને જોઈએ.

મેગીની સરખામણીમાં શહેરની હવા મળવાથી 'ડી' સ્વતંત્રતામાં વધુ માનતી થાય છે. ઉચ્ચ શિક્ષણ અને શહેર મુકુંદરાયને પોતાનાં મૂળિયાંથી છૂટો પાડે છે જ્યારે 'ડી'માં એનાથી ઊલટું બને છે. 'ડી'ને તો મા ખ્રિસ્તી બની તે પૂર્વેની અશ્વેત સંસ્કૃતિમાં રસ પડે છે. તેથી આવી ચળવળમાં જોડાયેલાઓ એશિયન, આફ્રિકન જે રીતે પોતાનાં નામ બદલતા હતા તેનો પ્રભાવ 'ડી' પર પણ પડ્યો છે. એ 'વાંગેરો...' નામ રાખે છે. પણ એની અશ્વેત સંસ્કૃતિ માટે ગૌરવ મેળવવાની તાલાવેલી બુદ્ધિના સ્તરે જેટલી છે તેટલી હૃદયના સ્તરેથી નથી. મા-બહેન માટેનો એનો ઝીણો તિરસ્કાર એની સાબિતી છે. 'મુકુંદરાય'માં રઘનાથના કાશી-બનારસના શિક્ષણ સામે મુકુંદનું B.Sc. છે. એક તરફ કર્મકાંડ અને સાહિત્ય છે બીજી તરફ વિજ્ઞાન છે. મુકુંદ કૉલેજમાં ટેનિસ રમે છે, રેકેટ કેમ વાપરવું, ટાઈ કેમ બાંધવી એ બધાને શીખવે છે. બ્લેંકો લગાડીને જોડાં પહેરે છે, પાકીટ ઊંચી જાતનું વાપરીને 'દેખાડો' કરી શકે છે. 'ડી' પણ શિક્ષણ સંસ્થાઓમાં આમ જ કરતી નિરૂપાઈ છે. જે રજાઈ માટે આજે એણે રઢ પકડી છે તે રજાઈઓ એણે હૉસ્ટેલમાં લઈ જવાની ના પાડેલી ! 'જૂનવાણી' લાગેલી. 'ડી'ને પણ મુકુંદરાયની માફક હજૂરિયાઓ મળી રહે છે. બેઉને છવાઈ જવાનું પસંદ છે. ઘરમાં પણ બેઉનું વલણ સત્તાધીશનું જ રહે છે. બેઉમાં ફેરફારો પણ છે છતાં બેઉ લેખકના વ્યંગનું નિશાન બન્યાં છે.

મુકુંદરાયને મિત્રોને ખુરશી ન હોવાથી 'પ્લીઝ સીટ ડાઉન' ન કહી શકવાનો રંજ છે. એને 'આ ગામની અને ઘરોની રચના બહુ અર્થ વગરની લાગે છે.' 'એવરીડે..'માં પણ માને શંકા હતી કે 'ડી'ને આ ઘર નહીં ગમે પણ 'ડી'ને હવે વાંધો નથી ! કારણ કે ફોટા પાડવાનું નિમિત્ત મળી ગયું. મુકુંદરાય ઘંટીના અવાજથી ચિડાઈ જાય છે. કોળાનું શાક ભાવતું નથી. 'ડી'ને દેશી રસોઈ ગમે છે. એનો મિત્ર ડુક્કરનું માંસ ખાતો નથી, ચોખ્ખું ન હોવાથી ! પણ એ બહાનું છે કદાચ એ મુસ્લિમ હોવાથી પાક શબ્દો બોલ્યા

વિના કતલ થયેલું માંસ નહીં ખાતો હોય. 'ડી' બધું નિરાંતે ખાય છે. એને વલોણામાં, તાંસળાંઓમાં રસ પડે છે. રજાઈઓ પર તો એ વારી જ જાય છે. 'ડી'ને ખુરશીઓ ન હોવાનો રંજ નથી, બલકે કળાત્મક પાટલીઓય ગમે છે. 'એવરી ડે..'માં બાપનો ઉલ્લેખ નામ પૂરતો જ આવે છે. જ્યારે હરકોરનો નાનકડો પણ મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ છે. રઘનાથને હરકોરના ચાલ્યા જવાથી કારી ઘા વાગેલો છે. પ્રસન્ન દામ્પત્ય નંદવાયાનું દ્વિરેફે લીટીના લસરકે પણ સઘન આલેખન કર્યું છે. અહીં 'ડી'નો બાપ છેકાઈ ગયો છે. હોંશિયારીના આવતા ઉલ્લેખોમાંય સ્ત્રીઓ જ કેન્દ્રમાં છે. વાર્તામાં આવતું પ્રત્યક્ષ પુરુષપાત્ર 'અસલામ માલેકીમ'ના નામે રમૂજથી ઓળખાવાયું અને પણ મૂળિયાં (roots) ભણી જવું છે તેથી 'હાય,હાવ આર યુ ?'ના બદલે 'અસલામમાલેકીમ' બોલતો થયો છે પણ ઢોરવાડા અને ખેતીવાડી માટે સૂગ છે. તેથી એ પણ 'ડી'ની નાતનો જ છે. પુરુષ પાત્રોને આ હદે છેકી નાખવાની વૃત્તિ એલિસ વૉકરની નારીવાદ માટેના અભિનિવેશમાંથી પણ આવી હોવાનો સંભવ છે.

બેઉ વાર્તાઓમાં બે પક્ષ પડી જાય છે. 'મુકુંદરાય' માં એક તરફ રઘનાથ-ગંગા છે તો બીજી તરફ મુકુંદ અને તેના સિગારેટો ફૂંકતા મિત્રો છે. 'એવરી ડે યુઝ..'માં એક તરફ મા અને મેગી છે તો બીજી તરફ વાંગેરો અને 'અસલામમાલેકીમ' છે. એક જૂથ ગ્રામીણ (rural) છે તો બીજું શહેરી (urban) છે. એકની પાસે શીરો, ગીતાનો ગૂટકો, બેડાં, કોળાંનાં ભજિયાં, મકાઈના રોટલાં, વલોણાં, તાંસળાં, રજાઈઓ, પાટલાં, છીંકણી, ખાટલા છે. બીજાની પાસે રેલવે, તાર, કાર, કૅમેરા, સનગ્લાસ, હાઇ હીલ, ટાઇ છે. બેઉમાં સર્જકો પુરાતન છે તેમાં જીવન બચ્યું નથી એમ માનતી યુવા પેઢીના પક્ષે નથી. જે 'સંસ્કૃતિ' દ્વારા પોતાનાં મૂળિયાં ભણી જવાની વાંગેરોને ચળ છે એ સંસ્કૃતિ એ જીવતી નથી. સંસ્કૃતિ તો જીવાય એનું કેવળ પ્રદર્શન ન થાય. આવો સારી નાખતો વ્યંગ વાર્તાના કેન્દ્રમાં છે. નામ બદલવાથી જે તે સંસ્કૃતિમાં દાખલ થઈ શકાતું નથી. 'અમદાવાદ'નું 'કર્ણાવતી' કરવાના અભિનિવેશ જેવું જ બધું, 'રાજકીય પ્રચાર' જેવું જ રહે પછી.

મા ભલે ખ્રિસ્તી બની પણ બધા ખ્રિસ્તીઓ દૂધે ધોયેલાં જ છે એમ માનતી

નથી. મુસલમાનોનાં ઢોરાંને ઝેર આપનાર, પોતાના માટે ખુલી હતી તે શાળા બંધ કરાવનારા પણ ધોળિયાંઓ જ હતા એ પણ એ જાણે છે. ભૂતકાળથી આતંકિત નથી. વર્તમાનના સમન્વયમાં એને રસ છે. એ રજાઈ બનાવે છે અને દીકરીના નામ મેગી કે ડી રાખે છે. રજાઈમાં હાથવણાટની અડોઅડ મશીન પણ મારેલું હોય તો પણ કળાકૃતિ કળાકૃતિ હોઈ શકે એમ માને છે. એને પોતાના ખરબચડાપણા વિશે ગૌરવ છે. 'ડી' એ બહારથી બદલવા મથે છે પણ એ હસી કાઢે છે.

એલિસ વૉકરે કમાલ તો કરી છે રજાઈ શોધી કાઢવામાં. રોજિંદા વપરાશનાં કપડાં ફાટ્યાંતૂટ્યાં પછી ચીંથરાં બની જાય. આ ચીંથરેહાલ અસબાબમાંથી આ સ્ત્રીઓ કળાત્મક રજાઈઓ બનાવે છે. અભાવોની વચાળેથી સંવાદિતા ખોળતી, અભાવોવાળા જીવનને કળાત્મક બનાવતી આ અભણ પ્રજાનું રજાઈ પ્રતીક બને છે. આવી રજાઈ હૂંફ આપે છે, શરીર ઢાંકે છે, અવસરે શોભે છે. એ 'દેખાડા'ની કે ટીંગાડવાની વસ્તુ નથી, જે 'ડી' વિચારે છે. સ્ત્રીને સ્ત્રી સાથે, માને દીકરી સાથે, કુટુંબના સભ્યોને પરસ્પર સાથે તાણાવાણાથી આ રજાઈ સાંકળે છે. જે ઘરેલુ છે તે જ કળા છે. ઘરેલુ અને કળા વચ્ચે ફરક નથી. વળી આમાં પૈસોય ખર્ચાયો નથી - economical છે. જીવન અને કળા અભિન્ન છે. તેથી વારસા વિશેની 'ડી'ની નૂકતેચીની અધૂરી સમજની નિશાની છે.

મેગી રજાઈને રોજબરોજ વાપરીને બગાડી મૂકશે એની 'ડી'ને ચિંતા છે. સામા પક્ષે મેગી અને માને થાય છે કે રજાઈઓ તો રોજબરોજના વપરાશ માટે જ હોય ને ? આવી રજાઈઓ આવી જ રીતે વપરાતી/રચાતી આવી છે. એ પથારીમાં પથરાય, ઓઢાય, એમાં કામક્રીડાઓ થાય, પેઢીઓ આવે ને જાય. કળાત્મક એ રોજબરોજના જીવાતા જીવનથી કંઈક ભિન્ન હોય તેવો ખ્યાલ 'ડી'માં પેલી શિક્ષણસંસ્થાઓના કારણે જન્મ્યો છે. તેથી એ સંસ્થાઓથી દૂર રહેલાં મેગી, મા 'ડી'ની વાત સમજી શકતા નથી કે નથી તો 'ડી', મેગી અને માને સમજી શકતી. 'ડી' તો એમને 'અણસમજુ' કહીને ચાલી નીકળે છે. તિરસ્કારથી, ગુસ્સાથી જાય છે. મેગી અને માનામાં સ્વસ્થતા છે. તે આનંદથી 'ડી'ના ઘાને જીરવી લે છે. સ્ટેટસ સિમ્બોલ કે

sophisticationનો ભાગ રજાઈ એમના માટે નથી. વાંગેરોને રજાઈની કોઈ જરૂરિયાત utility નથી. વાતચીતના એક રસપ્રદ વિષય લેખે શહેરી મિત્રો સામે રજાઈને એણે પ્રસ્તુત કરવી છે.

'મુકુંદરાય' અને 'એવરીડે યુઝ...' વાર્તામાં બેઉમાં આવાં સામ્યો અને વિરોધો છે. બેઉ વાર્તાનાં અંતિમ દૃશ્યો નાટ્યાત્મક છે. ખેતરો વેચવાવાળી વાતનો મક્કમતાથી વિરોધ કરનાર રઘનાથ, ગંગાને પરણાવી દેવાની વાતનો વિરોધ કરનાર રઘનાથ અને 'ડી'ના હાથમાંથી રજાઈઓ ખેંચીને મેગીના ખોળામાં પધરાવતી 'એવરીડે યુઝ..'ની મા અંતે સ્પર્શક્ષમ પાત્રો બન્યાં છે.

શિક્ષક રા.વિ.પાઠકે પોતાની આસપાસ આવા મેકોલાઈઝ્ડ મુકુંદરાયો ગાંધીયુગમાં દીઠેલા તે 'મુકુંદરાય'માં લઈ આવ્યા. માનવ અધિકારની ચળવળ લડતા, અશ્વેત આંદોલનના અગ્રણી એલિસ વૉકરના સ્વજીવનના અનેક અંશો આ વાર્તામાં જોડાયેલા છે. દાઝેલા, ચાઠાવાળું શરીર સુદ્ધાં. મા સાથે એમની મા મીની વૉકર પણ જોડી શકાય તેમ છે. જ્હોની કાર્સનના 'Tonight show' જેવા કાર્યક્રમનો તો એમણે માના સ્વપ્નિલ વિશ્વ માટે સીધેસીધો વિનિયોગ કરી લીધો છે! વાર્તામાં અન્ય ભાવકોને પણ રસ પડશે એમ માનીને મેં એનો 'નાનીમાને એની નવાઈ નહીં' નામે અનુવાદ પ્રસ્તુત કર્યો છે.

# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન,
સેક્ટર ૧૭, ગાંધીનગર



ગુજરાત.સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

## ૧. શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-૨૦૦૩થી તા.૩૧-૧૨-૨૦૦૩ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં <u>બાળવિભાગમાં</u> ૧. કાવ્ય ૨. વાર્તા ૩. ચરિત્રાદિ ૪. નાટકો અને <u>પ્રૌઢ વિભાગમાં</u> ૧. નવલકથા ૨. ટૂંકી વાર્તા ૩. નાટક-એકાંકી નાટક ૪. હાસ્ય-વ્યંગ કટાક્ષ ૫. નિબંધ અને પ્રવાસ ૬. કવિતા ૭. વિવેચન ૮. સંશોધન-ભાષાવ્યાકરણ ૯. આત્મકથા-રેખાચિત્ર-પત્ર જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) ૧૦. લોકસાહિત્ય ૧૧. અનુવાદ વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

## ૨. શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઈતિહાસ, તત્ત્વવિજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમ જ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી એક હસ્તપ્રત રજૂ કરવાની રહે છે.

૩. નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી એક હસ્તપ્રત રજૂ કરવાની રહે છે.

૪. મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતી બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાય રૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

૫. અન્ય ભારતીય ભાષામાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ તથા ગુજરાતી ભાષાની ઉત્તમ કૃતિઓ અન્ય ભાષામાં અનુવાદ કરવા અનુવાદકોને પુસ્તક પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/-ની આર્થિક સહાય અંગેની યોજના.

૬. ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા વૃદ્ધ અને સહાયપાત્ર લેખકોને માસિક રૂા ૧૦૦૦/- આર્થિક સહાય આપવામાં આવે છે. આ માટે લેખકે પોતાનાં પ્રગટ પુસ્તકોની વિગત આવેદન સાથે આપવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨થી ૫નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા.૩૧-૮-૨૦૦૪ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

વી.વી.પંડિત
મહામાત્ર

# ગુજરાત સાહિત્ય અકાદમી
ગાંધીનગર

## (આર્થિક સહાય હેઠળ સાહિત્યનાં જ પુસ્તકો આપવાની જાહેરખબર)

ગુજરાત રાજ્યની સર્વે શૈક્ષણિક માધ્યમિક શાળા, ઉચ્ચતર માધ્યમિક શાળા, કોલેજો તથા અનુસૂચિત જાતિ-જનજાતિ માટે ઉત્કર્ષ વિકાસ કરતી સંસ્થાઓ અને જાહેર ગ્રંથાલયો વગેરેને જાણ કરવામાં આવે છે કે, અકાદમીની નીચે દર્શાવેલ વિવિધ યોજનાઓના આવેદનપત્ર પત્ર દ્વારા કે રૂબરૂ મહામાત્ર, ગુજરાત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, પ્રથમ માળ, સેક્ટર-૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭ એ સરનામેથી મેળવી તા.૩૧-૮-૨૦૦૪ સુધીમાં મોકલી આપવા. નિયત સમય બાદ મળેલા કે અધૂરી/અસ્પષ્ટ વિગતવાળા આવેદનો સ્વીકારવામાં આવશે નહીં.

## (ખાસ નોંધ)

આવેદનપત્ર મંજૂર થયેથી આર્થિક સહાય હેઠળનાં સાહિત્યનાં પુસ્તકો સંસ્થાએ રૂબરૂ લઈ જવાનાં રહેશે.

૧/ ગુજરાત રાજ્યની માન્ય શૈક્ષણિક શાળાઓ, કોલેજો, તથા જાહેર ગ્રંથાલયોને· અન્ય ભારતીય ભાષાઓમાં ગુજરાતી ભાષામાં અનુવાદ થયેલાં પુસ્તકો આર્થિક સહાય હેઠળ આપવા અંગેની યોજના.
૨/ અનુસૂચિત જાતિ-જનજાતિ અને અન્ય માન્ય પછાત વર્ગના ઉત્કર્ષ-વિકાસ કરતી સંસ્થાઓ, તથા આશ્રમશાળા, નિવાસી શાળા અને છાત્રાલયોનાં ગ્રંથાલયોને પુસ્તકો આપવા અંગેની યોજના.
૩/ આદિજાતિ પછાત અને અનુસૂચિત વિસ્તારોની માન્ય શૈક્ષણિક સંસ્થાઓનાં ગ્રંથાલયોને પુસ્તક સહાયની યોજના.

વી.વી.પંડિત
મહામાત્ર

# સન્નિધિ



સંકલન

શિરીષ પંચાલ  જયેશ ભોગાયતા

સન્નિધિની આઠમી બેઠક ૨૦-૬-૨૦૦૪ના દિવસે વડોદરામાં રાજેન્દ્ર નાણાવટીને ત્યાં યોજવામાં આવી હતી. આ બેઠકમાં રાજેન્દ્ર નાણાવટી, પુરુરાજ જોષી, જયદેવ શુક્લ, પ્રતીક્ષા બ્રહ્મભટ્ટ, રાજેશ-મમતા પંડ્યા, મણિલાલ પટેલ, સનત ભટ્ટ, કિશોર વ્યાસ, અજય રાવળ, ભારતી દલાલ, લતા-એષા નાણાવટી, શિરીષ-ચંદ્રિકા-વિરલ-યુયુત્સુ પંચાલ ઉપસ્થિત રહ્યા હતા.

પ્રશિષ્ટ કૃતિઓના પરિચય વિના આપણું જ્ઞાન અધૂરું રહે છે એટલે સન્નિધિની પ્રત્યેક બેઠકમાં પ્રશિષ્ટ કૃતિઓનાં આસ્વાદલક્ષી મૂલ્યાંકનનો સમાવેશ થવો જોઈએ એવું નક્કી કરવામાં આવ્યું હતું. આ વખતે રાજેન્દ્ર નાણાવટીએ ભાસના 'સ્વપ્નવાસવદત્તં' નાટ્યકૃતિની ચર્ચા કરી હતી. સામાન્ય રીતે પ્રમાણમાં ઓછી જાણીતી કૃતિઓ વિશે જાણકારી પ્રાપ્ત થાય તો સારું એવી ઇચ્છા પણ મિત્રોની હતી.

કાલિદાસે પોતાની રચના 'માલવિકાગ્નિમિત્ર'માં ભાસ તથા અન્ય પુરોગામી સર્જકોનો ઉલ્લેખ કર્યો હતો. મોટે ભાગે ઈ.સ.ની બીજી સદીમાં થઈ ગયેલા ભાસ સાથે દક્ષિણ ભારતની ચાક્કિયારો સંકળાયેલા રહ્યા છે. આવા એક સમર્થ કવિ રાજકીય જીવનમાં બનતી ઘટનાઓને આવરી લઈને એક સમર્થ નાટક કેવું ઉપજાવે છે અને કેટલીક વેળા તો કાલિદાસને પણ અતિક્રમી જાય છે. ઉદયન('સ્વપ્નવાસવદત્તં'નો નાયક) વિષયક કથનપરંપરા પ્રાચીન બૃહત્કથાથી ચાલી આવેલી છે તેનો સહજ નિર્દેશ કરીને નાટકનાં વસ્તુસંવિધાનની નાનીમોટી વિશિષ્ટતાઓની સાથે સાથે ચરિત્રાંકનના પ્રશ્નો સાંકળીને રાજેન્દ્ર નાણાવટીએ જે પ્રકારની ભાવવાહી અભિવ્યક્તિ કરી એનાથી જેમને આ રચના વાંચી ન હતી તેમને એ કૃતિ વાંચવા માટેની પ્રેરણા મળી. ભાસનાં નાટકોના કર્તૃત્વના, સમયના પ્રશ્ન મહત્ત્વના હોવા છતાં અહીં એ બધી ચર્ચા કરવાને બદલે કૃતિ – જેવી છે તેવી – ને કેન્દ્રમાં રાખવામાં આવી હતી.

આ બેઠકમાં યુયુત્સુ પંચાલે પોતાની એક રચના વાંચી. પર્યાવરણ, પ્રકૃતિપ્રેમના વિષયવસ્તુને આત્મકથનાત્મક સ્પર્શ આપવામાં આવ્યો હતો.

મિત્રોએ કેટલાંક પુનરાવર્તન, શૈલીના પ્રયોગો ટાળવાની સૂચનાઓ કરીને આ રચનાને આવકારી હતી.

ગઈ બેઠકમાં નક્કી થયા પ્રમાણે સામયિકસૂચિનું ડોળિયું કિશોર વ્યાસ લઈ આવ્યા હતા. દરેક સામયિકમાં સમાવિષ્ટ લેખો વિશેની માહિતી સંક્ષેપમાં હોવી જોઈએ, શક્ય તેટલી સૂચિઓ સાથે સાથે આપવી જોઈએ. વળી એક મહત્ત્વનું સૂચન એ કરવામાં આવ્યું કે લેખોનો અનુક્રમ આપતી વખતે જ ખૂબ જ મહત્ત્વપૂર્ણ (ઐતિહાસિક સંદર્ભમાં તથા સાહિત્યિક / શૈક્ષણિક સંદર્ભમાં) સામગ્રી આગળ જો નિશાની (*જેવી) કરી લેવામાં આવે તો ભવિષ્યમાં જ્યારે એ સામયિકનું ચયન (જેને અંગ્રેજીમાં 'રીડર' એટલે કે 'સંસ્કૃતિ રીડર', 'ક્ષિતિજ રીડર' કહેવામાં આવે છે) કરવું હોય ત્યારે આપણને કામચલાઉ સામગ્રી હાથવગી થાય. અત્યારે 'મનીષા' (કિશોર વ્યાસ)ની સૂચિનું કામ લગભગ પૂરું થયું છે. 'વીસમી સદી' (શિરીષ પંચાલ)નું કામ ચાલે છે. સામાન્ય રીતે હવે પછી જે કામ હાથ ધરવામાં આવશે તેમાં ઓગણીસમી સદી અને વીસમી સદીની પહેલી પચીસીનાં સામયિકોને અગ્રિમતા આપવાનો પ્રસ્તાવ પણ આવકારાયો છે. આવા કામમાં બહારની મદદ પણ આવકારવામાં આવશે અને એને લગતાં માર્ગદર્શનની જવાબદારી કિશોર વ્યાસ સંભાળશે.

આ વર્ષે કલકત્તાની રવીન્દ્રભારતી યુનિવર્સિટીએ વડોદરાના આંતરરાષ્ટ્રીય ચિત્રકાર, છબિકાર જ્યોતિ ભટ્ટને ડિ.લિટ્.ની પદવીથી સન્માનિત કર્યા છે. આ નિમિત્તે જયદેવ શુક્લે પ્રાસંગિક લખાણ તૈયાર કર્યું હતું અને તેનું વાચન કરવામાં આવ્યું ('શબ્દસૃષ્ટિ'ના જુલાઇ અંકમાં તેનું પ્રકાશન થયું છે). છબિકલાને કળાપ્રકાર તરીકે સ્વીકૃતિ આપવામાં આવી એનો આનંદ વ્યક્ત કરતાં જયદેવ શુક્લે જ્યોતિ ભટ્ટની આધુનિક કળામાં અનુઆધુનિક કળાનાં મૂળિયાં કેવી રીતે જોવા મળ્યાં તેની ઉમળકાથી નોંધ લીધી હતી.

'પ્રત્યક્ષ'ના છેલ્લા અંકમાં જયેશ ભોગાયતાએ 'દસમો દાયકો' ગ્રંથની કરેલી સમીક્ષાનાં કેટલાંક પાસાં વિશે રાજેશ પંડ્યાએ કેટલાક વિચાર રજૂ કર્યા.

આ બેઠકમાં નાદુરસ્ત તબિયતને કારણે આવી નહીં-શકેલા નીતિન મહેતાનો પત્ર વાંચવામાં આવ્યો હતો, એના મહત્ત્વના અંશ અન્યત્ર આપવામાં આવ્યા છે.

આ બેઠકમાં બીજી એક વાત શિરીષ પંચાલે રજૂ કરી હતી. સાહિત્યના ઇતિહાસ માટે જેવી રીતે સામયિક સૂચિઓનું મહત્ત્વ હોય છે એવી જ રીતે જુદા જુદા સમયે થયેલાં સ્વરૂપસંચયોનું પણ મહત્ત્વ હોય છે, પશ્ચાદ્‌વર્તી નિદર્શનો માટે પણ આવા સંચયોનું મહત્ત્વ હોય છે. વાસ્તવમાં તો સુધારકયુગથી માંડીને અત્યાર સુધી આ પ્રકારનાં (મધ્યકાલીન-અર્વાચીન) જે કંઈ સંચયો થયા તેની એક વિસ્તૃત સૂચિ હોવી જોઈએ. આવે વખતે પ્રકાશ વેગડની ખોટ ખૂબ જ સાલે છે. જે તે સંકલન/સંચય એ કંઈ દર વખતે કોથળા હોતા નથી. જે તે સંપાદક વિવેચક, ઇતિહાસકાર અને ભાવક – એવી ત્રેવડી ભૂમિકા નિભાવતો હોય છે, સાથે સાથે એની સામે જો એક ચોક્કસ પ્રકારનો વર્ગ હોય તો સંપાદનમાં એ વાચકોની સંભવિત રુચિ પણ નિર્ણાયક ભાગ ભજવતી હોય છે. આ બધાં પાસાંનો વિચાર કરીને આવી કામગીરી હાથ ધરવાનું નક્કી થયું. જયદેવ શુક્લ જુદે જુદે સમયે થયેલાં હિંમતલાલ અંજારિયાનાં કાવ્યસંપાદનો વિશે, શિરીષ પંચાલ બ.ક.ઠાકોરના ‘આપણી કવિતાસમૃદ્ધિ’ વિશે અને રાજેશ પંડ્યા રામનારાયણ પાઠકના સંચયો વિશે અભ્યાસનિબંધ તૈયાર કરશે. ઘણું કરીને આ ત્રણે નિબંધો દિવાળી સુધીમાં તૈયાર થઈ જાય એનું ધ્યાન રાખીશું.

‘સન્નિધિ’ની પ્રવૃત્તિ સામયિકો પૂરતી સીમિત નથી જ રાખવાની. સામયિકોમાં પ્રગટ થતી સામગ્રીની ચર્ચામાં નકારાત્મક વલણો પાછળનો આશય કશી જ ગણતરીપૂર્વકનો નથી – ન હોઈ શકે. આનંદશંકર ધ્રુવની રુચિ માટે કોને શંકા હોય અને છતાં ‘વસંત’માં ઉત્તમ સર્જનાત્મક રચનાઓ બહુ ઓછી આવતી હતી. ઘણું કરીને તો સાધારણ સ્તરની એ રચનાઓ હતી – આજે ભાગ્યે જ ભાવકોને એ આકર્ષે.

જોઈ શકાશે કે સન્નિધિની પ્રવૃત્તિ પાછળ આપણાં સર્જનાત્મક વિવેચનાત્મક પરિબળોની સ્વસ્થ અને સમતોલ ચર્ચાઓ છે અને આશા છે કે એ ચર્ચાને અન્ય મિત્રો પણ ઉપાડી લેશે.

‘સન્નિધિ’ની આગામી બેઠક જુલાઇની ૧૭-૧૮મીએ ભરૂચના ગાયત્રી મંદિરના પરિસરમાં યોજાશે.

## સામયિકસમીક્ષા / જયદેવ શુક્લ

કવિલોક : જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૨૦૦૪

છેલ્લા થોડા સમયથી એક પ્રશ્ન મૂંઝવે છે. આપણા સાહિત્યનાં સામયિકો નિજી ઓળખ વિનાનાં, નિસ્તેજ કેમ લાગે છે ? એક સમયે 'કુમાર', 'ક્ષિતિજ' 'કૃતિ' ને 'કવિતા'ના નવા અંકોની પ્રતીક્ષા કરવાનું ગમતું હતું. 'ક્ષિતિજ' અને 'કૃતિ' આજે આપણી વચ્ચે નથી. 'કુમાર' અને 'કવિતા ટેવવશ ચાલે છે.

કોમ્પ્યુટર ને મુદ્રણયન્ત્રોની સુવિધાને કારણે સામયિકો ઓછા ખર્ચે રંગેરૂપે આકર્ષક બની શકે એમ છે તે છતાં આપણા મોટા ભાગનાં સામયિકોના તન્ત્રીસમ્પાદકો જૂની ઘરેડ છોડતા કેમ નહીં હોય ? આ તો થઈ રૂપસજ્જાની વાત. બીજો અને મહત્ત્વનો મુદ્દો સામયિકોના સત્ત્વનો છે. દરેક અંકમાં વિવિધ પ્રકારની કૃતિઓ પ્રસિદ્ધ કરનાર તન્ત્રી/સમ્પાદકો શું 'પોસ્ટમેન' (જયન્ત કોઠારીનો શબ્દ) છે ? સર્જકો, વિવેચકોએ જે કંઈ મોકલ્યું, જેવું મોકલ્યું તેને મુદ્રિતરૂપ આપવા જેટલી જ તેમની જવાબદારી ? ('પ્રત્યક્ષ'ના સમ્પાદક રમણ સોની સામયિક માટે આવતા સમીક્ષાલેખો મોટે ભાગે સુધારે છે અથવા લેખકને સુધારવા મોકલે છે એ નોંધવું રહ્યું.) દરેક અંકે ઉત્તમ સામગ્રી ન મળે એ વાત સૌ કોઈ સ્વીકારશે. મધ્યમ કક્ષાની સામગ્રી પણ જો ઝાઝી પ્રાપ્ત ન થાય તો સામયિક સોળ પૃષ્ઠનું પ્રસિદ્ધ કરવાની હિમ્મત સમ્પાદકોએ બતાવવી પડશે. એમ નહીં થાય તો ઢંગધડા વિનાની લયછન્દમાં લથડતી, બબડાટ જેવી રચનાઓના ઢગલેઢગલા સામયિકોનાં પાનાં પર થતા જ રહેશે. સમ્પાદકોની આવી ઉદારતા વધતી રહેશે તો સાહિત્યિક આબોહવા વધુ ને વધુ પ્રદૂષિત બનતી જશે.

ઉપર ઉલ્લેખેલા મુદ્દાઓ સન્દર્ભે જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૨૦૦૪નો 'કવિલોક'નો અંક (તથા પૂર્વેના અંકો) તપાસીશું તો પુનઃ એ જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે 'કવિલોક'ના પ્રત્યેક અંકની ઉત્કંઠ બની રાહ જોવાનું મન થાય એવું દૃષ્ટિપૂર્ણ સમ્પાદનઆયોજન જોવા મળતું નથી.

'કવિલોક'ના આ અંકમાં બેતાલીસ કાવ્ય રચનાઓ, એક તન્ત્રી લેખ, એક કાવ્યાસ્વાદ એક સમીક્ષાલેખ (સુરેશચન્દ્ર પંડિત) તથા 'ઇલિયડ'

વિષેની લેખમાળાનો પન્દરમો લેખ (દુષ્યન્ત પંડયા) પ્રાપ્ત થાય છે.

બે-ચાર વર્ષથી 'કવિલોક'ના તન્ત્રી ધીરુ પરીખ દરેક અંકમાં કવિતાના કોઈ ને કોઈ મુદ્દાની સરળ ભાષામાં, વિવેચનની પરિભાષાના દાબ વિના, ચર્ચા કરે છે જેની નોંધ ભાવકોએ લીધી છે. 'કવિલોક'ના સળંગ અંક બસોસિત્તોતેરમાં 'કવિતા અને સન્દર્ભ' વિષે ચર્ચા કરતાં ધીરુ પરીખે સ્પષ્ટ રીતે કહ્યું છે કે કવિતામાં સન્દર્ભ એ સાધ્ય નહીં પણ સાધન છે. કવિતામાં 'અળગો', 'અતડો' રહી જતો સન્દર્ભ કાવ્યસિદ્ધિમાં બાધક બને છે. એ પછી ધીરુ પરીખ કવિતામાં આવતા સન્દર્ભને પામવા માટે ભાવકની સજ્જતાની વાત કરે છે ત્યારે ભાવયિત્રી પ્રતિભાના મહત્ત્વને આંકે છે. ધીરુ પરીખ નાનાલાલ અને એલિયટની પંક્તિઓના સન્દર્ભો ઉઘાડી આપીને પોતાના મુદ્દાની પુષ્ટિ કરે છે. પણ એમનાં લખાણમાં આરંભના અને અંતના પરિચ્છેદોમાં 'પણ' શબ્દનો વારંવાર ઉપયોગ કઠે છે.

સમગ્ર અંકમાંથી એક જ કાવ્યની વરણી કરવાની આવે તો ઉશનસ્‌નું 'કોઈ તડકા લ્યો' પર આંગળી મૂકી શકાય. એ કૃતિનો પણ પૂર્વાર્ધ જ વધુ સ્પર્શે છે. શિશિરનો-માઘનો તડકો કેટલો વહાલો લાગે છે. કેટલો આનન્દદાયક છે એની પ્રતીતિ 'તડકા નીકળ્યા છે'નાં આવર્તનો વડે ભાવકને થાય છે.

તું ખાટલાથી ઊઠ, આવ ઓટલે કે તડકા નીકળ્યા છે !
એને પાથર કે પ્હેર યા ઓઢ કે તડકા નીકળ્યા છે ! (પૃ.૧૨)

પછીની પંક્તિમાં 'એનો આથર કરી આળોટ' કહેવાની જરૂર નહોતી. રાજેન્દ્ર શાહનો નાયક બધા અવાજોને અતિક્રમીને આવેલી વાણી ભીતરના કાનથી સાંભળી નીકળી પડે છે. રાજેન્દ્ર શાહ પૂર્વેની કૃતિઓમાં ભીતરના કાનથી સાંભળી ચૂક્યા છે એટલે અહીં ખાસ કશું પ્રભાવક બનતું નથી.

હસમુખ રાવલની કૃતિનો આરંભ આશા જગવે છે. નગરમાં રોજબરોજના ઢસરડામાં, લિફ્ટની રાહ જોવાનું પાલવે નહીં એટલી ઉતાવળમાં, એપાર્ટમેન્ટનાં પગથિયાં ઊતરતાં નાયકને મોર દેખાય છે. એનું સંવેદનતન્ત્ર રણઝણી ઊઠે છે. દુકાન બહાર લટકતું ઝુમ્મર 'લાગે ઊડવા મથતી પાંખ ! પછી તો બલ્બ, ટિફિન, ટેબલ સર્વત્ર મોર દેખાય, ટેબલ પરથી દાળિયા ખાતી વેળા પોતે મોર બની જાય છે એવા નિરૂપણમાં કાવ્ય કથળતું જાય છે. નલિન પંડ્યાની રચના

'એક સરોવર'ની પ્રથમ પંક્તિ 'શાંત સરોવર વિહંગ બની, ઊડી ગયું, પિતાના મૃત્યુનો સન્દર્ભ જરાય વાચાળ થયા વિના પ્રગટાવે છે. પછી પંક્તિઓ વધતી જાય છે. તેમ તેમ કૃતિ વિખરાતી જાય છે. 'હું યુધિષ્ઠિર નથી' (પ્રવીણ પંડ્યા)નો આરમ્ભ પણ જુદી દિશાના કાવ્યની અપેક્ષા જગવે છે. ને તરત અપેક્ષા ભંગ થાય છે : 'હું યુધિષ્ઠિર નથી / રૂમ રસોડાના/સાંકડા સંસારમાં જીવતો માણસ છું.' જેવા સપાટ વિધાન પર નાયક પહોંચે છે.

પ્રેમનાં કાવ્યો કોઈ પણ ઉંમરે લખી શકાય. અભિવ્યક્તિની નૂતનતા હોય તો સ્પર્શે જ.

'ચોળીની ભીતર મને ઊંડે ઊંડે કોણ અડે ? કોણ પાડે સાદ ? (પૃ.૧૩)

'જખ્મો ઉપર રૂમાલ શી ફોરમ ઢળી ગૈ જિંદગી ! (પૃ.૧૩)

આ રચના નીચે યશવન્ત ત્રિવેદીનું નામ ન હોય તો કોઈ કવિ થવા મથતા રોમેન્ટિકના ઉદ્ગાર લાગે.

રાજેન્દ્ર પટેલની 'પ્રવાસ' રચનામાં મથામણ જોઈ શકાય છે. મુસાફરના અન્તમાં નાયકનું રઘવાયાપણું અને સામાનની સ્થિરતાનો વિરોધ આસ્વાદ્ય છે : નવા સ્થળનો આવતો સાદ/બીજી તરફ/ જૂનું સ્થળ છોડવાનો વિષાદ/બે ક્ષણ વચ્ચે તે/ રઘવાયો દોડ્યા કરે. /માત્ર ઊભો છે. તેનો સામાન શાંત/જોતો તેને ફાંફા મારતો' (પૃ.૨૧) ગુચ્છમાં પાંચમી રચના અનિવાર્ય લાગતી નથી.

પ્રતિબદ્ધ કવિતાનો જે સ્વીકાર નથી કરતો એની સાહિત્યસૂઝ વિષે પ્રશ્ન જરૂર થાય. સાથે એ પણ સાચું કે પ્રતિબદ્ધતા અને કવિતાએ ક્યાંક તો એકબીજાને મળવાનું છે ! બારીન મહેતાના 'અરીસાઘર'ની પંક્તિઓ જોઈએ : 'ખંજરની ધારે ધારે દેશ આખો ચાલે/દેશ આખો ચાલે તે ખુરશીઓ મ્હાલે / ખુરશીઓ મ્હાલે ને નીતિઓની ઢાલે / લંગડાતી બટકાતી લોકશાહી ફાલે.(પૃ.૧૮) અહીં માત્ર પરિસ્થિતિનો સીધેસીધો નિર્દેશ છે.

આ અને આવી અનેક રચનાઓનો બિનજરૂરી ખડકલો શું કામ ? સૂઝપૂર્વકની તન્ત્રીનોંધ લખનારે આટલા બધા ઉદાર શા માટે થવું પડે ?

ચાર્લ્સ મેકીની રચનાનો જિતેન્દ્ર શાહે કરલો અનુવાદ પ્રથમ બે-ત્રણ પંક્તિઓ પછી પ્રમાણમાં સ્વૈર બની ગયો છે. you have no enemiesનો 'તું અજાતશત્રુ છે' અને the boast (is, poor)નો 'એ નર્યા બણગા'



અનુવાદ સારો છે. પછીની પંક્તિઓના અનુવાદમાં કેટલુંક રહી ગયું છે. તો ક્યાંક શબ્દો ઉમેરાયા પણ છે. આપણા તન્ત્રી/સમ્પાદકોએ સાહિત્યિક વાતાવરણના હિતમાં વધુ કઠોર બનવું જ રહ્યું.

**અંકુરપત્રઃ નીતિન મહેતા**

હમણાં હમણાં મને એવું લાગે છે કે આપણામાંના ઘણા ખરા સાહિત્યકળાની નકારાત્મક ભૂમિકાએ રહી વાતો કરતા થયા છે, કદાચ એ સહેલું થઈ પડ્યું છે, કારણ કે અભિપ્રાયોથી આગળ એમાં મોટેભાગે જવાતું નથી. આમાં હું ખોટો પણ હોઉં. બીજું નકારાત્મક ભૂમિકા સ્વીકારવાથી ધ્યાનપાત્ર પણ બનાય છે. પણ બધું શું ખરેખર સાવ ખાડે ગયું છે ? રાજેશ સારી કવિતા લખતા નથી ? જયેશ, શરીફા, ભરત મહેતાના લેખોમાં એક-બે સારા મુદ્દાઓ હોતા નથી ? ટોપીવાળા-સુમન-શિરીષના કામને બાજુ પર મૂકી દેવાશે ? રમણ, જયદેવ, અજય કેટલું જુદી ભાતનું કામ કરે છે ! એમનાં નિરીક્ષણોની વાત વિધેયાત્મક ભૂમિકાએ રહીને નહીં કરવાની ? દરેક સમયે સારું, ખરાબ, વાહિયાત ને ભયંકર સારું, ભવ્યતમ ખરાબ લખવાવાળા એકસાથે જ સમાજમાં અસ્તિત્વ ધરાવે છે. યજ્ઞેશ, મણિલાલ, રાજેન્દ્ર પટેલ આ બધાંની મથામણો પણ તપાસવા જેવી છે. લાભશંકર પણ અચાનક કોઈ વાર સારું હમણાં હમણાં લખી નાખે છે. સિતાંશુ, દિલીપ જેવાના પ્રયોગોની નોંધ લેવાતી રહે છે. ટૂંકમાં થોડો દૃષ્ટિકોણ બદલીને પણ વાત થવી જોઈએ. દરેક સમયમાં ઓછા જ લોકો અમુક રીતનાં કામ કરે. મીનળ પણ હમણાં હમણાં પોતાની રીતે લખતાં થયા છે. 'સન્નિધિ' આ દિશામાં કામ કરે તો ગમે. માત્ર સામયિકોની વિવેચના પાસે અટકે નહીં. અને દરેક સામયિકને દરવખતે સારી સામગ્રી ન પણ મળે. ખરેખર તો વર્ષ-બે વર્ષના અંકો જોઈ-તપાસી કોઈ તારણ પર આવવું જોઈએ, એક એક અંકની તપાસથી વાત જામે નહીં. 'ઉદ્દેશ'માં કે બીજે કોઈ વાર સારો લેખ આવી જાય. આપણી સર્જનાત્મક, વિવેચનાત્મક પરિસ્થિતિનો અરીસો સામયિક છે તે કબૂલ. ... જોકે આ મારાં તારણો પાતળાં અને અધૂરાં છે. આખરે તો દરેકે પોતાની શક્તિ-સીમાની પ્રતિભાની સાથે જ કામ કરવાનું હોય છે. બહુ લખી ગયો. ક્ષમસ્વ.

**રસ્તો**

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂ.૮૦/-

**ચાંદરણાં**

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂ.૧૦૧/-

**મસ્તીની પળોમાં**

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

**આટાનો સૂરજ**

રતિલાલ 'અનિલ'

સર્જનાત્મક નિબંધસંગ્રહ મૂલ્ય રૂ.૧૫૦/-

**રાત ચાલી ગઈ**

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

**અર્જંપોત્સવ**

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

**બધાં પ્રકાશનો માટે લખો**

કંકાવટી પ્રકાશન

૨૪, રીવર બેંક સોસાયટી,

અડાજણ ટાંકી, સુરત-૯

સંવાદ પ્રકાશન

૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭

ફોન : (૦૨૬૫)૨૩૧ ૨૭ ૪૭

# કંકાવટી

ઓગસ્ટ, ૨૦૦૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૭ : અંક ૫૩૧

વાર્ષિક લવાજમ

**દેશમાં રૂપિયા ૧૦૦/-**

મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ, ઉધના, સુરત-૩૯૪ ૨૧૦ સરનામે કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ. ૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર
*http://ratilalanil.tripod.com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૫૫૯૫૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર ટાઈપસેટીંગ
સંવાદ પ્રકાશન
૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫-૨૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. : ૨૪૨ ૮૯ ૪૧




# કંકાવટી

ઓગસ્ટ, ૨૦૦૪

રતિલાલ સથવારા
વિનોદ ગાંધી
રતિલાલ 'અનિલ'
ભદંત આનંદ કૌસલ્યાયન
યુયુત્સુ પંચાલ
ઈંતિઝાર હુસૈન
શરીફા વીજળીવાળા
ભરત સોલંકી

આવરણ : જ્યોતિ ભટ્ટ

## રેવલી રંગીલી ! / રતિલાલ સથવારા

ખીલ્યો છે વૌઠાનો મેળો, રેવલી રંગીલી !
ઝીંક ખાય છે વાયરો ભેળો, રેવલી રંગીલી !

લાખ પગલાંથી ઊડે છે ધૂળ, રેવલી રંગીલી !
સાત નદીઓનાં હરખાયાં મૂળ, રેવલી રંગીલી !

ઢોલ ઢમકે ઉગમણી કોર, રેવલી રંગીલી !
ખૂબ છલકાયો આનંદી-શોર, રેવલી રંગીલી !

કેવા નીતરે છે પાવાના સૂર ? રેવલી રંગીલી !
આખા મેળામાં મસ્તીનું પૂર, રેવલી રંગીલી !

અલ્યા, ક્યાંનું ઘોડાલિયું ઘમકે ? રેવલી રંગીલી !
પાય દેતાં જુવાનિયાં ધમકે, રેવલી રંગીલી !

લાલ સાફાનું કિયું છે ગામ ? રેવલી રંગીલી !
ભેળું ક્હેજે જુવાન તારું નામ, રેવલી રંગીલી !

ઓલ્યા સાફાનો જુદો છે તોર, રેવલી રંગીલી !
એના હૈયાનો ટ્હૌક્યો છે મોર, રેવલી રંગીલી !

બેય જોડે છે નેણમાં નેણ, રેવલી રંગીલી !
આમ વાંચ્યાં છે હૈયાનાં વેણ, રેવલી રંગીલી !

ખાધાં ભજિયાં ને શરબત પીધાં, રેવલી રંગીલી !
પછી ઉરથી ઉર જોડી લીધાં, રેવલી રંગીલી !

બેય ઘૂમ્યાં છે હાથ લૈ હાથ, રેવલી રંગીલી !
આમ આપશે જીવતર ને સાથ, રેવલી રંગીલી !

આ ગવંન ને સાફાની વાત, રેવલી રંગીલી !
એમાં અંકાઈ પ્રેમની ભાત, રેવલી રંગીલી !

લાલ થઈ છે આથમણી કોર, રેવલી રંગીલી !
પછી જંપી ગ્યો મેળાનો શોર, રેવલી રંગીલી !

એના સોણલે ચગડોળ ઘૂમે, રેવલી રંગીલી !
રાત આખી એ મેળામાં ઝૂમે, રેવલી રંગીલી !

## અહીં ?

હાથ-રેખા ફરી દોરજો વિભુ તમે !
કેમ ના ભાત આ સ્પષ્ટ થાતી અહીં ?

ઊગતો માંડવો તે ક્યહીં ? ના અહીં,
જીવ ને ચેન ના, કોણ ગાશે અહીં ?

માર્ગ અણજાણ થૈ અજગરી ભીંસ લે,
ધૂંધળી ચો દિશા દૂર થાશે અહીં ?

વાટ ચૂકી ગયો આભમાં ઊડતાં,
માર્ગ માળા તણો કોણ આપે અહીં ?

વાતના મર્મ લગ ના પહોંચી શકું;
અર્થ ક્યારે મળે આયખાનો અહીં ?

વાવમાં આથડું તમસમાં ડૂબતો,
પામવા તેજ ને માર્ગ મળશે અહીં ?

આવતાં ને જતાં લાભ ના પામવો;
વેઠવું આ બધું, પામવું શું અહીં ?

## બે રોમેન્ટિક હરિ-ગીત / વિનોદ ગાંધી

૧

મેં ઝાલ્યો હાથ હરિનો,
એણે પણ એ રીતે સાહ્યો, જાણે હાથ પરીનો !

હું છોડાવું એ પહેલાં તો એણે કૌતુક કીધું,
કાંડેથી ખેંચીને મુજને હોઠે ચુંબન દીધું,
દાંતને બદલે થયો અનુભવ મને તીક્ષ્ણ છરીનો !
મેં ઝાલ્યો હાથ હરિનો !

હું ગુસ્સે થઈ દૂર ગઈ તો એ મર્માળુ હસ્યો,
પલક માત્રમાં પડદા ખોલી ભીતર આવી વસ્યો,
મમળાવું એ પહેલાં મળતો સ્વાદ મને મિસરીનો !
મેં ઝાલ્યો હાથ હરિનો !

ગ્લાનિ થઈ, ગભરાઈ જઈને બંધ કરી મેં આંખો,
સંતાયેલી સખીઓ બોલી, ''સ્વાદ હજુ યે ચાખો.''
અંગત વાત બધે ફેલાઈ, વાંક હતો ઝાંઝરીનો !
મેં ઝાલ્યો હાથ હરિનો !

૨

છે નાક વગરનો નફ્ફટ મારો હરિ !
મારી પાસે વિધવિધ રીતે કરાવતો ચાકરી !

મને કહે કે ચરણ તળાંસો, ઉષ્ણોદકથી ઝારો,
પછી કહે કે શીતળ જળથી હથેળીઓ મુજ ઠારો,
વળી પૂછે "તેં તળાઈ રેશમી પલંગ પર પાંથરી ?"
છે નાક વગરનો નફ્ફટ મારો હરિ !

પછી કહે કે કમાડ વાસો, દીવડા ઝાંખા કરો,
શરમ વગરનો મને કહે કે વસ્ત્ર બધાં પરહરો,
વશીકરણ એણે શું કીધું બની ગઈ બ્હાવરી !
છે નાક વગરનો નફ્ફટ મારો હરિ !

આનાકાની કરી શકી ના, એનું કહ્યું હું વર્તી,
મને ભીંજવી દીધી એણે અણજાણ્યા અત્તરથી,
અણબોટ્યા ગઢની રે આજે ખરી ગઈ કાંકરી !
છે નાક વગરનો નફ્ફટ મારો હરિ !

## સૂરજની ભીની પીછવાઈ / રતિલાલ 'અનિલ'

ધૂંધળા, વાદળિયા સવારના પ્રકાશમાં સામેના ધાબાની પાળ પર બે કાબર વચ્ચે અંતર રાખી બેઠી છે, લ્યો એકે પડખું બદલ્યું, એમનામાં પહેલા હું એવો ભાવ તો નહીં હોય, લ્યો સહેજ વારમાં બંને સાથે ઊડી ગઈ – યુગલ હશે ? કોણ જાણે ! એમ તો એક ચકલી યુગલ ઓરડાના ઉચ્ચ સ્થાને, ખૂણે માળો બાંધી રહે છે, ચકલાના માથે આછો કાળો રંગ છે એટલા નિશાને ઓળખ જુદી પડે છે અને કોઈ વાર મારી હાજરી – હું ચકલી જાતિનો નથી એટલે એ નફફટ નરપણું પણ કરી લે છે, હજી એ ચાંચમાં સૂકું તરણું ક્યાંકથી લઈ આવે છે, એમને યે હોય એટલો માળો અપૂર્ણ લાગે છે, એટલો ગુણ કે લોભ માણસની જેમ એમનામાં હશે ! માણસના ઘરમાં માળો બાંધે ત્યારે એટલી 'માણસાઈ' એમનામાં આવતી હશે.

'મારું ધૂંધળું ન હોજો પ્રભાત' એવી ગીતપંક્તિ સાંભરે છે, અને હું ધૂંધળી સવારને જોઈ રહ્યો છે. મને તો આ સવાર વિશે એવું કોઈ કવિતા કરવાનું સૂઝતું નથી, કારણ કે સવાર ધૂંધળી હોવા છતાં ભીની છે. ભીની સવારને રસભીનું મૌન હોય છે, આપણે નિરખી શકીએ એટલો પ્રકાશ સૂર્ય ભીની ચાદરની પાછળ રહીને આપે છે અને ખુલ્લા તડકામાં દેખાતા દૃશ્ય કરતાં બહારનું સ્વપ્નિલ દૃશ્ય વધારે સારું બોલે છે. ઉમાશંકરભાઈ કહે છે : 'અધ બોલ્યા બોલડે–' તે પંક્તિ આકાશના મૌનમાં છે. એના અબોલડે પોચું હૈયું પીંજાતું નથી, માણસના અધબોલ્યા બોલ કરતાં ભીના આકાશના અધબોલ્યા બોલ જુદા હોય છે. તે મંથર ગતિની ધીમી હવા દ્વારા બોલે છે એમાં સ્નેહ

છે, રીસ નથી. હા, રીસ નથી એટલે રીસનું યે સૌન્દર્ય હોય છે તે નથી.

કરસન માણેકે કહ્યું છે : 'પ્રભુજીને પરદામાં રાખ મા', પણ આ સર્વત્ર છવાયેલા, સમસ્ત આકાશમાં છવાયેલા ભીના પરદાને હું નથી કહેતો ? 'સૂરજને પરદામાં રાખ મા !' એણે પરદે રહીને પણ તેના પારદર્શક ભીના પ્રકાશને મોકલ્યો છે. હવે હું કંઈ ધાબે જઈને મલમલિયા પરદા પાછળ એનો ચહેરો કેવો દેખાય છે એ જોવા જતો નથી. કારણ કે એનાં એવાં દર્શન અગાઉ કરી ચૂક્યો છું. વૈષ્ણવ મંદિરની પિછવાઈ કરતાં આ ધવલ પિછવાઈ જુદી છે અને માણસની અવળી ભાષા કહેશે કે અવળી છે. સૂર્યની ઊંચાઈએ માત્ર કલ્પના જ જઈ શકે છે, એ ત્યાં જઈને સૂર્યને જુએ તો આકાશમાં સર્વત્ર લંબાયેલી ભીની સહેજ ભૂરી ચાદર સૂર્યની પિછવાઈ જ છે. ધરતી પરથી જુઓ તો સૂર્ય ભીના પરદામાં છે પણ સૂર્યની સમાંતરે જુઓ તો ભીની ચાદર અત્યારે સૂર્યની પિછવાઈ છે.

'મારી ઉજળી જ હો જો સવાર' એ પંક્તિ પણ 'હો જો સવાર.' ગ્રીષ્મની સવાર બહુ ઊજળી હોય છે, પણ એટલી ઊજળી કે બહારનું આખું જગત ઉઘાડું પડી જાય ! આ ભીની સવાર મલાજો પાળે છે. બહાર જોઉં છું તો બધું જ સ્પષ્ટ દેખાય છે તે સાથે સ્વપ્નિલ પણ દેખાય છે. એ જાગૃતિમાં સ્વપ્નિલ હોવા કરતાં રૂડું લાગે છે. પ્રગટ ચેતના અને સુપ્તપણે જાગૃત ચેતના સ્વપ્ન જુએ એમાં ફેર એ કે અચેતન મને બતાવેલું સ્વપ્ન ક્લોઝઅપ જેવું હોય છે અને નિંદ તૂટ્યે ક્યારેક ક્ષોભ, ક્યારેક ભય તો ક્યારેક માત્ર અણસાર મૂકી જાય છે અને જાગૃતિના પ્રકાશમાં તો એ અદૃશ્ય થઈ જાય છે. હવે તો એ અજ્ઞાનનો ગાઢ અંધકાર જ એવો છે કે માણસ સ્વપ્ન ઘડે છે, સ્વપ્ન એ કોનું સર્જન છે એ વિશે માત્ર તર્ક જ કરી શકાય, તે સ્વયંભૂ હોય છે અને જાગૃતિ તો સ્વપ્ન ઘડે છે, પણ શું માણસ, માણસ બ્રહ્મા થઈ શક્યો છે ? હા, એવો કેફ એ રાખે ખરો, અને કેફમાં ને કેફમાં કશું સર્જીય નાખે ખરો, પણ આ ભીની સવાર વિશે બધા જ એક મત, કવિ હોય કે વ્યવહારદક્ષ, માણસના સર્જન વિશે એકમતિ સંભવ જ નથી. આકાશના ભીના મૌન વિશે બધા જ એકમત હશે. ભીનું આકાશ મૌન છોડી ટીપે ટીપે તપે, બિન્દુએ બિન્દુએ ગઈ કાલની જેમ બોલવા માંડશે. પણ એ કંઈ મુત્સદ્દી નથી. એનાથી

પોતાનું મૌન નહીં સહેવાય અને એ સહસ્ર ધારે બોલવા માંડશે 'હૈયું ભરાઈ આવ્યું' એ માણસના શબ્દો છે, તે સ્વાનુભવપ્રેરિત ખરા પણ માણસનું હૈયું ભરાય એ રીતે આકાશનું હૈયું ભરાતું નથી. માણસના ભાગ્યમાં પણ હર્ષાશ્રુ હોય છે, માણસ એટલે અંશે માણસ છે જ, પણ આકાશનું હૈયું છલોછલ થાય છે ત્યારે બિન્દુ બિન્દુએ વરસે છે અને એમાં માત્ર 'પુલક' જેવો હર્ષ હોય છે, આ પુલક શબ્દ તમે ક્યારેક ભોળા બાળકના ચહેરે જ જોઈ શકો. બાળપણ ખરેખર આ શ્રાવણની ભીની સવાર જેવું નથી હોતું ?

આજે આકાશના ભીના મૌનમાં ખાસ્સી ધીરજ દેખાય છે. એ વિશ્રાંત છે કે કેમ તેયે કહી શકાય એમ નથી. ભીની મંદ લહરી પાસેથી કશીક ભાળ મળી શકે એમ છે પણ લહરી તો બસ અભિસારિકાની જેમ વિના પદરવે પસાર થઈ ગઈ. આ ચંચળ મન કેવું વિચિત્ર છે! એ ઘટનાનો અર્થ બેસાડે છે અને કશું ઘટિત નથી થતું એનો અર્થ બેસાડવાના પ્રપંચમાં પડી જાય છે. અરે ચંચળ મન, જે અનુભવાય તેના તે વળી નામ પાડવાનાં હોય, અનુભૂતિને શબ્દાર્થથી ડહોળી નાખવાની હોય ? ના અનુભૂતિ એવી હોય છે જેમાં સ્વ ઓગળી જાય છે અને જીવે છે માત્ર અનુભૂતિ – એ વિરલ વરદાનની જેમ પ્રાપ્ત થાય ત્યારે 'સ્વ', પોતે હોય જ નહીં. અનુભૂતિ સાર્થક અને શબ્દો નિરર્થક. 'શામક પ્રશાંત' એ અત્યારે ભીના આકાશે આપેલા શબ્દ છે, પણ એનો અર્થ તો આકાશમાં વ્યાપેલો છે. મૌન જેવું ધૈર્ય બીજું કયું ? અને વળી ભીના અને આછા પ્રકાશિત મૌન જેવું બીજું શું ? આવો પ્રશ્ન કરીને પણ મૌનમાં વિક્ષેપ પાડવા જેવો નથી. આકાશ ભીના ઝાંખા પ્રકાશમાં પૃથ્વી પરનાં દૃશ્યો કેવાં જુદાં લાગે છે તે જુએ છે અને પાછળ રહેલા સૂર્યને એ કહ્યા વિના નહીં રહે !

૨૯, જુલાઇ, ૨૦૦૪

## મહાવેસ્સન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

તેઓ રસ્તામાં આવતાજતા લોકોને જોઈને પૂછતા – વંક પર્વત ક્યાં આવ્યો છે ? તેઓ એમને જોઈને અનુકંપાવશ દુ:ખી થઈને કહેતા : 'વંક પર્વત ઘણો દૂર આવેલો છે.' રસ્તાની બંને બાજુ ફળ-ફૂલથી લચેલાં વૃક્ષોને જોઈને બાળકો રડતાં. બોધિસત્ત્વના પ્રતાપે ફળવાળાં વૃક્ષ ઝૂકીને હાથ પાસે આવી જતાં. ત્યારે એ એમાંથી પાકાં ફળો તોડીને એમને આપતો. એ જોઈને માદ્રીને આશ્ચર્ય થયું.

(અર્થાત્ બાળકો ફળવાળાં વૃક્ષો જોઈને એ ફળ માટે રડતાં. એમને રડતાં જોઈને દુ:ખી થયેલાં વૃક્ષો પોતે જ ઝૂકીને બાળકો પાસે ડાળ નમાવતાં. આ અદ્‌ભુત રોમાંચક દૃશ્ય જોઈને સર્વાંગસુંદર માદ્રીને અચરજ થયું અને 'ભલે ભલે' કહ્યું. લોકોને રોમાંચિત કરનાર અદ્‌ભુત આશ્ચર્ય છે કે વેસ્સન્તરના પ્રતાપથી વૃક્ષો જાતે જ ઝૂકી ગયાં.)

જેતુત્તર નગરથી સ્વર્ણગિરિતાલ નામનો પર્વત પાંચ યોજન દૂર હતો, ત્યાંથી કોન્તિમાર નદી પાંચ યોજન દૂર હતી, ત્યાંથી આરજ્જરગિરિ નામનો પર્વત પાંચ યોજન દૂર હતો. ત્યાંથી માતૂલ નગર દસ યોજન દૂર હતું. એ રીતે એ માર્ગ જેતુત્તર નગરથી ૩૦ યોજન થતો હતો. દેવતાઓએ એ માર્ગ બાળકો પર દયા આણીને ટૂંકો કરી દીધો. એટલે જે દિવસે નીકળ્યાં હતાં તે જ દિવસે તેઓ માતુલનગર પહોંચી ગયાં. જેતુત્તરનગરથી ચાલતાં ચાલતાં તેઓ સાંજ થતાં સુધીમાં જલપાનના સમયે ચેતરાષ્ટ્રના માતુલનગરમાં પહોંચી

ગયા. એ અર્થ પ્રગટ કરતાં શાસ્તાએ કહ્યું : બહુ દૂર દૂર સુધી ચાલીને તેઓ ચેતરાષ્ટ્ર પહોંચ્યાં. એ નગર માંસમદિરા અને ડાંગરથી સમૃદ્ધ હતું.

એ સમયે માતુલ નગરમાં ૬૦ હજાર ક્ષત્રિયો રહેતા હતા. બોધિસત્ત્વ નગરમાં ન જતા, નગરના દ્વાર પર આવેલી શાળામાં બેસી રહ્યા. ત્યારે માદ્રી બોધિસત્ત્વના પગની ધૂળ ખંખેરી અને એના પગ દબાવવા લાગી. પછી બોધિસત્ત્વના આગમનની વાત જણાવવા તે ત્યાંથી નીકળી અને સામે ઊભી રહી ગઈ. એથી નગરમાં આવતી-જતી સ્ત્રીઓ એને જોઈને વીંટળાઈ વળી. એ અર્થ પ્રગટ કરતાં શાસ્તાએ કહ્યું : એ સુલક્ષણા માદ્રીને જોઈને એ સ્ત્રીઓએ એને ઘેરી લીધી અને કહેવા લાગી : 'આ સુકોમળ સ્ત્રી પગે ચાલતી આવી છે. જે ક્ષત્રિયનારી પાલખીમાં આવજા કરતી હતી તે આજે જંગલમાં પગપાળા ચાલી રહી છે.

લોકોએ માદ્રી, વેસ્સન્તર તથા તેમનાં સંતાનોને અનાથ અવસ્થામાં આવતા જોઈ રાજાઓને જણાવ્યું : 'સાઈઠ હજાર રાજાઓ રડતા-કકળતા એની પાસે પહોંચ્યા. આ જોઈ નગરના મુખ્ય લોકો રડતા આવીને પૂછવા લાગ્યા, 'દેવ ! કુશળ તો છો ને ? નીરોગી છો ને ? તમારો રથ ક્યાં છે ? તમે ઘોડા, રથ વિના દૂર સુધી ચાલ્યા આવ્યા છો. શું શત્રુઓથી પરાજિત થઈને આ તરફ આવી ચઢ્યા છો ?'

ત્યારે બોધિસત્ત્વે રાજાઓને આગમનનું કારણ જણાવીને કહ્યું, 'મિત્રો, હું સકુશળ છું. મિત્રો ! હું નીરોગી છું, મારા પિતા સ્વસ્થ છે તથા શિવિની પ્રજા પણ સકુશળ છે. મેં બહુ મોટો, વિશાળ દંતૂશળોવાળા, બધાં યુદ્ધક્ષેત્રોથી પરિચિત એવા સર્વ-શ્વેત શ્રેષ્ઠ હાથીનું દાન આપી દીધું, જે પીળા રંગના ધાબળાથી ઢંકાયેલો હતો, જેના માથામાંથી મદ વહી રહ્યો હતો, જે શત્રુઓનું મર્દન કરનારો હતો, જે મોટા દંતૂશળવાળો હતો, જે કૈલાસ સમાન શ્વેત હતો, તે મેં શ્વેત-છત્ર સહિત, ગાદીસહિત, હસ્તિ-ચિકિત્સક સહિત બ્રાહ્મણોને આપી દીધો. એથી શિવિલોકો મારા પર ક્રોધિત થઈ ઊઠ્યા. તથા રાજાનું મન મારા પ્રત્યે ખાટું થઈ ગયું. રાજા મારા વિરુદ્ધ થઈ ગયા છે. હું વંક પર્વત જઉં છું. હે મિત્રો ! અરણ્યમાં અમે જ્યાં રહીએ છીએ ત્યાં રહેવાની આજ્ઞા આપો.

મહારાજ ! તમારું સ્વાગત કરીએ છીએ. તમારું આગમન શુકનવંતું છે. તમે અમારા 'ઈશ્વર' છો. હે મહારાજ ! તમે અમારા અતિથિ છો – શાક, મધ, માંસ અને શુદ્ધ શાલી ડાંગરનો ભાત ગ્રહણ કરો.

વેસ્સન્તરે કહ્યું : 'જે કાંઈ તમે મને આપ્યું, એનો મેં સ્વીકાર કર્યો. તમે બધાએ મારા પર મોટો ઉપકાર કર્યો છે. પરંતુ રાજા મારા વિરુદ્ધ છે. હું વંક પર્વત પર જઈ રહ્યો છું. ત્યાં રહેવા માટેની યોગ્ય જગ્યા બતાવો.'

એ રાજાઓ બોલ્યા : 'આ લોકો શિવિઓના રાષ્ટ્રવર્ધન મહારાજને પ્રાર્થના કરવા અને તમારી નિર્દોષતા જણાવવા જશે ત્યાં સુધી તમે આ જ રાજ્યમાં રહો. હે ક્ષત્રિય, આ લોકો તમને પ્રતિષ્ઠાપૂર્વક અને પ્રસન્નતાપૂર્વક આગળ લઈ જશે.'

બોધિસત્ત્વે ઉત્તર આપતાં કહ્યું : 'તમે લોકો રાજાને પ્રાર્થના કરવા તથા મહારાજ સમક્ષ મારી નિર્દોષતા પ્રમાણિત કરવા માટે જવાનો સંકલ્પ ના કરશો. ત્યાં રાજાના હાથમાં અધિકાર નથી. ત્યાં પ્રજાજનો, સેના તથા નિગમવાસી અત્યંત ક્રોધિત થઈ ગયા છે. તેઓ મારા કારણે રાજાને પદભ્રષ્ટ કરવા ઇચ્છે છે.'

તે રાજાઓએ કહ્યું : હે રાષ્ટ્રવર્ધન ! જો એ રાષ્ટ્રની સ્થિતિ આવી જ હોય તો ચેતિય લોકોની સાથે રહીને તમે અહીં રાજ્ય કરો. આ રાષ્ટ્ર તથા નગર સમૃદ્ધ છે. હે દેવ ! તમે અહી રાજ્યનું શાસન કરવાનો સંકલ્પ કરો.'

વેસ્સન્તરે કહ્યું : 'ચેતિયવાસીઓ સાંભળો, હું દેશનિકાલ થયેલો છું, રાજ્યનું શાસન કરવાની મારી કોઈ ઇચ્છા નથી. શિવિલોકો, સેના તથા નિગમવાસીઓને જો જાણ થશે કે ચેતિયંનિવાસીઓએ દેશનિકાલ પામેલાને રાજા બનાવ્યો તો તેઓ નારાજ થશે. મારા કારણે બે રાજ્ય વચ્ચેના સંબંધો કથળી શકે. તમે જે કાંઈ મને આપ્યું એનો મેં સ્વીકાર કર્યો. તમે બધાએ મારા પર મોટો ઉપકાર કર્યો છે. પરંતુ રાજા મારી વિરુદ્ધમાં છે. હું વંક પર્વત જઈ રહ્યો છું. ત્યાં રહેવા માટે યોગ્ય સ્થળ બતાવો.

આમ અનેક પ્રકારના આગ્રહ છતાં બોધિસત્ત્વે રાજ્યની ઇચ્છા ન દર્શાવી. એ રાજાઓએ એમનો ભવ્ય આદર-સત્કાર કર્યો. એની ઇચ્છા નગરમાં જવાની ન હતી. લોકોએ એ શાળાને શણગારી, ચારે બાજુ કનાત ઊભી કરી, વિશાળ

શય્યાઓ તૈયાર કરી, ચારે તરફ પહેરો ગોઠવી દીધો. એક દિવસ અને એક રાત તે એમના રક્ષણ હેઠળ શાળામાં રહ્યો. બીજે દિવસે સવારે શ્રેષ્ઠ ભોજન જમીને, એ રાજાઓથી ઘેરાયેલો શાળાએથી નીકળ્યો. સાઈઠ હજાર ક્ષત્રિય, પંદર યોજન સુધી એમની સંગાથે ગયા. ત્યાં અરણ્યની સીમા આગળ ઊભા રહીને, એમણે આગળનો ૧૫ યોજનનો રસ્તો બતાવતાં કહ્યું :

'જે અમે જાણીએ છીએ તે તમને જણાવીએ. ધ્યાનમગ્ન, અગ્નિહોત્રી રાજર્ષિ ક્યાં રહે છે ? એ વિશે અમે જેટલું જાણીએ છીએ એટલું તમને અવશ્ય જણાવીશું. મહારાજ ! અહીં ગન્ધમાદન પર્વત છે, ત્યાં તમે પુત્રો અને પત્ની સહિત રહી શકશો.' તેમણે રડતાં રડતાં કહ્યું : 'મહારાજ ! અહીંથી તમે સીધા ઉત્તર-દિશામાં જજો, ત્યાં તમને નિરાંત રહેશે. તમે વિવિધ વૃક્ષોથી છવાયેલા, શીતલ છાયાવાળા, મનોરમ પર્વતને જોઈ શકશો. એથી આગળ કેતુમતિ નામની નદી જોશો. તે ઊંડી છે અને તે આ પર્વતમાંથી નીકળે છે. તેમાં સ્નાન કરીને તથા પાણી પીને બાળકોને આશ્વસ્ત કરજો. ત્યાં તમારું કલ્યાણ થશે. તમને સુંદર શિખર પર ઊગેલા મનોરમ શીતલ છાયાવાળા વડ દેખાશે, જેમાં મધુર ફળ લાગેલાં હશે. ત્યાં તમારું કલ્યાણ થશે. વિવિધ પક્ષીઓથી છવાયેલો નાલિક નામનો પર્વત જોઈશ, ત્યાં કિન્નરો વસે છે. એની ઈશાન દિશામાં મુલચિન્દ નામનું તળાવ છે. ત્યાં શ્વેત-સુગંધિત કમળ ખીલેલાં છે. ત્યાં વાદળો સમાન નિરન્તર નીલ-વર્ણ ધરાવતાં વન છે, જેમાં ફૂલ-ફૂલથી લચેલાં વૃક્ષ છે. તમે શિકાર શોધવા નીકળેલા સિંહની માફક વનમાં જાઓ. ત્યાં અનેક પ્રકારના મધુર સ્વરવાળા ઘણાં પક્ષીઓ છે. તેઓ ઋતુ અનુકૂળ પુષ્પિત વનમાં બેસીને કૂજન કર્યા જ કરે છે. ત્યાંથી તું ગિરિ-દુર્ગો તથા નદીનાળાંને પાર કરીને કરંજ તથા કુકુભયુક્ત પુષ્કરિણીને જોશો, ત્યાં ઘણી માછલીઓ છે, સ્નાન કરવાનાં સુંદર તીર્થ છે, એની ઈશાન દિશામાં પર્ણકુટી બનાવજો અને ત્યાં ફળ-ફૂલ ચૂંટીને ખાઈ-પીને જીવન વ્યતીત કરજો.'

પછી રાજાઓએ એને ૧૫ યોજનનો માર્ગ બતાવીને વિદાય આપી. વેસ્સન્તરને માર્ગમાં કોઈ અંતરાય ન પડે અને કોઈ શત્રુને અવસર ન મળે, એમ વિચારીને, એક ચતુર સુશિક્ષિત વ્યક્તિને વનની સીમા આગળ પહેરો ભરવા બેસાડી દીધો. અને એને આજ્ઞા આપી કે તું આવતાંજતાં લોકો પર

ધ્યાન રાખજે. ત્યારબાદ તેઓ પોતાના નિવાસસ્થાને જતા રહ્યા, પત્ની અને પુત્રો સહિત વેસ્સન્તર પણ ગંધમાદન પર્વત પર પહોંચ્યા. એ દિવસે એ ત્યાં જ રહ્યાં. મોટા પર્વતની છાયામાં ઉત્તર-દિશામાં ચાલીને કેતુમતિ નદીના કિનારે તે બેઠો અને માનવીઓએ આપેલું માંસ ખાધું, પછી ન્હાઈ-ધોઈ, પાણી પીને થાક ઉતાર્યો અને નદી પાર કરીને થોડી વાર બેસીને તેનાં ફળ ખાધાં. ત્યાંથી ચાલીને નાલિક નામના પર્વત પર પહોંચ્યા. મુલચિન્દ તળાવના કિનારે કિનારે ઈશાન દિશામાં પગદંડીએ ચાલીને ઘનઘોર વનમાં પહોંચ્યા. એને પણ વટાવી ગિરિ-દુર્ગ તથા નદીનાળાંથી આગળ પુષ્કરિણી પર પહોંચ્યાં.

એ દરમિયાન દેવરાજ શકે સમાધિ લગાવી જોયું. તો ખબર પડીકે બોધિસત્ત્વ હિમાલયમાં પ્રવેશ્યા છે, તથા એને નિવાસ સ્થાન જોઈએ છે. એણે વિશ્વકર્માને બોલાવીને મોકલ્યો :'તાત ! તું જા, અને વંક પર્વતની અંદર રમણીય સ્થાન પર આશ્રમ બનાવીણે પાછો આવ.' એણે ત્યાં પહોંચીને બે કુટીરો બનાવી. રાત્રિ અને દિવસ માટે બે ચન્ક્રમણ ભૂમિ તૈયાર કરી. એની પાસે અનેક પ્રકારના પુષ્પ વૃક્ષ તથા કદલી વન બનાવ્યા. પછી દીક્ષાર્થીઓની બધી આવશ્યકતાઓ પૂરી કરી. ત્યાં લેખ મૂક્યો કે જે પ્રવજયા લેવા ઈચ્છે તેમણે આ સઘળું ગ્રહણ કરવું. ત્યારે માનવેતર પ્રાણીઓને, જંગલી પશુઓને તથા પક્ષીઓને દૂર કરીને તે પોતાના નિવાસસ્થાન પર પાછો ફર્યો.

બોધિસત્ત્વે પગદંડી જોઈને વિચાર્યું કે આ પ્રવ્રજિતો માટે રહેવાનું સ્થળ હશે. એણે માદ્રી તથા બંને પુત્રોને આશ્રમના આંગણે ઊભા રાખ્યા અને પોતે આશ્રમમાં પ્રવેશ્યો. લેખ જોઈને એને ખબર પડી કે ઇન્દ્રે અમને જોઈ લીધા છે.

એ પર્ણકુટીનાં દ્વાર ખોલીને અંદર પ્રવેશ્યો અને ખડગ તથા ધનુપ હેઠાં મૂકીને, વસ્ત્રો ઉતારીને ઋષિમુનિનો વેશ ધારણ કરી લીધો. પછી હાથમાં લાકડી લઈને પર્ણશાળાએથી નીકળીને ચંક્રમણ ભૂમિ પર ચઢીને આમતેમ ચંક્રમણ કર્યુ. ત્યારે બાદ શાંત ચિત્તે પોતાની પત્ની અને પુત્રો પાસે પહોંચ્યો.

માદ્રી બોધિસત્ત્વના પગે પડીને રડી. પછી એની સાથે જ આશ્રમમાં પ્રવેશ કરીને, પર્ણકુટીમાં જઈને તપસ્વી-વેશ ધારણ કરીને પુત્રોને પણ તપસ્વી બનાવી દીધા. ચારેય ક્ષત્રિય વંક પર્વતમાં રહેવા લાગ્યા. ત્યારે માદ્રીએ

બોધિસત્ત્વ પાસે વરદાન માગ્યું : 'દેવ ! તમે ફળ-ફૂલ લેવા ન જતા અને અહીં જ રહેજો. હું ફળ-ફૂલ લઈ આવીશ.' ત્યારે પછી તે અરણ્યમાંથી ફળ-ફૂલ લઈ આવીને ત્રણેનું પેટ ભરતી રહી. બોધિસત્ત્વે પણ વરદાન માંગ્યું : 'માદ્રી ! હવે આપણે પ્રવ્રજિત થઈ ગયાં છીએ. સ્ત્રી બ્રહ્મચર્યમાં અંતરાય રૂપ છે. હવેથી તું કસમયે મારી પાસે ન આવીશ.' એણે 'ભલે' કહી સ્વીકાર કર્યો. બોધિસત્ત્વની મૈત્રીના પ્રતાપે ચારે દિશાઓમાં ત્રણ યોજન સુધીનાં બધાં પશુઓ પણ પરસ્પર મેત્રી-ભાવ રાખતા થઈ ગયાં.

માદ્રી દેવી સવારે વહેલી ઊઠીને, ખાવા-પીવાનું તૈયાર કરતી, મ્હોં ધોવાનું પાણી તથા દાતણ લાવતી અને આશ્રમને સાફ કરતી. બંને પુત્રોને પિતા પાસે મૂકીને ટોપલી, દાતરડું હાથમાં લઈને જંગલમાં જતી. ત્યાંથી ટોપલીમાં ફળ-ફૂલ ભરીને સાંજે પાછી આવતી અને ફળ-ફૂલને પર્ણકુટીમાં મૂકીને સ્નાન કરતી અને પુત્રોને પણ સ્નાન કરાવતી. પછી ચારેય ક્ષત્રિય પર્ણકુટીના આંગણે બેસીને ફળ-ફૂલ ખાતાં. પછી માદ્રી બંને પુત્રોને લઈને, પોતાની પર્ણકુટીમાં ચાલી જતી. આ પ્રકારે તેઓ સાત મહિના સુધી એ પર્વત પર જ રહ્યાં.

(વનપ્રવેશકાંડ સમાપ્ત)

એ સમયે કલિંગ રાષ્ટ્રમાં દુન્નિવિટ્ઠ ગામમાં પૂજક નામે એક બ્રાહ્મણ રહેતો હતો. એણે ભીખ માંગીને સો કાર્ષાપર્ણ એકઠા કર્યા હતા. કોઈ બ્રાહ્મણ પરિવારને ત્યાં એ થાપણ તરીકે મૂકીને બીજું કમાવા ગયો. પાછા આવવામાં મોડું થવાથી થાપણનું ધન વપરાઈ ગયું. જ્યારે એણે પાછા આવીને ધન માંગ્યું, ત્યારે તે ન આપી શકવાને કારણે એ બ્રાહ્મણે પોતાની અમિત્રતાપન નામની દીકરી તેને આપી. એ એને કલિંગ રાષ્ટ્રમાં દુન્નિવિટ્ઠ ગામમાં લઈ ગયો અને ત્યાં રહેવા લાગ્યો. અમિત્રતાપન સારી રીતે બ્રાહ્મણની સેવા ચાકરી કરતી હતી ત્યારે બીજા તરુણ બ્રાહ્મણો એના ગુણોની પ્રશંસા કરીને પોતાની પત્નીઓને મ્હેણાં-ટોણાં મારતા હતા. તેઓ કહેતા હતા : 'આ સ્ત્રી વૃદ્ધ બ્રાહ્મણની સેવા કરે છે. તો તમે અમારી કેમ ઉપેક્ષા કરો છો ?' એટલે તે સ્ત્રીઓએ વિચાર્યું, આ અમિત્રતાપનને આ ગામમાંથી જાકારો

આપવો પડશે. આથી નદી, તીર્થસ્થળે ભેગા જઈને એની મશ્કરી ઉડાવવા લાગી. તેમણે ભેગા થઈને એને કહ્યું, 'નક્કી, તારા માતા-પિતા તારા શત્રુ છે, તેમણે તારી યુવાવસ્થામાં તને એક વૃદ્ધને સોંપી દીધી. નિશ્ચિત તારાં સગાંવહાલાંઓએ એકાંતમાં તારી વિરુદ્ધ મંત્રણાઓ કરી હશે. એથી જ એમણે તને આ વૃદ્ધને સોંપી દીધી. આ તો બહુ ખોટું છે.' આ રીતે રહેવા કરતાં તો મોત વધુ સારું. ઓ કલ્યાણી ! ઓ સુંદરી ! તારા માતા-પિતાએ તારા માટે બીજો વર શોધ્યો જ નહી. આથી જ આવી તરુણાવસ્થામાં તને એક વૃદ્ધને સોંપી દીધી છે. તેં અગ્નિહોત્ર નૌમિનો યજ્ઞ સારી રીતે નહીં કર્યો હોય. તેં બ્રહ્મચારી, સદાચારી, બહુશ્રુત, શ્રમણ બ્રાહ્મણોને ગમે તેમ કહ્યું-સંભળાવ્યું હશે, એટલે જ તારે આ તરુણાવસ્થામાં એક વૃદ્ધ સાથે રહેવાનું આવ્યું. સર્પદંશ, શક્તિપાતથી થતું મૃત્યુ એટલું પીડાકારક નથી જેટલું વૃદ્ધ પતિ સાથે રહેવું. વૃદ્ધ પતિ સાથે ન ક્રીડા થઈ શકે અને ન રતિ થઈ શકે, ન વાતચીત થાય તો ન એનું હાસ્ય આનંદ આપે. જ્યારે યુવાન યુવતી એકાંતમાં વાતચીત કરે છે, ત્યારે એમના હૃદયના સર્વ શોક, દુઃખ નષ્ટ થઈ જાય છે. તું તો તરુણી છે, રૂપાળી છે, તને તો દરેક પુરુષ ઇચ્છે, જા તું તારા પિતાને ઘરે જઈને રહે. આ વૃદ્ધ તને શો આનંદ આપી શકવાનો છે ?

બ્રાહ્મણ-પત્નીઓની આવી મજાકથી તે રડી પડી અને પાણીનો ઘડો લઈને ઘેર પહોંચી ત્યારે બ્રાહ્મણે પૂછ્યું : 'તું કેમ રડે છે ?' 'બ્રાહ્મણ ! હવેથી હું તમારા માટે પાણી લેવા નહીં જઉં. તમારી વૃદ્ધતાની વાતો કરી કરીને બીજી સ્ત્રીઓ મારી મજાક ઉડાવે છે.' 'ભલે તું મારું કામ ના કરીશ. તું પાણી પણ ના લાવીશ, હું જાતે પાણી લઈ આવીશ. દેવી ! ગુસ્સે ન થઈશ.' 'હે બ્રાહ્મણ ! પતિ પાસે પાણી ભરાવે એવા કૂળમાં જન્મી નથી. તું આ વાત જાણી લે કે હું તારા ઘરમાં રહેવાની નથી. હે બ્રાહ્મણ ! જો તું મારા માટે દાસ કે દાસી નહીં લાવે તો હું તારા ઘરમાં નહીં રહું.' 'હે બ્રાહ્મણી ! મારી કોઈ શિલ્પશાળા નથી; મારી પાસે ધન નથી, કે નથી ધાન્ય. દેવી ! હું દાસ અથવા દાસી ક્યાંથી લાવું ? દેવી ! ગુસ્સે ના થઈશ. હું દેવીની સેવા કરીશ.' બ્રાહ્મણી બોલી : 'અહીં આવો, મેં જેવું કહ્યું છે તેવું હું કહું છું. રાજા વેસ્સન્તર વંક પર્વત પર રહે છે. બ્રાહ્મણ ! તમે જઈને એની પાસે

દાસ અથવા દાસીની યાચના કરો. એ ક્ષત્રિય તમે માગશો એટલે દાસ અથવા દાસી નિશ્ચિત આપશે.' પૂજકે કહ્યું : 'હું વૃદ્ધ છું, દુર્બળ છું. પંથ ઘણો લાંબો અને કપરો છે. દેવી ! તું રડીશ નહીં અને ખરાબ વિચારો ન કરીશ. દેવી ! કોપ ન કર, હું તારી સેવા કરીશ.'

બ્રાહ્મણીએ કહ્યું : 'જે રીતે યુદ્ધમાં ગયા વિના, લડ્યા વિના જ કોઈ યોદ્ધો પરાજિત થઈ જાય એ પ્રકારે હે બ્રાહ્મણ ! તમે યુદ્ધભૂમિમાં પ્રવેશ્યા પહેલાં જ પરાજિત થઈ ગયા. હે બ્રાહ્મણ ! જો તમે મારા માટે દાસ કે દાસી નહીં લાવો તો હું તમારા ઘરમાં એક પળ પણ નથી રહેવાની. હું તમને ગમે નહીં એવી વાતો કહીશ, જે સાંભળીને તમને દુઃખ થશે. નક્ષત્ર ઉત્સવમાં અથવા પર્વ ઉત્સવમાં જ્યારે અલંકારો સજીને કોઈ બીજી વ્યક્તિ સાથે રમણ કરતી જોશો, તો તમને દુઃખ થશે. હે બ્રાહ્મણ ! જ્યારે તમે મને જોઈ નહીં શકો અને રડવા લાગશો ત્યારે તમારી શરીર ઉપર કરચલીઓ પડી ગઈ હશે તથા વાળ પણ સફેદ થઈ ગયા હશે.' આ સાંભળીને બ્રાહ્મણને ડર લાગ્યો. એ અર્થ પ્રગટ કરતાં શાસ્તાએ કહ્યું : બ્રાહ્મણીથી વશીભૂત થયેલા એ બ્રાહ્મણે કામુકતાથી પીડાઈને બ્રાહ્મણીને કહ્યું : 'તું મારા માટે ગોળના પૂડા અને બીજું ભાથું બનાવી આપ. હે બ્રાહ્મણી ! સ્વાદિષ્ટ લાડવા અને સત્તુભોજન તૈયાર રાખજે. હું બે દાસકુમારોની જોડી લઈને આવીશ, જે રાતદિવસ આળસ કર્યા વિના તારી સેવા કરશે.'

એણે જલદીથી ભાથું તૈયાર કરીને બ્રાહ્મણને સૂચનાઓ આપી. એણે ઘરમાં જ્યાં સમારકામ કરાવવા જેવું હતું ત્યાં તે કરાવ્યું અને દરવાજા મજબૂત બનાવ્યા પછી વનમાંથી લાકડાં લઈ આવ્યો, ઘડાઓમાં પાણી લાવીને, બધાં વાસણો ભરી દીધાં, પછી તપસ્વીનો વેશ ધારણ કરી, એણે પત્નીને કહ્યું : 'ભદ્રે ! હવેથી કસમયે બહાર ન નીકળીશ. હું આવું ત્યાં સુધી બરાબર ધ્યાન આપજે.' આટલું કહીને પગરખાં પહેરીને ભાથું ખભે લટકાવીને, અમિત્રતાપનની પ્રદક્ષિણા કરીને, અશ્રુપૂર્ણ નેત્રે ચાલ્યો ગયો. એણે નગરમાં પહોંચીને એકઠા થયેલા લોકોને પૂછ્યું : 'વેસ્સન્તર ક્યાં છે ?' એકઠા થયેલા લોકોએ ઉત્તર આપ્યો કે 'હે બ્રાહ્મણ ! તમારા જેવાથી ત્રાસીને, અતિદાનના કારણે એ દેશનિકાલ થયો છે. હવે એ વંક પર્વત પર રહે છે.' આ પ્રકારે

અમારા રાજાનો નાશ કરીને. આ ફરી પાછો આવ્યો છે, જરા ઊભો રહે.' કહીને, લોકોએ ડંડા હાથમાં લઈને એનો પીછો કર્યો. દેવતાઓથી પ્રેરાઈને, એણે વંક પર્વતનો જ માર્ગ ગ્રહણ કર્યો.

બ્રાહ્મણી દ્વારા ધવાયેલા બ્રાહ્મણે જંગલી ગેંડા, ચિત્તા, આદિ જંગલી પશુઓના નિવાસસ્થાનમાં પ્રવેશીને દુઃખ વહોરી લીધું. જે જગ્યાએ એણે કામનાઓની પૂર્તિ કરવાવાળા વેસ્સન્તરની વાત સાંભળી હતી એ વિશાળ વનમાં તે ડંડો, સુરુવા તથા કમંડલ લઈને પ્રવેશ્યો. વિશાળ અરણ્યમાં દાખલ થતાં વેંત કૂતરાઓએ એને ઘેરી લીધા. એ રસ્તો ભૂલી ગયો અને દૂર દૂર ચાલ્યો ગયો, એ ભોગવિલાસી, દુરાચારી બ્રાહ્મણ વંક પર્વતનો માર્ગ ચૂકી ગયો અને બોલવા લાગ્યો :

'શ્રેષ્ઠ, વિજયી, અપરાજિત તથા ભયભીતને નિર્ભય કરનાર રાજપુત્ર વેસ્સન્તરની માહિતી આપે એવું કોઈ છે ખરું ? કોઈ છે જે મને મહારાજ વેસ્સન્તરનું નિવાસસ્થાન બતાવે ? પૃથ્વી જેવી રીતે બધાં પ્રાણીઓનું આશ્રયસ્થાન છે તેવી રીતે જે યાચકોનું આશ્રયસ્થાન છે, અને જે પૃથ્વીની સમાન છે એવા વેસ્સન્તરનું સ્થાન મને કોણ બતાવશે ? જેવી રીતે નદીઓમાં સાગરની પ્રતિષ્ઠા છે તેવી રીતે જે યાચકોમાં પ્રતિષ્ઠિત છે અને જે સમુદ્ર સમાન છે તે વેસ્સન્તરનું સ્થાન કોણ બતાવશે ? અને જે કલ્યાણતીર્થ, પવિત્ર શીતળ જળવાળા, મનોરમ, કમળથી છવાયેલા, કમલરજથી ભરેલા સરોવર જેવા છે એવા વેસ્સન્તરની કોઈ મને માહિતી આપશે ? જે રસ્તે જોવા મળતા અશ્વત્થ, વડ, શાલ તથા આંબાની જેમ શીતળ છાયા આપનારા છે, સુંદર છે, થાકેલાને વિશ્રામ આપનાર છે એવા વેસ્સન્તરની જાણ કરનાર કોઈ છે ? આ પ્રકારે આ ઘનઘોર અરણ્યમાં પ્રવેશ કરીને, વિલાપ કરી રહેલા મને, 'હા મને જાણ છે,' એવું કહેનાર કોઈ છે જે મને આનંદ આપે; એ માનવી આમ કહીને બહુ પુણ્ય પ્રાપ્ત કરશે.'

એનું રુદન સાંભળીને ચોકીનું કર્તવ્ય સંભાળી રહેલા અને મૃગયા રમતા, વનમાં રખડનારા ચેતિય પુરુષે વિચાર્યું : 'આ બ્રાહ્મણ ! વેસ્સન્તરનું નિવાસસ્થાન જાણવા વિલાપ કરી રહ્યો લાગે છે. એ કોઈ પુણ્યકાર્ય માટે નથી આવ્યો. તે માદ્રી અથવા બાળકોની યાચના કરશે. એને અહીં જ મારી

નાખું. એણે એની પાસે જઈને, ધનુષ ખેંચીને એને ડરાવ્યો : 'બ્રાહ્મણ ! તને જીવતો નહીં રહેવા દઉં.'

વનમાં ઘૂમતા શિકારીએ કહ્યું : 'હે બ્રાહ્મણ ! તમારા જેવાથી ત્રાસીને, અતિ-દાનના કારણે એને દેશનિકાલ મળ્યો છે. હવે તે વંક પર્વત પર રહે છે. હે બ્રાહ્મણ ! તમારાથી ત્રાસીને, તે પુત્રો અને પત્ની સહિત વંક પર્વત પર રહે છે. તું અહિત કરનારો તથા મૂર્ખ છે. તું રાજપુત્રને ખોળતો ખોળતો દેશમાંથી અહીં પાણીમાં માછલીની જેમ આવી પહોંચ્યો છે, બ્રાહ્મણ ! હું તને જીવતો નહીં રહેવા દઉં, મેં ખેંચેલું આ તીર તારું રક્તપાન કરશે. તારું મસ્તક કાપીને અને હૃદય કાઢી લઈને હે બ્રાહ્મણ ! હું પથ-શકુલ નામનો યજ્ઞ કરીશ....હે બ્રાહ્મણ ! તારા માંસ, ચરબી, મસ્તક તથા હૃદય કાપીને હું આહુતિ આપીશ. હે બ્રાહ્મણ ! તારા માંસથી મારો યજ્ઞ નિર્વિઘ્ન પાર પડશે. તું તારી પત્ની તથા પુત્રોને પણ જોઈ નહીં શકે.'

એનું કહેવું સાંભળીને તે મૃત્યુથી ભયભીત થયો, અને જૂઠું બોલતાં કહ્યું : 'હે ચેતિ-પુત્ર ! સાંભળ. બ્રાહ્મણ દૂત પણ હોય છે. આથી દૂતને મારવામાં નથી આવતો. આ જ જૂનોપુરાણો ચાલી આવેલો નિયમ છે. સમગ્ર સિવિ શાંત થઈ ગયું છે. એના પિતા એને જોવા ઇચ્છે છે. એની માતા દુર્બળ થઈ ગઈ છે. હવે એ આંખો ગુમાવવાની તૈયારીમાં છે. હે ચેતિપુત્ર ! મારી વાત માન, મને તેમણે મોકલ્યો છે. આથી જો તને એમના નિવાસસ્થાનની જાણ હોય તો મને બતાવ.' ત્યારે ચેતિ-પુત્રને જાણ થઈ કે આ વેસ્સન્તરને લઈ જવા આવ્યો છે. એ સાંભળીને પ્રસન્ન થયો. એણે કૂતરાઓને બાંધીને બ્રાહ્મણને ઝાડ પરથી નીચે ઉતારીને કહ્યું : 'તું મારા પ્રિય મિત્રનો પ્રિય દૂત છે. હું તને મધથી ભરેલું પાત્ર અને મૃગની સાથળનું માંસ આપું છું. તથા વેસ્સન્તર જ્યાં રહે છે એ પ્રદેશ પણ દેખાડું છું, ત્યાં તે સર્વ કામનાઓની પૂર્તિ કરનારો રહે છે.

(પૂજકકાંડ સમાપ્ત)

અપૂર્ણ

## પ્રતીક્ષા / ઈંતિઝાર હુસૈન

અનુવાદ : શરીફા વીજળીવાળા

'અરે યાર, ક્યારે આવશે એ ? મને તો ઊંઘ આવવા માંડી છે.'

'અત્યારથી ? હજી ક્યાં રાત ધાડે લાગી છે ?'

'યાર, મારી ટેવ વિચિત્ર છે. એમ તો હું આખી રાત જાગી શકું. પણ જો કોઈની રાહ જોવાનું કહેવામાં આવે તો પછી મને ઝોકાં આવવા માંડે...'

'નકામા માણસ...' માંજરી આંખોવાળો બોલ્યો, 'કોઈની રાહ જોતા હોઈએ ત્યારે તો આવેલી ઊંઘ પણ ગાયબ થઈ જાય છે. તું વિચિત્ર માણસ છે કે તને પ્રતીક્ષામાં પણ ઊંઘ આવે છે. એટલે જ તારો કોઈ પ્રેમ સફળ નથી થયો.'

'બસ યાર એવું જ છે. ખોટી ટેવ પડી છે પણ શું કરું ?' નકામો માણસ ચૂપ થઈ ગયો.

'લંબૂ, તું કેમ ચુપચાપ બેઠો છે ? શું તને પણ ઊંઘ આવે છે ?'

'નહીં યાર, ઊંઘ તો નથી આવતી. પણ યાર, રાહ જોવાની પણ કોઈ હદ હોય છે. આખરે ક્યારે આવશે એ ?'

'બસ હવે એ આવી જવો જોઈએ.'

'મારા હિસાબે હવે એણે આવી જવું જોઈએ.'

'માંજરા, તારો હિસાબ અમને ના બતાવ. એ કહે કે એ તરફથી તને શી સૂચના મળી છે ? કોઈ સમય તો કહ્યો હશે ને ?'

'લંબુ, જે હાલતમાં એ અહીં આવી રહ્યો છે, એમાં એ તો શક્ય નથી

ને કે એ કહી શકે કે હું આટલા વાગીને આટલી મિનિટે પહોંચી જઈશ અને બરાબર એટલા વાગે ને એટલી મિનિટે એ પહોંચી પણ જાય.'

'નવજુવાન, તું તો થાકી ગયો હઈશને !'

'ના' એવો ટૂંકો ને ટચ જવાબ દઈને એ ચૂપ થઈ ગયો. એ પોતાની પ્રતીક્ષાની દશામાં કોઈ પ્રકારની ખલેલ નો'તો ઈચ્છતો. હકીકતે સૌથી વધુ આતુરતાથી તો એ જ રાહ જોઈ રહ્યો હતો. એની ઈચ્છા હતી કે કોઈ બોલે નહીં, ચૂપ રહે બધા, બસ પ્રતીક્ષા કરે. એટલે જ્યારે કોઈ બોલતું ત્યારે એને ન સમજાય એવી બેચેની લાગતી. વાત જેટલી લંબાતી, એટલી એની બેચેની પણ વધતી જતી. એના દોસ્તારો, વાત કરતાં કરતાં આખરે જ્યારે ચૂપ થઈ જતા ત્યારે છેક એને ચેન પડતું.

લંબૂએ આળસ મરડીને બગાસું ખાધું. 'યાર, કંટાળો આવે છે...' પછી જરા વાર રહીને બોલ્યો : 'જપં જરા, ચાલ પાનાં તો રમીએ. ચાલ કાઢ પત્તાં, બે ચાર બાજી થઈ જાય. વખત તો પસાર થશે.'

માંજરા આદમીએ લાચારી બતાવી : 'યાર, પાનાં તો અંદર બંધ છે.'

'પાનાં પણ અંદર બંધ છે ?'

'હા, યાર.'

'યાર, તાળું ખૂલી નહીં શકે ?'

'લંબૂ, તને ખબર નથી કે ચાવી એની પાસે જ છે ?'

'કોણ જાણે એ ક્યારે આવશે ?'

'હું પૂછું છું કે એ આવશે ખરો ?' નકામો માણસ વળી બોલી ઊઠ્યો.

નવજુવાને, નકામા માણસ સામે ઘૂરકીને જોયું પણ કંઈ બોલ્યો નહીં.

માંજરી આંખોવાળાએ દિલાસો દેતો હોય એમ કહ્યું : 'નહીં કેમ આવે ? કોઈ પણ હિસાબે એણે આવવું તો પડશે જ.'

'પણ ક્યારે ?' લંબુએ પૂછ્યું.

'લંબૂ, થોડી ધીરજ રાખ, એ બસ હવે આવવો જ જોઈએ.'

'અને ધારો કે એ ન આવ્યો તો ?' નકામા માણસે વળી એક સવાલ કર્યો. એણે એવો સવાલ ઊભો કર્યો કે જરાક વાર માટે તો બધા ગૂંચવાઈ ગયા. બધા એ વિચારે ચિંતિત થઈ ગયા કે ધારો કે એ ન આવે તો પછી શું થશે ?

નવજુવાને જરાક અણગમા સાથે પૂરા વિશ્વાસથી એલાન કર્યું કે 'એ આવશે જ.'

માંજરા માણસને પેલાની આ જાહેરાતે બહુ હિંમત બંધાવી એણે ઉત્સાહભેર નવજુવાનની વાતની પુષ્ટિ કરી : 'એ જરૂર આવશે.'

લંબૂ પણ માની ગયો. એ કહેવા લાગ્યો : 'હવે તો યાર, એના આવવા પર જ બધું નિર્ભર છે. કોઈ પણ સંજોગોમાં એણે આવવું જ જોઈએ.'

'એ જ તો હું કહું છું.' માંજરો બોલ્યો.

'એ જ તો હું પણ કહું છું કે બધો આધાર એના આવવા પર છે. જો એ ન આવ્યો તો શું થશે ?' નકામો માણસ ફરી બોલી ઊઠ્યો.

નવજુવાને અંગારા વરસાવતી આંખે એના તરફ જોયું. સખત ગુસ્સે થઈને એ બોલ્યો :

'અમને confuse કરવાની કોશિશ ના કર. એ ચોક્કસ આવશે.'

confuse થઈ જવાની બીકે એ બધા ચૂપ થઈ ગયા. ખાસ્સી વાર સુધી ચૂપ રહ્યા, છેવટે લંબૂ બોલ્યો : 'યાર, હવે તો રાત ઘણી વીતી ગઈ છે.'

માંજરા માણસે આસપાસ નજર નાખી : 'યાર, આજે રાત બહુ અંધારી છે.'

'મને લાગે છે કે હવે એ નહીં આવે.' એવું બોલ્યો પછી લંબૂને તરત જ પોતાની ભૂલ સમજાઈ ગઈ. એણે તાબડતોબ ભૂલ સુધારી લીધી : 'મારો મતલબ એ છે કે રાતના આવા સમયે એ નહીં આવે. જોતા નથી રાત કેવી તો અંધારી છે ? વળી એમ પણ આવા કટાણે આવવું જોખમભર્યું છે.'

'તે એનું શું ?'

'મને લાગે છે કે હવે એ સવારે આવશે.'

'એમ ?' માંજરો આદમી વિચારમાં પડી ગયો. પછી બોલ્યો : 'કદાચ તું સાચું જ કહે છે. રાતની સફરમાં નડી શકે એવાં બધાં જોખમોને બેઉ જણાએ ધ્યાનમાં લીધાં અને પછી માની લીધું કે હવે એ સવારે જ આવશે. નવજુવાન આ માનવા તૈયાર હોય એવું નો'તું લાગતું પછી કોઈ ને કોઈ રીતે એ લોકોએ એને પણ મનાવી જ લીધો. પછી નક્કી થયું કે હવે જરા લાંબા થઈએ અને થોડીક ઊંઘ ખેંચી કાઢીએ. એ ત્રણેય લાંબા થયા. નકામો માણસ એમનો એમ બેસી રહ્યો.

'નકામા માણસ ! તને તો બહુ ઊંઘ આવતી હતી. તો હવે સૂતો કેમ નથી ?' માંજરો આદમી બોલ્યો.

'ઊંઘ નથી આવતી.'

'કેમ ?'

'મને ચિંતા છે.'

'ચિંતા ? શાની ચિંતા ?'

લંબૂ એને સમજાવતાં બોલ્યો : 'મેં કહ્યું ને કે રાતમાં એના આવવાની કોઈ શક્યતા નથી. મારા કહેવાનો મતલબ કે એવી કોઈ સંભાવતા નથી. હવે એ સવારે જ આવશે.'

'અને જો સવાર જ ન પડી તો ?'

નકામા માણસે વળી પાછી એવી વાત કહી દીધી કે બધા સ્તબ્ધ થઈ ગયા. જોકે પછી તરત જ એમને ખ્યાલ આવ્યો કે આ કેટલો તો મૂરખ જેવો વિચાર છે.'

'યાર, તું સાવ જ નકામો માણસ છે.' માંજરો માણસ બોલ્યો : 'ભલા આવા તુક્કાનો કોઈ અર્થ છે ખરો ? સવાર કેમ નહીં પડે. એક રાતે... હજી તો પરમ દિવસની રાતની જ વાત છે, મને લાગ્યું કે રાત બહુ જ લાંબી થઈ ગઈ છે.'

'હા, પરમ દિવસની રાત ખરેખર જ માંડ માંડ વીતી છે.' લંબુએ એની વાતને ટેકો આપ્યો.

'બસ, મને એવું લાગેલું કે હવે સવાર નહીં પડે. હું તો સાવ જ આશા છોડી બેઠો હતો. એ તો સારું થયું કે બરાબર એ જ વખતે કૂકડો બોલી ઊઠ્યો.'

નવજુવાને એની સામે ગુસ્સાથી જોયું : 'જાણે કે કૂકડો ન બોલત તો સવાર ના પડત...'

એની વાત કેટલી તો હાસ્યાસ્પદ છે એ પુરવાર કરવા માટે જ નવજુવાને વ્યંગપૂર્ણ ઢબે આ વાત કહી હતી પણ પેલાએ નવજુવાનની વ્યંગપૂર્ણ વાતને સાવ જ અવગણી એકદમ ગંભીર થઈને એ કહેવા લાગ્યો : 'હા, આ વાત વિચારવા જેવી છે...' પછી વિચારીને બોલ્યો : 'મારા પિતાજી કહેતા કે ખડ્ડામાં કૂકડીઓ પાંખો ફફડાવશે અને કૂકડા બાંગ પોકારશે, ખૂંટે બંધાયેલી

ગાયો ભાંભરશે, અને ઘોડા ઘોડારમાં ઊભા ઊભા વ્યાકુળતાથી હણહણશે અને દોરડાં તોડાવીને ભાગી જશે પણ કોઈ વાતે સવાર નહીં પડે ....'

'આ કઈ રાત હશે ?' લંબૂએ જરા કરી જઈને પૂછ્યું.

'એ દુનિયાની છેલ્લી રાત હશે...' કહીને એ ચૂપ થઈ ગયો. પછી કંઈક વિચારતાં બોલ્યો : 'સવાર પડશે તો યે સવાર નહીં થાય. સૂરજમાં રોશની નહીં હોય. જાણે દીવામાં તેલ પૂરું થઈ ગયું હોય અને બત્તીની વાટ ઠરવાની તૈયારીમાં હોય એવું જ.'

માંજરા આદમીએ એની વાતનો વિરોધ કરતાં કહ્યું. 'પણ પેગંબર સાહેબના કથન પ્રમાણે તો એ સવારે બે સૂરજ નીકળશે, એક પૂર્વમાંથી અને એક પશ્ચિમમાંથી.'

'બીજો સૂરજ પણ કામ નહીં આપે, એમાં પણ તેલ ખતમ થઈ ગયું હશે.'

'બધો બકવાસ છે...' નવજુવાન છેવટે બરાડી ઊઠ્યો.'હું આ બધી કથાઓને નથી માનતો. આ બધી કથાઓ મનઘડંત છે. અને એવા ઇરાદાથી ઘડવામાં આવી છે કે લોકોને આવા વાદવિવાદમાં ગૂંચવીને અને આવા વહેણોમાં અટવાવીને મૂળ સમસ્યાથી એમનું ધ્યાન હટાવી દેવામાં આવે. આ નકામા આદમીએ પણ આ વિવાદ એટલા માટે જ શરૂ કર્યો છે જેથી અસલ સમસ્યા પરથી આપણું ધ્યાન હટી જાય.'

'અસલ સમસ્યા ?' નકામા માણસે નવાઈથી નવજુવાન સામે જોયું અને ભોળા ભાવે પૂછ્યું : 'એ વળી શું છે ?'

'મૂળ સમસ્યા એ છે કે એણે આવવાનું છે અને પછી આપણને...' પછી અચાનક અટકી જઈને એ બોલ્યો :'નકામા આદમી, જો તને એ જ નથી ખબર કે અસલ સમસ્યા શી છે તો હું તને કઈ રીતે સમજાવી શકવાનો છું ? અને જો તને આના વિશે કશી ખબર જ નથી તો તું અમારી સાથે કઈ ખુશીમાં ટકેલો છે ?'

લંબૂએ જોયું કે નવજુવાનનો ગુસ્સો વધતો જ જાય છે એટલે જલ્દીથી વચ્ચે પડીને એણે કહ્યું : 'નવજુવાન, તને તો બહુ જલ્દી ગુસ્સો આવી જાય છે !'

'ગુસ્સો ? હજી મને ગુસ્સો આવ્યો ક્યાં છે ? હજી તો મેં મારી જાત પર કાબૂ રાખ્યો છે.'

'પણ ક્યાં સુધી ગુસ્સો નહીં આવે ?'

માંજરી આંખોવાળાએ સમજાવટના સૂરે કહ્યું : 'નવજુવાન, તને ખબર નથી કે આ કેટલો નકામો માણસ છે. એની વાતને તો એક કાનથી સાંભળીને બીજા કાનથી કાઢી નાખવી જોઈએ. એને શું છે ? એ ન તો પોતે સૂશે, ન આપણને સૂવા દેશે. જલ્દીથી જરાક સૂઈ લો જેથી જલ્દી ઊઠી શકો.'

'નહીં, હું નથી સૂવાનો.' નવજુવાને મક્કમ અવાજે જાહેર કર્યું.

'કેમ નહીં સૂવે ?'

'તમારે શું ? તમે તો પોતાની તરફથી ફેંસલો સંભળાવી દીધો કે હવે એ સવારે આવશે. પણ એ તમારો ફેંસલો માનવા બંધાએલો થોડો જ છે ? એ તો કોઈ પણ સમયે આવી શકે છે.'

માંજરો આદમી તરત જ માની ગયો : 'આ વાત પણ સાચી છે. શું ખબર પડે કે એ રાતે જ આવી નહીં ચડે ? એટલે બહેતર એ જ છે કે આપણે ના સૂઈએ.'

લંબૂ પણ લાંબો થયો હતો ત્યાંથી બેઠો થઈ ગયો. 'સારું યાર, નથી સૂતા બસ. પણ સમય પસાર કરવા માટે કોઈ રસ્તો હોવો જોઈતો હતો. પત્તાં તો અંદર બંધ છે. જોકે કેરમથી પણ સમય તો પસાર કરી શકાય.'

'કેરમ બોર્ડ પણ અંદર જ બંધ છે.' માંજરા આદમીએ માહિતી આપી.

'અરે યાર, આ તો ખરું કંટાળાજનક છે.'

'શું કરીએ યાર, ચાવી એની પાસે છે.'

'તો તો ખરેખર જ એનું આવવું બહુ જરૂરી છે.'

'પણ મને નવાઈ લાગે છે' માંજરો આદમી કહેવા લાગ્યો : 'એ હજી સુધી આવ્યો કેમ નહીં ? હકીકતે અત્યાર સુધીમાં તો એણે આવી જવું જોઈતું હતું.'

'આખરે શું કારણ હોઈ શકે ?'

'એ જ તો હું વિચારી રહ્યો છું કે અત્યાર સુધી નહીં આવવાનું કારણ શું હોઈ શકે ?'

લંબૂ જરા ખચકાતાં ખચકાતાં બોલ્યો : 'ક્યાંક એની સાથે કોઈ દુર્ઘટના તો નહીં થઈ હોય ને ?'

'નહી.' માંજરાએ ખાતરીપૂર્વક કહ્યું : 'તોબા કરો, એ માર ખાઈ લે એવો માણસ નથી અને એ ચોટ્ટાઓનો માર ખાઈ લે એવું તો હરગીઝ ના બને.'

'તો પછી શું થયું હશે ?'

'યાર, વાત એમ છે... માંજરાએ વિચારમાં કહ્યું : 'ત્યાંથી નીકળવું એટલું આસાન તો છે નહી. એણે કોઈ તરકીબ લડાવીને જ નીકળવાનું હતું.'

એ કૂફા'માંથી નીકળી શકશે ખરો ?' નકામા માણસે ફરી એક પ્રશ્ન કર્યો. નવજુવાને વળી એવી જ ગુસ્સાભરી નજરે એની સામે જોયું : 'કૂફામાં તો આપણે છીએ.'

લંબૂએ સમર્થનમાં માથું હલાવ્યું. 'નવજુવાને સાચું કહ્યું. કૂફામાં તો આપણે છીએ.' એના બોલવામાં કેટલી તો નિરાશા હતી !

'તો ભલા આપણે એને કૂફામાં બોલાવી રહ્યા છીએ ?' નકામા આદમીએ ભોંઠા પડી જઈને કહ્યું.

નવજુવાન આ વખતે બસ ગુસ્સાભરી નજરે એની સામે જોઈ રહ્યો. એ કંઈ બોલી ના શક્યો.

નકામા આદમીએ આળસ મરડી બગાસું ખાધું : 'હવે મને ખરેખર જ ઊંઘ આવવા માંડી છે.' એની આંખો મીંચાવા લાગી અને પછી જરાક વારમાં તો એ નસકોરાં બોલાવવા માંડ્યો.

લંબૂએ બગાસું ખાધું. 'આનાં નસકોરાંથી મને પણ ઊંઘ આવવા માંડી.' લંબૂએ કેટલી બધી વાર આંખ ખોલ બંધ કરી, પછી ખરેખર જ એની આંખો મીંચાઈ ગઈ.

'લો, આ પણ સૂઈ ગયો.' માંજરો બોલ્યો.

નવજુવાને બેઉ સૂતેલાઓ પર તિરસ્કારભરી નજર નાખી અને પછી માંજરાને સંબોધીને કહ્યું : 'જોઈ રહ્યો છે ને ?'

'હા, જોઈ રહ્યો છું.'

'આ લોકો ભલા એની સાથે ચાલી શકશે ?'

'હું પણ એ જ વિચારી રહ્યો છું.'

'આ તો કૂફી છે કૂફી (નિર્દય) ખબર નહી એણે શું વિચારીને આ લોકો પર ભરોસો કર્યો છે.'

'એ બધાને બરાબર ઓળખે છે.'

'તો પછી એણે આ લોકો પર ભરોસો કેમ કર્યો ?'

માંજરી આંખોવાળા પાસે આ સવાલનો કોઈ જવાબ નો'તો. એ ચૂપ રહ્યો. નવજુવાન પણ ચૂપ થઈ ગયો. મૂંગો બેઠો બેઠો મનમાંને મનમાં ઊકળતો રહ્યો. માંજરા આદમીને મૂંગા બેઠા બેઠા ઊંઘ આવવા માંડી. હજી તો એને જરાક ઝોકું આવ્યું જ હતું કે નકામો આદમી સફાળો બેઠો થઈ ગયો. 'શું એ આવી ગયો ?'

લંબૂ પણ સફાળો ઊભો થઈ ગયો : 'અચ્છા અચ્છા ! એ આવી ગયો !'

માંજરા આદમીએ તરત જ આંખો ખોલી નાખી અને એવો દેખાવ કર્યો કે જાણે એ સૂતો જ ન હોય.

'કોઈ નથી આવ્યું', નવજુવાને શાંતિથી કહ્યું.

'નકામા આદમીએ પોતાની વાતને વળગી રહેતાં કહ્યું : 'મારા ખ્યાલથી કોઈએ દરવાજો ખખડાવ્યો હતો.'

'મને પણ એવું લાગ્યું તો હતું' લંબુ બોલ્યો.

નવજુવાને બેઉ સામે નફરતથી જોયું. અને બોલ્યો : 'તમે બેઉ તો સૂતા હતા તમને કેવી રીતે ખબર પડી કે કોઈ આવ્યું હતું ? જાગું તો હું છું. મેં તો બારણું ખખડાવવાનો કોઈ અવાજ નથી સાંભળ્યો. તેં સાંભળ્યો હતો ?' એણે માંજરા આદમીને પૂછ્યું.

'ના, મેં કોઈ અવાજ નથી સાંભળ્યો.'

એ આવ્યો હતો કે નહી એ વિશે બરાબરની જીભાજોડી થઈ. નકામો આદમી અને લંબૂ એક બાજુએ હતા. એમના મનમાં વહેમ હતો કે એ સૂતા હતા ત્યારે કોઈકે બારણે ટકોરા માર્યા હતા.

માંજરા આદમીનો ભરોસો ડામાડોળ હતો. પણ કોઈકે ટકોરા માર્યા હતા એવું માનવા નવજુવાન હરગિઝ તૈયાર નો'તો.

'પણ આ તો બિલકુલ જ બાઈબલની દુલ્હનો જેવો કિસ્સો થઈ ગયો' નકામો આદમી અફસોસ કરતો કહેવા લાગ્યો. 'એ આવ્યો અને આપણને સૂતેલા ભાળીને ચાલ્યો ગયો.'

'પણ હું જાગતો હતો' નવજુવાને બરાડો પાડીને કહ્યું.

લંબુનું ભેજું ફટક્યું : 'શું કહેતો હતો નવજુવાન ?'

'કંઈ નહીં.' માંજરી આંખોવાળાએ ટૂંકો ને ટચ જવાબ દીધો.

લંબૂએ શંકાભરી નજરે જ માંજરા તરફ જોયું અને ચૂપ થઈ ગયો. એના મનમાં વહેમનો કીડો સળવળવા લાગ્યો કે કોણ જાણે એ સૂતો હતો ત્યારે આ બેઉ જણાએ શીયે વાતો કરી હશે. જાતભાતની વાતો એના મનમાં આવી અને દરેક વાત એવી કે એની સાથે બીજા દસ વહેમ એના મનમાં પેદા થયા. પછી એણે એવું વિચારીને એક ઝાટકે બધા વહેમોનો છેદ ઉડાડી દીધો કે જો એક વાર એમાં ફસાઈ ગયો તો પછી એમાંથી નીકળવું મુશ્કેલ થઈ પડશે. જેવા પડશે એવા દેવાશે એવું માનીને એ તરફથી ધ્યાન હટાવવા માટે એક વાર ફરીથી એણે પોતાની વાત કરી. તાળું મારેલા દરવાજાની સામે એકીટસે જોયું અને બોલ્યો : 'જો તાળું ખૂલી જાય તો પાનાંની થોડીક બાજી થઈ જાત...'

'હવે એ આવી જ જશે' માંજરો આદમી બોલ્યો. 'પછી જેટલી ઇચ્છો એટલી બાજી રમજો.'

'એના આવ્યા પછી આપણે શું પાનાં રમીશું ? એ વખતે એટલી નવરાશ જ ક્યાં હશે ? નવરાશ તો અત્યારે છે.'

નવજુવાને કડવાશથી કહ્યું : 'હા, જ્યાં સુધી એ નહીં આવે ત્યાં સુધી તમારા લોકો માટે નવરાશ જ નવરાશ છે. પાનાં રમો, કેરમ રમો, જે ફાલતું કામ કરવાં હોય તે કરો. પછી હું જોઈશ કે એના આવ્યા પછી કોઈ કઈ રીતે આવી નકામી પ્રવૃત્તિમાં સમય વેડફે છે.'

નકામો આદમી પરેશાન થઈને બોલ્યો : 'એટલે કે એના આવ્યા પછી મને ફ્લેશ રમવાની છૂટ નહીં હોય ?'

'પણ ક્યારે ?'

'જલ્દી, બહુ જલ્દી આવશે.'

'આટલી રાત તો થઈ ગઈ છે. હવે શું ધૂળ ને રાખ આવવાનો ?' જરાક વાર વિચાર કરીને એ બોલ્યો.' મારા માનવા પ્રમાણે હવે એ સવારે જ આવશે.'

'સવાર... સવાર... સવાર...' નકામો આદમી ખીજવાઈ ગયો. 'લંબુ, તારા ભેજા પર સવાર કેમ સવાર થઈ ગઈ છે ? ખબર નહીં ક્યારે રાત પૂરી થશે ?...

'ક્યારે સવાર પડશે અને ક્યારે એ આવશે ?'...

'કહેનારાઓએ સાચું જ કહ્યું છે કે લાંબો માણસ બેવકૂફ હોય છે. લંબુ તને ખબર નથી કે આવી રાતોની સવાર કેવી હોય છે ?'

'યાર, આ બકવાસ બંધ કરો...' માંજરો આદમી ચિડાઈને બોલ્યો : 'જો કોઈ પાસે સિગારેટ હોય તો એ સળગાવે...'

નકામા આદમીએ તરત જ ખિસ્સામાં હાથ નાખ્યો : 'લ્યો, સિગારેટને તો આપણે ભૂલી જ ગયા હતા.' ખિસ્સામાંથી સિગારેટની ડબ્બી અને માચીસ કાઢતાં એ બોલ્યો.

લંબૂએ સિગારેટ લેતાં કહ્યું : 'નકામા આદમી, તું તો બહુ કામનો માણસ નીકળ્યો. જો સિગારેટ ન હોત તો આપણા તો બાર જ વાગી જાત.'

ત્રણેએ એક એક સિગારેટ સળગાવી. પછી નકામા આદમીએ ડબ્બી નવજુવાન તરફ લંબાવી, એ હજી પણ એમનો એમ અક્કડ થઈને બેઠો હતો. 'નવજુવાન, સિગારેટ પી.'

'નથી પીવી.'

'સારું ચાલ ના પીશ. જોકે તારા સિગારેટ નહીં પીવાથી એ જલ્દી તો નથી આવી જવાનો. જો એ આવવાનો હશે તો એ પોતાના સમય પર જ આવશે.'

'તને એમાં કોઈ શંકા છે ?'

'શંકા ?... ના બહુ શંકા નથી. શી ખબર એ આવી પણ જાય.'

નવજુવાનનો પારો ફરીથી ચડવા માંડ્યો હતો. પણ લંબુએ બીજી જ વાત શરૂ કરી દીધી. સિગારેટના કશ સાથે જ એનામાં જરા ગરમી આવી

ગઈ હતી. એ કહેવા માંડ્યો : 'યાર, જાગવાની જૂની સિસ્ટમ સારી હતી. તાપણું સળગાવ્યું, ફરતે બેસી ગયા અને વાતો શરૂ કરી દીધી... ગપાંય મારવાવાળાઓ જરા વધુ સારી તજવીજ કરતા હતા. એમનાં જાગરણ જરા વધુ જોરદાર રહેતાં હતાં.' પછી રંજ સાથે કહેવા માંડ્યો : 'યાર, આપણી વચ્ચે કોઈ વાર્તા કહેનારો હોવો જોઈતો હતો.'

નવજુવાને એને ઝેરીલી નજરે જોયો. એ બોલ્યો : 'લંબૂ, આના પછી તું કહીશ કે અફીણ ઘોળવા માટે ચાંદીની વાટકી હોવી જોઈતી હતી.'

નકામા આદમીએ નવજુવાનના કટાક્ષ પર જરાય ધ્યાન ન આપ્યું. અફીણ અને ચાંદીની વાટકીના ઉલ્લેખથી એ તો એકદમ જ ખીલી ઊઠ્યો. 'યાર, તો તો ફરી જલસા પડી જાત. જો કે મેં કદી નશો કર્યો નથી. સાલી આપણા નસીબમાં તો વ્હીસ્કી જ રહી ગઈ છે. ચાંદીની વાટકીમાં ઘોળેલું અફીણ શું રંગ લાવતું હશે ? હું તો બસ એની માત્ર કલ્પના જ કરી શકું છું...'

'નકામા માણસ... આખરે decandenceની પણ એક હદ હોય છે.'

નવજુવાન ગુસ્સામાં બબડ્યો.

લંબૂએ નવજુવાનની વાત પર જરાય ધ્યાન ન આપ્યું. એ પોતાના વિચારોમાં ખોવાયેલો હતો. એક લાંબો કશ લઈને એ બોલ્યો. 'યાર, જો આ સમયે વ્હીસ્કી હોત તો જલસા પડી જાત.'

'હા, તો પછી આટલો બંધો કંટાળો ન આવત...' માંજરો આદમી બોલ્યો.

'શું કરીએ યાર, સાલું તાળું બંધ છે અને ચાવી એની પાસે છે.'

'હા યાર, છે આખી બોટલ છે. પણ સાલી ચાવી આપણી પાસે નથી.'

'યાર, તેં પહેલાં ના કહ્યું.'

'પહેલાં કહી દીધું હોત તો શું થાત ?'

નવજુવાને એના ઝેરીલા અવાજે ઉમેર્યું. 'અલબત્ત, એવું બની શકે કે ક્યાંક આપણે એની સાથે દગો ના કરીએ એવી શંકા એને આપણા માટે હોઈ શકે !'

'એટલે કે આપણે દગો કરીએ ?' લંબૂએ 'આપણે' પર કેટલો તો ભાર દીધો હતો.

'મતલબ એ જ કે આપણામાંથી કોઈ પણ હોઈ શકે છે.'

'કોઈ કોણ હોઈ શકે છે ?' નકામો આદમી જાતે કે ચોખવટ કરવા માગતો હતો.

'કોઈ પણ હોઈ શકે છે ?' આદમી જાણે કે ચોખવટ કરવા માગતો હતો.

'કોઈ પણ હોઈ શકે છે. આદમીને કૂફ્રી (નિર્દય) થતાં વાર થોડી જ લાગે છે ? હું હોઈ શકું છું, તું કોઈ શકે છે...'

'શું કહ્યું, હું ?'

'હા, તું...' નવજુવાને નકામા આદમીની આંખોમાં આંખો પરોવતાં કહ્યું. અચાનક જ એ ફરીથી ગુસ્સે થઈ ગયો હતો. પણ આ વખતે નકામા આદમીને પણ ગુસ્સો આવી ગયો. એનું મોં ગુસ્સાથી લાલઘૂમ થઈ ગયું. 'આગળ હું સહન નહીં કરી શકું.' એમ બોલતાંની સાથે ફટાક દઈને ઊભો થઈ ગયો. જાણે કે નવજુવાન સાથે મારામારી કરવા તૈયાર ના હોય ! નવજુવાને પણ બાંયો ચડાવી લીધી. એની આંખોમાં લોહી ઊતરી આવ્યું હતું. માંજરો આદમી અને લંબૂ બેઉ ચુપચાપ એમને જોઈ રહ્યા. પણ જ્યારે એમણે જોયું કે આ બેઉ તો સાચ્ચે જ મરવા-મારવા પર આવી ગયા છે ત્યારે એમણે ઊભા થઈને બેઉને છૂટા પાડ્યા. લંબૂએ નકામા આદમીને પકડ્યો, માંજરા આદમીએ માંડ માંડ નવજુવાનને સંભાળ્યો. એ તો બસ નકામા આદમી પર તૂટી જ પડવા માગતો હતો. સમજાવી ડરાવીને બેઉને જુદા જુદા બેસાડ્યા. જરાક ખખડાવ્યા, જરાક સમજાવ્યા : 'આવા કટોકટીના વખતે તમને લડવાનું સૂઝે છે ? હદ થઈ ગઈ.'

નવજુવાન ચૂપ તો થઈ ગયો પણ એની આંખોમાં કેટલી બધી વાર સુધી લાલ શેરડા તરતા રહ્યા. નકામા આદમીના માથા પર સવાર થયેલું ભૂત તરત જ ઊતરી ગયું. જે ઝડપે એને ગુસ્સો ચડ્યો હતો એ જ ઝડપે ઊતરી

ગયો. પછી એ ચુપચાપ અલગ જઈને બેસી ગયો. માંજરો આદમી અને લંબૂ પણ ચૂપ રહ્યા. ચૂપ રહેવામાં જ એમને સલામતી લાગતી હતી. બોલ ને ખબર નહી કઈ વાત પરથી કઈ વાત નીકળે અને એ બેઉ સાથી મિત્ર ફરીથી ભડકી ઊઠે.

કેટલી બધી વાર પછી લંબૂ બબડ્યો : 'આપણે કેવી મુસીબતમાં ફસાઈ ગયા છીએ ?'

માંજરો આદમી એની બિલાડી જેવી આંખોથી એને તાકવા લાગ્યો, પછી બોલ્યો : 'યાર, આદમી ફસાય જલદી છે, નીકળતાં વાર લાગે છે.'

'ખરું કહે છે. એક વાર આદમી ફસાઈ જાય પછી એને અલ્લાહ કાઢે તો ઠીક છે. આ વાત પરથી મને હઝરત મુસા[?]ના સાથીઓનો કિસ્સો યાદ આવ્યો. એ લોકો ચાલતાં ચાલતાં એક રણમાં જઈ ચડ્યા. ત્યાં એવા તો ફસાયા કે ચાલીસ વરસ સુધી એના એ રણમાં જ ચાલતા રહ્યા. નીકળવાનો રસ્તો એમને નો'તો મળતો.'

'ચાલીસ વરસ સુધી ?' નવજુવાને અચરજથી પૂછ્યું.

'હા, ચાલીસ વરસ સુધી.'

'એ લોકોની Sense of direction (દિશાઓનું ભાન) બહુ નબળી હતી ?'

'ખેર, એ તો રણ હતું.' લંબૂ કહેવા લાગ્યો : 'રણોમાં તો એમ પણ દિશાઓનું ભાન ભુલાઈ જાય છે. ને વળી એ જમાનો. હું તમને મારો એ જમાનાનો અનુભવ સંભળાવું છું. એવું થયું કે મારે ગુલબર્ગમાં એક સગાને ત્યાં જવું હતું. રાત કંઈ એવી વીતી નો'તી ગઈ. સમજો ને કે રાતનો લગભગ પહેલો પહોર ચાલતો હતો. હા, વરસાદ આવતો હતો અને વરસાદી રાતોમાં તમે જોયું હશે કે સ્ટ્રીટલાઇટ્સ હોવા છતાં રસ્તાઓ એકમેકમાં ગાયબ થઈ જાય છે. એ ઘર મેં સેંકડો વાર જોયું હતું, શેરી પણ જોઈ હતી, પણ સાવ પાસે જઈને હું થાપ ખાઈ ગયો અને ખોટી ગલીમાં વળી ગયો. બસ પછી તો હું એક ગલીમાંથી બીજી ગલીમાં, બીજી ગલીમાંથી ત્રીજી ગલીમાં... પણ એ ગલી મને ના મળી જેમાં પેલું ઘર હતું. આસપાસની ગલીઓમાં કલાકો સુધી ભટકતો રહ્યો. આખરે એક રેસ્ટોરાંમાં જઈને મેં એને ફોન

કર્યો અને એ પોતે આવીને મને લઈ ગયા. તો ભાઈ, આદમીનાં કદમ એક વાર ડગમગી જાય તો પછી સમજી લો કે એ ગયો કામથી...'

નવજુવાન વિચારમાં પડી ગયો. માંજરો આદમી માંજરી આંખોથી એને તાકતો રહ્યો. કંઈ બોલ્યો નહીં. નકામો આદમી બોલવા માંડ્યો : 'ક્યારેક તો એ એટલો પાસે હોય છે કે હું એનો પગરવ સાંભળી શકું છું. એવું લાગે છે જાણે એ અહીં આસપાસની ગલીઓમાં જ ફરી રહ્યો છે. કહો કે ઘરના ઊંબરા સુધી આવી ગયો છે. અને ક્યારેક એવું લાગે છે કે એ દૂર રણોમાં ભટકી રહ્યો છે. અને એ કદી આપણા સુધી નહીં પહોંચી શકે.'

'બકવાસ' નવજુવાને ગુસ્સામાં હોઠ કરડ્યા.

એણે નવજુવાનના ગુસ્સાને અવગણ્યો. સરકીને લંબુ પાસે આવી ગયો. રહસ્યભર્યા અંદાજમાં બોલ્યો : 'મને લાગે છે કે અત્યારે એ ક્યાંક આસપાસમાં જ છે. તારું શું માનવું છે ? એ આવવો જોઈએ ?'

'મારું માનવું...' લંબૂ નકામા આદમી સામે ઘૂરક્યો. 'આપણે એ આશા પર તો બેઠા છીએ કે એ આવે અને આપણને આ આફતમાંથી ઉગારે.'

'પણ ધારો કે એના આવ્યા પછી પણ આપણે આ આફતમાંથી ન ઊગરી શક્યા તો ?'

લંબૂ મૂંઝાઈ ગયો. નવજુવાન એની ટેવ પ્રમાણે ફરીથી ગુસ્સામાં કાંપવા લાગ્યો. માંજરો આદમી બહુ દુઃખી થયો : 'યાર, કેવા નકામા માણસ સાથે પનારો પડ્યો છે...'

'તું શું ઇચ્છે છે ?... એણે ન આવવું જોઈએ ?' લંબુએ એને સીધો જ સવાલ કર્યો.

'એવું તો હું નહીં કહું. એણે આવવું તો જોઈએ.' જરાક થોભીને એ બોલ્યો : 'તમને લોકોને ખબર છે આ વખતે મેં એક અરજ ગુજારી હતી ?'

નવજુવાન ગુંચવાયો. 'અરજ ? કેવી આજ'?'

'નવજુવાન, અમારા લોકોમાં રિવાજ છે. દરેક શબે બારાતે[3] અમે ઈમામ મુંતઝર[4]ના નામે અરજ કરીએ છીએ.

નવજુવાન હસ્યો : 'દુનિયામાં કેવા કેવા વહેમીલા લોકો વસે છે !'

લંબૂએ સમાધાનમાર્ગી થઈ નવજુવાનને ટોક્યો : 'નવજુવાન, આ આસ્થાનો મામલો છે. આપણને કોઈની આસ્થાની મઝાક ઉડાડવાનો જરાય હક્ક નથી.'

નવજુવાને તિરસ્કારપૂર્વક 'હું...' કર્યું અને ચૂપ થઈ ગયો.

નકામો આદમી વળી પાછો ચાલુ પડી ગયો. 'મેં પહેલાં કદી પણ અરજ નો'તી ગુજારી. ઘરના બધા લોકો અરજ ગુજારતા પણ હું એમાં નો'તો માનતો. પણ આ વખતે શબે બારાત પર મેં રાતના છેલ્લા પહોરે ઊઠીને વજૂ કર્યું[૪] પ્યાલામાં કેસર ઘોળ્યું. બહુ જ આસ્થાપૂર્વક અરજપત્રમાં મારી આ ઇચ્છા લખી. એને મેદામાં વીંટાળીને તારલાઓના પ્રકાશમાં દરિયાકિનારે પહોંચ્યો અને મારા અરજપત્રને મોજાંઓને સુપ્રત કરી દીધો. એવી આશા સાથે કે કોઈ પવિત્ર માછલી મારા આ અરજપત્રને ઇમામ મુંતઝર પાસે લઈ જશે.'

'સારું કર્યું.' લંબૂએ એવા જ સમાધાનવાદી સૂરે કહ્યું.

'પણ હવે મને ડર લાગે છે.'

'ડર... શાનો ડર ?'

નકામો આદમી લંબુની નજીક સરકી આવ્યો. અને જાણે એના કાનમાં કહેતો હોય એમ ચિંતિત અવાજે બોલ્યો : 'એ જ કે ક્યાંક સાચોસાચ એ આવી ન જાય.'

મૂળશીર્ષક : 'ઈંતિઝાર'

૧. કૂફા : ઈરાકનું એક શહેર. આ શહેરના લોકો અતિ નિર્દય હોય છે. હઝરત ઇમામ હુસૈનના કાતિલો કૂફાના રહેવાસી જ હતા.
૨. હઝરત મુસા : એક પેગમ્બરનું નામ છે.
૩. શબેબારાત : શાબાન મહિનાની પંદરમી રાત જેને અતિ પવિત્ર માનવામાં આવે છે.

૪. ઇમામ મુંતઝર : જેની પ્રતીક્ષા હોય એ ઇમામ. એટલે કે ઇમામ મેહદી. આ ઇમામ પ્રલયકાળ પહલાં થોડી વારે પ્રગટ થશે. એમને ઇમામ ગાયબ પણ કહે છે.

૫. વુજૂ કરવું : નમાજ પડતાં પહેલાં નિયમ અનુસાર હાથ પગ, મોઢું ધોવાં.

જેમણે પણ સેમ્યુઅલ બેકેટનું 'વેઇટીંગ ફોર ગોદો' વાંચ્યું હશે એને આ વાર્તા પરિચિત લાગશે. કોની રાહ જોઈએ છીએ ? શા માટે ? ક્યારથી ?... કોઈ પાસે આ પ્રશ્નોના જવાબ નથી. આસ્થા ડગમગે તોય રાહ જોયા વગર છૂટકો નથી. રાહ જોવી એ પણ જીવવા માટેનું એક કારણ બની રહે છે. એટલે જ ડર લાગે છે એ વાતે. ધારો કે રાહ જોવાની જ નથી. ધારો કે જેની પ્રતીક્ષા કરીએ છીએ એ આવી જાય... તો પછી શું ? પછી શું કરવાનું ?.. ન આવે ત્યાં સુધી આવવાની ઉમ્મીદ પણ રહે અને રાહ જોવાની પ્રવૃત્તિ પણ રહે... પણ રાહ જ ન જોવાની હોય તો ? જીવવું શાના ટેકે પછી ? નકામા આદમીની બીક પ્રતીકાત્મક મૂલ્ય ધારણ કરે છે.

## શિવકુમાર જોષીનું નાટ્યસાહિત્યં / ભરત સોલંકી

'સર્જક-સર્જકને ન્યાય મળ્યો છે ખરો ?'

'શિવકુમાર જોષીનું નાટ્યસાહિત્ય' (૨૦૦૩) એ ડૉ.સોહન દવેનું પીએચ.ડી.ની પદવી માટે થયેલા સંશોધનનું ગ્રંથસ્થ સ્વરૂપ છે. કુલ સાત પ્રકરણમાં વિભાજિત થયેલા આ સંશોધનમાં નિવેદન સ્વરૂપે સંશોધક આ વિષયની રૂપરેખા સ્પષ્ટ કરતાં લખે છે :'ગુજરાતી સાહિત્યમાં શિવકુમાર જોષી લગભગ ઉપેક્ષિત નાટ્યકાર રહ્યા છે. એમનાં નાટકો વિશે છૂટાછવાયા અભ્યાસલેખો મળી આવે ખરા, પરંતુ એમના સમગ નાટ્યસાહિત્યને મૂલવવાનો પ્રયાસ આજ પર્યંત થયો હોય એવું જાણમાં નથી. આ સંદર્ભમાં મારો આ શોધનિબંધ શિવકુમારના સમગ્રલક્ષી અભ્યાસ માટે ઉપકારક બની રહેશે !' સંશોધકના આ નિવેદનને નજરમાં રાખી તેમના સંશોધનને મૂલવીએ.

પ્રકરણ : ૧ નાટકના સ્વરૂપનું છે, જે આ સંશોધન માટે અનિવાર્ય છે; કારણ કે શિવકુમાર જોષી મુખ્યત્વે નાટ્યકાર છે; અને આ સંશોધનનો મુખ્ય વિષય પણ નાટક જ છે. અત્યંત ટૂંકમાં પણ મહત્ત્વનાં લક્ષણો ને વ્યાખ્યાઓ ટાંકી સંશોધક નાટકના સ્વરૂપને ઉઘાડી આપે છે; અહીં ભારતીય નાટ્યાચાર્યો તેમ જ પાશ્ચાત્ય નાટ્યવિદોની વ્યાખ્યાઓ તથા નાટકનાં લક્ષણો, નાટકસંધિઓ, ચરિત્રચિત્રણ, સંઘર્ષ, સંવાદ, અભિનય વગેરેની ચર્ચા આ સંશોધનની પ્રસ્તાવના પૂરી પાડે છે.

પ્ર.૨. ગુજરાતી નાટક : 'ઉદ્ભવ અને વિકાસ' પરનું છે. નાટક ગુજરાતી સાહિત્યમાં ક્યારે અને કેવા સ્વરૂપે ઊતરી આવ્યું તેનો અહીં વિગતે અભ્યાસ છે. ગુજરાતીમાં ઉદ્ભવેલાં અને વિકસેલાં નાટકનો પણ સંશોધક આપણાં સંસ્કૃત નાટકો અને ભવાઈ કરતાં પાશ્ચાત્ય નાટકના પ્રભાવને વિશેષ આપે છે. આ એક નોંધપાત્ર તારણ છે. તો વળી ગુજરાતીમાં નાટકના સ્વરૂપનો પાયો નાખનાર પારસીઓના પ્રદાનને સંશોધક ભૂલ્યા નથી. તેઓ નોંધે છે: 'ગુજરાતી નાટક અને રંગભૂમિને સંસ્કારવામાં અને વિકસાવવામાં પારસીઓનું ઋણ વિસરી શકાય તેમ નથી, પારસીઓએ વીસેક નાટ્યમં
'પારસી નાટક મંડળી'એ ગુજરાતીમાં સર્વપ્રથમ નાટક

ભજવ્યું. આમ ગુજરાતી રંગભૂમિનો પાયો પારસીઓથી નંખાય છે. (પૃ.૧૦)

આ વાતનું પ્રસ્થાપન કર્યા પછી સંશોધક દલપતરામના અનુવાદિત નાટક 'લક્ષ્મી'થી નાટકના વિકાસનો આરંભ કરે છે. પછી નગીનદાસ, નવલરામ, રમણભાઈ, ન્હાનાલાલ, રણછોડરામ, બટુભાઈ, પ્રાણજીવન પાઠક, યશવંત પંડ્યા વગેરેથી માંડી છેક આજ સુધીના વિકાસને તેઓ આવરી લે છે.

પ્ર. ૩ 'એકાંકી : સ્વરૂપ' અંગેનું છે. શિવકુમાર જોષીએ નાટકો ઉપરાંત કેટલાંક એકાંકીઓ પણ રચ્યાં છે. પરિણામે એકાંકીનાં સ્વરૂપની સમજ પણ અહીં અનિવાર્ય બને છે. એકાંકીની વ્યાખ્યાઓ, વસ્તુ, પાત્રો, સંઘર્ષ, ભાષા, અભિનય વગેરેનું શું મહત્ત્વ છે, તેનું નિરૂપણ કેવી રીતે થાય છે તે દર્શાવાયું છે. સાથે સાથે એકાંકી અને રેડિયો એકાંકી વચ્ચેનો તફાવત પણ સંશોધક નોંધે છે : 'એકાંકી રેડિયોએકાંકીથી ભિન્ન છે, રેડિયોએકાંકીનું માધ્યમ માત્ર 'અવાજ' છે, જ્યારે એકાંકીનું માધ્યમ 'તખ્તો' છે. દૃશ્યાત્મકતા એ એકાંકીની વિશિષ્ટતા છે. નાટ્યાત્મક ઘટના અને કાર્યનાં અભાવવાળા, સંવાદપ્રધાન એકાંકી રેડિયો ઉપર સફળ રહે છે. પરંતુ તખ્તા પર નભી ન શકે.' (પૃ.૧૭)

પ્ર. ૪ 'ગુજરાતી એકાંકી : વિકાસ'નું છે. એકાંકીનો આરંભ ઈ.સ.૧૮૩૩થી થયેલો સંશોધક સ્વીકારે છે. પછી પંડિતયુગ, ગાંધીયુગ તેમ જ આધુનિકયુગ સુધીના એકાંકીકારોનાં એકાંકી વિશે ચર્ચા કરી અન્ય સ્વરૂપોની તુલનામાં ગુજરાતી એકાંકીની આજની સ્થિતિ શી છે તે દર્શાવતાં સંશોધક નોંધે છે : 'લગભગ એક સદીની આ યાત્રામાં એકાંકી એ વસ્તુ, ભાષા, વિચાર, શૈલી, નિરૂપણ, સ્વરૂપ ક્ષેત્રે નોંધપાત્ર વૈવિધ્ય અને વિકાસ સાધ્યો હોવાં છતાં ગુજરાતી કવિતા, નવલકથા અને નવલિકાની સરખામણીમાં એકાંકી ખાસ્સું પાછળ રહી ગયું છે, એ પણ એક સત્ય હકીકત છે.' (પૃ.૨૧)

પ્ર. ૫ 'શિવકુમાર જોષી : અનેકાંકી નાટકો' છે. તે સંશોધનનાં હાર્દ સમું છે. સંશોધક શિવકુમારનાં તમામ દીર્ઘ નાટકોને અનુક્રમે વસ્તુ, ચરિત્ર, રસ, સંવાદ, સંઘર્ષ, અભિનય વગેરે લક્ષણો પ્રમાણે ચર્ચે છે; તેમને 'સુમંગલા' નાટક આકર્ષે છે. તેઓ નોંધે છે : 'શિવકુમારનું આ પ્રથમ નાટક 'સુમંગલા' ગુજરાતી નાટ્યસાહિત્યનું ધ્યાનાકર્ષક બને છે.' (પૃ.૨૭) તો વળી 'અંગારભસ્મ'ની મર્યાદા પણ સંશોધક તારવે છે આ રીતે : 'આ નાટકમાં



નાટ્યવસ્તુના પ્રસારને કારણે વસ્તુસંકલના સુગ્રથિત બનતી નથી તે તેની મર્યાદા છે.' (પૃ.૩૩) જ્યારે 'લક્ષ્મણરેખા' નાટકની મર્યાદા દર્શાવી તેનો બચાવ કરતાં સંશોધક નોંધે છે : 'લક્ષ્મણરેખા'માં મર્યાદાઓ અતિશય હોવા છતાં પણ એ નાટક તખ્તા ઉપર સફળ રહ્યું છે; (પૃ.૪૨) આમ તમામ નાટકોની વિશેષતા, મર્યાદા તથા જરૂર પડે ત્યાં બચાવ કરતાં સંશોધક કેટલીક વાર નાટ્યસાહિત્યના વકીલ પણ ભાસે છે.

પ્ર. ૬ 'શિવકુમાર જોષી : એકાંકી નાટકો'નું છે. સંશોધક શિવકુમારને સફળ એકાંકીકાર દર્શાવી તેમનાં છ એકાંકીસંગ્રહોનાં પ્રમુખ એકાંકીઓ વિશે ચર્ચા આદરે છે. 'પાંખ વિનાના પારેવા' અંતર્ગત 'હુઆ તો વિવાહ' પર વારી જાય છે; તે જ રીતે 'પ્રસન્ન દામ્પત્ય' એકાંકી પણ સંશોધકને વિશેષ સ્પર્શે છે, તેના કારણો પણ સંશોધક આપે છે. આ પ્રકરણમાંથી સંશોધકની એક સારા નાટ્યભાવક તરીકેની પ્રથમ છાપ ઉપસે છે. પછી વિવેચક તરીકેની આ વાત વિસરી શકાય તેમ નથી.

પ્ર. ૭ 'ઉપસંહાર'નું છે. આ પ્રકરણમાં શિવકુમાર જોષીની નાટ્યકાર-એકાંકીકાર તરીકેની વિશેષતામર્યાદા તટસ્થ વિવેચકની જેમ રજૂ થયાં છે; વળી સર્જક કઈ કઈ સંસ્થાઓ, સર્જકો સાથે સંકળાયેલા હતા, કયાં કયાં ઈનામો તેમને કયાં કયાં નાટકો માટે મળ્યાં વગેરે જેવી બાબતોને પણ સંશોધક અહીં વણી લે છે. તે રીતે આ પ્રકરણ આખા સંશોધનના સાર સમું છે, તેમ કહી શકાય. વળી અંતમાં સંશોધકે આઠ પરિશિષ્ટ મૂક્યાં છે. જે શિવકુમાર જોષીના સમગ્ર જીવન-કવનને પામવા મદદરૂપ થાય તે પ્રમાણે મૂકાયાં છે.

અંતમાં કહી શકાય કે સાહિત્યમાં ચાલતા રાજકારણે શિવકુમાર જોષીને ભલે ન્યાય ન આપ્યો હોય, પરંતુ ડૉ. સોહન દવેએ આ વિષયને નિમિત્તે શિવકુમાર જોષીનાં સમગ્ર નાટક-એકાંકી સાહિત્યને ગુજરાતી ભાવકો, વાચકો સમક્ષ આ ગ્રંથ સ્વરૂપે મૂકી પુનઃ જીવંત કરવાનું પ્રશંસનીય કાર્ય તો કર્યું જ છે.

# કંકાવટી



સપ્ટેમ્બર, ૨૦૦૪

રમણીક અગ્રાવત

રવીન્દ્ર પારેખ

વંચિત કુકમાવાળા

કુસુમ લાડ

પાબ્લો નેરુધા

સુરેશ જોષી

રતિલાલ 'અનિલ'

મેધાવી

ઈંતિઝાર હુસૈન

શરીફા વીજળીવાળા

ભદંત આનંદ કૌસલ્યાયન

યુયુત્સુ પંચાલ

કૌમુદી

આવરણ : જ્યોતિ ભટ્ટ

## બે કાવ્યો / રમણીક અગ્રાવત

### આજની ઘડી

ભરચક એકાન્તમાંથી મળ્યું પાછું મને
ભીડમાં ખોવાયેલું નામ
પહેલા વરસાદનો છાંટો અડ્યો અને
ખળભળ્યા દરવાજા, બધી બંધ બારીઓ
કણેકણ ખોલતી વરસી રહી મોકળાશ
કળતર નીતર્યું તમામ...

બારીઓ ના જોઈએ જરીકે બંધ હવે
ભલે રહે બારણાં ય ખુલ્લાં ફટ્ટાસ
રેલાતી આવ-જાને ટૂંપવી ન ભૂલથી
મોઢામોઢ થઈ ગયો આ જ આ ઘડીએ હું
આજ ફળ્યો મારો વરસાદ...

## જળની આંખે ઝળહળ પૃથ્વી

વજ્જરકાય પથ્થરોની છાતી સોંસરું
ટીપે ટીપે ઝમી
આકાશ
શતસહસ્ર જળપગે
ખૂંદી વળે પૃથ્વી,
હજાર આંખોની તરસ પૃથ્વીને હૈયે ચંપાય...

સૂનકારની ભૂરી છાતીને
ટગલી ડાળની આંગળીથી પસવારે વૃક્ષો
પૃથ્વીના રોમરોમથી ફરફરતા પ્રણયસંકેત વૃક્ષો
પૃથ્વીનાં રોમરોમથી ફરફરતા પ્રણયસંકેત વૃક્ષો
આકાશની ઠરીઠામ થયેલી લીલી મોકળાશ વૃક્ષો.

## ગીત / રવીન્દ્ર પારેખ

સ્મરણ એટલે તાંબું -
જેમ પાતળું ખેંચો તેમ એ
થાય વધારે લાંબું...

મારી આગળ પાણીનો
ઊઠે છે ભરચક ભડકો
જળ પ્હેરીને દોડે
મારી આગળ આગળ તડકો
તડકો તો ઝડપું
પણ જળને કેમ કરીને આંબું ?

સ્મરણ કાઢવા બેસું
ત્યારે મન પાડે છે ખોટો
પથ્થર જેવી છાતી કાઢે
એક પરમ પરપોટો
રેતી રેતી જાત કરી
પણ રોજ ઊગે છે બાંબું...

સ્વાદ જોઈને જીભ ઉપર
જેમ ઊતરે છે ચોમાસું
તેમ ખરલમાં ઘૂંટો તો
થઈ જાય સ્મરણ પણ આંસુ
બોર જેવડાં આંસુ
ઉંમર વધતાં થાય છે જાંબું...

## ગઝલ / વંચિત કુકમાવાળા

એવે રસ્તે જાવાનું છે,
ખુદને શોધી લાવાનું છે.

અફાટ રણની વચ્ચે ઊભી
સૌને પાણી પાવાનું છે.

ઘરમાં ઘરને ભેટી પડતા,
ભીતરથી ભીંજાવાનું છે.

સુખદુઃખ પીરસ્યાં એક જ ભાણે,
પેટ ભરીને ખાવાનું છે.

અંધારાના ચોરે બેસી
અજવાળાને ગાવાનુ છે.

સહજ ભાવથી જોયા કરવું,
થાય, થયું તે થાવાનુ છે.

નામ અને સરનામું છેવટ,
ધરતીમાં ધરબાવાનું છે.

## બે અનુ-આધુનિક કાવ્યો / કુસુમ લાડ

૧

મેં કહ્યું કેમ છે, એ કહે એમ ને એમ છે
એ કહે આ જાંબુ છે, મેં કહ્યું ના આંસુ છે.

દૂર થોડાં ચકલાં ધૂળમાં ન્હાતાં'તાં

મેં કહ્યું આ હથેળી છે, એ કહે ના વાદળી છે
એ કહે આ સ્મરણ છે, મેં કહ્યું ના મરણ છે.

દૂર કશી ડાળીઓ ધીમું થનગનતી'તી

એ કહે ચાલ નદીકાંઠે
મેં કહ્યું ના કૂવાકાંઠે
મેં કહ્યું આ છતરી છે
એ કહે ના લીલી વરીયાળી છે

નજીકમાં કશી ખાલી બસ ઊંઘતી'તી

એ કહે પડછાયો છે, મેં કહ્યું ના છાંયો છે
રૂમાલ છે ? બગાસું છે
મેં કહ્યું આશા ઘોડો છે, એ કહે ના ગાડી છે
પગ છે ? પથારી છે

મેં કહ્યું ચાલ જઈએ બાગમાં
એ કહે ના ગા કશું તું રાગમાં

નજીકમાં હવા વાળમાં ભીનું ઊડતી'તી

એ કહે તું મારી છે
મેં કહ્યું ના હું મારી છું

અહીં કશું આવું છે
ના કશું આવું છે

આવું

આવું

૨

એક વાર સૂરજને થયું
ચાલને યાર નીચે જઉં

તે બોલો
એ
છેએક ખાબોચિયે ગયો

આ વાત મને
કરચલાએ કરી

જો કે ધૂળ
એ માટે પછી
બહુ રડી

## બે કાવ્યો / પાબ્લો નેરુદા
અનુવાદ : સુરેશ જોષી

### ઘોડા

બારીમાંથી મેં ઘોડા જોયા

હું બર્લિનમાં હતો, શિયાળામાં.
પ્રકાશ હતો, પ્રકાશ વગર.
આકાશ હતું આકાશ વગરનું.

હવા હતી ધોળી ધોળી, ભેજથી ફુગાયેલા રોટલા જેવી
મારી બારીમાંથી દેખાતું હતું નિર્જન પટાંગણ,
શિયાળાના દાંતે કોતરી ખાધેલું વર્તુળ
ત્યાં એકાએક, એક માનવી દોરી લાવ્યો
દશ ઘોડા, બરફમાં ડાબલા પાડતા આવ્યા દશ ઘોડા.
હજી તો ભાગ્યે જ અસ્તિત્વમાં તરંગિત થયા હશે
અગ્નિશિખાની જેમ, ત્યાં તો એમણે ભરી દીધું
મારી આંખોનું સંપૂર્ણ વિશ્વ, અત્યાર સુધી હતું રિક્ત,
અણીશુદ્ધ, ઉજ્જ્વલ
એઓ ચાલી આવ્યા દશ દેવોની જેમ

પહોળી ચોક્ખી ખરીઓથી ડાબલા પાડતા.
લવણસિકરોના સ્વપ્નની યાદ આપતી એમની કેશવાળી
એમનાં નિતમ્બ-બે ગોલાર્ધો, બે નારંગી
અમ્બર અને મધના જેવો એમનો રંગ,
પ્રકટેલા અગ્નિ જેવો.

એમની ગ્રીવા તે ગૌરવની શિલામાંથી
કંડારેલા મિનારા
અને એમની ક્રુદ્ધ આંખોમાં સાક્ષાત્ શક્તિ
એ આંખોના કારાગારમાં રુદ્ધ.

અને ત્યાં, એ નિરવતામાં, મધ્યાહ્ને
એ મેલા, દુણાયેલા શિયાળામાં
ઘોડાની ઉત્કટ ઉપસ્થિતિ તે રક્ત
તે લય, અસ્તિત્વમાત્રને સંકેત કરતો જ્યોતિ,
મેં જોયું, જોયું અને જોતાં જોતાં સજીવન થયો.
ત્યાં હતો અજાણ ફુવારો, સુવર્ણનું નૃત્ય, આકાશ,
સુન્દર વસ્તુઓમાં ફાળ ભરીને સજીવન થયો અગ્નિ

બર્લિનનો એ ગમગીન શિયાળો મેં ભૂંસી નાખ્યો છે
એ ઘોડાઓમાંથી આવતા પ્રકાશને હું નહીં ભૂલું.

## કુંભાર

તારી આખીય કાયાની
આ પુષ્ટતા અથવા મૃદુતા
મારે માટે નિર્માયેલી છે.

હું મારો હાથ ઊંચો કરું છું
ને દરેક સ્થાને મને શોધતું
પારેવું મને દેખાય છે
પ્રિયે, કેમ જાણે મારા કુંભારના હાથમાં
ઘડવા માટે તને માટીની જ ન બનાવી હોય !

તારા ઘૂંટણ, તારાં સ્તન,
તારી કટિ
તે જાણે મારા જ ખૂટતા અંશો
તરસી ધરતીમાંથી કોઈ જેમ
આકાર ઉશેટી લે ને
પોલાણ રહી જાય તેવું,
અને આપણે બે ભેગાં થઈએ
એટલે પૂર્ણ, એક નદીનાં જેવાં,
એક રેતીના કણ જેવાં

## સહચાર ગતિનો ઓચ્છવ / રતિલાલ 'અનિલ'

પોતામાં ગતિ કરવાની જીવનકળા મને હવા અને પાણી તેમની જીવનલીલાથી પરોક્ષપણે સૂચવે છે. હવા મંદ નથી હોતી, તે માત્ર 'હોય છે;' શાંત-પ્રશાંત; ત્યારે પણ તે હોય છે, પાણી પણ શાંત હોય છે ત્યારે પોતામાં હોય છે. પ્રકાશને પોતાની સ્થિરતાથી અકળામણ થતી જ હશે એ બંનેને જોઈને, એટલે સવારે જાણે એ બાળદશામાં હોય છે, બપોર સુધી એ કંઈ પોતામાં જ વધે છે પણ છેવટે તો હવે આવતી કાલે વાત ! એવા મનસુબાઓ સાંજે ઓઝલ થઈ જાય, બીજા દિવસે એવા મનસુબાઓ પૂર્વથી આવે છે, પણ એને લાગે છે કે હું માત્ર મારું રોજિંદું અનુકરણ કરી શકું છું - પ્રકાશને થાય છે કે આ હવા અને પાણી મારા કરતાં વિશેષ છે, એમને ઊગવાનું નથી, આથમવાનું નથી, માત્ર હોવું એટલે હોવું એવું છે ! મારે તો પૂર્વમાંથી કોર કાઢવા સાથે ફેલાઈ જવાનું, એ ફેલાવામાં ગતિનું રૂપ તો દેખાતું જ નથી, પોતે દેખાવાનો હર્ષ ક્યારે હોય ? ગતિ અનુભવાય અને જોનારને દેખાય ત્યારે ! પણ એવો ગત્યાત્મક અનુભવ પ્રકાશને થતો નથી. 'પોતાના પ્રકાશમાં પોતાને જુઓ !' એવો ઉપદેશ પૃથ્વી પર માણસોને અપાય છે, પણ જોનારી આંખ પોતાને જોઈ શકતી નથી તેમ પ્રકાશ પોતાને જોઈ શકતો નથી ! આ તે કેવું ! પ્રકાશમાં બધા જ 'પોતાને' અને 'પર'ને જોઈ શકે. પણ આંખ પોતાને જોઈ શકતી નથી એમ, પ્રકાશ, પ્રકાશને, પોતાને જોઈ શકતો નથી, બીજા પોતાને - મને જુએ એવું આશ્વાસન લઈ શકે છે, પણ તે યે આશ્વાસન જ હોય છે, જેમને આંખ અને દૃષ્ટિ છે, તેઓ પ્રકાશમાં પ્રકાશને નહીં,

પ્રકાશમાં દેખાતું હોય તે, તેમને જુએ છે. પાણી પોતાને જુએ કે જોઈ શકે છે ખરું ? આ પ્રશ્ન અનુત્તર જ રહી જાય છે ! એ પોતાને જોવા કરતાં પોતાના અસ્તિત્વને અનુભવવામાં માનતું હોય એટલી કલ્પના સુધી જ માણસનું જ્ઞાન પહોંચે છે. એ કઈ રીતે પોતાને અનુભવે છે ? પોતાના અસ્તિત્વની પિછાન એ કઈ રીતે કરે છે ? કહેવાતા ગુરુઓ પણ હવાના શ્વાસે જ જીવે છે, હવા પોતાના અસ્તિત્વ વિશે એમની પાસેથી કયું જ્ઞાન પામે ? વર્ષા ઋતુએ બારીમાં થઈને વરસાદની વાછંટ મને છાંટણાં નાખી ગઈ ત્યારે મને વિના ગુરુએ જ્ઞાન થયું કે ગતિ એ જીવન છે, જીવનની અનુભૂતિ છે. બહાર જઈને જોયું તો વરસાદનું પાણી ગતિભેર વહી જતું હતું – બસ વહી જતું હતું, કોઈ સંકલ્પ વિના, ધ્યેયની ગાંઠ વાળ્યા વિના, બસ ગતિ કરતું હતું અને એ વહેતાં પાણીમાં પડતું વરસાદનાં ફોરાં પણ એમાં ભળી જતાં હતાં – પાણી પાણીમાં ગતિ કરતું હતું. સાગરમાં પાણી પોતામાં જ ગતિ કરે છે અને આત્મનિમજ્જન શબ્દ તો માણસ પાસે હોય છે, પાણી પાસે રવ અને ઘુઘવાટ તો એ પોતામાં ગતિ કરતું હોય છે ત્યારે અને આ હવાનું સદ્ભાગ્ય પણ એવું જ છે – એની વ્યાપકતા તો પ્રકાશ અને પાણી કરતાંયે કોણ જાણે કેટલી યે, કેવળ અમાપ છે. એ પોતાની અનુભૂતિ ક્યારે કરે ? 'હોવું' એ તો જાણે છાપેલા શબ્દ જેવી જડતા છે, એ ગતિ કરીને જ પોતાના અસ્તિત્વને અનુભવી શકે એટલે એ પોતામાં જ ગતિ કરે છે અને તેમાં તીવ્ર ગાંધાર અને કોમળ ગાંધારના સૂર જેવું વૈવિધ્ય હોય છે. જે સર્વવ્યાપી છે તે પોતામાં જ ગતિ કરીને પોતે હોવાની અનુભૂતિ કરી શકે. પાણીની ગતિ તો માણસ જોઈ શકે છે, તે સ્પર્શક્ષમ છે અને જોઈ પણ શકાય છે, હવા સ્પર્શક્ષમ છે પણ તેને માત્ર અનુભવી શકાય છે, પણ હવાને પોતાની અનુભૂતિ કરવાની તીવ્ર અપેક્ષા ન હોય તો એ પવન થઈને તીવ્ર ગતિએ પોતામાં જ શેની દોડે ? 'હોવું એટલે પોતામાં ગતિ કરવી' એવો સંકેત પાણી અને હવા ધ્વનિત થઈને કરે છે, એ મૂળે તો હોય છે અબોલ, એમને કોણ વાચા આપે છે ? ગતિ ! ગતિ એ જ હવા અને પાણીની જિહ્વા અને વાણી છે. ભાષાના શબ્દોને તેની ધાતુ હોય છે. ધાતુ જડ હોય છે. એના આકાર ઘડી શકાય છે અને જડને આપેલા આકારો પણ જડ હોય છે. હવામાં હવા જ

પોતાને લિસોટો દોરે છે અને ક્યારેક ચીતરેલા સુદર્શનને એ ગતિશીલ કરી ઘમ્મરવલોણે ઘૂમે છે. પ્રકાશ બહુ તો પોતાનું પોત પાતળું કરી શકે, એમાં ઉષ્ણતા ઉમેરી તીખું કરી શકે, એથી વિશેષ શું ? પાણી અને હવા કરતાં પોતે ન્યૂન હોય છે એવું અનુભવતાં જ એ સાંજે ચાલ્યો જતો હશે, પણ હવા અને પાણી સાથેની એની સગાઈ એને સવાર ટાણે ફરી આપણા પૃથ્વીખંડ પર આણે. કેવડો મોટો જીવનસંદેશ આ પાણી અને હવા આપે છે ! હોવું એ જ માત્ર જીવન નથી, એથી પોતાને જ હોવાની અનુભૂતિ થતી નથી, અક્રિયતા એટલે જીવંત હોવા છતાં પડી રહેવું, પોતાનો બોજ પોતાને લાગે એમ પડી રહેવું, એ તે કંઈ જીવન છે ? જીવન એ ગતિ છે, પોતામાં ગતિ કરવી એ હોવાની અનુભૂતિ છે. પોતાને જ પોતાનો થતો સાક્ષાત્કાર છે !

આ વર્ષાઋતુમાં પાણી અને હવા બંને ભેળાં મળીને, એકબીજામાં ભળીને સહાનુભૂતિ કરે છે – સહાનંદ દ્વારા પોતપોતામાં સહગતિ કરીને જીવનાનુભવનો ઓચ્છવ ઉજવે છે !

૨૭-૭-૦૪

---

## સાભાર સ્વીકાર

અડધી સદીની વાચનયાત્રા : ભાગ બીજો : 'મિલાપ' માસિકમાં આવેલી વિવિધ રચનાઓનો સંગ્રહ. સંપાદક : મહેન્દ્ર મેઘાણી. પૃષ્ઠ : ૬૫૦/- મૂલ્ય રૂ.૭૫/-

રોજરોજની વાચનયાત્રા : ભાગ ૧થી ૫ : સંપાદક : મહેન્દ્ર મેઘાણી, મૂલ્ય પ્રત્યેક ભાગના રૂપિયા ૭/- પાંચમો ભાગ ઝવેરચંદ મેઘાણીના 'માણસાઈના દીવા'નો સંક્ષેપ, ચોથા ભાગમાં ગિજુભાઈ બધેકાની બાળવાર્તાઓ, અન્યમાં વિવિધ વાચન.

ઉપલાં બંને પ્રકાશનો લોકમિલાપ ટ્રસ્ટ, પોસ્ટ બોક્સ નં. ૨૩ સરદારનગર, ભાવનગર

એકરૂપ : ગઝલસંગ્રહ : હરજીવન દાફડા, પ્રકાશક : પર્યાવરણ અને સંસ્કૃતિરક્ષક ટ્રસ્ટ, રાજકમલ ચોક, ફ્રુટમાર્કેટ, અમરેલી, મૂલ્ય રૂપિયા ૭૦/-

## અછોલાં / રતિલાલ અનિલ

જૂના ઘરની ખુલ્લી જમીન પર આવેલી લાકડાની બાઉન્ડરી પર નજર જાય છે તે સાથે એક વીસરાતો શબ્દ યાદ આવે છે : અછોલાં ! કેટલાક શબ્દો કેવા સ્થિતિસૂચક હોય છે ! અછોલાં એટલે કે સુથારે રંદા દ્વારા છોલ્યાં નથી તે લાકડાં ! સુથારે એ લાકડાંને કેમ છોલ્યાં નહીં ? ઇમારતી લાકડાની બહુતાયત હતી, એ એટલાં મોંઘાયે નહોતાં. તો પછી એનો કોઈ સહેલો ઉપયોગ થતો હોય તો કરો, એની પાછળ મોંઘી મજૂરી કરવાની જરૂર નહોતી.

શેરીમાં કોઈ હવેલી બંધાવાની હોય ત્યારે તે પાકી બંધાવાની હોય તોયે ઊભા થાંભલા, આડાં લાકડાં તેમ પાટિયાંનો ભરપુર ઉપયોગ, સિમેન્ટ કોંક્રેટ,લોખંડના સળિયાનો ઉપયોગ તો પછી આવ્યો. આમ તો લાટીમાંથી લાકડાની તમામ વહેરેલી સાઇઝો મળે પણ હવેલી બંધાવનારા માત્ર સાગી લાકડાના તોતિંગ બીમ મગાવે. બીમને ઘોડી પર રસ્તામાં આડું એવું ઊભું કરે, લાંબી કરવતનો એક છેડો ઉપર ઊભેલા વહેરણિયાના બંને હાથમાં હોય તો બીજો છેડો જમીન પર ઊભેલા વહેરણિયાના બંને હાથમાં હોય,બંને દિશામાં કરવત ખેંચાય અને લાકડું વહેરાય. એમાં આડા ઊભા ચોરસ થાંભલાની સાઇઝ પણ બને અને પાટિયાં પણ બને. લાકડાનું બીમ તો ગોળ ગોળ હોય. એની બંને બાજુની સાઇઝ વહેરાય ત્યારે એ પાટિયાની એક બાજુ સરખી વહેરેલી હોય તો બીજી બાજુ અર્ધગોળાકાર હોય, તો બીમની બંને બાજુએ એવા બે ભાગ વહેરાય તે અછોલાં કહેવાય ! તેને છોલી તો શકાય, ચોક્કસ સાઇઝ પાડી શકાય પણ તે માટે ખાસ્સું સુથારીકામ કરવું

પડે, તેને છોલવા પડે તે છતાં તેને કાપીને કોઈ બંધબેસતો ઉપયોગ કરવો પડે. એવી મજૂરી મોંઘી પડે એટલે એ અછોલાં ઇમારતી ઉપયોગનાં નહીં. પણ ત્યારે ઘરની સામે ખાસ્સી ખુલ્લી જમીન હોય, પાછળ પણ લાંબો વાડો હોય તેની બાઉન્ડરી કરવામાં આ અછોલાં કાપીને વપરાય ! આ અછોલાં સાથે હોળીની(લાકડાની) ગાંઠ પણ બરાબર સાંભરે છે. જલાઉ લાકડાંમાં કેટલાંક વળ-આમળાવાળાં હોય. તે કાપેલાં હોય પણ તેને ફાડી શકાય નહીં અને કરવત પણ ન ચાલી શકે એવા લાકડાની ગંડેરી 'ગાંઠ' કહેવાય, તેનો પણ જલાઉ લાકડાનો હોય એવો ઉપયોગ નહીં એટલે પાંચ પાંચ દિવસ સુધી ચકલે ધીખતી હોળી માટે એવી લાકડાની ગાંઠ બળે. કોઈ જ કામમાં આવી ન શકે એવા કતરાતા, મિજાજી સ્વભાવના માણસ વિશે કહેવાતું. જવા દો,એ તો હોળીની ગાંઠ છે ! એટલે કે મોટા તોફાની ઝઘડામાં જ એ કામ લાગે !

બેન્સો આવ્યો,મશીની કરવત આવી એટલે પેલા અછોલાંયે ગયાં અને હોળીની ગાંઠ પણ ગઈ. ઇમારતી અને જલાઉ લાકડાની અછત અને મોંઘવારીએ પણ એમાં ભાગ ભજવ્યો. ત્યારે પછાત વરણમાં પણ સુથારી કામ કરનારા સામાન્ય સુથારો હતા. હરિજન,દૂબળા આદિ. એમને તો ઇમારતી બાંધકામ માટે કોઈ રોજે રાખે નહીં. પણ સામાન્ય સ્થિતિના લોકો માટે એ જ સુથારો ઉપયોગી હતા. એ બધાં કાપડનાં નકામા કાપલામાંથી કપડાંની ઢીંગલી અને ઢીંગલાનાં કપડાં બનાવનાર દરજી જેવા કે કપડા અને સોયકાતરથી જાતે કંઈ ને કંઈ કામ કરનારી બહેનો જેવા. ચીંથરાની ઢીંગલી, ચીંથરાના ઘોડા એ બહેનો દરજીએ પાડેલા નકામા ગણેલા કાપડના કાપલાંમાંથી બનાવે. કશું નકામું ન જવા દેવાની ગરીબોની ખંતીલી ત્રેવડ ! વધેલા રોટલાના કટકા કરી પાણીમાં છાસ ઉમેરી,મીઠુંમરચું નાખી પેલા રોટલાના ટુકડાની વાનગી પણ તપેલી ચૂલે ચઢાવી શાક બનાવે. ગરીબીએ સૂઝાડેલી આ ત્રેવડ હરેક ક્ષેત્રમાં દેખાતી.

જરાય હસવાની વાત નથી, હું પોતાને અછોલો કહીને જ મને ન્યાય કરી શકું. મોટાભાઈના અકાળ અવસાન પછી ડોસીએ આઠેક માણસનું કુટુંબ એ એકલી રેશખી વાણો ઉકેલીને તો ચલાવી શકે નહીં એટલે અછોલાં જેવા કશા ધંધાદારી સંસ્કાર ન પામેલા અમને સસ્તી મજૂરીએ લગાડી દીધા અને

હરિજન અને દૂબળા સુથારને અછોલાં ઉપયોગી હતાં તેમ કોઈ ને કોઈ ઘરેલુ કામ કરાવતારાઓ માટે અમારા જેવા સસ્તા અછોલાં પણ જરૂરી હતાં. જરૂર અનુસાર અમારા ઘાટ પાડી ઉપયોગમાં લીધા ! આજે જે કંઈ છું તે હું અછોલાંને અપાયેલો ઘાટ-આકાર છું !

કાઠિયાવાડી હરિજનો શહેરમાં આવેલા તેમને તો સુધરાઈમાં સફાઈ, રસ્તા બાંધવા આદિ કામોમાં મજૂરી મળી ગઈ, પણ એમાં કોઈ કારીગર હોય, વળી મોટી ઉમરનો શરીરશ્રમ ન કરી શકે એવો હોય તે શું કરે ? ત્યારે જૂનાં જાજરૂ હતાં. વપરાતા જાજરુનું બારણું કે લાકડાનો ભાગ બગડે તે એપ્રુવ્ડ સુથાર તો કરે નહીં, તે કામ હરિજન સુથાર કરી આપે. કોઈ સાવ સામાન્ય મૂલ્યે થોડાં અછોલાં લક્કડકોટમાંથી લઈ આવે. વાંસલો મારો મારીને અછોલાંના ટુકડાને જોઈતો ઘાટ આપે. ખાટલાના ચાર પાયા બનાવે. તેમાં વાંસના બે ટૂંકા, બે લાંબા લીલા કટકા પરોવી ખાટલો બનાવી નાખે. તે ખાંધે નાખી વેચવા નીકળે અને ત્રણ રૂપિયામાં વેચી નાખે ! ગરીબો એમાં કાથીની દાંરડી ગૂંથીને સૂવાલાયક બનાવે. તે પર ચીંથરિયું ગોદડું નાખી લંબી તાણીને ઊંઘે !

અમારી પાછળ વાડામાં વૃદ્ધ દૂબળો ભગુ સુથાર અને તેની ગરીબડી વહુ રહે. એ ડોસો ગજબનો સૂઝવાળો ! વેલણ,રોટલો વણવાની બાસ્ટી, બેસવાનો પાટલો,વલોણું, મસાલો વાટવાનું કૂટકું (તે લીમડાના લાકડાનું) એવી રસોડે કામ આવતી લાકડાની તમામ ચીજો બનાવે. સાંજે એ લઈને બજારે જાય. શાક બજાર અને તાડીના પીઠાં સામે. ત્યાં આવા કારીગરો પોતે બનાવેલી ચીજો લઈને બેસે. તે વેચાય તેના પૈસા મળે તેમાંથી શેરેક કઠોળ, જરૂરી લોટ, મસાલાની પડીકી, થોડું તેલ લઈ આવે. આ ભગુ સુથાર રાતે આઠે લગભગ આવે. એની રાહ જોતી બેઠેલી વહુ આવેલી સામગ્રીમાંથી રસોઈ કરે, બંને જમે ! એ અદ્દલ કારીગર ભગુ ડોસો આજેય આંખ સામે તરે છે. પંચિયું, ચીંથરા જેવું ખમીસ, ઉપર આજીવન સભ્ય એવા મૂળે સેકન્ડ હેન્ડ આણલો ડગલો, માથે કાળી ટોપી. સાત આઠ વર્ષનો આ છોકરો ભગુ કામ કરે તે જોયા કરે. એ કામ કરે એ જોવામાં ખૂબ જ રસ પડે. અમારી આખી કોમ વણાટિયા. હાથસાળ (ખાડાસાળ) પર વણે ક્યાં પગે ચલાવવાના

લોખંડના કાપડના સંચા પર વણે. વાણા અને તાણામાં તેમ સાળમાં લાકડાનાં ઘણાં સાધનોની જરૂર પડે. એકાદ 'પરતી' શબ્દ આજની પ્રજાને સમજાય પણ બીજા વાણા-તાણા માટે ઉપયોગમાં આવતાં લાકડાનાં સાધનોનાં નામ તો શબ્દકોશમાંયે નથી. ભગુ સુથાર અણઘડ અછોલાં આખાયે નહીં પણ સસ્તા મળતા ટુકડા વહોરી લાવ્યો હોય તેમાંથી વણકરોને ઉપયોગી લાકડાનાં સાધનો બનાવે અને એ જ ગરીબ વણકરોને ખરીદવા પોસાય. કોઈ સાધન તૂટે તો કહેવાનું : ભગુ, સુધારી આપ અને ખૂટે તો કહેવાનું બનાવી આપ. અને ભગુ માત્ર ડોકું હલાવે. ક્યારે મળશે એ પૂછવાનું નહીં, એને રોકડા આઠ આના એક બે રૂપિયાની જરૂર હોય. આવ્યું હોય તે જ કામ કરવા માંડે. સાંજે સિક્કાનું મોઢું તો જોવા મળે ! કોઈ વાર બળતણના ભાવે લાકડાનાં ઢીમચાં લઈ આવે. તેમાંથી યે ઘર ઉપયોગી કંઈ ને કંઈ બનાવે. ઘેર બેઠાં તો આસપાસના જરૂર પડે ત્યારે આવે. બાકી તો ઘર ઉપયોગી,રસોડાને ઉપયોગી એવું કંઈ બનાવ્યું હોય તે લઈને તાડીનાં પીઠાંવાળા શાકબજારે જાય, બનતાં સુધી ઓછાવત્તાં મૂલ્યે વેચી જ આવે ને વળતા રોજની જેમ ચૂલે ચઢાવી શકાય એવું લેતો આવે.

ભગુ બહુ ઓછાબોલો. પૂછો તો જ બોલે. વહુ સાથે પણ ઝાઝી વાત નહીં. ઊંચે જુએ નહીં. ચાલતી વખતે પણ સહેજ નીચી નજરે સામેની દિશાએ જુએ. શ્રાવણ માસમાં ગોકળઆઠમનો મેળો આવે ત્યારે ભગુને કામ કરતો જોવાની મઝા આવે. પેલા અછોલાંમાંથી રંદો, વાંસલો, ફરસી, કરવત ચલાવી એને કોઈ સંસ્કારી રૂપ આપે તો તે રૂઢ, પરિચિત હોય, પણ મેળામાં વેચવા માટે રસોડે ખપતી ચીજો સહિત લાકડાની ઘોડાગાડી, ઘોડો, ગાડું, કોઈ રમકડું બનાવે એ જોવામાં બહુ રસ પડે. સાવ નકામા લાગતા લાકડાના સાવ નાના ટુકડામાંથી એ બાળકની આંખોને આકર્ષે એવો આકાર રચે. સારી કમાણી થઈ હોય એટલે કે બેએક આના ગજવામાં વધારાના પડ્યા હોય તો ભગુ એક આનાની એક માપ તાડી પી નાખે. લગભગ અવાવરુ જેવી ધૂળિયા ભોંયની પાછલી સૂની શેરીમાં સાંજેકના થોડી ચીજો લઈને જતો અને રાતે નીચી નજરે ધીમાં પગલાં ભરતો આવતો શિશુ આંખે નિરખેલો ભગુ આજેય આંખ સામે તરવરે છે.

હા, વર્ષમાં એક વાર આઠ આઠ દિવસ ભગુનું આંગણ, ઘર અને વાડો ધમધમી ઊઠતા ! અરે ધરતીયે ખાસ્સી ધમધમે, હવામાં હાકોટા અને પડછંદા સંભળાય. એ નવરાત્રિના દિવસો ! ભગુને ત્યાં ઘેરૈયાની ઘેર બંધાય. ભગુ લીમડાની જાડી ડાળીના કટકા લઈ આવે. એને રંદે છોલી સરસ સુંવાળા દાંડિયા બનાવે. નવરાત્રિ પહેલાં હળપતિ જુવાનિયા ભેગા થાય અને રાત્રિના નવદસ સુધી પ્રેક્ટીસ કરે. જુવાનિયાઓમાંના મોટા ભાગના કાપડ સંચાના કારીગર રાત્રિના અંધારામાં 'હાં રે હં ભૈ !' ચાલે. મહાકાળી પાવાગઢ પરથી નીચે ઊતરે ! અંબા ભવાનીયે આવે ! બિલાડી થનાર હોય તેને દેકારા પડકારા અને હુર્રરે..બોલવાનું તેની યે પ્રેક્ટીસ થાય તે જોવાની મઝા તો થોડી વાર,પણ પછી તો પથારી પર પડીને એ બધું સાંભળવાની મઝા આવે ! 'હાં રે હં ભૈ !' બોલવાનો ઉમળકોયે થાય.

ભગુને ત્યાં માતાની સ્થાપના થાય. અંબાજીની છબિ પર ગલગોટાના ફૂલનો હાર, સામે દીવો અને બધા ઘેરૈયા ડ્રેસ કરે ! ધોતિયા ફેંટા સિવાય માતાનો વેશ લેવાનો એટલે ચોળી પોલકું પહેરેલું હોય. મોટે ભાગે સ્ત્રીની બધી સાડીનો ઉપયોગ કમર બંધથી માંડી ફેંટામાંયે થયો હોય. ભગુના વાડામાં ત્રણ ઈંટ કે મોટા પથરા પર ખાસ્સો દેગ ચઢ્યો હોય. મોટે ભાગે વાલ, વાલની દાળ કે મગ મઠ હોય. માતાને નમીને બધા જવા તૈયાર થાય ત્યારે ભગુની વહુએ પેલા બાફણાનું વાસણ અને ઘડેલા રોટલાનો ઝોળો ઉપાડ્યા હોય અને બધાં દાંડિયા ઝીંકતા, ઊછળતા કૂદતા ગરબો ગાતા નીકળી પડે. ભગુ પાસે બેચાર વધારાના દાંડિયા હોય.

બપોરે બધા તાડીના પીઠામાં ભાતું ખોલી જમવા બેસે અને ટાંટિયામાં જોર રહે એ સાથે ભાન પણ રહે એટલી તાડી પીએ અને પાછા 'અંબા ભવાની મા' ગાતા નીકળી પડે. આખા વર્ષમાં નવરાત્રિના નવ દિવસ ભગુ સુથારનું ઘર ભર્યું, ગાજતું ને ગગડતું લાગે ! ભગુ વાંઝિયો હતો એવું મન માનતું નથી.

પ્રશિષ્ટ પરંપરાઓના ચાહક હોવાને કારણે ટી.એસ.એલિયટનું જીવન વ્યવસ્થા અને સંવાદિતાઓને અનુરૂપ હતું. વર્ષોથી તેઓ પોતાના ફ્લેટ પાસેથી ઑફિસે જવા ૪૯ નંબરની બસ દરરોજ મુકરર સમયે જ પકડતા હતા. તેમનો એક દુકાનદાર દુકાન બદલીને દૂર દૂર ચાલ્યો ગયો તો પણ તેમણે એની જ દુકાનનો આગ્રહ રાખ્યો. વીસ વરસ સુધી તેમણે પોતાના જૂના મિત્ર હર્બર્ટ રીડ સાથે દર મંગળવારે ભોજન લેવાનો નિયમ સાચવી રાખ્યો હતો. તેમનો એક નોકર છૂટો થયો અને એલિયટ સોળ વર્ષ સુધી મહિનામાં એક વાર એને ઘેર જતા જ હતા. ૧૯૧૫માં તેમનું લગ્ન નૃત્યાંગના વિવિયન સાથે થયું હતું, ૧૯૩૧માં પત્નીને એક નર્સિંગ હોમમાં દાખલ કરી. ૧૯૪૭માં તેના મૃત્યુ સુધી દર ગુરુવારે તેની મુલાકાત લેતા રહ્યા, છેલ્લા મહિનાઓમાં તો તે એલિયટને ઓળખી પણ શકતી ન હતી.

ક્યારેક તેઓ નિકટના પુરુષમિત્રો સાથે ભોજન લેતા ત્યારે પોતાની નીચે હવા ભરેલા રબરનાં રમકડાં રાખતા, દબાણ આપવાથી તેમાંથી જાતજાતના અવાજો નીકળતા. તેમના મિત્રો આવા અવાજો દરમિયાન જરાય કાનાફૂસી ન કરતા.

૧૯૩૦માં ખૂબ કામકાજના બોજાથી થાકી ગયા ત્યારે એલિયટે પોતાને આવતાં સ્વપ્નો બાબતે એક મનોવિજ્ઞાનીની મુલાકાત લીધી, છેવટે તેમણે કબૂલ્યું કે મારે માંડી વાળવું પડ્યું. મારું અર્ધસંપ્રજ્ઞાત મન એ મનોવિજ્ઞાનીના લાભાર્થે સ્વપ્નાં જોતું થયું હતું !

તેઓ માનતા હતા કે આપણા સમયમાં કવિનું કર્તૃત્વ ભાષાને સતત જાળવવાનું, તેનું સંવર્ધન કરવાનું અને તેને જીવંત રાખવાનું. ભાવકના ઉપર સભાન સ્તરે કવિતાની જે અસર થાય છે એના કરતાં ઘણી વધારે અસર અભાન સ્તરે થતી હોય છે. સાથે સાથે કવિતા તો લખાતી રહેવી જ જોઈએ. શેક્સપિયર ગમે તેટલો મહાન કવિ હોય, પણ જો તેના પછી કોઈ કવિઓ જ ન આવે તો શેક્સપિયરનું મહત્ત્વ જ ન રહે.

(જાન્યુઆરી, ૧૯૬૫માં 'લાઇફ'માં પ્રગટ થયેલા થોમસ ડોઝિયરના લેખને આધારે)

## મેના-પોપટની વાર્તા / ઇંતિઝાર હુસૈન

અનુવાદ : શરીફા વીજળીવાળા

મેના-પોપટની દલીલોનો કોઈ અંત જ નો'તો આવતો. રોજ રાત પડે ને એની એ જ માથાઝીંક. પુરુષ વધુ નકામો છે કે સ્ત્રી? પોપટ વાર્તા સંભળાવતો કે સ્ત્રીએ કેવું છળ કર્યું અને બાપડા પુરુષને કઈ રીતે બગાડ્યો. જવાબમાં મેના એક વાર્તા ફટકારી આપતી. એની વાર્તાનો વિષય એવો રહેતો કે પુરુષ કેટલો બેવફા, નિર્દય અને ફરેબી છે તથા સ્ત્રી કેટલી ભલી, ભોળી, પવિત્ર છે અને પુરુષની રંજાડેલી છે.

મેના-પોપટની જાણીતી વાર્તામાં તો બસ આ જ કિસ્સો ચાલે છે. પણ હકીકતે એમાં એક બીજો કિસ્સો ઉમેરાયો. જે ઝાડ પર બેઠાં બેઠાં મેના-પોપટ આ માથાઝીંક કર્યા કરતાં હતાં એ ઝાડ પર બીજાં પક્ષીઓ પણ વસતાં હતાં. આ રોજરોજની માથાઝીંકથી એ બધાં ત્રાસી ગયાં હતાં. આખા દિવસના થાક્યાપાક્યા સાંજના છેડે ઝાડ પર આવીને બધાં બેસતાં હતાં. કેટલાંકે ઝાડ પર માળા બનાવ્યા હતા, કેટલાંક ડાળી પર જ રહેતાં હતાં. પહેલાં તો બધા કેટલી નિરાંતે રાત વિતાવતાં ! અંધારું થયું નથી કે બધાં પોતપોતાની જગ્યાએ... ચાંચ બંધ કરી, આંખો મીંચીને બેસી રહેતાં. પણ જ્યારથી આ મેના-પોપટે આ ઝાડ પર એમનું રહેઠાણ બનાવ્યું હતું ત્યારથી એ બધાંની રાતોની શાંતિ ગાયબ થઈ ગઈ હતી. બધાં પંખી બરાબરના અકળાયેલાં હતાં.

એ ઝાડ પર એક ચકો અને એક ચકી પણ રહેતાં હતાં. મેના-પોપટની

આ માથાઝીકથી ચકલી જરા વધુ પડતી જ નારાજ હતી. એક રાતે ચિડાઈને એ ચકલાને કહેવા માંડી : 'આ મેના-પોપટને ખુદા સમજે. એ લોકોએ શું કૂતરાનું ભેજું ખાધું છે કે આખી રાત બસ ભસ્યે જ રાખે છે ?'

ચકલાએ બેફિકરાઈથી કહ્યું : 'એક બીજામાં ભેજાં ચાટે છે. એમાં આપણું શું જાય છે ?'

'અરે વાહ ! એ તમે ભલું કહ્યું કે આપણું શું લઈ જાય છે ? એ લોકોએ તો આપણાં સુખ-શાંતિ લઈ લીધાં છે. જીવવું હરામ કરી દીધું છે. આખરે આ સ્ત્રી અને પુરુષ કેવાં જનાવર છે, જેનો મુકદ્દમો પૂરો થવાનું નામ જ નથી લેતો...' 'ભાગ્યવાન, તું સ્ત્રી-પુરુષને નથી ઓળખતી ? માણસજાત એક જીવ છે. જેણે પોતાના નરને પુરુષ અને માદાને સ્ત્રી એવાં નામ આપ્યાં છે.

'પણ એ પારકા જીવ સાથે મેના-પોપટને શું સંબંધ છે ?'

ચકલાએ મોઢું બગાડીને કહ્યું : 'બહુ ગાઢ સંબંધ છે. આ બેઉ માણસજાતની કેદમાં રહ્યાં છે. એ જીવે આમ તો જાતભાતની શોધ કરી છે પણ એની સૌથી અનોખી શોધ એ છે જેને એ લોકો પિંજરું કહે છે. પ્રિયે, પિંજરું અજબની ચીજ છે ! જે એક વાર પિંજરામાં ગયો એ પિંજરામાંથી નીકળી જાય તોયે રહે તો છે પિંજરામાં જ. તો સમજો કે આ બેઉ હજી સુધી પિંજરામાં જ છે. માણસનું ભૂત એમના પર સવાર છે. એના જ નામનો રાગ આલાપતા રહે છે.'

'તો માણસોની વચ્ચે જઈને જ મરે ને ! જખ મારવા આપણી ઊંઘ બગાડે છે ?' ચકલીએ એકદમ ચિડાઈને કહ્યું.

'ભાગ્યવાન ! એ લોકો અહીં છે જ ક્યાં ? એમનો શ્વાસ તો ત્યાં માણસોમાં જ અટકેલો છે. જ્યારથી આવ્યાં છે ત્યારથી હરામ બરાબર જો એક જરાક નજર પણ એમણે આપણા પર નાખી હોય તો... માણસજાતની આગલી-પાછલી, સાચી-ખોટી કથાઓ કહી કહીને ફોગટની માથાઝીંક કર્યે જ રાખે છે. આ ખોટી ભેજાફોડી કરવી એ પણ માણસજાતની જ રીત છે. બાકી આપણે પંખીઓ વળી માથાઝીંકમાં શું સમજવાનાં ? વાદ-વિવાદ, વિતંડાવાદ આપણા સ્વભાવમાં જ નથી. આપણે તો બસ કલબલાટ કરીએ.'

ચકલીએ વાતને ટૂંકાવી અને કહ્યું : 'મારા સ્વામી, હું આ મોંબળ્યાઓ સાથે નહીં રહી શકું. મારી તબિયતની તો દેવાઈ ગઈ. ઊંઘ જ નથી આવતી ને... આનો કંઈક બંદોબસ્ત કરો. કાં તો એ કચકચ બંધ કરે અથવા તો અહીંથી ચાલતી પકડે. બીજા ઘણાં ય ઝાડવાં છે ત્યાં જઈને કરે ને ટેં ટેં ટેં ટેં...'

ચકલાએ હવે ખરેખર ગંભીરતાથી વિચારવું પડ્યું. બહુ વિચાર્યા પછી અચાનક જ એણે પાંખો ફફડાવી. ઊડતાં ઊડતાં બોલ્યો : 'જઈને એમની સાથે વાત કરું છું.' એમ કહેતાં ફર્રર્ર કરતોક ઊડ્યો અને મેના-પોપટવાળી ડાળ પર જઈને ઊતર્યો એ વખતે મેના વાર્તા સંભળાવી રહી હતી. એને ચકલાનું આમ વચ્ચે ટપકી પડવું ગમ્યું નહીં. એ બોલી : 'ચકલાભાઈ, આમ અર્ધી રાતે એવી તે શી આફત આવી પડી કે આમ આરામ છોડીને અહીં આવી ચડ્યા ?'

'અરે મેના બેન, હવે આરામ તો માર્યો ફરે. તમારી સ્ત્રી-પુરુષની રામકહાણી ગજબની છે. અમારી તો રાતની નીંદર હરામ થઈ ગઈ. આ સ્ત્રી-પુરુષનો મુકદ્દમો જરા વધુ પડતો જ લાંબો ખેંચાઈ ગયો.'

'હા, લાંબો તો થયો જ છે.' પોપટ બોલ્યો. જ્યારથી અમ્મા હવાંએ બિચારા બાબા આદમને ફોસલાવીને ઘઉંનો દાણો ખવડાવ્યો છે ત્યારથી આ ચાલ્યું જ આવે છે. અને જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ એમાં આંટીઓ પડતી જ જાય છે. ખેર, મેં તો દૂધનું દૂધ અને પાણીનું પાણી કરી દીધેલું પણ મેના જીદ પર ચડેલી છે. માનતી જ નથી.'

મેનાએ તરત જ જવાબ આપ્યો. 'હું તો નહીં માનું વાળી રટ લગાવીને તો તું બેઠો છે. મેં પુરુષના બધા અવગુણો કહી બતાવ્યા. એવો કયો અવગુણ છે જે પુરુષમાં ન હોય ? પણ પુરુષે તને એક પાઠ ગોખાવી દીધો છે કે પુરુષ જાતમાં કોઈ એબ હોય જ નહીં અને સ્ત્રી અવગુણોની ખાણ છે. અને તું એનો એ પાઠ રટ્યે જાય છે.'

'ભાગ્યવાનો, તમે બેઉ પોતપોતાની વાત પર અડેલા છો. આ રીતે તો આ મામલાની પતાવટ થઈ રહી.'

ચકલો હજી આમ કહેતો જ હતો ને મોર એની ડાળ પર ઊડીને એની

બરાબર બાજુમાં આવીને બેઠો. ચકલાની વાત એણે સાંભળી લીધી હતી. એનાથી એને પણ ચાનક ચડી હતી. એ કહેવા લાગ્યો : 'સાહેબો, સીધી વાત છે, મેના-પોપટનો આ ઝઘડો અને માથાફોડ આપણને બહુ મોંઘી પડી રહી છે. મારી ઢેલ આખી રાત સૂઈ નથી શકતી. સવારે ઊઠે છે ત્યારે ચિડિયણ થઈ ગઈ હોય છે. આ કિસ્સાને કારણે અમારા ઘરમાં મુશ્કેલી ઊભી થઈ છે. હું પૂછું છું કે પુરુષ અને સ્ત્રીની કથા ક્યાં સુધી ચાલવાની ?'

ઢેલે એના મોરને ગુસ્સામાં બોલતો સાંભળ્યો એટલે એ પણ પાંખો ફફડાવીને એમની વચ્ચે આવીને બેઠી. એણે વળી એક વધારાનો સવાલ ઊભો કર્યો. 'હું એ પૂછું છું કે આ બેઉ પંખી છે કોણ ? ક્યાંથી આવ્યાં છે ? એકબીજા સાથે એમનો સંબંધ શો છે કે આખો દા'ડો ચાંચમાં ચાંચ પરોવીને વાતો કર્યે જ જાય છે ? પોપટ જુદું પંખી છે અને મેના જુદું પંખી છે. તો પછી એ બેઉ આટલી હદે હળીમળી કેવી રીતે ગયા કે રાતોની રાતો ઘૂસપૂસ કર્યે જ રાખે છે ?'

ઢેલની આ વાતથી બાજુના ઝાડ પર બેઠેલી ચકલીના કાન સરવા થયા. એણે ચકવાને ટોક્યો : 'એય, હું કહું છું કે તમે શું આ ઝાડ પર બેસી રહ્યા છો. આ જુઓને ત્યાં શું વાતો થઈ રહી છે ?'

'મેના-પોપટે માણસજાતની કથા શરૂ કરેલી. એમાંથી એક ઝઘડો ઊભો થયો છે. જો કે થવાનો જ હતો. કારણ કે જ્યાં માણસજાત ત્યાં ટંટોફસાદ હોવાના જ.'

'પણ ઢેલ શું કહી રહી છે ?'

'ઢેલ તો વગર ફોગટની હાંક્યે રાખે છે.'

'પણ સાંભળવું તો જોઈએ ને કે એ કહી શું રહી છે ?'

એટલે પછી ચકવો-ચકવી પણ ઊડીને ત્યાં પહોંચ્યાં. ચકવીએ ઢેલની વાતને ટેકો આપ્યો. 'અરે ભાઈ ! શરમ જેવી પણ કોઈ ચીજ છે. અમે ચકવા-ચકવી પતિપત્ની છીએ પણ કદી એક ડાળી પર ભેગાં રાત નથી કાઢી. હું એક ઝાડ પર તો ચકવો બીજા ઝાડ પર...'

ચકલી પણ આવી પહોંચી હતી. અને ચકવીની વાતમાં સૂર પૂરાવી રહી હતી, એની હામાં હા ભણી રહી હતી. ચકલો બુદ્ધિશાળી હતો. એણે જોયું

કે માદાઓ તો આ કિસ્સાને કંઈક ભળતો જ રંગ દેવા જઈ રહી છે. એણે એમની વાતને વચ્ચેથી કાપી અને બોલ્યો : 'મારા માનવા પ્રમાણે આ આખા ઝઘડાના મૂળમાં માનવજાતની કથા છે. એ કથાને જ ખતમ કરવી જોઈએ. નહીંતર નવી નવી કથાઓ શરૂ થઈ જશે. અને આપણી પંખીઓની દુનિયાના સુખ-શાંતિ બિલકુલ જ ખતમ થઈ જશે.

ચકવાએ સમર્થનમાં માથું હલાવ્યું. 'તમારી વાત સાવ સાચી છે ચકાભાઈ, આપણી ભલાઈ એમાં જ છે કે માણસજાતનો આ કિસ્સો કોઈ પણ રીતે ખતમ થાય.'

ચકવાના સમર્થનથી ચકલાને હિંમત મળી. એણે હવે મેના-પોપટ સાથે સ્પષ્ટપણે, સીધી જ વાત કરી. 'ભાગ્યવાનો, તમે બેઉ પોતપોતાની વાત પર અડેલાં છો. આ રીતે તો આ કિસ્સો ખતમ નહીં થાય. કોઈ ન્યાય કરનારને આમાં વચ્ચે નાખીએ તો સારું. એ તમારા બેઉ વચ્ચે ન્યાય તોળે અને મુકદમાનો ચુકાદો સંભળાવે.'

'સારું સૂચન છે.' પોપટ બોલ્યો. પણ અહીં ન્યાય કરનાર છે કોણ જેની પાસે ચુકાદો કરાવીએ ?

'મારે અફસોસ સાથે કહેવું પડે છે કે તમે બેઉએ પિંજરામાં જ જિંદગી વિતાવી છે અને માત્ર માણસજાતને જ જોઈ છે. એટલે તમને કોઈ ન્યાય કરવાવાળો નજરે નથી પડતો. પંખીઓને તમે ક્યાં ઓળખ્યા જ છે ?' ચકલો બોલ્યો.

'સારું તો પછી કહો કે કોને ન્યાયાધીશ બનાવીએ ?'

ચકલો, મોર અને ચકવા તરફ ફરીને બોલ્યો : 'શો વિચાર છે ? કોને સોંપીએ આ કામ ?' મોર જરા મૂંઝવણમાં પડી ગયો પણ ચકવાએ વિચારીને બરાબર સૂચન કર્યું. એણે કહ્યું : 'આ જંગલમાં તો બુદ્ધિશાળી બસ એક જ છે અને એ છે ઘુવડ. બધાથી અલગ જઈને બેઠું છે. ન કોઈ સાથે લેવા કે ન દેવા. બસ ઊંડા વિચારમાં ડૂબેલું રહે છે.' 'એકદમ બરાબર છે' ચકલાએ કહ્યું : 'આપણે ઘુવડ પાસે જઈને એને નિવેદન કરવું જોઈએ કે આ મુકદમાનો ન્યાય કરો અને એનો નિકાલ લાવો. બોલો મેનાબેન – પોપટભાઈ, તમને આ સૂચન મંજૂર છે ?'

મેના અને પોપટ બેઉએ પંખીઓનો ગુસ્સો અને ખાસ કરીને માદાઓએ જે વિશિષ્ટ રાગ આલાપ્યો હતો એ બધું જોતાં આ સૂચનને માની લેવામાં જ સલામતી સમજી.

એટલે બધાં પંખી ઊડ્યાં. ચકલો આગળ અને બાકીના બધાં એની પાછળ પાછળ જંગલના એ ઉજ્જડ ખૂણામાં જઈ પહોંચ્યાં, જ્યાં એક ઝાડના વાંકાચૂંકા ઠૂંઠા પર બધાથી અલગ, સાવ એકલું બેઠેલું ઘુવડ આંખો બંધ કરીને ઊંઘતું હતું. પાંખોનો ફફડાટ સાંભળી, આળસપૂર્વક આંખો ખોલી પંખીઓના ઝુંડને જોઈને કંટાળેલા અવાજે આમ કટાણે આવવા માટેનું કારણ પૂછ્યું.

ચકલાએ સાદર નિવેદન કર્યું : 'ઓ બુદ્ધિશાળી, નેત્રહીન પક્ષી, તારા એકાંતમાં વિઘ્ન નાખવા બદલ અમે બધાં પંખીઓ તારી માફી માગીએ છીએ. પણ ના છૂટકે તારી પાસે આવ્યાં છીએ. અમે એક મૂંઝવણમાં ફસાઈ ગયાં છીએ. મેના-પોપટની વચ્ચે એક ઝઘડો ઊભો થયો છે. ને એ ઝઘડાએ અમારી શાંતિનું સત્યાનાશ વાળી દીધું છે. એ પંખી ! તું બુદ્ધિશાળી છે અને ન્યાયપ્રિય પણ છે. આ મુકદ્દમાનો ફેંસલો કર જેથી કરીને અમને આ ઝઘડામાંથી મુક્તિ મળે.'

'પ્રિય પંખીઓ, મને કહેશો જરા કે ઝઘડો શાનો છે ?'

'ઝઘડો એ વાતે છે કે માણસ નામનો એક જીવ છે. એમાં સારું કોણ ? સ્ત્રી કે પુરુષ ? મેના સ્ત્રીને સારી, પવિત્ર અને પુરુષને ખરાબ કહે છે. પોપટ પુરુષને નેક, પવિત્ર કહે છે અને સ્ત્રીને ભાંડે છે.'

માણસનું નામ સાંભળતાંની સાથે જ ઘુવડને ગુસ્સો આવ્યો. એણે કડવાશથી કહ્યું : 'એ મીઠા અવાજવાળાં પંખીઓ, તમે બધાં ક્યા જીવની સમસ્યા લઈને મારી પાસે આવ્યા છો ! સ્ત્રી અને પુરુષમાંથી સારા કોને કહેવા ? સ્ત્રી આફતનું પડીકું છે તો પુરુષની રગેરગમાં ધૂર્તતા ભરી છે. કારણ કે બેઉ માણસજાત છે અને માણસ બદજાત છે. બદજાતથી પણ બદજાત. પોતે અપશુકનિયાળ પગલાંનો છે અને માને છે અપશુકનિયાળ મને. પોતે ગામનાં ગામ ઉજાડતો ફરે છે અને નામ મારું બદનામ કરે છે. એની આવી રીત જોઈને મારું તો મન ખાટું થઈ ગયું... દિવસનો પ્રકાશ મને અણગમતો થઈ ગયો કારણ કે એ અજવાળામાં નકામું એ બદજાતનું ડાચું જોવું પડતું

હતું. રાતનું અંધારું અને સન્નાટો મનને સારા લાગ્યા. પણ એ જીવે એવાં તો કારસ્તાન કર્યાં કે હવે રાતોની પવિત્રતા પણ ખતમ થવા માંડી. હવે તો હાલત એવી છે કે દિવસે માણસજાતનો શોરબકોર અને રાત પડ્યે બનાવેલાં મશીનોની ખટાખટ. અને વીજળીની આંજી નાખતી ઝાકમઝોળ. અમારા જેવા એકાંતવાસી જાય તો પણ ક્યાં જાય ? દરેકેદરેક સ્થળે એ અપશુકનિયાળનાં પગલાં પહોંચી ગયાં છે. હજુ થોડા દિવસો પહેલાંની જ વાત છે. થાકેલ પાકેલ, અધમૂઈ જળકૂકડીઓના એક ઝુંડે, હાંફતાં હાંફતાં, કાંપ કાંપ કરતાં આ વેરાનમાં આવીને શરણાગતિ લીધી. હું તો હેરાન પરેશાન કે કયા દેશના જીવ અને ક્યાં આવીને આશ્રય માગી રહી રહ્યા છે ! મેં પૂછ્યું એમને કે હે પ્રિય પક્ષીઓ, તમારા પર એવી તો કેવી મુસીબત આવી પડી કે તમે તમારી ઠંડી લહેરાતી ગૌરવપૂર્ણ ધરતી છોડીને આ વેરાનમાં આમ હાલહવાલ થઈને આવ્યા છો ? જાણે કોઈએ તમારી પાંખો ફફડાવવાની તાકાત છીનવી લીધી હોય એવા લાગો છો. એમણે ટાઢાબોળ નિઃસાસો નાખીને કહ્યું કે કેવી ગૌરવપૂર્ણ ધરતી હતી ! પણ હવે ત્યાં પેટ્રોલ ઊભરાય છે. માણસજાતે એના અંદર અંદરના ઝઘડામાં અમારા સમુદ્રની પવિત્રતાને ખતમ કરી નાખી. પાણીમાં કેવાં કેવાં ઝેર ઘોળ્યાં છે એ વિશે કશું પૂછશો જ નહીં. હું તો સ્તબ્ધ જ થઈ ગયું કે આ બદજાતે હવામાં તો પહેલેથી પ્રદૂષણ ફેલાવ્યું જ હતું હવે સમુદ્રમાં પણ વિષ ઘોળી દીધું. મેં નિઃસાસો નાખીને આસમાન તરફ જોયું. પણ આસમાનમાં વળી એક જુદું જ તોફાન મચ્યું હતું. વાતાવરણ આખું ધુમાડાથી કાળુંડિબાંગ, પંખી બધાં આકળવિકળ... જાણે કોઈ મોટી આંધીમાં ફસાયાં હોય એવાં આકળવિકળ...

ઘુવડની આ વાતો સાંભળીને બધાં પંખી ભયથી ઠરી ગયાં. ચકલો ચિંતાતુર અવાજે બોલ્યો : 'હે જ્ઞાની, તમારી વાતો પરથી તો મને બધાં પંખીઓની બરબાદી નજરે પડે છે. શા માટે માણસ આપણો દુશ્મન થયો છે ?'

'એ ખુદ પોતાનો પણ દુશ્મન થઈ બેઠો છે. આ બધામાં એની પોતાની બરબાદી પણ છે જ.'

'તો તો પછી માણસે વિચારવું જોઈએ કે એ શું કરી રહ્યો છે.'

ચકવાએ ટાપસી પૂરતાં કહ્યું : 'એની પાસે અક્કલ હોય તો વિચારે ને...'

ઘુવડે ચકલાના માણસ વિશેનાં જ્ઞાનનાં વખાણ કર્યાં અને અફસોસપૂર્વક કહ્યું : 'કમબખત પાસે બુદ્ધિ છે પણ જ્ઞાન નથી.'

'માણસને જ્ઞાન ક્યારે લાધશે ?' ચકલાએ પ્રશ્ન કર્યો.

'ચકલા, તેં અઘરો સવાલ કર્યો છે. આ સવાલનો જવાબ મારી પાસે નથી' ઘુવડે કહ્યું.

'તો પછી કોની પાસે છે ?'

ઘુવડ ખાસ્સી વાર સુધી ચૂપ રહ્યું. પછી બોલ્યું : 'અહીંથી દૂર હિમાલયની તળેટીમાં એક ગાઢ જંગલ છે. ત્યાં એક તોતિંગ પીપળો છે. એની ડાળ પર એક કાગડો બેઠો છે. જંગલનાં પંખી એને કાગમુનિ કહે છે. એની પાસે તારા સવાલનો જવાબ હોય તો હોય કદાચ...'

ચકલાએ સાથી પક્ષીઓને કહ્યું : 'સાથીઓ, ચાલો કાગમુનિ પાસે આપણા સવાલનો જવાબ મેળવવા માટે...'

પછી ચકલો આગળ ને બાકીનાં પંખી પાછળ... એમ આ સરઘસ હિમાલયની તળેટી બાજુ ચાલ્યું. રસ્તામાં એક તેતર મળ્યું. એણે પૂછ્યું : 'એ મિત્રો, આ કઈ બાજુ ઊપડ્યાં ?'

ચકલાએ જવાબ દીધો : 'અમે કાગમુનિને એ પૂછવા જઈ રહ્યા છીએ કે માણસને અક્કલ ક્યારે આવશે ? તારે પણ આવવું હોય તો ચાલ...'

તેતરે અટ્ટહાસ્ય કર્યું : 'આદમી અને અક્કલ... કુદરત તારી માયા...' પછી એણે પાંખો ફફડાવી અને ઊડી ગયું. હસતું જાય અને રાડો પાડતું જાય... 'આદમી અને અક્કલ... કુદરત તારી માયા...'

માંડ માંડ આ કાફલો હિમાલયની તળેટીમાં ફેલાયેલા ગાઢ જંગલમાં પહોંચ્યો. ત્યાં પહોંચીને જોયું કે વૃક્ષોની વચ્ચે એક તોતિંગ પીપળો છે અને એની ડાળ પર જેની એક પાંખ કાળી અને એક પાંખ સફેદ હતી એવો એક મોટો કાગડો આંખો મીંચીને, ચાંચ પાંખોમાં ખોસીને બેઠો છે. ચકલાએ એની પાસે જઈને નમ્રભાવે કહ્યું : 'હે કાગમુનિ, અમે દૂર દૂરથી તમારી પાસે આવ્યા છીએ.'

કાગમુનિએ આંખો ખોલીને પૂછ્યું : 'કેમ ?'

'કાગમુનિ, અમે તમને એ પૂછવા આવ્યા છીએ કે માણસને અક્કલ

ક્યારે આવશે ? કાગમુનિએ ટાઢોબોળ નિઃસાસો નાખ્યો : 'ભોળાં પંખીઓ, તમે મારી સાથે એ જ કર્યું જે મેં મારા બાપા સાથે કર્યું હતું.'

'કાગમુનિ, તમે તમારા બાપ સાથે શું કર્યું હતું ?'

કાગમુનિ કહેવા લાગ્યા : 'મારો બાપ... તપ કરતો હતો. તપ કરતાં કરતાં હજાર વર્ષ વીતી ચૂક્યાં હતાં. તપથી એની પાંખોની બધી કાળાશ ધોવાઈ ચૂકી હતી. બસ એક પાંખ પર એક કાળું ટપકું બાકી રહી ગયું હતું. એ દરમ્યાન હું એની પાસે પાસે પહોંચ્યો અને કહ્યું કે 'બાપા, એક વાત પૂછું ?' એમણે આંખો ખોલી મને કહ્યું કે 'પૂછ' – 'બાપા, હું પૂછું છું કે આદમીને ક્યારેય અક્કલ આવશે કે નહીં ?' બાપે ડોળા કાઢીને મારી સામે જોયું : 'પુત્ર, તું કંઈ તરફથી આવી રહ્યો છે ?' - 'બાપા, હું ઊડતો ઊડતો કુરુક્ષેત્ર તરફ નીકળી ગયો હતો. ત્યાં મેં જોયું કે માણસ માણસને મારી રહ્યો છે, કાપી રહ્યો છે. લોહીની નદીઓ વહી રહી છે...' બાપે નિસાસો નાખીને કહ્યું, 'દીકરા, મેં તને મનાઈ કરી હતી કે બધી દિશામાં જજે પણ માનવીની દિશામાં ન જાતો. અને કદી પણ આવીને મને એની વાત ના કરતો. આપણે કાગડાઓ પહેલાં ઊજળા હતા. આદમીની આફત આપણા પર પડી અને આપણે કાળા થઈ ગયા. હું તપ એટલા માટે કરતો હતો કે આ આફત ટળે અને આપણે વળી પાછા ધોળા થઈ જઈએ. પણ તું ન માન્યો. માણસની દિશામાં ગયો અને આવીને મને એ જાતિની વાત કરી. તેં મારા તપને ભંગ કરી દીધું. આ સાથે જ મારી આવરદા પૂરી થઈ. તારામાં હિંમત હોય તો મારા તપને પૂરું કર. અને આપણી જાતિના જતા રહેલા ઊજળાપણાને પાછું લઈ આવ.' આમ કહીને એમણે પ્રાણ છોડી દીધો. મેં એમના જવાનો શોક મનાવ્યો અને પછી તપ કરવા બેસી ગયો. હું તપમાં હતો ને તમે આવીને વિઘ્ન નાખ્યું. હવે હું અહીંથી ઊડી જાઉં છું અને કોઈ નિર્જન વનમાં જઈને વાસ કરું છું જ્યાં મારા કાનમાં માણસનું નામ પણ ના પડે.'

આટલું કહીને કાગમુનિએ પાંખો ફફડાવી અને ઊડવા માટે તૈયાર થયા. ચકલાએ ગભરાઈને જલ્દીથી પૂછ્યું : 'પણ મુનિજી, અમારા સવાલનો જવાબ હવે ક્યાંથી મળશે ?' કાગમુનિએ વિચાર કર્યો અને પછી બોલ્યા : 'અહીંથી દક્ષિણ બાજુ તાપ્તી નદીની પેલે પાર શિવજીનું એક જૂનું મંદિર છે. એના

કળશ પર એક નીલકંઠ બેઠો છે. એ દુનિયાભરનાં રહસ્યો જાણે છે. તમે એને જઈને પૂછો...'

પછી તો ચકલો આગળ અને મોર-ઢેલ, ચકવો-ચકવી, મેના પોપટ અને રસ્તામાંથી સાથે થઈ ગયેલા બીજાં કેટલાય પંખી એની પાછળ... આ બધાં ઊડતાં ઊડતાં તાપ્તી નદીની પાર શિવજીના જૂના મંદિરે પહોંચ્યા.

નીલકંઠે પાંખોનો ફફડાટ અને જાતજાતના કલબલાટ સાંભળીને આંખો ખોલી : 'મિત્રો, કયા દેશથી આવ્યા છો અને કેમ આવ્યાં છો ?'

'મહારાજ' ચકલાએ વિનમ્ર ભાવે કહ્યું : 'અમે દૂરથી ઠેકાણું પૂછતાં પૂછતાં તમારી પાસે આવ્યાં છીએ. એક સવાલ અમને ઠેર ઠેર રખડાવી રહ્યો છે. અમે જેમને પણ એ પ્રશ્ન પૂછીએ છીએ એ મોઢું ફેરવી લે છે. બધેથી નિરાશ થઈને અમે તમને પૂછવા આવ્યા છીએ.'

'પૂછો મિત્રો.'

'મહારાજ, અમે તમને એ પૂછવા આવ્યા છીએ કે આખરે આદમીને અક્કલ ક્યારે આવશે ?'

નીલકંઠે અચરજથી ચકલા સામે અને એના સાથીદારો સામે જોયું અને પછી કહ્યું : 'ભોળાં પંખીઓ, શું તમારી મતિ મરી ગઈ છે કે આવો સવાલ પૂછો છો ? જરા મારી સામે તો જુવો... મારી આખી ડોક નીલરંગી થઈ ગઈ છે તે નથી દેખાતું ? સમુદ્રોમાં જે વિષ ઘોળાયેલું હતું એને કેટલી મુશ્કેલીથી મેં પીધું. એ વિષ પીવાને કારણે હું નીલરંગી થઈ ગયો. પણ માણસે ફરીથી સમુદ્રોમાં વિષ ઘોળી દીધું. સમુદ્રોમાં, જંગલોમાં, વનોમાં, પર્વતોમાં... દરેક જગ્યાએ એણે વિષ ફેલાવ્યું છે. મિત્રો, માણસ મૂર્ખ છે.'

'મહારાજ, ચકલો બોલ્યો. 'એ ચિંતા અમને જંપવા નથી દેતી કે એ નાદાનને કદી સમજ આવશે કે નહીં ?'

'પંખીઓ !' નીલકંઠે એમને સમજાવતાં કહ્યું : 'દરેક પશુપંખી પાસે પોતપોતાના ભાગની અક્કલ છે. પણ માણસ એવું અનોખું જનાવર છે કે એને બુદ્ધિ તો એવી મળી છે કે આસમાનમાં થીંગડું લગાવે છે પણ એને અક્કલ ના મળી.'

ચકલાએ આદમીની હાલત પર અફસોસ વ્યક્ત કર્યો અને કહ્યું :

'મહારાજ, જો હું મારા ભાગની અક્કલ દઈ દઉં આદમીને તો પછી એનામાં કંઈ સમજણ આવશે કે નહીં ?'

નીલકંઠ ફિક્કું હસીને બોલ્યા : 'ચકલા, શું તેં એ કાગડાની વાર્તા નથી સાંભળી જેણે આદમીને અક્કલ શીખવાડવાની કોશિશ કરી હતી ?'

અને નીલકંઠે એને આ વાર્તા સંભળાવી : આજથી ઘણાં વર્ષો પહેલાં આદમ કરીને એક માણસ હતો. સમજો કે આ ધરતી પરનો પહેલો પુરુષ. એને બે દીકરા હતા. એનો એક દીકરો સાવ મૂરખ હતો. એણે બીજાની હત્યા કરી નાખી. હત્યા કરતાં તો કરી નાખી પણ પછી એ હત્યારાને એ સમજ ના પડી કે પેલાની લાશનું શું કરવું ? એ મૂરખે ભાઈની લાશને પીઠ પર લાદી અને નીકળી પડ્યો. આખી ધરતી ફરી વળ્યો પણ અક્કલ પર એવા પથરા પડ્યા હતા કે લાશને ક્યાં ઠેકાણે પાડવી તેની સમજ ના પડી. એની પીઠ દુ:ખવા લાગી. એક કાગડાએ એને આવી હાલતમાં જોયો ને દયા ખાઈને કહ્યું : 'મૂરખના જામ, ભાઈની લાશને પીઠ પર લાદીને તું ક્યાં સુધી ફર્યા કરીશ ?' પેલાએ દુ:ખી થઈને કહ્યું કે 'હું શું કરું અને કઈ રીતે આ બોજને ઉતારું ?' કાગડાએ કહ્યું, 'ખાડો ખોદ અને એમાં આ લાશને દાટી દે !' પેલાએ એવું જ કર્યું ! કાગડાએ જ્યારે આ વાત એના બાપને સંભળાવી ત્યારે એણે કપાળ કૂટ્યું. 'દીકરા તેં આ શું કર્યું ?' કાગડો બહુ મૂંઝાઈ ગયો કે એણે એવું તે શું પાપ કરી નાખ્યું ? અરે પાપથી યે મોટું પાપ !' કાગડાનો બાપ બોલ્યો, 'આપણે ઊજળી પાંખો સાથે પેદા થયા હતા પણ હવે આ કારણે આપણી પાંખો કાળી પડી જશે.

'બાપા, આપણી પાંખો કયા કારણસર કાળી પડી જશે ? મેં તો એ મૂરખને અક્કલની વાત સમજાવી હતી. અને એ વાત તો એના ભલા માટે હતી.'

'અરે મારા ભોળા દીકરા, મૂરખને અક્કલની વાત કહી બતાવવી એ વાંદરાના હાથમાં અસ્તરો પકડાવવા બરાબર છે. તને ખબર છે, હવે આ મૂરખ શું કરશે ? હવે એ કાયમ પાપ કરતો ફરશે અને તારી શીખવેલી તરકીબથી પાપને ઢાંક્યા કરશે. એની અસર આપણા પર પડશે. આપણી ઊજળી પાંખો કાળી પડી જશે.'

પંખીઓ આ કિસ્સો સાંભળીને વિચારમાં પડી ગયાં. મેના-પોપટની આંખો તો ફાટીની ફાટી જ રહી ગઈ.

કેટલી બધી વાર મૂંગા રહ્યા પછી ચકલાએ પૂછ્યું : 'તો પછી મહારાજ, શું કરી શકાય ?' નીલકંઠે કહ્યું, 'દોસ્તો, પોતાની અક્કલ પોતાની સાથે. કોઈ, બીજા કોઈને અક્કલ નથી શીખવાડી શકતું. જે મૂરખ છે તે મૂરખ જ રહેવાના. અને માણસ મૂરખ છે.'

આવો ચોખ્ખો ને ચટ્ટ જવાબ સાંભળીને એ બધાં પંખી ત્યાંથી ઉદાસ ઉદાસ પાછાં ફર્યાં. પોતાના જંગલમાં આવીને પોતપોતાની ડાળ પર બેસી ગયાં. બધાં પોતપોતાની જગ્યાએ ચુપચાપ બેઠાં હતાં. અને ઉદાસ મેના-પોપટને તો જાણે સાપ સૂંઘી ગયો હતો ! ન પોપટે ચાંચ ખોલી, ન મેના કશું બોલી.

ચકલીથી ન રહેવાયું. ચકવાને કહ્યું એણે, 'મારા સ્વામી, મેના પોપટને શું થઈ ગયું છે ? ક્યાં આખી આખી રાત માણસજાતના કિસ્સા સંભળાવતા હતા જાણે દુનિયામાં માણસજાત સિવાય કોઈ જીવ વસતો જ નથી. અને એની જગ્યાએ હવે એવા ચૂપ થઈ ગયાં છે જાણે મોઢામાં જીભ જ નથી.'

ચકવો હસીને બોલ્યો : 'પ્રિયે, હવે એમને અક્કલ આવી ગઈ છે. આખરે એ પિંજરાની બહાર નીકળી આવ્યાં છે.'

મૂળ શીર્ષક : તોતા મૈના કી કહાની

## મહાવેસ્સન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

ચેતિ-પુત્રે બ્રાહ્મણને ભોજન કરાવ્યું અને રસ્તામાં ખાવા માટે મધથી ભરેલું કમંડળ તથા હરણની શેકેલી જાંઘ આપીને, રસ્તામાં જ ઊભા ઊભા ડાબો હાથ ચીંધીને, બોધિસત્ત્વનું નિવાસસ્થાન બતાવતાં કહ્યું : હે મહાબ્રાહ્મણ ! આ ગન્ધમાદન પર્વત છે, જ્યાં પુત્રો અને પત્ની સહિત વેસ્સન્તર રાજા નિવાસ કરે છે. શ્રેષ્ઠ વેશ ધારણ કરીને, આહુતિ આપવાની સુરુવો તથા જટા ધારણ કરેલો એ જમીન પર ચામડું પાથરીને સૂએ છે, અને અગ્નિની પૂજા કરે છે. આ નીલ-વર્ણા, આકાશ-શિખર જેવા, અંજન પર્વત પર ઊગેલાં ફળથી લચેલાં વૃક્ષો દેખાય છે. પહેલી વાર મદિરાપાન કરેલા તરુણની માફક, ધવ, અશ્વકર્ણ, સાદડ, શાલ, કન્દન તથા માલુવનાં વૃક્ષ પવનથી ઝૂલી રહ્યાં છે. વૃક્ષની ઉપલી શાખાઓમાંથી મધુર સંગીત સંભળાય છે, નજ્જૂહ તથા કોયલ એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર કૂદે છે. વૃક્ષની શાખાઓનાં હાલતાં પાંદડાં જનારને બોલાવતાં હોય એમ જણાય છે તથા આવનારનું મન બહેલાવે છે અને રહેનારાને સુખ આપે છે. એ જગ્યાએ પત્ની અને પુત્રો સહિત રાજા વેસ્સન્તર નિવાસ કરે છે.

આશ્રમ ભૂમિની પ્રશંસા કરીને આગળ કહેવા લાગ્યો : આંબો, કપીલો, ફણસ, શાલ, જાંબુ, બ્હેડો, હરડે, આંબળા, અશ્વત્થ, ખેર, સુંદર ટીમરૂ, વડ, મહુડો અને નીચે પાકેલાં ઉમરાનાં ફળ શોભામાં અભિવૃદ્ધિ કરનારાં છે. જેઓ મધની ઇચ્છા ધરાવે છે તેઓ મધ લઈ જાય છે, કેટલાક આંબા

પર મ્હોર આવી ગયો છે, કેટલાકમાં જીન બાઝી ગયો છે, કેટલીક કેરી કાચી છે તો કેટલાકને શાખિયાં થયાં છે. બંનેના રંગ દેડકા જેવા છે. ત્યાં નીચે ઊભેલી વ્યક્તિ પણ પાકેલી કેરી તોડી શકે છે. કાચીપાકી કેરી, રંગ તથા રસમાં શ્રેષ્ઠ છે. આ નિવાસ-સ્થાન દેવતાઓના નન્દનવનની જેમ સુશોભિત છે. તાડ, નારિયેળી અને ખજૂરીના ઘનઘોર જંગલમાં આ ફળદાર વૃક્ષોની જાણે માળા ગૂંથી હોય એવું લાગે છે. એ અલંકૃત ધ્વજાઓની જેમ જણાય છે, કુટજ, કુરબક, તગરી તથા પાટલને ફૂલ આવ્યાં છે. પુન્નાગ, ગિરિ-પુન્નાગ અને કાંચનાર પુષ્પિત છે. ઉદ્દાલક, સોમ-વૃક્ષ, અગરુ, ભીલામો, પુત્રજીવ, કકુમ્ભ તથા અસબ(બીયો) પુષ્પિત છે. કુટજ, કદમ્બ, કોસમ્બ, લબુજ, ધવ તથા શાલ એટલાં પુષ્પિત હતાં કે એના નીચે પડેલા ઢગલા જાણે પરાળ પાથર્યું ન હોય એવા લાગતા હતા. એનાથી થોડી દૂર મનોરમ પ્રદેશમાં પુષ્કરિણી હતી, તે કમળથી છવાયેલી હતી અને દેવતાઓના નન્દનવનની પુષ્કરિણીની સમાન હતી, ત્યાં પુષ્પોના મધુથી મત્ત બનેલી મધુર-ભાષિણી કોયલ છે, જે ઋતુ અનુસાર પુષ્પિત વૃક્ષો પર બેસીને, વનને કૂજનથી છલકાવી દે છે. કમલપત્ર પરથી પરાગ ઝરે છે. દક્ષિણ તથા પશ્ચિમ તરફથી પવન ફૂંકાય છે. પદ્મરજથી આશ્રમ ઢંકાયેલો છે. ત્યાં મોટા મોટા શિંગોડા છે, એની મેળે જ ઊગી નીકળેલું ધાન્ય માછલીઓ અને કાચબાઓવાળા પાણીમાં વહી જતું દેખાય છે. ત્યાં ઘણા કરચલા છે. આ વનમાં અનેક પ્રકારનો સુગંધિત પવન લહેરાય છે. પુષ્પશાળાઓથી આ વન, લોકોને મદમસ્ત બનાવી દે છે. પુષ્પ ગંધને કારણે ચારે દિશાઓમાં ભમરાઓ ગુંજન કરે છે. અહીં અનેક રંગનાં પક્ષીઓ છે. તેઓ પરસ્પર કૂજન કરીને પોતાની પત્નીઓ સાથે આનંદ મનાવે છે. અહીં પુષ્કરિણી પર નન્દિકા, જીવ-પુત્ર, જીવ-પુત્રપ્રિય, પ્રિય-પુત્ર તથા પ્રિયાનન્દા નામનાં પક્ષીઓ છે. જુદા જુદા રંગોના પુષ્પ જાણે કુશલ લોકોએ માળાઓ ગૂંથી ન હોય એવાં લાગે છે અને ધ્વજાઓની માફક સુશોભિત લાગે છે. અહીં પુત્રો સાથે વેસ્સન્તર રાજા રહે છે. શ્રેષ્ઠ વંશ છે, અંકુશ, આહુતિ નાખવાનો સુરુવો તથા જટા ધારણ કરીને ધરતી ઉપર ચામડું પાથરીને એ સૂએ છે અને અગ્નિને નમસ્કાર કરે છે.

આમ ચેતિપુત્રે જ્યારે વેસ્સન્તરના નિવાસસ્થાનનું ઠેકાણું બતાવ્યું ત્યારે પૂજકે પ્રસન્ન થઈ આ વાત કહી : મારી પાસે મધ-મિશ્રિત સત્તુ ભોજન છે તથા સારી રીતે બનાવેલા લાડવા છે. હું તને આ સત્તુ ભોજન આપું છું.

આ સાંભળીને ચેતિ-પુત્રે કહ્યું : આ ભોજન તું જ રાખ, મારે જોઈતું નથી. હે બ્રાહ્મણ ! અહીંથી ભાથું લઈને સુખપૂર્વક જા. આ પગદંડી સીધી આશ્રમ જાય છે. ત્યાં એક ઋષિ પણ રહે છે, જેના દાંત મેલા છે અને માથામાં ધૂળ છે. એનો વંશ શ્રેષ્ઠ છે, અને એ અંકુશ, આહુતિ આપવાનો સુરુવો તથા જટા ધારણ કરેલો છે. એ ચામડું પાથરીને પૃથ્વી પર સૂએ છે. જઈને તું પૂછજે. એ તને માર્ગ બતાવશે. આ વાત સાંભળીને બ્રહ્મ-બંધુએ ચેતિ-પુત્રની પ્રદક્ષિણા કરી અને પ્રસન્ન ચિત્તે જ્યાં અચ્યુત રાજા હતા ત્યાં ગયા.)

(ઉપવન, વર્ણન સમાપ્ત)

પૂજકે જતાં જતાં અચ્યુત ઋષિને જોયા. એમને જોઈને પૂજકે ઋષિના ક્ષેમકુશળ પૂછ્યા : તમે કુશળ તો છો ને ? તમે નીરોગી તો છો ને ? શું તમે ફળફૂલ ખાઈને જ જીવન વીતાવો છો ? શું ફળફૂલ ભરપૂર માત્રામાં મળે છે ? શું ડંખવાળા જીવડાં, મચ્છર તથા કીડીઓ પુષ્કળ છે ? શું જંગલી જાનવરોના આ ભયાનક વનમાં હિંસા નથી થતી ? તપસ્વીએ કહ્યું : હે બ્રાહ્મણ ! હું સકુશળ તથા નીરોગી છું. હું ફળફૂલ ખાઈને જીવન વીતાવું છું. ફળફૂલ વિપુલ માત્રામાં છે. ડંખવાળા જીવડાં તથા મચ્છરો પણ વધુ નથી. વનમાં જંગલી જાનવરો છે પણ મને કષ્ટ નથી આપતા. હું આશ્રમમાં ઘણાં વર્ષોથી રહું છું છતાં મને ક્યારેય કોઈ ખરાબ રોગ, બિમારી નથી થઈ. મહાબ્રાહ્મણ ! તારું સ્વાગત કરું છું. મહાબ્રાહ્મણ, તારું આવવું શુભ છે. તારું ભલું થાય, તું અંદર આવીને પગ ધો, ટીમરુ, ચારોળી, મહુડા, કાસુમારિય તથા બીજાં સારાં સારાં, નાનાંમોટાં ફળ ખા. આ જળ પર્વત ઉપરથી લાવવામાં આવેલું છે. હે મહાબ્રહ્મ ! જો ઇચ્છા હોય તો પી.

'જે કાંઈ મને આપ્યું તે મેં સ્વીકાર્યું. આ બધું અમૂલ્ય છે. સંજયના પોતાના પુત્રને શિવિ-વાસીઓએ દેશનિકાલ આપી દીધો છે. હું એને જોવા આવ્યો છું. જો જાણતા હો તો બતાવો.'

તપસ્વી બોલ્યો : તમારું શિવિરાજને જોવા આવવાનું શુભ-સંકલ્પ લાગતું નથી. એવું લાગે છે કે તમે રાજાની પતિવ્રતા પત્ની ઈચ્છો છો. એવું પ્રતીત થાય છે કે તમે કૃષ્ણાર્જિના ને દાસી અને જાલિને દાસ તરીકે લઈ જવા આવ્યા છો. અથવા બની શકે છે કે ત્રણે માતા-પુત્રોને જંગલમાંથી લઈ જવા આવ્યા છો. હે બ્રાહ્મણ ! એની પાસે હવે ધનધાન્ય રૂપી ભોગ પદાર્થ નથી.

'તમે મારા પર ક્રોધ ન કરો. હું યાચના કરવા નથી આવ્યો. આર્યોનાં દર્શન અને એમની સંગતિ સુખદાયક છે. જ્યારથી શિવિઓએ એમને દેશમાંથી કાઢી મૂક્યા છે, ત્યારથી મેં શિવિરાજને નથી જોયા. હું એમનાં દર્શનાર્થે આવ્યો છું. જો તમે જાણતા હો તો બતાવો.' એણે એનો વિશ્વાસ સંપાદિત કરતા કહ્યું.

'ભલે, તને બતાવું છું, આજે તું અહીંયા જ રોકાઈ જા. અને ફળફૂલથી તૃપ્ત થઈને જજે.' બીજે દિવસે માર્ગ દર્શાવીને કહ્યું :

આ સુંદર ભૂમિ ઉપર કરેરિનાં (કરીર ?) ફૂલોની માળા પથરાયેલી હતી. સતત હરિયાળી ધરતી પરથી ધૂળ ઊડતી ન હતી. મોરની ગ્રીવા જેવા, રૂ જેવા કોમળ તણખલાં ચારે કોર આંગળથી મોટાં થતાં ન હતાં. કેરી, જાંબુ, કપીલો અને ઉમરા જેવાં રસાળ ફળ આપતાં વૃક્ષોથી એ વન સુશોભિત હતું. બિલોરી રંગના મચ્છરોના ઝુંડવાલી, પવિત્ર, સુવાસિત જળવાળી નદી ત્યાં વહે છે. એની પાસે જ રમણીય પ્રદેશમાં ત્યાં એક સરોવર છે અને એમાં ત્રણ પ્રકારનાં કમળ થાય છે : ભૂરા, શ્વેત અને રાતાં.

આ રીતે ચતુષ્કોણી સરોવરનું વર્ણન કર્યા પછી મુચલિન્દ તળાવનું વર્ણન કરતાં તેણે કહ્યું : આ તળાવ પદ્મોથી તથા શ્વેત સુગન્ધિત કલમ્બકોથી આચ્છાદિત છે. અહીં પુષ્પિત કમળ તો અઢળક થાય છે. ગ્રીષ્મ ઋતુ તથા હેમંત ઋતુમાં પુષ્પિત થનારા પુષ્પ, પાણીમાં સાથળ જેટલા ઊંચા દેખાય છે. જુદા જુદા પ્રકારનાં ફૂલોની સુગંધવાળો પવન પ્રસરે અને પુષ્પોની સુગંધથી આકર્ષિત થઈને ચારે બાજુ ભમરાઓ ગુંજન કરે છે.

હે બ્રાહ્મણ ! ત્યાં સરોવર કિનારે વૃક્ષ ઊગેલાં છે. કદમ્બ, પાટલ તથા કાંચનાર વગેરે સપુષ્પિત વૃક્ષો છે. મુચલિન્દ સરોવરની ચારે બાજુ અંકોલ, કર્ણિકાર (ગરમાળો), પારિજાત અને પુષ્પિત વારણસાયક વૃક્ષ છે. શિરીષ,

શ્વેતપારિસ તથા પદ્મક ખાસ્સી સુવાસ ફેલાવે છે. મંદાર, બકુલ, શાલ અને પુષ્પિત સોભન્જન, કેતકી, કર્ણિકાર અને પુષ્પિત કણેર, અર્જુન, પુષ્પિત કેસૂડાનાં વૃક્ષો ઊગેલાં છે, જાણે પ્રજ્જ્વલિત ન હોય ! શ્વેતપર્ણી, સપ્તપર્ણી, કેળ તથા કુસુમ્ભ(કસુંબો) વૃક્ષો છે. આ વૃક્ષો ધનુતક્કારી પુષ્પોથી તથા ઊડતા સરસવના કણોથી ઢંકાયેલા છે. સરગવો, સબળ તથા સુપુષ્પિત શાલેડી, શ્વેતગેરુ, તગર, મંતિ, કુટ્ક તથા કુલાવર વૃક્ષ નાનાંમોટાં, સીધાં તથા પુષ્પિત વૃક્ષો અગ્નિ-આગારને ચારે બાજુએથી ઘેરીને, આશ્રમની બંને બાજુ ઊભાં છે.

ત્યાં કાંઠે ઘણા બધા કરંજ, અડદ, શેવાળ તથા લાલ ચંદન છે. ત્યાં પાણી હિલોળા ખાય છે. સમુદ્રફળ ઉપર મધમાખીઓ ગુંજારવ કરતી ફરે છે. કાંટાસેરિયા તથા મકચક હતા અને ઘણા બધા નીચક લમ્બક હતા, હે બ્રાહ્મણ ! એલમ્બક નામની લતાઓ વડે વૃક્ષો ઢંકાયેલાં છે. એમાં ફૂલોની સુગંધ અઠવાડિયાં સુધી ટકે છે. મુચલિન્દ સરોવરની બંને બાજુ સુંદર ફૂલો લચેલા છે. વનમાં પ્રવેશતાંવેંત જ ઇન્દીવર નામનાં વૃક્ષો શોભામાં અભિવૃદ્ધિ કરતા ઊભેલાં દેખાશે. આ વૃક્ષના ફૂલોની સુગંધ અડધા મહિના સુધી જતી નથી. નીલપુષ્પી, શ્વેતવારી તથા ગિરિકર્ણિકાથી સુશોભિત છે. કટેસક તથા તુલસી વૃક્ષથી વન આચ્છાદિત છે. પુષ્પોવાળી શાખાઓનાં ફૂલોની સુગંધથી વન મસ્ત બની ઝૂમે છે. પુષ્પોની સુગંધથી ભમરાઓ ચારે બાજુ ગુંજારવ કરી રહ્યા છે. બ્રાહ્મણ ! એ તળાવમાં ત્રણ કડકારુ ફળ છે – એક ઘડા જેટલું મોટું અને બીજા બે મૃદંગ જેટલા મોટાં.

ત્યાં સરસવ ઘણાં છે. લીલા આયુત તથા વેતસ ઘણાં છે, અંસી (વૃક્ષ) તાડની જેમ ઊભા છે તથા કાંપતાં ઇન્દીવર છે. ત્યાં અપ્ફોટ (લતા) છે, સુરિયવલ્લી છે, કાલિયા છે, મધુગન્ધિયા છે, અશોક છે, મુધ્યન્તિ છે, વલ્લિભો છે અને ખુદપ્ફિયો છે. કોરન્ડક અને અનોજ નામની નાગલતાઓ પુષ્પિત છે, ફાલેલા કિસુકની લતાઓ વૃક્ષો પર ચઢી ગઈ છે. કટેરુહ, વાસન્તી તથા જૂઈમદ જેવી સુગન્ધવાળાં પુષ્પ છે. નીલિયા, રાતરાણી, ભંડી (મજીઠ ?) અને પદ્મુત્તર વૃક્ષ સુશોભિત છે. પાટલ, સમુદ્ર કપ્પાસી અને કર્ણિકાર પુષ્પિત છે. તે સુવર્ણ જાળની, અગ્નિ-શિખાની જેમ સુંદર દેખાય છે. જેટલાં ધરતી

પર કે પાણીમાં ઉત્પન્ન થનારાં જેટજેટલાં પુષ્પો છે તે બધાં ત્યાં જોવા મળે છે, મુચલિન્દ સરોવર આટલું બધું રમણીય છે.

આ પુષ્કરિણીમાં જળચર જીવ ઘણા છે, રોહિત, નલપી, સિંગુ, મગરમચ્છ છે. મધુ, મલહરી, તાલીસ, પ્રિયંગુ, ઉન્નક, ભદ્રમોથ, શતપુષ્પ થતા લોલુપ જેવા છોડ છે. ત્યાં સુગંધિત વૃક્ષો જેવા કે તગરે, તુંગવંટક, પદ્મક, બરદ, કુટ્ક, ઝામક તથા હરેણુક વગેરે છે. તથા હળદર, ગન્ધશિલા, હિરિવેટ, ગૂગાળ, વિમેદિઠ, ચોરક, કુટ્ક, કપૂર તથા કલિંગ છે.

ત્યાં શીઘ્ર- વ્યાઘ્ર છે, પુરિસાલુ-યક્ષણીઓ છે, હાથીઓ છે, કાબરચીતરા હરણો તથા રોહિત અને શરભ મૃગ છે. શિયાળ, કૂતરા, મૃગ, બિલાડીઓ, નલપુષ્પ જેવા રંગ ધરાવતા વાંદરાઓ છે; ચમરી, ચલની તથા લંઘી વાત-મૃગ છે; ઝાપિત, મર્કટ અને પિચૂ વાંદરાઓ છે. કર્કટ તથા કતમાયા મૃગ; રીંછ અને ઘણાં જંગલી વૃષભ છે. ગેંડા, સૂવર, મગરમચ્છ છે તથા ઘણા બધા કાલમૃગ છે; ભેંસો છે, વાંદરાઓ છે, ગીધ છે અને ચારે બાજુ પમ્પક છે. ઘો છે, ગજકુંભ મૃગ છે; ચિત્રક છે તથા દીપિમૃગ છે. સસલાં છે, પક્ષીઓ છે, સિંહ છે. શિયાળ, વરુનું ભક્ષણ કરનારાં પ્રાણી પણ છે, શરભ મૃગ છે, મોર છે, હંસ છે તથા કકુત્થ પક્ષી છે. ચકોર છે, પરસ્પરને હંફાવનારા નાગ છે, બગલા છે, સારસ છે, નજ્જુહા છે, દિન્દિયા છે તથા કુજ્જવાદિક છે; બાજ, લોહિત પક્ષી છે. પમ્પક, જીવજીવક છે, કપિંજર, તેતર છે, કુલાબ, પટિકૃત્તક, પદ્દાલ, ચેતકેદુ, ભંડુ, તેતર, ચેલાબક, પિંગલ, ગોધક તથા અંગ હેતુક, કોયલ, ચાતક, ઘુવડ જેવાં અનેકવિધ પક્ષીઓથી આ વન છવાયેલું છે, અનેક પ્રકારના ધ્વનિ થયા કરે છે.

અહીં મધુર સ્વરવાળાં નીલા પક્ષી છે. તેઓ પોતાની માદાઓ સાથે પરસ્પર કૂજન કરે છે. અહીં નિરન્તર મધુર કૂજન કરનારા પક્ષીઓ છે, જેમની આંખોની કીકી તથા આંખો સુંદર છે; તે અંડજ છે તથા તેમની પાંખો વિચિત્ર છે. અહીં નિરંતર મધુર બોલી બોલનારાં પક્ષીઓના માથા પર કલગી છે, તેમની ગરદન ભૂરી છે અને જે પરસ્પર કૂજન કરે છે; કકુત્થક, કોટ્ઠ, પોક્ખર અને સાતક, કાલામેય્ય, બલીયક્ષ છે; તથા કદમ્બ પર બેસનારા પોપટ-મેના છે. ત્યાં ઘણાં પીળા, લાલ અને શ્વેત રંગના સરકન્ડા છે; હિંગરાજ

તથા કદમ્બ પર રહેનારા પોપટ તથા કોયલ છે. ટિટોડી, કુરરા, બગલો, પરિવદન્તિકા, પાક-હંસ, અતિ-બળ પક્ષી, નજ્જુહા તથા જીવ જીવક છે, કબૂતર, રવિ-હંસ, નદીમાં ઘૂમનારાં ચક્વાક, સુંદર સ્વરવાળા અને સવારસાંજ કૂજનારાં વારણ પક્ષી છે. આમ અનેક પ્રકારના ઘણાં પક્ષીઓ છે, તે પોતાની માદાઓ સાથે પરસ્પર કૂજન કરે છે. તથા અનેક પ્રકારની લતાઓથી ઢંકાયેલું તથા કદલી મૃગોવાળું આ વન છે. અહીં સરસવ પુષ્કળ છે, નીવાર તથા વરક પુષ્કળ છે, શાલિડાંગર છે, અકટ્ઠપાક છે, અને શેરડી છે. આ જે પગદંડી આવે છે. તે સીધી આશ્રમ જાય છે. ત્યાં પહોંચનારને ભૂખતરસ નથી લાગતાં, અસંતોષ નથી રહેતો, અને પુત્રોને લઈને વેસ્સન્તર રાજા ત્યાં રહે છે. ઉત્તમ વેશમાં અંકુશ, આહુતિ નાખવાનો સુરુવો તથા જટા ધારણ કરેલા તે ધરતી પર મૃગચર્મ પાથરીને સૂએ છે. અને અગ્નિને નમસ્કાર કરે છે. આ સાંભળીને, એ બ્રાહ્મણે ઋષિની પ્રદક્ષિણા કરી અને પ્રસન્ન થઈને જ્યાં વેસ્સન્તર રાજા નિવાસ કરતા હતા ત્યાં ગયો.

(મહાવન વર્ણન સમાપ્ત)

(અપૂર્ણ)

## એક મણિપુરી લોકકથા / કૌમુદી

ઘણા સમય પહેલાં એક ગામમાં એક સ્ત્રી અને એક પુરુષ રહેતાં હતાં, તેમને આઠ દીકરા. કુટુંબ ઘણું ગરીબ હતું તેથી વારંવાર માબાપ પોતાનાં બાળકોને મૂકીને ભોજન કરી લેતાં હતાં. ભૂખમરાને કારણે બાળકો ખૂબ દૂબળાં પડી ગયાં હતાં. બાળકો સૂઈ જાય ત્યારે માબાપ રસોઈ બનાવતાં હતાં. એક દિવસ રસોઈ બનાવવા ચૂલા પર વાસણ ગોઠવતાં હતાં ત્યારે એક બાળક જાગી ગયું. માબાપે તેને ચૂપ રહેવા કહ્યું. એમણે એને વચન આપ્યું કે અમે જે ખાઈશું તેમાંથી તને પણ ભાગ આપીશું. જે હિલચાલ થઈ તેનાથી બીજાં બાળકો જાગી ગયાં. માબાપે જાતજાતના પ્રશ્નો પૂછીને બાળકોનું ધ્યાન બીજે દોરવાનો પ્રયત્ન કર્યો. એમણે બાળકોને પૂછ્યું કે તમે મોટા થઈને અમારા માટે શું કરશો. સૌથી નાનો દીકરો જે હમણાં જ બોલવાનું શીખ્યો હતો તેના સિવાય બધાએ કહ્યું કે અમારાથી જેટજેટલી રીતે મદદ કરી શકાશે એ રીતે મદદ કરીશું. માબાપે નાના દીકરા પાસે પણ પ્રત્યુત્તરની આશા રાખી હતી. નાનાએ કહ્યું કે હું મારા ભાઈઓના વધ્યાઘટ્યાથી આખી જિંદગી દૂર રહીશ. એના જવાબથી માબાપને બહુ ખરાબ લાગ્યું. એમણે મોટા દીકરાઓને કહ્યું કે આ નાનાને મારી નાખો. સૌથી મોટા દીકરાને નાના ભાઈની દયા આવી એટલે નાના ભાઈની આંખે પાટા બાંધીને જંગલમાં છોડી આવ્યો. નાનો જ્યાં ઊભો હતો ત્યાંથી બધી દિશાઓમાં જઈ શકાય એમ હતું. મોટા દીકરાએ એને એક છરી પણ આપી હતી.

આખી રાત એક જ જગ્યાએ બેસીને તે બહુ કંટાળી ગયો. ત્યાં એક

હાથી આવી ચઢ્યો અને તેની મુશ્કેલી વિશે પૂછ્યું. છોકરાએ આખી રાત દરમિયાન બનેલી ઘટનાઓ કહી સંભળાવી. હાથીને તેના ઉપર દયા આવી. તેણે કહ્યું : 'તું તારા બધા ભાઈઓમાં સૌથી વધારે પ્રામાણિક છે.' તેણે એની આંખો પરથી પાટા છોડી નાખ્યા જેથી તે ફરીથી દેખતો થાય. પછી હાથીએ એને બરુની સળી આપીને કહ્યું કે તું આનાથી મારા શરીરના ટુકડેટુકડા કરી નાખ. માંસના ટુકડાઓને સળીમાં લટકાવી દેજે અને તું મારા હાડપિંજરમાં રહેજે. તે છોકરાએ એના કહેવા પ્રમાણે કર્યું અને રાતે તે હાડપિંજરમાં સૂઈ ગયો.

બીજે દિવસે સવારે જ્યારે તે છોકરાએ જાગીને જોયું તો ત્યાં એક રાજમહેલ હતો. હાથીનું હાડપિંજર રાત્રિ દરમિયાન એક રાજમહેલમાં ફેરવાઈ ગયું હતું. જ્યાં તેણે માંસના ટુકડા રાખ્યા હતા તે રાજમહેલના છેવાડાનો ભાગ હતો. આમ તે છોકરો તો એક સુંદર નગરનો રાજા બની ગયો.

આ નવા નગરના સમાચાર વાયુવેગે ચારે બાજુ પ્રસરી ગયા. આ દિવસો દરમિયાન પેલાં ક્રૂર માબાપ પહેલાં કરતાં પણ વધારે ગરીબ બની ગયાં અને ભીખ માગવા લાગ્યાં. એક દિવસ જ્યાં સૌથી નાનો દીકરો રાજા બન્યો હતો ત્યાં બીજા દીકરાઓને લઈને આવી ચઢ્યા. નાના દીકરાએ માબાપને ઓળખી લીધા અને જરાય ખરાબ ભાવ રાખ્યા વિના એમના માનમાં એક મિજબાની ગોઠવી. એ દરમિયાન ભગવાને પોતાનાં જ બાળકો સાથે કરેલા ખરાબ વર્તાવ માટે એ માબાપને સજા ફરમાવી. બાળકો સાથે કરેલા ખરાબ વર્તાવની કબૂલાત કરવી પડી. એની સાથે જ એમને કોઈ અજાણ્યો રોગ લાગુ પડ્યો. (જેમાં માણસની જીભ બહાર આવી જાય.) માની આંખોમાંથી ડોળા બહાર આવી ગયા. બંને મૃત્યુ પામ્યાં. બધા ભાઈઓ રાજા સાથે સુખેથી રહેવા લાગ્યા.

(ઇંદિરા ગાંધી નેશનલ એન્ટર ફોર આર્ટસ દ્વારા પ્રકાશિત ગ્રંથ 'પ્રકૃતિ' ૧માંથી સાભાર)

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂ.૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂ.૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

આટાનો સૂરજ

રતિલાલ 'અનિલ'

સર્જનાત્મક નિબંધસંગ્રહ મૂલ્ય રૂ.૧૫૦/-

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન

૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી,

આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ, બમરોલી રોડ, ઉધના

સુરત-૩૯૪ ૨૧૦

સંવાદ પ્રકાશન

૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭

ફોન : (૦૨૬૫)૨૩૧ ૨૭ ૪૭

# કંકાવટી

ઓક્ટોબર, ૨૦૦૪
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક
વર્ષ ૪૭ : અંક ૫૩૩

વાર્ષિક લવાજમ
**દેશમાં રૂપિયા ૧૦૦/-**

મેગેઝીન એજન્સીઓ અને જાંણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ, ઉધના, સુરત-૩૯૪ ૨૧૦ સરનામે કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ. ૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર
*http://ratilalanil.tripod.com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૫૫૯૫૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર ટાઇપસેટીંગ
**સંવાદ પ્રકાશન**
૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫-૨૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. : ૨૪૨ ૮૯ ૪૧



# કંકાવટી

ઑક્ટોબર, ૨૦૦૪

રેઇનર મારિયા રિલ્કે
રમણીક અગ્રાવત
સત્યજિત રાય
સુરેશ જોષી
રામપ્રસાદ બક્ષી
જીવનાનંદ દાસ
શરીફા વીજળીવાળા
ભદંત આનંદ કૌસલ્યાયન
યુયુત્સુ પંચાલ
ગુલામમોહમ્મદ શેખ

આવરણ : નાગજી પટેલ

## સંગીત / રાઈનર મારિયા રિલ્કે

અંગ્રેજી અનુવાદ : જે.બી.લિશમેન

અનુવાદ : રમણીક અગ્રાવત

સંગીત : પ્રતિમાઓનો શ્વાસોચ્છ્વાસ. કદાચ
ચિત્રોની સ્તબ્ધતા. તું બોલે, જ્યાં ભાષાઓ
થાય મૂંગી. તું સમય
આથમતાં હૃદયોની બરાબર ઉપર તોળાયેલો.

કઈ લાગણીઓ ? અરે તું રૂપાન્તરણ
સંભળાતાં દૃશ્યચિત્રોમાં લાગણીઓનું.
તું અજાણ્યું : સંગીત, અમને બહાર વિકસાવતો અવકાશ
હૃદય-અવકાશ, આપણો આંતરિક
જે આપણી હદોને વળોટે, ઉભરાટ.
પવિત્રતમ જુદાઈ :
જ્યાં આપણી અંદરનું આપણને ઘેરે
જેમ ઘેરે ક્ષિતિજ, જાણે હવાનો બીજો ચહેરો
ચોખ્ખો
અતિ વિશાળ
જેમાં ટકી ન શકાય.

## નોબેલ પારિતોષિક વિજેતા એલફ્રિડ જેલિનેક

આ વર્ષનું નોબેલ પારિતોષિક જે સાહિત્યકારને અર્પણ કરવામાં આવ્યું તે એલફ્રિડ જેલિનેક (Elfriede Jelinek) ઓસ્ટ્રિયાનિવાસી અને જર્મનભાષી છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી અજાણ્યા સર્જકોને નોબેલ પારિતોષિક આપવાની એક પરંપરા ઊભી થઈ છે. આ લેખિકાને જર્મનભાષીઓ સિવાય બહુ ઓછા ઓળખે છે. વળી તેમનાં પુસ્તકો સામાન્ય વાચકો માણી ન શકે એવાં છે. આમ છતાં તેમની ચાર નવલકથાઓનો – 'ધ પિયાનો ટીચર', 'વંડરફુલ ટાઇમ્સ', 'લસ્ટ', 'વિમેન એઝ લવર્સ' અંગ્રેજીમાં અનુવાદ થયો છે ખરો.

૧૯૮૩માં લખાયેલી આત્મકથાભાસી નવલકથા (પિયાનો ટીચર) ઉપરથી ફ્રેન્ચમાં એક ફિલ્મ ઉતારવામાં આવી હતી. એમાં એક સંગીતશિક્ષિકાની વાત છે, જે હિંસક જાતીયતા ધરાવે છે અને પોતાનાં ગુપ્તાંગોને ઇજા કરે છે, કેટલાક વિવેચકોએ ઉચ્ચ કક્ષાની કળાકૃતિના છદ્મવેશમાં રચાયેલી અશ્લીલ કૃતિ તરીકે આને ઓળખાવી છે.

લેખિકાના બ્રિટીશ પ્રકાશકે સ્વીકાર્યું કે તે દુર્બોધ છે, વિવાદાસ્પદ છે, ચાના ઘૂંટ ભરતાં ભરતાં તેની કૃતિઓ વાંચી શકાય એવી નથી. ફ્રેન્કફર્ટ ખાતે યોજાયેલા એક પુસ્તકમેળામાં ચારેક પ્રકાશકોએ કહ્યું કે હજુ સુધી આ લેખિકાનું નામ અમે જાણતા નથી. ૧૯૭૫માં 'વિમેન ઑફ લવર્સ' કૃતિથી આ લેખિકાએ સાહિત્યજગતમાં પ્રવેશ કર્યો, એમાં કોઈ સંપૂર્ણ પુરુષની શોધમાં નીકળેલી બે સ્ત્રીઓની વાત છે.

નોબેલ પારિતોષિક આપનારી સ્વીડીશ અકાદમીએ કરેલી જાહેરાત પ્રમાણે આ નવલકથાઓમાં ક્રૂર જગતનું આલેખન થયું છે, આ હિંસા અને શરણાગતિનું, શિકારી અને શિકારનું જગત છે.

ઈ.સ.૧૯૮૯માં તેમની અતિખ્યાત 'લસ્ટ' નવલકથા પ્રગટ થઈ, તેમાં પરંપરાગત રીતે ગોઠવાયેલા લગ્નમાં સ્ત્રી ઉપર થતા પુરુષના હિંસાત્મક વ્યવહારોનું નિરૂપણ છે. તેમની છેલ્લી નાટ્યરચનામાં અમેરિકાએ છેડેલા

ઇરાક સામેના યુદ્ધની વાત છે. અત્યારે તેઓ ઇરાક વિશે એક પુસ્તક લખી રહ્યાં છે અને તે ૨૦૦૫ના મેમાં પ્રગટ થશે.

આ પારિતોષિકે લેખિકાને એકાએક જે ખ્યાતિ અપાવી દીધી તેનાથી તેઓ તો દૂર જ ભાગતાં રહ્યાં હતાં. તેઓ એક મુલાકાતમાં જણાવે છે કે પારિતોષિક માટેનો પહેલો પ્રતિભાવ – ચાલો સરસ, એ મળી ગયું. પરંતુ એનાથી જીવનમાં પરિવર્તનો પણ આવે. થોડા સમય માટે તો જે જીવન તમે કદી ઇચ્છ્યું ન હોય તે જીવન જીવવું પડે; આ પારિતોષિક તો સાવ અણધારી રીતે જ આવી ચઢ્યું છે.

૫૭ વર્ષની વયે પહોંચેલાં જેલિનેક પોતાની આત્મકથનાત્મક કૃતિથી વિવાદાસ્પદ બન્યાં છે. નવલકથાઓમાં અને નાટ્યરચનાઓમાં સંગીતાત્મકતા અને વિશિષ્ટ ભાષાસૂઝ છે. સમાજમાં ચવાઈ ગયેલી અભિવ્યક્તિઓ પાછળ રહેલી અસંગતિ પણ આલેખાઈ છે.

૧૯૯૬માં પોલેંડની લેખિકા વિસ્લાવા ઝિમ્બોર્સ્કાને પારિતોષિક મળ્યું હતું ત્યાર પછી કોઈ સ્ત્રીને એનાયત થયું હોય તો આ લેખિકાને. આ ઇનામ ૧૦૩ વર્ષોથી અપાય છે. તેમાં અત્યાર સુધી માત્ર ૧૦ સ્ત્રીઓને અપાયું છે. ઓસ્ટ્રિયાની જમણેરી ફ્રીડમ પાર્ટીએ તો આ લેખિકાની આકરી ટીકા કરતાં કહ્યું કે તેમણે પોતાની કૃતિઓ દ્વારા દેશની નાલેશી કરી છે.

લેખિકાને ત્યાંની સરકાર સામે ભારે વાંધો છે, ત્યાંના રાજકારણ સાથેના સંબંધો વર્ષો પહેલાં કાપી નાખ્યા હતા. ૧૯૭૪થી ૧૯૯૧ સુધી તેઓ ઓસ્ટ્રિયાની સામ્યવાદી પક્ષનાં સભ્ય હતાં, પોતાના નાઝી ભૂતકાળ બદલ ઓસ્ટ્રિયા દેશ નિખાલસ ન હતો એ બદલ તેમણે ભારે ટીકા કરી હતી. તેમના યહૂદી ઝેક પિતા ગાંડા થઈ ગયા હતા, તેમની વિયેનાવતની મા કેથોલિક હતી.

ડિસેમ્બરમાં જ્યારે આ પારિતોષિક સમારંભ યોજાશે ત્યારે એ એમાં ભાગ નહીં લે, કારણ કે તેમને ટોળાં ગમતાં નથી. પણ પોતાનું ભાષણ તૈયાર કરશે ખરાં. પારિતોષિક મળ્યું એનું આશ્ચર્ય તેમને છે.

(સંકલિત)

## સાથે ભણેલા / સત્યજિત રાય

સવારના નવ વાગ્યા છે.

મોહિત સરકાર ગળે ટાઇ બાંધતો હતો ત્યાં એની વહુએ ઓરડામાં પ્રવેશ કર્યો, એ બોલી, 'તમારો ફોન છે.'

'અત્યારે વળી કોણ ફોન કરે ?'

મોહિતનો સવારે સાડા નવે ઑફિસે જવાનો રોજિંદો નિયમ. ઑફિસે જવાના સમયે જ 'તમારો ફોન' સાંભળી મોહિતને ઠીક ન લાગ્યું.

અરુણાએ કહ્યું કે, 'ક્યારેક એ તમારી સાથે સ્કૂલમાં ભણતો હતો.'

'સ્કૂલમાં !... ઠીક... નામ કહ્યું ?'

'એમણે કહ્યું કે જય નામ કહેશો તો ઓળખી જશે.'

મોહિત સરકારે ત્રીસ વર્ષ પર સ્કૂલ છોડી હતી. એના ક્લાસમાં ચાળીસેક છોકરા હશે. એ બરાબર યાદ કરે તો, વધારેમાં વધારે યાદ કરે તો, બહુ તો વીસ સાથીનાં નામ યાદ કરી શકે, તે સાથે એમના ચહેરા પણ. સદ્ભાગ્યે જય કે જયદેવ નામ અને એનો ચહેરો બરાબર એની સ્મૃતિમાં હતાં. એ આખા ક્લાસમાં સૌથી સારા છોકરામાંનો એક હતો. ગોરો, સરસ ચહેરો, વાંચવા લખવામાં હોશિયાર, રમતગમતમાં પણ આગળ. હાઇ જમ્પમાં પહેલો. કોઈ કોઈ વાર પત્તાંની રમત પણ બતાવતો, કૈસેબિયાંકામાં તો એ ચન્દ્રક જીતી ગયો હતો. સ્કૂલ છોડ્યા પછી મોહિતને એના કશા ખબરઅંતર મળ્યા નહોતા, તેમ એણે પણ કશી તપાસ કરી નહોતી. આજે આટલાં વર્ષ પછી દોસ્તી હોવા છતાં, એને વિશે મોહિતને એની સાથે ખાસ લગાવ હોય એવો ભાવ નહોતો.

મોહિતે ફોનનું રિસીવર હાથમાં લીધું.

'હલ્લો !'

'કોણ, મોહિત ! મને ઓળખ્યો ? હું, જય... જયદેવ બોઝ. આપણે બાલિગંજની સ્કૂલમાં સાથે ભણેલા.'

'ભૈ, અવાજથી તો ઓળખ પડતી નથી... હા, ચહેરો બરાબર યાદ છે. શી વાત છે ?'

'ભાઈ, તમે તો મોટા ઑફિસર થઈ ગયા છો મારું નામ યાદ રહ્યું એ જ ઘણું છે.'

'હવે એ બધું જવા દે... એ કહે કે ફોન કેમ કરવો પડ્યો ? કાંઈ ખાસ વાત છે ?'

'બસ એમ જ, જરા કામ છે. તને મળવું છે.'

'ક્યારે ?'

'તું કહે ત્યારે, પણ વહેલું થાય તો સારું.'

'તો, આજે જ મળ. સાંજે છ સુધીમાં હું ઘરે આવી જાઉં છું. તું સાત વાગ્યે આવી શકશે ?'

'કેમ નહીં... જરૂર આવીશ. આવીશ ત્યારે વાત કરીશ. આભાર !'

તાજેતરમાં જ ખરીદેલી આસમાની રંગની કારમાં ઑફિસે જતા મોહિત સરકારે સ્કૂલના પ્રસંગો યાદ કરવાનો પ્રયત્ન કર્યો. હેડમાસ્તર ગિરીન્દ્ર સુરની તીખી નજર, ગંભીર સ્વભાવ છતાં સ્કૂલના દિવસો ખરેખર આનંદ ઉલ્લાસના હતા. મોહિત પોતે સારો વિદ્યાર્થી હતો. શંકર, મોહિત અને જયદેવ ત્રણે વચ્ચે સ્પર્ધા રહેતી. પહેલા, બીજા અને ત્રીજા નંબરે વારાફરતી એ ત્રણનો કબજો રહેતો. છઠ્ઠા ધોરણથી મોહિત સરકાર અને જયદેવ સાથે ભણતા હતા. ઘણી વાર એક જ બેંચ પર બેસીને ભણ્યા હતા. ફૂટબૉલમાં બંનેની બરાબરી હતી. મોહિત રાઈટ ઇન તો જયદેવ રાઈટ આઉટ ખેલાડી. ત્યારે તો મોહિતને લાગતું અમારી દોસ્તી આજ પૂરતી નહીં, કાયમી છે. પણ, સ્કૂલ છોડ્યા પછી બંનેના માર્ગ ફંટાઈ ગયા. મોહિતના પિતા રઈસ હતા, તે કલકત્તાની વિખ્યાત કોલેજમાં ગયો, કૉલેજનું ભણતર પૂરું થયા પછી, બે વર્ષમાં એક વેપારી કંપનીમાં ઑફિસરના પદે નિમાયો. જયદેવ શહેરની

બીજી કૉલેજમાં ગયો હતો. વાસ્તવમાં એના પિતાની નોકરી એવી કે બદલી થયા કરે. આશ્ચર્યની વાત એ કે મોહિત કૉલેજમાં ગયો ત્યારે એણે જ જયદેવની ઓછપ કદી અનુભવી નહોતી. એનું સ્થાન કૉલેજના બીજા વિદ્યાર્થીઓએ લીધું હતું. પછી તો એ મિત્રો પણ બદલાઈ ગયા, કૉલેજ છૂટી અને ઑફિસનું જીવન શરૂ થઈ ગયું. મોહિત એની કંપનીમાં ચાર મોટા અફસરોમાં એક. એના સારા મિત્રમાં એની સાથે કામ કરનાર એક કર્મચારી હતો. સ્કૂલના મિત્રોમાં એક પ્રજ્ઞાન સેનગુપ્ત. કોઈ કોઈ વાર કલબમાં એ મળી જતો. એ પણ એક કંપનીમાં મેનેજર હતો. પણ સ્કૂલનાં સ્મરણોમાં એ ક્યાંય નહોતો. પણ છેલ્લાં ૩૦ વર્ષમાં કદી મળ્યો નહોતો એ જયદેવનું સ્થાન એની સ્મૃતિમાં હતું. મોહિતે સ્કૂલજીવનની એ સચ્ચાઈ ગહેરાઈથી અનુભવી.

મોહિતની ઑફિસ સેન્ટ્રલ એવન્યુમાં. ચૌરંગી અને સુરેન્દ્ર બેનરજી રોડના વળાંકે પહોંચતા જ કારોનો જમેલો, બસનાં હૉર્ન અને પેટ્રોલના ધુમાડામાં મોહિત સરકારની સ્મૃતિની દુનિયા વિખેરાઈ ગઈ અને હવે એ ઑફિસની દુનિયામાં હતો. કાંડા ઘડિયાળમાં જોયું તો એ આજે ત્રણ મિનિટ મોડો પહોંચ્યો હતો.

ઑફિસનું કામ પતાવી મોહિત રોડ પર આવેલા પોતાના ઘરે પહોંચ્યો ત્યારે બાલિગંજ ગવર્નમેન્ટ સ્કૂલની આછી સ્મૃતિ પણ નહોતી. સવારે ટેલિફોન પર થયેલી વાત પણ એ ભૂલી ગયો હતો. એનો નોકર વિપિન ડ્રૉઈંગ રૂમમાં આવ્યો અને કોઈ નોટબૂકમાંથી ફાડેલા કાગળ પર લખેલી એક ચિઠ્ઠી એને આપી – જયદેવ બોઝ... ઇઝ પર એપોઇન્ટમેન્ટ.'

રેડિયો પર આવતા બી.બી.સી.ના સમાચારો બંધ કરી મોહિતે વિપિનને કહ્યું : 'એને અંદર આવવાનું કહે.' તરત એને સાંભર્યું કે જયદેવ વર્ષો પછી મને મળવા આવ્યો છે, એને નાસ્તો કરાવવો જોઈએ. ઑફિસેથી પાછા ફરતી વખતે પાર્ક સ્ટ્રીટ પરથી પોતે કેક કે પેસ્ટ્રી વગેરે લાવી શકતો હતો, પણ જય મળવા આવવાનો છે એ એને યાદ જ આવ્યું નહીં, વહુએ કંઈ સારું રાખ્યું હશે કે કેમ...

'ઓળખે છે ને ?' એ શબ્દો સાંભળી મોહિતે બોલનાર સામે જોયું અને

મોહિતની દશા એવી હતી કે બેઠકના ઓરડો પસાર કર્યા પછી એનો એક પગ નીચે ગયો, ત્યાં એકે પગથિયું નહોતું.

જે માણસ ઓરડામાં પ્રવેશ્યો એણે ઢીલું સુતરાઉ પાટલૂન પહેર્યું હતું, ઉપર સાવ સાદું ખમીસ. બંને પર ઈસ્ત્રી થઈ હોય એવું લાગતું નહોતું. ખમીશની ઉપરથી જે સૂરત જોતી હતી તેની સાથે મોહિતમાં વસેલા જયદેવ સાથે કશો મેળ નહોતો. આવનારનો ચહેરો રુક્ષ, ગાલ બેઠેલા, આંખ ઊંડે ઊતરી ગયેલી, તડકે તપી તપીને ચામડી કાળી પડી ગઈ હતી. ચહેરા પર ચારેક દિવસની મૂછ ઊગી હતી. માથા પર એક મસો હતો. કાનની બૂટ પર વધેલા વાળ.

એ માણસે શિવાજી હાસ્ય સાથે પૂછ્યું ત્યારે એના દાંતની પંક્તિ મોહિતે જોઈ. પાન ખાવાથી સડી ગયેલા દાંતો સાથે હસનારે પહેલાં પોતાનું મોઢું હાથ વડે ઢાંકી દેવું જોઈએ.

'ઘણો બદલાઈ ગયો છું, નહીં ?'

'બેસ.'

મોહિત હજી ઊભો હતો. સામેના સોફા પર જયદેવ બેઠો તે પછી મોહિત પોતાના સ્થાને બેઠો. મોહિતના વિદ્યાર્થીજીવનની તસવીરો એના આલબમમાં પડી છે. એમાં ચૌદ વર્ષના મોહિત સાથે આજના મોહિતની ઓળખ અઘરી નથી. તો પછી સામે બેઠેલા જયની ઓળખ અઘરી કેમ છે ? માત્ર ત્રીસ વર્ષમાં શું ચહેરો આટલો બધો બદલાઈ જાય છે ?

'તને જોતાં જ ઓળખી ગયો... રસ્તે મળ્યો હોત તોયે ઓળખી લેતે.' ભલા માણસે આવતાં જ બોલવાનું શરૂ કરી દીધું, 'મારી મુસીબતોનો પાર નથી. કૉલેજમાં હતો ત્યારે પિતા ગુજરી ગયા. ભણવાનું છોડી નોકરી માટે ભટક્યો અને બાકી તો તું જાણે છે. નસીબ સારું હોય અને ભલામણ ન હોય તો આજે અમારા જેવા લોકોને માટે...'

'ચા તો પીશે ને ?'

'ચા... હા... પરંતુ.'

મોહિતે બિપિનને બોલાવીને ચા લાવવાનું કહ્યું. એને લાગ્યું કે કેક કે મિઠાઈ ન હોય તો વાંધો નહીં. આને માટે બિસ્કીટ જ પૂરતાં છે.

વિપિન ચા લઈ આવ્યો હતો. સાથે સંદેશ અને સમોસાં હતાં. પત્નીએ ખ્યાલ રાખ્યો એ સારું થયું. પણ સ્કૂલના આ મારા દોસ્તના દેદાર જોઈ એ શું વિચારતી હશે ? એ ધારણા બાંધી શક્યો નહીં.

'તું નહીં લ્યે ?'

મોહિતે માથું હલાવ્યું, ના, હમણાં જ પીધી છે.

આવનારે સમોસું મોઢામાં મૂક્યું અને ચાવતાં ચાવતાં કહ્યું, 'છોકરાની પરીક્ષા આવે છે અને મોહિતભાઈ, મારી મુશ્કેલી એ છે કે ફીના પૈસા કઈ રીતે ભેગા કરુ ? કંઈ જ સમજ પડતી નથી.'

હવે આગળ કંઈ કહેવાની જરૂર નહોતી. મોહિત સમજી ગયો. એને થયુ કે એના આવવા પહેલાં જ સમજી જવું જોઈતું હતું કે કારણ શું હોઈ શકે ? આખર એ કેટલી રકમ માગશે ? વીસ-પચ્ચીસ રૂપિયાની વાત હોય તો ઠીક છે, અને એટલી મદદ ન કરુ તો આ બલા ટળે એવું નથી.

'મારો દીકરો ઘણો હોશિયાર છે. અત્યારે એને મદદ નહીં મળે તો વચ્ચેથી જ અભ્યાસ છૂટી જશે. હુ વિચાર કરુ છું ને રાતે ઊંઘ ઊડી જાય છે.'

પ્લેટમાથી બીજુ સમોસું ઊપડી ચૂક્યું હતું. મોહિતે કિશોર જયદેવ અને આવનારના ચહેરા વચ્ચે કોઈ મેળ ન જોયો.

'એટલે કહુ છું કે' ચાનો ઘૂંટડો ભરી આવનારે કહ્યું, 'જૂના દોસ્તના દાવે અગર સો-દોઢસો રૂપિયા આપી શકે તો...'

'વેરી સોરી.'

'શુ ?'

મોહિતે મનમા જ નક્કી કર્યુ હતું કે રૂપિયાની વાત આવશે તો ના પાડી દઈશ. પણ એને લાગ્યું કે આટલી રુક્ષતાની જરૂર નહોતી. એટલે એણે ભૂલ સુધારતા કહ્યું, 'સોરી, અત્યારે મારા પાસે રોકડા નથી.'

'હું કાલે આવી શકું છું.'

'હું કાલે કલકત્તાની બહાર હોઈશ. ત્રણ દિવસ બહાર હોઈશ. તું રવિવારે લઈ જજે.'

'રવિવારે ?'

આવનાર થોડી વાર ચૂપ રહ્યો. મોહિતે પણ મનોમન કંઈ નક્કી કરી

લીધું હતું. આવનાર એ મૂળ જયદેવ જ છે એનું કોઈ પ્રમાણ નથી. કલકત્તાના લોકો એકબીજાને ઠગવામાં ઉસ્તાદ થઈ ગયા છે. કોઈની પાસે બાલિગંજ સ્કૂલના બનાવો વિશે જાણી લેવાનું મુશ્કેલ નથી. બરાબર છે.

'હું રવિવારે કેટલા વાગે આવું ?'

'સવારે ઠીક રહેશે.'

શુક્રવારે ઈદની રજા છે. મોહિતેએ પહેલાંથી જ નક્કી કરી રાખ્યું હતું કે પત્ની સાથે બારાઈપુરના એક મિત્રને ત્યાં, એની બાગાનવાડીમાં રજા ગાળીશ. બેત્રણ દિવસ ત્યાં રોકાઈને રવિવારે રાતે જ ઘેર પાછા ફરી શકીશ. એટલે આ રવિવારે આવશે તો હું મળીશ જ નહીં. એણે એકદમ સોરી કહી દીધું એટલે એને આ બહાનાની જરૂર પડી. કેટલાક લોકો સીધી ના નથી કહેતા. મોહિત એવા જ સ્વભાવનો માણસ છે. રવિવારે એની સાથે મુલાકાત ન થાય તો મોહિત બીજું બહાનું કાઢશે, એનાથી બચશે. કદાચ એમ ન યે કરવું પડે.

આવનારે ચાનો છેલ્લો ઘૂંટડો ભર્યો, કપ નીચે મૂક્યો ત્યાં ઓરડામાં એક સજ્જન આવ્યા. એ મોહિતના અંતરંગ મિત્ર વાણીકાન્ત સેન હતા. બીજા બે સજ્જનો પણ આવશે. ગંજીફાની રમત જામશે. એમણે પેલા આગંતુક સામે સંદેહની નજરે જોયું. મોહિત સમજી ગયો. આવનાર સાથે પોતાના દોસ્તનો પરિચય કરાવવાનું એણે ટાળ્યું.

'સારું ત્યારે... ફરી મળીશું, અત્યારે જાઉં છું.' કહીને અજાણ્યો આગંતુક ઊઠ્યો. 'તું મારા પર આટલો ઉપકાર કર, હું ખરેખર તારો ઋણી રહીશ.'

એ ભલા માણસના ગયા પછી વાણીકાન્તે મોહિતની સામે અચરજની નજરે જોઈને મોહિતને પૂછ્યું, 'આ માણસ તમને તું કહીને વાત કરતો હતો ! વાત શી છે ?'

'આ પહેલાં તો 'તમે' જ કહેતો હતો. તમને સંભળાવવા જ એ 'તું' બોલ્યો લાગે છે.'

'કોણ છે એ માણસ ?'

મોહિત કોઈ જવાબ આપ્યા વિના બુક શેલ્ફ તરફ ગયો. જૂનું ફોટો આલબમ કાઢી લાવ્યો. એનું એક પાનું ખોલીને વાણીકાન્તને બતાવ્યું.

'આ કદાચ તારી સ્કૂલનો ગ્રુપ ફોટો છે.'

'હા, બોટોનિક્સમાં અમે બધા પિકનિક પર ગયા હતા.' મોહિતે કહ્યું.

'આ પાંચ કોણ કોણ છે ?'

'મને ઓળખ્યો નહીં ?'

'થોભ, ધારીને જોવા દે.'

આલબમને નજીક આણી વાણીકાન્તે પોતાના મિત્રને ઓળખી કાઢ્યો.

'હવે મારી જમણી બાજુના છોકરાને બરાબર જુઓ.'

તસ્વીરને આંખની નજીક આણી વાણીકાન્તે કહ્યું : 'હા, જોઈ લીધું.'

'હમણાં ગયો એ ભલો માણસ એ, એ જ છે.' મોહિતે કહ્યું.

'નાનપણથી જ. સ્કૂલના સમયથી જ એને જુગાર રમવાની આદત તો નથી ને ?' આલબમને ઝટ બંધ કરી સોફા પર પટકતા વાણીકાન્તે ફરી કહ્યું, 'મેં એને ત્રીસ બત્રીસ વાર રેસના મેદાનમાં જોયો છે.'

'તમે ઠીક કહો છો...' મોહિત સરકારે ટાપસી પૂરી. તે પછી એની સાથે શી વાત થઈ હતી તે ટૂંકમાં કહ્યું.

'અરે પોલીસ થાણે જણાવી દે !' વાણીકાન્તે સલાહ આપી, કલકત્તા હવે એવા ચોર, લુંટારા, તડફંચી કરનારાઓનો અડ્ડો બની ગયું છે. છબિમાં દેખાય છે એ છોકરો પાક્કો જુગારી બને એ અશક્ય છે... ઇમ્પોસિબલ...'

મોહિત ધીરેથી હસ્યો, રવિવારે હું ઘરે નહીં મળું એટલે એને ખબર પડી જશે.

પોતાના બારાઈપુરવાળા મિત્રને ત્યાં પુકુરની માછલી, પોલ્ટ્રીનાં તાજાં ઈંડાં, આંબાની કેરી, જાંબુ આદિ ફળ ખાઈ મોલશ્રીના વૃક્ષ નીચે શેતરંજી બિછાવી છાતીસરસો તકિયો રાખી પત્તાં રમીને, તન-મનનો બધો થાક ઉતારી મોહિત સરકાર રવિવારે રાત્રે અગિયાર વાગ્યે પોતાના ઘરે પાછો ફર્યો ત્યારે નોકર વિપિને કહ્યું, પેલા દિવસે સાંજે જે ભાઈ આવ્યા હતાં તે આજે સવારે પણ આવ્યા હતા.'

'કંઈ કહી ગયા છે ?'

'જી, નહીં.' વિપિને કહ્યું.

'ચાલો, બચી ગયા. એક સાદી ચાલથી આફત ટળી. હવે એ નહીં આવે, જાત બચી.'

પરંતુ નહીં, આફત રાત પૂરતી જ ટળી હતી. બીજા દિવસે સવારે આઠ વાગ્યે મોહિત પોતાની બેઠકમાં છાપું વાંચતો હતો ત્યારે વિપિને એના હાથમાં કાગળનો એક ટુકડો મૂક્યો. એમાં ત્રણ જ લાઇન લખી હતી :

'ભાઈ મોહિત, મારો એક પગ મોચવાઈ ગયો છે એટલે દીકરાને મોકલું છું. સહાય રૂપે જે કંઈ બને તે એને આપજે. ઘણી કૃપા થશે. નિરાશ નહીં કરે એવી આશા સાથે.'

મોહિત સમજી ગયો, હવે છટકી શકાય એમ નથી. થોડું ઘણું કરી છૂટ્યે જ છૂટકો છે. એણે નોકરને બોલાવી કહ્યું, 'એ છોકરાને મોકલ.'

થોડી વારમાં તેર ચૌદ વર્ષની વયનો છોકરો આવ્યો. એણે પ્રણામ કર્યા, પછી સહેજ પાછળ ખસીને ચુપચાપ ઊભો રહ્યો.

મોહિત એને ધ્યાનપૂર્વક થોડી વાર જોતો રહ્યો. એ પછી કહ્યું, 'બેસ.'

છોકરો થોડી વાર અવઢવમાં ઊભો રહ્યો, પછી સોફાને છેડે, સંકોચાઈને બંને હાથ વાળી બેઠો.

'હું હમણાં આવ્યો' કહી મોહિતે બીજા માળ પર જઈ પત્નીની સાડીને છેડે બાંધેલો ચાવીનો ઝૂમખો ખોલ્યો. એ પછી કબાટ ખોલી પચાસ રૂપિયાની ચાર નોટ કાઢી, એક કવરમાં મૂકી, કબાટ બંધ કરીને નીચે બેઠકમાં પાછો ફર્યો.

'તારું નામ શું છે ?'

'જી, સંજયકુમાર બોઝ.'

'આમાં રૂપિયા છે, સાચવીને લઈ જજે.'

છોકરાએ માથું હલાવી હા ભરી.

'ક્યાં રાખશે ?'

'ઉપરવાળા ખિસ્સામાં.'

'ટ્રામમાં જશે કે બસમાં ?'

'જી, પગપાળા.'

'પગપાળા ! તારું ઘર ક્યાં છે ?'

'મિરઝાપુર સ્ટ્રીટમાં.'

'એટલે દૂર ચાલતો જશે ?'

'પિતાજીએ ચાલતા જ ઘરે આવવાનું કહ્યું છે.'

'વારુ, તો તું એક કલાક અહીં જ બેસ... અહીં ઢગલો પુસ્તકો છે. તે જો. હું નવ વાગ્યે ઑફિસે જવા નીકળીશ. કાર મને ઑફિસે છોડીને તને તારા ઘરે છોડી જશે. તું ડ્રાઇવરને ઘરનો રસ્તો તો બતાવી શકશે ને ?'

છોકરાએ માથું હલાવી કહ્યું, 'જી, હા.'

મોહિતે વિપિનને બોલાવ્યો. છોકરા સંજય બોઝ માટે ચાનાસ્તો લાવવાનું કહી ઑફિસે જવા માટે ઉપર ગયો.

આજે એ પોતાને ખૂબ જ હળવો અનુભવતો હતો. ખૂબ ખુશ હતો.

જયને જોઈને પોતે એને ઓળખી શક્યો નહીં, તે છતાં એના દીકરા સંજયમાં એને પોતાનો ત્રીસ વર્ષ જૂનો સાથે ભણતો મિત્ર મળી ગયો.

## એક પત્ર / સુરેશ જોષી

આ શિયાળાની રાતે શિયાળની લાળીની વાડથી બહારનો અવકાશ ઘેરાયેલો છે. આ અન્ધકારના કટાઈ ગયેલા લોખણ્ડના પાત્રમાં પોષના મધ્યાહ્નના સૂર્યનું સોનું સંતાડી દીધું છે. આ સમયના સાવ ઠંડા ખૂણામાં શહેર ટૂંટિયું વાળીને પડ્યું છે. ઠંડીની ધારથી ખેતરનાં ચીંદરડાં થઈ ગયાં છે. બારીના કાચ હિમાસુરની આંખો જેવા તગતગી રહ્યા છે. નળમાંનું પાણી બરફ થવાના મનસૂબા ઘડી રહ્યું છે. પહેરો ભરતા પોલીસની બન્દૂકની નળી એના ગાલને ડામી રહી છે. મન્દિરનું ધોળું શિખર કૈલાસની અદાથી ઊભું ઊભું મહાલે છે.

બહાર છવાયેલા ધુમ્મસને ભેદીને એક ચીબરી ઊડી જાય છે. ઘવાયેલું લંગડું આકાશ વૃક્ષોની ટેકણલાકડીને ટેકે ધીરે ધીરે ખસ્યા કરે છે. ચન્દ્ર પીળા પરાળના પૂળા જેવો તાપણું કરવાને ઉશ્કેરી રહ્યો છે. આ રાત્રિની શાન્તિમાં માનવજાતિ પર, એનાં બધાં દુષ્કૃત્યો બદલ, ફીટકાર વરસાવીને કોઈ શાપવાણી ઉચ્ચારી રહ્યું છે. એક જર્મન કવિએ ભક્તિસ્તોત્રનું નામ આપીને કેવી શાપવાણી ઉચ્ચારી હતી : માનવના બીજમાંથી હવે કોઈ માનવ નહીં જન્મે. વૃક્ષના બીજમાંથી હવે કોઈ વૃક્ષ નહિ ઊગે. આ બધું તમારે માપી લેવું હોય તો મૃત્યુની માપપટ્ટીથી માપી લેજો. જે લોકો પૃથ્વી પર સિમેંટની કેપ્સ્યૂલમાં પૂરાઈને જીવે છે એમની તે તાકાત કેટલી ? એમની તાકાત તો બરફની વર્ષા અને ઝંઝાવાતની થપાટ ખાતા તૃષ્ણાંકુર જેટલી હવે તો ઊધઈ રણની રેતી પર ઇતિહાસની લિપિ આલેખશે. આત્મવિનાશ તરફ વધુ ને

વધુ ઝૂક્યે જતી આ જાતિ કોણ હતી એ વિશે ભવિષ્યમાં કોઈ પૂછવાનું સુદ્ધા નથી.

બાળપણમાં સદા ખળખળ વહેતું, પારદર્શી જળવાળું, પાતાળઝરણું જોયું છે. હવે કલંકિત થયેલી, વસૂકી ગયેલી, નદી (!) ને રોજ જોઉં છું. એમ તો રસ્તા પરથી માણસો આવેજાય છે. છતાં રસ્તા ખાલીખાલી લાગે છે કારણ કે માનવીના આનન્દનો ટહુકો ત્યાંથી સંભળાતો નથી, ડીઝલના ધુમાડાએ વાતાવરણને કલુષિત કરી નાખ્યું છે તે મારા શ્વાસને પણ શોષી લે છે. બોલવા જતાં અવાજ રેતીની જેમ ખરી પડે છે. પવન એને ઉડાવે છે અને એમાંથી જ આકાશને ટકાવી રાખવાના સ્તમ્ભો રચે છે – ધૂળનું આકાશ ધૂળના થાંભલા પર !

થોડુંક આગળ ચાલીએ તો બીજી નદી આવે ખરી પણ તે ય વસૂકી ગયેલી. દિવસો ગુપચુપ પસાર થઈ જાય છે. સાંજ ઢળે છે પણ જીવ્યે જવાનો દાહ શમતો નથી. વીજળીના ઝગમગાટમાં લોકો મુઠ્ઠી ભરીને અન્ધકાર લૂંટતા હોય છે. આખી રાત પ્રેત જેવાં વૃક્ષો હવામાં ધૂણ્યા કરે છે. રસ્તે ચાલતા લોકોની આંખ આમ તો આંસુ સારવાનું ભૂલી ગઈ છે પણ એમોનિયા એમની આંખને આંસુથી આંજી દે છે. ખેડૂત હળ ફેરવે છે ને પ્લાસ્ટિક, રબર અને હાડકાંનો ઉકરડો બહાર આવે છે. પ્લાસ્ટિક ધૂળમાં ધૂળ થઈને ભળી જતું નથી. આ જમાનો એવો બહેરો છે કે પોતાના જ મરણના મરશિયાને એ કાને ધરતો નથી.

એમ તો સ્વર્ગ કાંઈ દૂર નહોતું. સરોવરનાં શાન્ત નીતર્યાં જળ, એને કાંઠે સારસનું જોડું અને બગલાઓનું ટોળું, કાંઠા પરના છીછરા પાણીમાં બેઠેલી ભેંસ, એની આંખો ઘૂંટેલી તૃપ્તિ જેવી, પનિહારીના તાંબાના બેડા પર સદા થયે જતા સૂર્યના ગુણાકાર, પાસે જ ક્યાંક છૂટેલા તીરની જેમ પાણીમાં ડૂબકી મારીને એકાદ નાની માછલી પકડી લેતો કલકલિયો, સૂર્યના પ્રકાશમાં દેવશિશુ જેવાં નાગડાંપૂગડાં બાળકોના જળનીતરતા દેહ, કેવળ જળનું જ વસ્ત્ર પહેરીને લજ્જા ઢાંકતી કોઈ ગ્રામયુવતી – હા, આ સ્વર્ગ કાંઈ ઝાઝું દૂર નહોતું.

પાસે જ ગામના પાદરને અડીને ઊભેલાં ખેતરોમાં દૂધ ભરેલા ધાન્યના

દાણા પવનમાં ઝૂમતા હતા, લુહાર લયબદ્ધ રીતે લોઢું ટીપતો હતો ને એરણ પરથી અગ્નિના સ્ફુલ્લિંગો ઝરતા હતા, આકાશમાંથી એકસરખી નરવી નિરામયતા ઝળ્યા કરતી હતી, હવે આજે આકાશ ફેક્ટરીની સાયરનની ચીસોથી તરડાઈ ગયું છે. સાંજવેળાએ ધુમાડાના અજગરો દિશાઓને ભરડામાં લેતા દેખાય છે. માંદલી વાસનાઓની ઊધઈ જીવનવૃક્ષને કોતર્યા કરે છે. ભગવાનનો દશમો અવતાર થયો નથી, પૃથ્વી પર નરક ઊતર્યું છે.

પણ કદાચ ભવિષ્યમાં આપણો જમાનો પણ સ્વર્ગ જેવો લાગશે. હજી થોડી ઘણી માયામમતા બચી છે. હજી પરિશ્રમ કરનાર બટકું રોટલો પામે છે, હજી કવિને પાંચ જણ પૂછે છે, હજી બાળક પ્રત્યે વાત્સલ્યની લાગણી છે, પણ હવે આશાવાદી રહેવું, શ્રદ્ધા રાખવી, એ કપરું કામ છે. કોઈ વીરલાઓ જ એ કરી શકે કે કોઈ જડભરત જ એ કરી શકે.

છતાં હું તો મારી રૂંધામણ મૂંઝવણ વિશે બોલતો રહીશ. કદાચ બોલતા બોલતા, બોલવાને જ કારણે બધું સ્પષ્ટ થતું આવે. હું મહારથી નથી, ઘણી વાર હાર્યો છું છતાંય લડતો રહ્યો છું પણ તે વીરતાને કારણે નહિ, બીજો કોઈ માર્ગ જ નહિ હતો તે કારણે. એથી ઘણી કટુતા સંચિત થતી ગઈ છે. એ વિશે હું મૂંગો રહ્યો નથી. અરે, મારા મૌન વિશે ય હું વાચાળ રહ્યો છું.

## અર્વાચીન ગુજરાતી કવિતાનું ભાવિ / રામપ્રસાદ બક્ષી

'અર્વાચીન કવિતામાં સુવર્ણ બહુ ઓછા પ્રમાણમાં મળશે, અર્વાચીન કવિતામાં સૌથી પહેલો દોષ સન્નિષ્ઠાનો અભાવ છે... વિચારપ્રધાન કવિતા નામે લખાતાં કાવ્યોમાં મોટે ભાગે બુદ્ધિની કરામતો, કંઈક અંશે પ્રચાર અને વાદવાદના પડઘા પડતા સંભળાય છે.પ્રજ્ઞાને બદલે બુદ્ધિને સ્થાન અપાય છે અને એથી ચિત્તમાં રસનિષ્પત્તિ કરી શકાતી નથી. રસ અને સમભાવ પ્રેરી ચિત્તના ઊંડાણમાં ઊતરવાને બદલે ચિત્તમાં છુપાઈને પડેલા અજંપાને પ્રેરે છે એમ આજનો કવિ વાસ્તવિક બન્યો છે એમ કહેવાય છે, પણ આ વાસ્તવિકતાના ઓઠા નીચે અર્વાચીન કવિતાએ જેટલાં અસુન્દરતાનાં ગાન ગાયાં છે એટલા ક્યારેય નહીં ગવાયાં હોય. એ રસાસ્વાદ કરાવવાને બદલે આંજી દેવા મથે છે, જીવનનાં આત્યન્તિક મૂલ્યોને ને વિવેકની સૂઝને એ અવગણે છે, આજના કવિની જીવનનાં મૂલ્યોમાંથી શ્રદ્ધા ઓછી થઈ ગઈ છે. એથી એ સ્થાપિત મૂલ્યોની હાંસી ઊડાવવામાં રાચે છે. અનિયન્ત્રિત વિસંવાદી વૃત્તિઓના વર્તુલમાં જ એને ઘુમ્યા કરવાનું ગમે છે. નવીનતા ખાતર નવીનતાનો મોહ સત્યના નવીન અંશોને પ્રદર્શિત કરવાને બદલે પ્રયોગખોરી અને અનુકરણને પ્રેરે છે, સંગીનતાને બદલે છૂપી પોકળતાને આણે છે. આપણા નવીન પ્રણય કાવ્યોમાં ઉષ્માને બદલે ઊર્મિમાંદ્ય, હૃદયની બળતરા અને રૂરૂદિશા જ નજરે ચડે છે, એનું દ્વિજત્વ જતું રહ્યું છે. એમાં પુરુષ અને પ્રેમનો સન્નિષ્ઠ વિક્રમ રહ્યો નથી. એની ઋજુતા ઓછી થઈ ગઈ છે અને એને બદલે નફફટાઈ આવી છે. એમાં જે માત્ર, બટકબોલાપણું

અને તરંગોનું ચાતુર્ય. ગીતોને નામે ગમે તેવાં ફીકાં ગદ્યાળુ આભાસી કાવ્યો ચઢાવી દેવામાં આવે છે. ગીતનો મોટો આધાર એના ભાવ પ્રતીકોની પસંદગી ઉપર છે. આજનો કવિ એ ભાવપ્રતીકોનાં સર્જનમાં નિષ્ફળ ગયો છે.'

આવું વ્યાપક તહોમતનામું બધા કવિઓને લાગુ પાડી શકાય નહિ. અમુક કવિઓને લાગુ પડે. અર્વાચીન કવિઓ કરતાં અર્વાચીનતર કવિઓમાં એ વિદ્વાને વર્ણવેલાં લક્ષણો હોય એમ બને પણ તોયે એમણે તારવેલાં આ બધાં જ અપલક્ષણો સ્વીકારી લેવાં વાજબી નથી. આજના કવિઓ હૃદયનો અજંપો બહાર કાઢે છે એમ કહેવાય છે. પણ હકીકત એ છે કે અર્વાચીન કવિ યુગપ્રવર્તક બળોને વશ વર્તીને રહ્યો છે. આ યુગબળોમાં ગાંધીજીની ભાવનાઓ તેમ એમની પ્રવૃત્તિઓ કહી શકાય. રશિયાનું સામાજિક નવવિધાન તેમ ઈશ્વર પ્રત્યેની અને ધર્મ પ્રત્યેના તેમ જ પ્રણય પ્રત્યેની એની ભાવનામાં આવેલા પરિવર્તનનો પણ આ યુગબળોમાં સમાવેશ કરી શકાય. મુક્ત પ્રેમનો પ્રથમ સ્વીકાર ત્યાં થયો. આ યુગબળનો પ્રભાવ અર્વાચીન કવિઓ પર પડે તે સ્વાભાવિક છે એટલે નાખવી હોય તો થોડીક જવાબદારી કવિઓ પર નાખી શકાય. બાકીની યુગબળ પર નાખવી જોઈએ.

કવિતાના ક્ષેત્રમાં પ્રયોગો થવા જોઈએ. થાય તે ખોટું નથી. એને પ્રયોગખોરી એવું નામ આપવાની જરૂર નથી. તેમ કવિઓ અનુકરણમાં રાચે છે એમ માનવાની પણ જરૂર નથી. એક યુગમાં એક મહાન કવિ થઈ જાય તો એનો પ્રભાવ એના અનુગામી કવિઓ પર પડવાનો જ. કવિ નાનાલાલનું અનુકરણ નથી થયું પણ ઠાકોરનું અનુકરણ કોણે નથી કર્યું ?

વિચારપ્રધાન કવિતા એ જો બુદ્ધિની કરામત હોય તો બ.ક.ઠા.નો દોષ પહેલો ગણાય. પણ તે પછીના કવિઓમાં બ.ક.ઠા.ના અનુકરણને અનુકરણ તરીકે જ દોષ કહી શકાય નહીં.

વાસ્તવિકતાના ઓઠા નીચે અર્વાચીન કવિતાએ જેટલા અસુંદરતાનાં ગાન ગાયાં છે એટલાં ક્યારેય નહીં ગવાંયાં હોય એમ કહેવું વાજબી નથી. અત્યારની કવિતાએ અત્યારની નારીની જેમ માત્ર અવગુંઠન કાઢી નાખ્યું છે. અત્યારે જે મનોવ્યાપારો કવિતામાં આલેખાય છે તે અગાઉના કવિઓમાં આલેખાયા છે. તે અગાઉના કવિઓમાં નહોતા એમ કહી શકાશે નહીં.

મનુષ્ય સ્વભાવ વ્યાપક છે. કલાપી, બાલાશંકર આદિના મનોવ્યાપારો પર બુરખો રખાતો, અત્યારે બુરખો દૂર થયો છે પોતાના હૃદગત ભાવોને આલેખવા નરસિંહે શ્રૃંગારનાં ગીતો ગાયાં છે. હૃદયંગત પ્રણયના ભાવો આલેખવા માટે કૃષ્ણ અને રાધાનું ઓઠું અસલના કવિ રાખતા હતા એટલું જ. તેમ કાન્ત, બ.ક.ઠાકોર, નાનાલાલે પણ પ્રણયનાં અને શ્રૃંગારનાં કાવ્યો લખ્યાં છે. પણ એમાં જરા મર્યાદા જળવાઈ છે. જે મનોવ્યાપારો એમાં સ્ફુટ રીતે આલેખાતા નહોતા તે અત્યારે જરા સ્ફુટ રીતે આલેખાય છે પણ એને દોષ ન ગણવો જોઈએ. આપણી મર્યાદાની ભાવનાનો એટલો વિકાસ થયો છે. અત્યારના કવિઓની ભાષાસમૃદ્ધિ વધી છે. એ જેટલું સંસ્કૃતના અભ્યાસનું પરિણામ નથી એટલું એ વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં ગુજરાતી ભાષાને સામેલ કરાઈ છે તેનું પરિણામ છે. અત્યારની કવિતામાં વિષયનો પણ વિસ્તાર થયો છે. અત્યારના કવિઓની દૃષ્ટિ જીવનના ખૂણે ખૂણે પહોંચી વળે છે અને એ બધાને કવિતાના વાહનમાં સામેલ કરી શકે છે.

અત્યારની કવિતા દુર્બોધ છે એમ પણ કહેવાય છે પણ એમ કહેવું એ વાજબી નથી. ઉમાશંકર, સુન્દરમ્, મનસુખલાલ ઝવેરી આદિ જે પીઢ પેઢીના કવિઓ છે તેમનાં કાવ્યો ચવર્ણક્ષમ છે. જે ચવર્ણક્ષમતા અગાઉનાં કાવ્યોને મુકાબલે અર્વાચીન કવિતામાં વિશેષ છે. ઉમાશંકરના 'નિશીથ' કાવ્યનું રહસ્ય પંક્તિએ પંક્તિએ કદાચ સહેલાઈથી ન પકડાય. એમનું નાનામાં નાનું કાવ્ય 'છેડલો ઉડે પવનમાં'માં પ્રેયસીનો છેડો પવનથી ઊડે તેમાં દરિયો શા માટે હિલોળે એ ઘણાને નથી સમજાયું પણ એમાં કવિની આંતર અનુભૂતિ વ્યક્ત થઈ છે તે જોઈએ તો સમજવું અઘરું નથી. કવિ એવી વ્યક્તિની સાથે છેડો જોડે છે કે એ છેડો જોઈને કવિનું હૃદય ઘૂમે તેની સાથે સાગર તો શું આખું જગત ઘૂમવા માંડે.

નવીનતાનો મોહ પ્રયોગખોરી અને અનુકરણને પ્રેરે છે. એમાં એક વસ્તુ સાચી છે કે નવીનતાને આપણે જે રીતે સમજીએ છીએ તેના મોહમાંથી બચવું જરૂરી છે. વિષયની આમૂલ નવીનતા બહુ શક્ય નથી The virtue of originality does not lie in novelty but in assimilation બહારથી લીધેલું પચાવીએ, આપણામય થઈ શકે તે originality. કવિ નવી સૃષ્ટિ

ઊભી કરે છે એ બધી પ્રેરણાના જમાનાની વાતો છે. ખરું જોતાં એ બધા કવિના subconsious વ્યાપારો જ છે. નવસર્જન કવિના ચિત્ત પર પડેલા સંસ્કારનું જ હોઈ શકે. શ્રી રા.વિ. પાઠક પ્રયોગ કરનારા કવિ છે છતાં એમણે કવિતા સારી કરી છે, નવાં પ્રતીકો એમણે ઘણાં આપ્યાં છે. નવી કવિતામાં શબ્દભંડોળ તો વધ્યો જ છે. અત્યારની કવિતામાં અગાઉની કવિતાને બદલે મનોમંથન વિશેષ છે. કાન્ત કવિતાના ઉચ્ચ શિખરે બિરાજતા હતા, પણ એમનાં ઉત્તમ કાવ્યો સ્વસંવેદનનાં નહીં પણ પરસંવેદનનાં છે. એમનાં 'વસન્તવિજય', 'દેવયાની', 'ચક્રવાકમિથુન' આ બધાં પરમ વેદનાનાં કાવ્યો છે. ત્યારે અત્યારની કવિતામાં સ્વસંવેદનાનાં કાવ્યોનો ક્ષેત્રવિકાસ વધારે થયો છે. અત્યારે મોટામાં મોટું યુગબળ તે રાષ્ટ્ર ભાવનાનું છે. વિશદ રીતે જેને સર્વોદયની ભાવનાનું નામ અપાયું છે તેનો પડઘો છે. આપણા કવિઓ સમાજનો નીચલો થર જેને કહેવામાં આવે છે તે દીનદરિદ્રો તરફ વળ્યાં પણ તેથી અન્ય વર્ગ પ્રત્યેની દ્વેષમયવૃત્તિ આપણા કવિઓમાં નથી આવી, આપણી કવિતા વર્ગવિગ્રહથી બચી ગઈ છે. સર્વસ્વ સમર્પણની ભાવના જ્યારે આપણા કવિઓમાં હતી ત્યારે તેમનાં કાવ્યોમાં રાષ્ટ્રભાવનાનો સાચો રણકો હતો.

બીજો પ્રભાવ પ્રભુ પ્રત્યેની દૃષ્ટિમાં આવેલા પરિવર્તનનો છે. પહેલાંના કાવ્યોમાં પ્રભુને અવલંબન ગણવામાં આવતો. આજે એમાં અગમ્યતા આવી છે, 'મારા ઉરવાધને કોણ ગયું ખવડાવી ?' 'કોણ' ભાવ એ આજે વ્યાપક બન્યો છે, પ્રાચીન કવિઓમાં ઈશ્વર એ માની લીધેલી વાત હતી, આજના કવિને મન ઈશ્વર એ માની લીધેલી વાત નથી, પણ તેથી એને નાસ્તિક કહી શકાય એવું પણ નથી. આજના કવિએ ઈશ્વરને બાહ્ય પ્રતીતિમાં તેમ જ દરિદ્રનારાયણમાં પણ જોયો છે, એ રીતે આજના કવિની તત્ત્વજ્ઞાનની દૃષ્ટિમાં પણ વિકાસ થયો છે.

આજનો કવિ ભાવપ્રતીકોના સર્જનમાં નિષ્ફળ ગયો છે એમ તો કેમ માની શકાય. પ્રકૃતિનાં ગીત આપણા કવિઓમાં વધારે સારાં મળે છે. પ્રકૃતિનાં કાવ્યોમાં તો નવી પેઢીએ રંગ રાખ્યો છે. સુન્દરમ્‌નાં ગીતોમાં જે પ્રતીકો છે તેવાં જૂની પેઢીમાં ભાગ્યે જ સાંપડે છે. એમનું 'રંગ રંગ વાદળિયાં' જુઓ

પ્રહ્‌લાદ પારેખ કે રાજેન્દ્ર શાહનાં ગીતો અથવા રતિલાલ છાયાનું ખુશબો મૂકી જાય એવાં ગીત જુઓ. બધાં નવાં કવિઓનાં ગીતો ફીસાં છે એમ તો કહી શકાય નહિ.

આજની કવિતામાં તરંગોનું ચાતુર્ય છે એમ કહેવાયું છે તેમાં એક વસ્તુ સ્વીકારવી જોઈએ કે અત્યારે જે નવીનતમ કવિઓ છે તે યુક્તિનો કે શબ્દચાતુર્યનો આશ્રય લે છે પણ ઘણી વાર એ ચાતુર્ય નવી તાજગીથી આપણી સમક્ષ આવે છે.

અર્વાચીન કવિતાનું ભાવિ કેવું છે એનો જવાબ શોધીએ તો એમ કહી શકાય કે ગુજરાતી ભાષાનો અને સાહિત્યનો અભ્યાસ અત્યારે ઊંડાણથી થઈ રહ્યો છે તે જોતાં નવીન કવિઓ જ વધારે સમૃદ્ધિ બતાવશે.

('અર્વાચીન કવિતાનાં અપલક્ષણો' શીર્ષક હેઠળ શ્રી કુંજવિહારી મહેતાએ એક લેખ લખ્યો હતો તેના પ્રત્યુત્તર રૂપે શ્રી રામપ્રસાદ બક્ષીએ અર્વાચીન કવિતા વિષે પ્રવર્તતા કેટલાક ખ્યાલોનો નિર્દેશ કરતાં દાખલારૂપે પ્રા. કુંજવિહારી મહેતાનાં અર્વાચીન કવિતા વિશેનાં કેટલાંક વિધાનોનો ઉલ્લેખ કર્યો હતો. આ વક્તવ્ય સયાજીવિજય દૈનિકના ૧૫-૨-૧૯૫૩ના અંકમાં પ્રગટ થયું હતું, આ ચર્ચા ઉપયોગી હોઈ એને પુનર્મુદ્રિત કરી છે. આ એટલું તો સૂચવી જાય છે કે રામપ્રસાદ બક્ષી જેવા માનતા હતા કે સાહિત્યવિવેચનમાં ઊહાપોહ થતો રહેવો જોઈએ. વળી નવા પ્રવાહોને સમભાવપૂર્વક જોવાની જરૂર પણ તેમને વરતાઈ એ મોટી વાત ગણાય.)

## કવિતા વિશે / જીવનાનંદ દાસ

કવિતા એટલે શું એનો કશો અસ્પષ્ટ ઉત્તર આપતાં પહેલાં એક વિશદ સમજ આવશ્યક છે. કવિતા અનેકમુખી છે : હોમર, માલાર્મે, રિમ્બો, રિલ્કે – આ સૌ એક જ નૌકાના પ્રવાસીઓ, બધા કવિઓ. શેક્સપિયર, બોદ્‌લેર, રવીન્દ્રનાથ, એલિયટ... કેટલાકને ઉપદેશ આપતા કવિ ગમે, કેટલાકને શુદ્ધ કવિતા સર્જતા ગમે. કવિતા જો આખરે આપણને સ્પર્શવાની હોય તો આનન્દ દ્વારા જ એની સાથે સંવાદ થવો જોઈએ; પણ એ આનંદ ગમે તેવો ન ચાલે; જરાક કલ્પનાની ચમત્કૃતિ આવી ગઈ કે બુદ્ધિનો ચમકારો દેખાઈ ગયો તે ન ચાલે; પણ પરિષ્કૃત રુચિવાળા, સંવેદનાસમૃદ્ધ ભાવકને સ્પર્શે એવો આનંદ.

કવિને પણ સુશિક્ષિત વિવેકવાળા તથા રુચિપૂર્ણ ભાવકો સાથે સંપર્ક હોવો જોઈએ. જો કવિને એટલો ખ્યાલ હોય કે રુચિપૂર્ણ ભાવકો અને વિવેચકો કવિતા પાસે શી અપેક્ષા રાખે છે તો પોતાની કવિતાને સંસ્કારવામાં કવિને એ મદદરૂપ થાય. સાચી કવિતાની સ્વીકૃતિ, સાચી કવિતાનો 'સ્પર્શ', એનું મૂલ્યાંકન – આધુનિક વિવેચકો આ બધી તપાસ કરવામાં ઘણી વાર ચક્કરભમ્મર થયા કરે છે અને ઘણી વખત તેઓ જે શોધવા નીકળ્યા હતા તે તેમના હાથમાંથી સરકી જતું લાગશે.

આ એક ભયસ્થાન છે, હું મારી જ વાત કરું. મને અને મારી કવિતાને દુર્બોધ, સ્વગતોક્તિમાં રાચતી, એકાન્તિક ગણાવાયાં છે. મને જાતજાતનાં વિશેષણોની લ્હાણ કરવામાં આવી છે : પ્રકૃતિરાગી કવિ, સામાજિક અને ઐતિહાસિક સભાનતા ધરાવતો કવિ, પાછો અસંપ્રજ્ઞાત પણ ખરો ! પ્રતીકવાદી, અતિવાસ્તવવાદી અને કેવો કેવો નહીં ! આ બધી ઓળખ અંશતઃ સાચી, પણ મારી સમગ્ર કવિતાની સમજ આનાથી મળતી નથી. રખે મારી વાતનો એવો અર્થ કરતા કે અભિવ્યક્તિનું સ્વાતંત્ર્ય નહીં હોવું જોઈએ. પણ સાથે સાથે સાવ સામા છેડાની વાતો પણ નહીં હોવી જોઈએ. કોઈ નિષ્ઠાવાન વાચક કોઈ કવિતા વિશે જે માન્યતા બાંધે તે મૂળભૂત રીતે સુસજ્જ, ગંભીર, વિવેચકની એ જ કવિતા વિશેની માન્યતાથી જુદી ન હોઈ શકે, શબ્દો વધુ આકરા છે. 'હોઈ શકે' કહું પણ પછી નર્યા વૈયક્તિકપણામાં સરી જવાનું જોખમ છે.

## એક સમીક્ષા : શરીફા વીજળીવાળા

('પ્રભાશંકર પટ્ટણી : વ્યક્તિત્વદર્શન', લેખક : મુકુન્દરાય પારાશર્ય, પહેલી આવૃત્તિ, ૧૯૮૩. ત્રીજી આવૃત્તિ, ૨૦૦૨. પૃ.સં. ૧૬+૧૬૦, મૂલ્ય : રૂ.૮૦/ પ્રકાશન : ગુજરાતી સાહિત્ય પરિષદ, )

આપણે માનીએ કે ન માનીએ પણ પ્રશિષ્ટ સાહિત્યકૃતિઓ, લોકોત્તર કાર્યો કરી ગયેલા મહાનુભાવોના આત્મચરિત્ર તથા જીવનચરિત્ર વ્યક્તિત્વઘડતર, સમાજઘડતર, મૂલ્યોની કેળવણીનું કામ જાણ્યેઅજાણ્યે કરે જ છે. વ્યક્તિત્વ સુધારી નાખવાના, મૂલ્યઘડતરના ઢગલોએક પુસ્તકો ને સૂત્રો જે પ્રભાવ નથી પાડી શકતા તે એકાદ ઉત્તમ જીવનચરિત્ર કરી શકે છે. આપણે જે મૂલ્યહ્રાસના યુગમાં જીવીએ છીએ ત્યારે તો કદાચ આવા લોકોત્તર માનવીઓનાં ચરિત્રોની વધુ તાતી જરૂરિયાત છે. ભાવનગરના દીવાન પ્રભાશંકર પટ્ટણી (1862-1938) લોકોનાં નામ ને કામથી માનવજાત રૂડી દેખાય, ગરવી લાગે... પ્રભાશંકર એમાંના એક. પણ ટેકીલા એવા કે પોતાના જીવતાં ધરાર પોતા વિશે ન લખવા દીધું. પોતાનું જીવનચરિત્ર લખાય તેવું પ્રભાશંકર નો'તા ઇચ્છતા. ઘણા અંગ્રેજ તથા ભારતીય વિદ્વાનોએ પ્રભાશંકરનું ચરિત્ર લખવાની જહેમત કરેલી પણ પ્રભાશંકરની સમજાવટથી વાત પડતી મૂકેલી. મિ.ડબલ્યુ સેડે તો પ્રભાશંકરને કહેલું પણ ખરું કે 'તમારા જેવાના ઉમદા જીવનચરિત્રથી બીજાઓને માર્ગદર્શન તથા પ્રેરણા મળે એટલા ખાતર પણ એ લખાવા દેવું જોઈએ. પણ સર પ્રભાશંકરનો જવાબ સ્પષ્ટ હતો : 'દરેકના ઘરમાં બાઇબલનો ધર્મગ્રંથ છે, છતાં તેનાથીયે જ્યારે લોકો સુધરતાં નથી ત્યારે મારા જેવાના જીવનવૃત્તાંતના પુસ્તકનો શો ઉપયોગ થવાનો હતો ?'(૧) એ પોતાના દીકરાને પણ ના કહેતા ગયા ને દીકરા પણ બાપ જેવા જ ટેકીલા નીકળ્યા. ન લખ્યું ન તો લખવા માટે કોઈને મદદ કરી. આ 'વ્યક્તિત્વદર્શન'ના લેખક મુકુન્દરાય પારાશર્યને પણ નહીં. પૂ. મોટા જેવી વ્યક્તિને પ્રભાશંકરના જીવનનું સવિશેષ આકર્ષણ હતું. તેના પરથી આપણે પ્રભાશંકરના વ્યક્તિત્વની ઊંચાઈનું અનુમાન કરી શકીએ. આવા

ને તોય કોઈ મળવા આવી ચઢે તો પોતાના ભાગનું દઈને દાદી ભૂખ્યા સૂઈ રહેતાં. રોજ ગીતાના અઢારેય અધ્યાયનો પાઠ કરનાર દાદાએ પ્રભાશંકરના મનમાં ઊંડે સુધી એક વાત રોપી દીધેલી કે જેના મનમાં ધનની, માનની કે કોઈ પણ વસ્તુ માટેની લાલચ હોય તે જ દરિદ્ર છે. મુકુન્દભાઈએ જેટલું સાંભળ્યું, જાણ્યું એટલું જ લખ્યું છે. પુરાવા વગરની વાંતો અને પ્રસંગો જતા કર્યા છે. તોય આ ચરિત્ર અદ્‌ભુત લાગે છે. દૃશ્યો, સંવાદો વડે પ્રસંગો આંખ સામે ભજવાતા હોય એટલા જીવંત લાગે છે. કેટલાય પ્રસંગો વાચકની આંખ પલાળી શકે એવા ભાવવાહી છે. બાકીના પ્રસંગો વાચકો માટે છોડી એકાદની નોંધ લેવાની લાલચ ટાળી શકતી નથી. નાનપણમાં મીઠા સાથે કોરો રોટલો દાદાને કેમે કરીને ગળે ના ઊતરતો. પ્રભાશંકર આંબલી પર ચડીને કોર પાડી લાવતા જેથી એની ચટણી સાથે દાદા ખાઈ શકે. ઝાડવે ચડવા બદલ રોજ માર પડતો ને તોય માર ખાઈને પણ ધરાર એ કોર લાવતા બંધ ના થયા. કેમ ? તો દાદાએ આંખમાં આંસુ સાથે ખાતી વખતે 'આજે ખાધું ભાવે છે, મારે ગળે રોટલો ઊતરે છે' કહ્યું હતું. (૨૦) પ્રભાશંકરની મૂળ અટક તો ભટ્ટ પણ કુટુંબની એક સ્ત્રીએ ગરીબી સંદર્ભે મેણું મારતા હાડોહાડ લાગી આવ્યું ને એટલે એ દિવસથી અટક બદલી નાખીને 'પટ્ટણી' કરી દીધી. (આ જીવનચરિત્રના લેખક વળી ગોત્ર ગમી જવાથી પટ્ટણીમાંથી પારાશર્ય થાય છે !) દાક્તરી અભ્યાસ માટે મુંબઈ ગયેલા. મેડિકલ કૉલેજમાં દાખલ તો થાય છે પણ નબળી આર્થિક પરિસ્થિતિ તથા નબળા સ્વાસ્થ્યને કારણે ભણવાનું છોડીને પાછા ઘરે આવી જાય છે. ઘેર બેઠા કાયદાનો અભ્યાસ કરનાર પ્રભાશંકરનું વૈદકનું જ્ઞાન પણ સારું હતું. મૂળ જીવ કારભારનો એટલે જાતભાતનાં કામ કર્યા પછી ઠરીઠામ થયા ભાવનગર રાજ્યના વહીવટદાર તરીકે.

પ્રભાશંકર પટ્ટણીના જીવન પર નજર નાખીએ તો પ્રશ્ન થાય : એક વ્યક્તિના વ્યક્તિત્વનાં કેટલાં પાસાં હોય ? ભાવનગર રાજ્યના દીવાન તથા વહીવટદાર, હિંદનાં દેશી રાજ્યોના સલાહકાર, બ્રિટીશ સરકારના અત્યંત વિશ્વાસુ અમલદાર, મહાત્મા ગાંધીના બાળગોઠિયા, સર પ્રભાશંકર પટ્ટણી ૧૯૦૨માં જ્યારે ભાવનગરના દીવાન થયા ત્યારે ભાવનગર રાજ્ય દેવામાં

ડૂબેલ હતું. એમણે એને એવું તરતું કર્યું કે ૧૯૪૮માં ભાવનગર જ્યારે સૌરાષ્ટ્રમાં ભળ્યું ત્યારે રાજ્યની તિજોરીમાંથી રોકડા અઢાર કરોડ રૂપિયા નીકળેલા (૭૦) પંચાયતી રાજ્યની પ્રમુખ વિભાવના પ્રભાશંકરની છે. ખેડૂત ઋણનાબૂદી, દારૂબંધી, શિક્ષણ અને શિક્ષણ દ્વારા મહિલા ઉત્કર્ષ વગેરે વિષયોમાં આ કુશળ અને દીર્ઘદ્રષ્ટા માણસને કારણે ભાવનગર સૌથી સદ્ધર અને પ્રગતિશીલ રાજ્ય બન્યું. આ ઉપરાંત રેલવે, પાતાળકૂવા, બંદર વિકાસ, કેળવણીખાતું વગેરે ક્ષેત્રે નેત્રદીપક કામગીરી કરી બતાવનાર પટ્ટણીએ છપ્પનિયા દુષ્કાળ સામે સફળ બાથ ભીડેલી. બ્રિટીશ આશ્રિત રાજ્યના દીવાન હોવા છતાં ય દેશના સ્વાતંત્ર્યસેનાનીઓને મળતા. દાંડીકૂચ પ્રસંગે વાઈસરૉય લૉર્ડ ઈરવિને પટ્ટણીને મોકલેલા ગાંધી પાસે... સમજાવી શકાય તો સમજાવવા માટે. બે સામસામા પક્ષના લોકોનો વિશ્વાસ જીતવાની કળા એમનામાં હતી. એટલે જ કદાચ.રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ ચેસ્ટર મેકનોટે ભાવસિંહજીને કહેલું : 'આ ફક્ત કૉલેજમાં ભણાવવાના શિક્ષક નથી. પણ જીવનકળાના કુશળ શિક્ષક તરીકે લાયકાત ધરાવે છે.'(૩૯) રાજકુમારોના કુશળ ટ્યુટર એસ.એમ. ફ્રેઝરને પ્રભાશંકર પ્રત્યે અતિ આદર અને પ્રેમ. એક પ્રસંગે એમણે એમના એક મિત્રને લખેલું પત્રમાં : 'આજે મેં એક સ્વમાની, પોતાની શક્તિનો જાણકાર, ડાહ્યો દેશી માણસ જોયો. તેણે મને જીતી લીધો છે. એવા માણસો જિંદગીમાં ક્યારેક જ જોવા મળે છે. એ છે ભાવનગરના મિ.પ્રભાશંકર... મને ખાતરી છે કે એ ખૂબ આગળ આવશે.' એ પછી બરાબર આઠ વર્ષે વાઈસરૉય લૉર્ડ કર્ઝને પોતાના સેક્રેટરીને પૂછેલું : 'કોણ છે આ પ્રભાશંકર જે બ્રિટન અને હિંદના ઇતિહાસ તથા રાજકારણને ઊંડું સમજે છે અને દેશી રાજ્યોની સલામતી સાથે હિંદની પ્રજાની આબાદીની વાત આટલી હિંમતથી સરકારને સ્પષ્ટ કહે છે !' (૫૮) ભાવનગરના બંદરી હક્કો છિનવાઈ ગયેલા તે પાછા મેળવવા પ્રભાશંકરે વિલાયતના ધક્કા ખાધેલા. એમના વાણી-વર્તનથી પ્રભાવિત થઈ એમના મિત્ર બની ગયેલા લૉર્ડ મોર્લીએ હિંદ સરકારના મોટા અમલદારોને કહેલું કે 'પ્રભાશંકર પટ્ટણી અસાધારણ ભલા, સત્યપરાયણ, બુદ્ધિ પ્રતિભાવાળા કોઈ પણ પ્રકારની મુશ્કેલીનો તોડ લાવનાર અને સર્વનું ભલું કરી શકે તેવા માણસ છે.'(૬૧) પ્રભાશંકરની વાત

સમજાવવાની કુશળતાને લીધે અંગ્રેજ અમલદારોને એમના ઉપરીઓ સલાહ આપતા : 'તમારે પ્રભાશંકર સાથે મતભેદ દર્શાવવો હોય અથવા લડવું હોય તો તે કાગળ પર કરજો. Never discuss the point with him personally, otherwise he shall turn you to his opinion.' (74)

ભાવનગર નરેશ ભાવસિંહજીના અવસાન સમયે પ્રભાશંકર ઇન્ડિયા કાઉન્સિલના સભ્ય હોવાને કારણે ઇંગ્લેન્ડમાં હતા. કૃષ્ણકુમાર માત્ર છ વર્ષના હોવાને કારણે પ્રજાએ તથા રાજ્યકુટુંબે રાજ્યના વહીવટ માટે સર પ્રભાશંકરને નીમવા સરકારમાં અરજી કરેલી. સત્તા, વૈભવ અને ઊજળું ભાવિ છોડી પ્રભાશંકર તરત ભાવનગર રાજ્યને સંભાળવા માટે તૈયાર થઈ ગયા. એ પછી તો તેઓ હિંદભરનાં દેશી રાજ્યોના એક માત્ર ઉત્તમ સલાહકાર બની રહ્યા. કાશ્મીરના મહારાજાએ એમને બહુ મોટી લાલચ આપી ભાવનગરનું ખાબોચિયું છોડવા કહેલું. પ્રભાશંકરનો જવાબ અદ્ભુત હતો; 'મારા પર વિશ્વાસ ન રાખો તો આવું.' મહારાણાને નવાઈ લાગી ત્યારે પ્રભાશંકરે કહ્યું : 'ભાવનગરના મહારાજા ભાવસિંહજીએ મને આગળ આણ્યો, એ દેવ થયા ત્યારે તેનાં સંતાનો મને સોંપતાં ગયા છે. જો હું સત્તા કે ધનને લોભે એ બધું ભૂલી, ફગાવીને કાશ્મીર આવું, તો પછી હું આપને કે કાશ્મીર રાજ્યને વફાદાર રહું એવો વિશ્વાસ આપે મારામાં રાખવો ન જોઈએ.' ને કદાચ એટલે જ મિ.ફ્રેઝરને પ્રભાશંકરની પ્રામાણિકતા પર એટલી શ્રદ્ધા હતી કે કોરા કાગળ પર સહી કર્યા પછી એ કોરી જગ્યા મિ.પટ્ટણીને પૂરવા આપતા.

ગાંધીજી તથા પ્રભાશંકર હાઈસ્કૂલમાં સાથે ભણેલા. બેઉની ફરજો સામસામા છેડાની હોવા છતાં બેઉ વચ્ચે અદ્ભુત સુમેળ હતો. 1923માં હિંસક તોફાનોને પગલે પટ્ટણીએ ગાંધીજીને સત્યાગ્રહ પાછો ખેંચી લેવાનું કહેલું ને ગાંધીએ એમની વાત માની પણ હતી. બીજી ગોળમેજી પરિષદ નિષ્ફળ જવાની એવી ખાતરી હોવાથી ગાંધીજી એમાં ભાગ નહીં લેવાનું નક્કી કરી બેઠેલા. પણ પટ્ટણી એમને સમજાવીને સાથે લઈ જાય છે. એ પરિષદમાં પ્રભાશંકર પટ્ટણીને પણ આમંત્રણ હતું. ત્યાંના એક સત્તાધારીએ એમને કહેલું : 'તમે સામાન્ય વ્યક્તિ નથી. સરકારને તમારામાં વિશ્વાસ

છે ને ઇચ્છે છે કે કોઈથી દબાયા વગર તમે સ્વતંત્ર અભિપ્રાય આપશો ! (૭૬) પણ પ્રભાશંકરનો જવાબ અતિ સ્પષ્ટ હતો : 'આપ જાણો છો કે કેવળ હિંદના લાભ માટે નહિ પણ ભારોભાર બ્રિટનના અને માનવજાતના હિત માટે શ્રી ગાંધીજી વાત કરે છે. એટલે આપે ગાંધીજીને પૂરા સાંભળવા એવી મારી વિનંતી છે. અમે અમારી અંગત વાત બોલીએ છીએ, જ્યારે ગાંધીજી સમગ્ર હિંદની વતી બોલે છે... હું બ્રિટન તથા હિંદ બંનેનું હિત ચાહું છું એટલે ગાંધીજી જે કહે તેમાં મારી સંમતિ સમજશો અને બ્રિટને ગાંધીજીને સાંભળવા, તેમના કથનને માન્યતા આપવી તેમાં બ્રિટનનું હિત થશે તેમ જ તેનો મોભો વધશે એવી મારી માન્યતા હોવા છતાં પટ્ટણી અંગ્રેજોને પણ મોઢા પર સત્ય કહી શકતા એ જોઈ શકાય છે.

એમને ગમે તેમ સંભળાવી જનાર પર ગુસ્સે થવાને બદલે એ ગુસ્સે થનાર, તોછડું બોલનાર, અપમાન કરી જનારનાં કામ કરી આપતા. એ કહેતા કે ગુસ્સો એક પ્રકારનો રોગ છે. રોગની ચિકિત્સા હોય. તેના પર ગુસ્સો કરવાની જરૂર નથી. એ રોગનો ચેપ આપણને ન લાગે એવી સાવચેતી રાખીને એનો ઉપચાર કરવો એ જ સાચો ઉપાય છે. (૧૦૬) આવાં ઠાલાં વચનો ઉચ્ચારતા એવું નહીં એમણે આવું આચરણ પણ કરી દેખાડેલું. કલાપી અને ભાવનગરના રાજાના અવસાનથી 'મસ્ત' કવિ ત્રિભુવન પ્રેમશંકરનું પેન્શન બંધ પડેલું. એ ચાલુ કરાવવા તથા કવિને મળવાની ઇચ્છા હોવાને કારણે પ્રભાશંકર એમને બોલાવે છે. પણ કવિ આવ્યા એ દિવસે પ્રભાશંકર તાવમાં શેકાતા હતા. એમણે પોતાની માંદગી બદલ ખેદ વ્યક્ત કર્યો. ત્યાં કવિ બોલી ઊઠ્યા : 'આ બધાં કરેલાં પાપનાં પરિણામ છે. રોગ વિનાકારણ આપમેળે આવતા નથી, તેડાવ્યા આવે છે.' (૮૭) બોલાઈ ગયા પછી કવિ પસ્તાયા પણ ખરા. પણ પ્રભાશંકરે મનમાં કશું રાખ્યા વગર પેન્શન ચાલુ કરાવ્યું એટલું જ નહીં પણ બમણું કરી આપ્યું. (૮૭) એવું જ એક આબકારી ખાતાના કર્મચારી બાબતે પણ થયેલું. એની ઉદ્ધતાઈને કારણે ખાતાના ઉપરીએ એને સસ્પેન્ડ કરેલો. એના કામમાં કંઈ કહેવાપણું નહી પણ જીભ પર જરાય કાબૂ નહીં. એણે ન્યાય માટે અરજ કરી હશે પણ ત્રણેક મહિના થવા છતાંય કંઈ ઉકેલ નો'તો આવ્યો. કંટાળીને એ પ્રભાશંકર પટ્ટણીને રૂબરૂ

મળવા આવ્યો. એણે બે વાર વિનંતી કરી પણ એક જ જવાબ મળ્યો 'ખાતા મારફત થવા દો, પછી હું જોઈશ.' પેલો અકળાઈને બોલી ઊઠ્યો : 'તો શું દરબારશ્રીએ આપને રાખીને રાજ્યમાં ધોળો હાથી જ બાંધ્યો છે ને ?' પ્રભાશંકરે ત્યારે તો એને વિદાય કર્યો. પણ પછી જાતે આખું પ્રકરણ તપાસી એ કર્મચારીને નોકરી પર પાછો લીધો. એ માણસ આભાર માનવા આવ્યો ત્યારે એને વિનયથી વર્તવાની સલાહ આપી. પેલાનો જવાબ હજીયે એવો જ હતો : 'આપને આકરાં વેણ કહ્યાં તો મારું કામ થયું.' પ્રભાશંકરે કહ્યું : 'હું તમારી જગ્યાએ હોઉં તો મને એમ થાય કે ઉપરી સાથે વિનયથી વર્ત્યો હોત તો મારે ત્રણ-ચાર મહિના ઘેર બેસવું ન પડત.' (૮૮) 'મારા જેવાંનું જો તમ જેવાથી કૈં ન થઈ શકે તો આ ચુડિયું પેરો' એવું દેવામાં ડૂબી ગયેલો ખેડૂત રોતા રોતા કહે છે ને પાછો બંગડીઓ પણ ધરે છે. પણ પ્રભાશંકર ભીની આંખે હાથ લંબાવી એ બંગડીઓ લઈ લે છે. ને એ જ દિવસથી રાજ્યભરના ખેડૂતોના કરજનિવારણની યોજના ઘડવા મંડાઈ પડે છે. મહેસૂલ માફ કરાવી, વેપારીઓ પાસે લેણી નીકળતી રકમ રાજ્ય તરફથી ચૂકતે કરી અને તમામ ખેડૂતોને દેવામુક્ત કર્યા. દેશી રાજ્યોમાં આ પ્રથમ ઘટના હતી ને બીજા ઘણાએ એમાંથી ધડો લીધેલો. કડવાં વેણ કાઢનારને કે લખનારને પ્રભાશંકર બચાવતા, એમની પ્રામાણિકતા, નિષ્ઠાના બદલામાં એ આડા ફરતા, સજા ન થવા દેતા પણ વખત આવ્યે સમજાવતા પણ ખરા. એ કહેતા : 'આપણે પોતે સારા ને પ્રામાણિક હોઈએ તે બસ નથી. આપણાં વાણી ને વર્તન પણ વિવેકભર્યાં હોવાં જોઈએ. આપણે સાચા હોઈએ માટે ગમે તેને કડવું કહેવાય, એમ ન હોવું જોઈએ. સત્યપરાયણતા એ કડવાં વેણનો બચાવ નથી... આપણી જાતને પહેલું સ્થાન ન દેવું, મૂળ કામને જ ધ્યાનમાં લેવું ને માણસ સાથે વિવેક જાળવવો... એટલું થાય તો બધાં કામ સરળતાથી ઊકલે.' (૧૦૩)

ઘરનાં ઘરેણાં ચોરનાર નોકરને પોતે જઈને જેલમાંથી છોડાવે છે. માથાભારે ગુનેગારની રોતી કકળતી માને ઘરમાં અનાજ કરિયાણું ભરાવી આપતા પટ્ટણી આ બેઉ કેદી ખરેખર પસ્તાઈ રહ્યા છે જાણી પોતે જામીન થાય છે. આખા વિસ્તારમાં જેના કોઈ જામીન થવા તૈયાર ન થાય એવા

લોકોના પટ્ટણી જામીન થયા. તે બેઉ ખરેખર પછીથી સુધરી જાય છે. સામાન્ય નોકર કે માથાભારે રજપૂતો પશ્ચાત્તાપના અગ્નિમાં શુદ્ધ સોનું બની જાય છે. પણ એક સંન્યાસી એમનું સોનાનું ઘડીયાળ લઈ લે છે, ભાગવત કથા સાંભળતી વખતે. પ્રભાશંકરે જોયું પણ કહ્યું કશું નહીં. પૂર્ણાહુતિ પછી સાંજની ટ્રેનમાં હરદ્વાર જતા સંન્યાસીને મળીને ખિસ્સામાંથી સોનાની ચેન કાઢીને આપે છે અને કહે છે : 'આપે ઘડિયાળ લીધી ત્યારે મારી પાસે ચેન ન હતી. એ ઘડિયાળની ચેન તમને સોંપી દેવા ને દર્શન કરવા આવ્યો છું. સ્વીકારીને આભારી કરો અને આશીર્વાદ આપો કે આવો સંસાર હવે જોવો ન પડે !' (૧૧૪) પટ્ટણી જેવા ઉદાર મનવાળા, બધું જ જતું કરવાવાળા લોકોત્તર માનવીને કેવું લાગી આવ્યું હશે કે આવાં મર્મવચન નીકળી ગયાં મોંમાંથી !

આ માણસ વૈભવમાં આળોટતો હતો પણ નાનપણની ગરીબીએ એમને હંમેશાં ધરાતલ પર જ રાખ્યા. બંગલો, રાચરચીલું, કપડાલત્તા... એમને આવા કશાનો શોખ નો'તો. સાદું ભોજન, સાદું જીવન, જે મળે તેનાથી ચલાવી લેવું. જરૂરિયાતવાળાઓને જે માગે તે છૂટા હાથે દઈ દેતા પણ પોતાની જાત માટે ખર્ચી ન શકતા. ફાટેલ ફેંટો, પિત્તળની થાળીઓ કે પતરાવળા...થી ચલાવી લેવાની એમને ટેવ હતી. સહાય કરવા ગયા હોય ને જેણે સહાય ન સ્વીકારી હોય તેના આત્મગૌરવની વાત કરતા પણ જેણે મદદ સ્વીકારી હોય તેના વિશે ભૂલેચૂકે હરફ સુદ્ધાં ન ઉચ્ચારતા. જીવન આખું એમણે ગણી ન શકાય એટલા લોકોને આપી શકાય એટલું આપ્યું. પણ એ માનતા કે માણસને માણસ રહેવા દેવો હોય અને તેને સ્વમાની રહેવા દઈ સુખી થતો જોવો હોય તો તેને આપેલી સહાયની વાત છાની રહેવી જોઈએ. લેનારા માણસના મનમાં દીનતાનો ભાવ ન જાગે તે રીતે સહાય દેવાવી જોઈએ. અને તમે આપીને તેના પર ઉપકાર કર્યો છે તેવું આંખને અણસારેય તે ન સમજ તેવુ તના સાથે વર્તન રહેવું જોઈએ.' (૧૧૫) એટલે સ્વાભાવિક છે કે એમણે જેમને આપ્યું હતું એ સઘળા પ્રસંગો પર એ પડદો જ પાડી રાખે. વળી એમને ચરિત્રલેખક પણ એવા મળ્યા જે પ્રભાશંકરની ટેકને જાળવવા પૂરેપૂરા કટિબદ્ધ છે. એટલે આ પુસ્તક પ્રભાશંકરના જીવનની હિમશિલાની ટોચ માત્ર ગણવું રહ્યું.

આર્થિક સંકડામણને કારણે પોતે ભણી નો'તા શક્યા એ પ્રભાશંકર કદી નો'તા ભૂલ્યા. એટલે જ ઉચ્ચ શિક્ષણ માટે દેશમાં તથા પરદેશ જવા માગતા ભારતભરના વિદ્યાર્થીઓને શોધી શોધીને તે સ્કોલરશીપ આપતા. ગોખલેનું ભારત સેવક સમાજ, ટાગોરનું શાંતિનિકેતન, પંડિત મદનમોહન માલવિયાની બનારસ હિંદુ યુનિવર્સિટી, પૂણેનું ભાંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ; હરિજનઉદ્ધાર, ખાદીપ્રચાર તેમ જ ગાંધીજીનાં અન્ય કામોમાં ગજા ઉપરવટ મદદ કરતા પટ્ટણી ખોટ ખાઈ બેઠેલા ઉદ્યોગપતિને બેઠો થવામાં પણ મદદ કરતા. દેવિકારાણીના પતિને ફિલ્મસ્ટુડિયો કરવો હતો. બધાએ એને પટ્ટણી પાસે હાથ લાંબો કરવા કહેલું ને એને નિરાશ નો'તું થવું પડ્યું. પ્રભાશંકર કોને શું આપતા તે વાત કદી ઘરમાં પણ કોઈને ના કરતા, હિસાબના ચોપડે પણ ન લખાવતા. આર્થિક સંકડામણ વેઠીને પણ દેતા. કહો કે એમનાથી દેવાઈ જતું. એમનું આવું બેપરવા વલણ એમની એક કવિતામાં વ્યક્ત પણ થયું છે :

ખરચતાં, આપતાં, દેતાં, સુખોમાં રાખતાં, રે'તાં;
કદી ધનમાલ ખર્ચાઈ ભલેને જાય તો જાઓ.
ગરીબની વ્હારમાં ધાતાં, જળે સચ્ચાઈને ન્હાતાં,
કદી ઘરબાર લૂંટાઈ અમારાં જાય તો જાઓ.

મુકુન્દરાય પારાશર્યે પોતે જ કબૂલ્યું છે કે 'આ લેખો લાંબે ટૂંકે ગાળે સ્વતંત્ર લેખરૂપે પ્રગટ થયા હોવાથી તે તે લેખમાં આવશ્યક ગણી લખેલી વાત પછીના લેખમાં પુનરાવર્તન પામી છે. એ લેખોનો તે દોષ આ સંગ્રહ તૈયાર કરતી વખતે હું દૂર કરી શક્યો નથી. (૭) આવાં પુનરાવર્તનો પુષ્કળ છે. પાના નં.૪૪ અને ૫૬ પર તો એકની એક વિગત લાંબી લેખણે પુનરાવર્તિત થઈ છે. આ પુનરાવર્તનો ટાળી શકાયાં હોત તો સારું થાત એવું કહ્યા સિવાય નથી રહેવાતું. દીવાન તરીકે એમણે કેવાં ને કેટલાં કામ કર્યાં તે લખવા માટે અહીં જગ્યા નથી એવું લખીને ચરિત્રલેખકે ભલે દાદાની આમન્યા જાળવી પણ હવે મારે પ્રભાશંકર પટ્ટણીના લોકોત્તર કર્મો વિશે જાણવાનો પ્રજા પાસે બીજો કોઈ રસ્તો બચતો નથી ત્યારે થોડીક વાતો વધુ આલેખાઈ હોત તો પણ કંઈ ખોટું નો'તું. અત્યારે તો એવું કહી શકાય કે જેવી છે તેવી પણ આ ઝાંખી કરવા જેવી ખરી.

## મહાવેસ્સન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

પૂજક અચ્યુત તપસ્વીએ બતાવેલા માર્ગે ગયો અને ચારે બાજુ, પુષ્કરિણી પર પહોંચીને વિચારવા લાગ્યો આજે સાંજ જલદી થઈ ગઈ, હવે માદ્રી જંગલમાંથી પાછી ફરશે. સ્ત્રીઓ દાન આપવામાં મુશ્કેલીઓ ઊભી કરતી હોય છે. કાલે જ્યારે એ જંગલમાં ગઈ હશે, એ સમયે હું આશ્રમે પહોંચીને, વેસ્સન્તર પાસે બાળકોની યાચના કરીને, એના આગમન પહેલાં જ એમને લઈને જતો રહીશ. એ નજીક આવેલા સાનુ પર્વત પર આરામ કરવાના સ્થળે સૂઈ ગયો.

એ રાત્રે બ્રાહ્મ-મુહૂર્તમાં માદ્રીએ સ્વપ્ન જોયું. સ્વપ્ન આ પ્રમાણે હતું. એક માણસ છે, એ કાળો છે, બે કાષાય વસ્ત્ર પહેરેલાં છે. બંને કાનોમાં લાલ માળાઓ ધારણ કરીને, હાથમાં શસ્ત્ર લઈને, ડરાવતો આવી રહ્યો છે. પર્ણશાળામાં પ્રવેશીને માદ્રીને ચોટલેથી પકડીને, ખેંચીને ધરતી પર પછાડી દે છે. એ રડી રહી છે. એની બંને આંખો કાઢી લઈને, બંને હાથ કાપી નાંખીને, છાતી ચીરીને, લોહીનીંગળતું હૃદય-માંસને લઈને ચાલી ગયો છે. એ જાગી, તો એને ડર લાગ્યો. એણે વિચાર્યું કે મેં કોઈ ખરાબ સ્વપ્ન જોયું છે. વેસ્સન્તર સિવાય આ સ્વપ્નનો અર્થ કોઈ બતાવી શકવાનું નથી. હું એને જઈને પૂછીશ. એણે પર્ણકુટીમાં જઈને, બોધિસત્ત્વનું બારણું ખખડાવ્યું. બોધિસત્ત્વે પૂછ્યું, ‘કોણ છે ?’ ‘દેવ ! હું માદ્રી છું.’ ‘પ્રિય ! આપણે પરસ્પર જે નક્કી કર્યું હતું તેનું ઉલ્લંઘન કરીને કસમયે તું કેમ આવી છે ?’ ‘દેવ, કામરાગને કારણે નથી આવી. મેં ખરાબ સ્વપ્ન જોયું છે.’ ‘માદ્રી ! તો સંભળાવ.’ એણે જેવું જોયું હતું તેવું કહી સંભળાવ્યું. બોધિસત્ત્વે સ્વપ્નનો વિચાર કર્યો, અને સમજી ગયો કે મારી દાનપારમિતાની પૂર્તિ થવાની છે. કાલે યાચક આવીને મારા સંતાન માંગશે. એણે માદ્રીને સાંત્વના આપીને વિદાય કરીને કહ્યું, ‘માદ્રી ! અનિદ્રા કે અજીર્ણને કારણે ચિત્ત ચંચળ થઈ ગયું હશે. ડરીશ નહીં.’ રાત વીતી એટલે એણે પોતાનાં નિત્યકર્મ પતાવીને, બંને પુત્રોને ખોળામાં લઈને વહાલ કર્યું. આજે મેં ખરાબ સ્વપ્ન જોયું. તાત,

સાવધ રહેજો.' પછી બોધિસત્ત્વને બંને બાળકો સોંપીને બંને બાળકો વિશે સાવધાન રહેવાનું કહીને, ટોપલી-વગેરે લઈને, આંસુ લૂછતી લૂછતી, જંગલમાં ફળફૂલ લેવા ગઈ. માદ્રી હવે જંગલમાં ગઈ હશે, એમ સમજીને સાનુ પર્વત પરથી ઊતરીને પૂજક પગદંડીના રસ્તે આશ્રમ ગયો. બોધિસત્ત્વ પર્ણકુટીની બહાર પથ્થર પર સ્વર્ણપ્રતિમાની જેમ બેસીને, તરસ્યા મદિરાસક્ત જીવની જેમ આવનારા યાચકની પ્રતીક્ષા કરવા લાગ્યા. એનાં બાળકો એના પગ આગળ રમી રહ્યાં હતાં. એમણે બ્રાહ્મણને આવતાં જોયો. સાત મહિનાથી ઊઠાવીને રાખેલી દાન-ધૂરીને ફરી ઉઠાવીને પહેલાની જેમ પ્રસન્નતાપૂર્વક 'બ્રાહ્મણ, આવ.' કહ્યું. કુમારે જાલિને સંબોધીને કહ્યું : જાલિ, ઊભો થા – પહેલાંના જેવું જ લાગે છે. બ્રાહ્મણ જેવો કોઈ દેખાય છે. મારા મનમાં આનંદ લહેરાઈ રહ્યો છે.'

આ સાંભળીને કુમારે કહ્યું, 'તાત, આ જે બ્રાહ્મણ જેવો આવી રહ્યો છે, મને પણ દેખાય છે. એ યાચકની જેમ આવી રહ્યો છે. એ આપણે ત્યાં અતિથિ બનીને રહેશે.' આમ કહીને, કુમાર એમનો સત્કાર કરવા માટે આસનેથી ઊભો થયો અને બ્રાહ્મણની આગળ જઈને, એમનો સામાન લેવા ગયો. બ્રાહ્મણે એને જોતાંવેંત વિચાર્યું કે આ વેસ્સન્તરનો પુત્ર જાલિયકુમાર હોવો જોઈએ. એણે પહેલેથી જ કઠોર વચનો બોલવાનો નિશ્ચય કરીને. તાળી વગાડી, 'દૂર રહે.' કુમારે દૂર ખસીને વિચાર્યું, 'શું કારણ છે, આ બ્રાહ્મણ અતિ કઠોર છે. એણે એના શરીર પ્રત્યે ધ્યાન આપ્યું તો એને એ માણસના અઢાર દોષ દેખાયા. બ્રાહ્મણે બોધિસત્ત્વની પાસે જઈને, કુશળક્ષેમ પૂછ્યા. બોધિસત્ત્વે પણ બ્રાહ્મણના કુશળક્ષેમ પૂછ્યા અને કહ્યું, 'હે બ્રાહ્મણ, હું સકુશળ છું. મહાબ્રાહ્મણ, તારું આવવું શુભ છે. તારું કલ્યાણ થાય. તું અંદર આવ અને તારા પગ ધો. તિન્દુક, પિયાલ, કાસુમારિય તથા બીજા સરસ, નાનાંમોટાં ફળ ખા. આ પર્વતના પેટાળમાંથી પ્રગટેલું શીતળ જળ છે. હે મહાબ્રાહ્મણ, ઇચ્છા હોય તો પી. હું કુશળ છું. નીરોગી છું. ફળ કંદમૂળ ખાઈને જીવું છું. ફળ, કંદમૂળ પણ ઘણાં છે. ડંખ ધરાવતાં અને પેટે ચાલતાં જીવ બહુ નથી. વનમાં જંગલી જાનવર છે પણ મને કષ્ટ નથી પડતું. જંગલમાં એકલા એકલા જ સાત મહિના વીતી ગયા. દેવ જેવા બ્રાહ્મણનું

મેં પહેલું દર્શન કર્યું, બિલ્વનો ડંડો, અગ્નિ-હોમ તથા કમંડળ સાથે જે કાંઈ મને આપ્યું, એનો મેં સ્વીકાર કર્યો.' 'સંજયના પુત્રને શિવિવાસીઓએ દેશવટો આપ્યો છે. હું એને મળવા આવ્યો છું. જો તું જાણતો હોય તો કહે.' આ સાંભળી બોધિસત્ત્વે વિચાર્યું : આ બ્રાહ્મણ ઘોર જંગલમાં અમસ્તો આવ્યો લાગતો નથી. હું હવે સમય ગુમાવ્યા વિના એને પૂછું. 'હે બ્રાહ્મણ ! મને જણાવ કે, તું ક્યા હેતુથી, ક્યા પ્રયોજનથી આ ઘોર જંગલમાં આવ્યો છે ?' પૂજકે ઉત્તર આપ્યો, જે રીતે બે કાંઠે છલકાતી નદી ક્ષીણ નથી થતી, એ રીતે હું તમારી પાસે યાચનાર્થે આવ્યો છું. મને તમારાં સંતાન આપો.' આ સાંભળીને બોધિસત્ત્વે પ્રસન્ન થઈને જાણે ફેલાયેલા હાથ પર હજાર મહોરોથી ભરેલી થેલી મૂકી ન હોય તેમ પર્વતને ગુંજિત કરતા બોલ્યો : 'હું કાંપતો નથી, હું તને દાન આપું છું. તું મારાં બાળકોનો સ્વામી છે. એમને લઈ જા. રાજપુત્રી સવારે ફળ-ફૂલ ચૂંટવા ગઈ છે. સાંજ સુધીમાં પાછી ફરશે. હે બ્રાહ્મણ ! એક રાત રોકાઈને કાલે સવારે જજે, એ આવીને એમને સ્નાન કરાવશે, એમનાં મસ્તક સૂંઘશે અને હાર પહેરાવશે. હે બ્રાહ્મણ, એક રાત રોકાઈને પ્રાતઃકાળે અનેક પ્રકારનાં વસ્ત્રોથી આચ્છાદિત વિધવિધ પ્રકારની સુગંધોથી વિભૂષિત અને અનેક પ્રકારના ફળફૂલની સાથે એમને લઈને જજે.'

પૂજક બોલ્યો, 'હું રોકાવા નથી ઇચ્છતો. મારે જવું જ જોઈએ. હે રાજા ! કોઈ વિઘ્ન, અંતરાય પણ આવી શકે. હું તો જઈશ જ. સ્ત્રીઓ દાનેશ્વરી નથી હોતી. તેઓ એમાં અંતરાય ઊભા કરનારી હોય છે. સ્ત્રીઓ મંત્ર જાણતી હોય છે. એ બધું ઊંધુંછતું કરીને પ્રાપ્ત કરતી હોય છે. જેમનું દાન તું શ્રદ્ધાપૂર્વક આપે છે તે બાળકોને એમની માતા ન જુએ. આ પ્રકારે શ્રદ્ધાપૂર્વક દાન આપવાથી ઘણું પુણ્ય મળે છે. તારા પુત્રોને બોલાવ. હે રાજન્ ! મારા જેવાને પુત્ર(ધન)આપવાની તને સ્વર્ગ પ્રાપ્ત થશે.'

વેસ્સન્તર બોલ્યો, 'જો તું મારી પતિવ્રતા પત્નીને મળવા ન માગતો હોય તો, તું મારા પિતાને જાલિ તથા કૃષ્ણાર્જિના સાથે મેળાપ કરાવજે. આ સુંદર પ્રિયભાષી બાળકોને જોઈને પ્રસન્નચિત્ત થતા મારા પિતાજી, તને પુષ્કળ ધન આપશે.'

પૂજક બોલ્યો, 'હે રાજપુત્ર ! મારી વાત સાંભળ. મને ડર લાગે છે કે આ બાળકો મારી પાસેથી છિનવાઈ તો નહીં જાય ને. સંભવ છે કે રાજા મને દંડે, મને મારી પણ નખાવે. બ્રાહ્મણી પણ મારી નિન્દા કરે કે આને તો ધન તથા દાસ બંને ગુમાવ્યા.'

વેસ્સન્તર બોલ્યો, 'આ સુંદર પ્રિયભાષી કુમારોને જોઈને, શિવિઓનો રાષ્ટ્રવર્ધન ધાર્મિક મહારાજા પ્રસન્ન થઈને, તને પુષ્કળ ધન આપશે.'

પૂજક બોલ્યો, 'જે વાત તું મારી પાસે કરાવવા માગે છે, તે હું નહીં કરું. હું બ્રાહ્મણી માટે આ નોકરો (બાળકો)ને લઈ જ જઈશ.' એવી કઠોર વાણી સાંભળીને, બાળકો પર્ણકુટીની પાછળ ભાગી ગયાં. ત્યાંથી પણ ભાગીને, ગીચ ઝાડીઓમાં છુપાઈ ગયાં. ત્યાં પણ એમને લાગ્યું કે પૂજક આવીને પકડી જશે. તેઓ ડરના માર્યા કાંપતાં હતાં અને ક્યાંય રોકવાની જગા ન મળવાને કારણે, આમતેમ દોડતાં પુષ્કરિણીના કિનારે પહોંચ્યાં. ત્યાં તેઓ પહેરેલાં વલ્કલ કસકસાવીને પાણીમાં ઊતર્યાં ને કમલપત્રથી માથું ઢાંકીને પાણીમાં છુપાઈ ગયાં. આ અર્થ ધરાવતી વાણી શાસ્તાએ ઉચ્ચારી : 'એ ક્રૂર વાણી સાંભળીને બાળકો દુઃખી થયાં અને બંને આમતેમ દોડવા લાગ્યાં.'

પૂજકે જ્યારે બાળકોને ન જોયાં એટલે એણે બોધિસત્ત્વને ઠપકો આપ્યો, 'વેસ્સન્તર ! તે હમણાં જ મને બાળકો આપ્યાં. જ્યારે મેં કહ્યું કે હું જેતુત્તર નગર નહીં જઉં અને બાળકોને બ્રાહ્મણીની સેવા કરવા માટે લઈ જઈશ, તો તે ઇશારો કરીને બાળકોને ભગાડી દીધાં અને હવે એ રીતે બેઠો છે, જાણે તું કશું જાણતો જ નથી. મને એવું લાગે છે કે સંસારમાં તારા જેટલો જુઠ્ઠો કોઈ બીજો નથી.' આ સાંભળીને, બોધિસત્ત્વે વિચાર્યું કે તેઓ ડરના માર્યા ભાગી ગયાં હશે. એમણે કહ્યું 'બ્રાહ્મણ ! ચિંતા ના કરીશ. હું તને કુમારોનો પત્તો મેળવી આપીશ.' તે ઊઠીને પર્ણકુટીની પાછળ ગયો. ત્યારે એને ખબર પડી કે તેઓ ઘોર જંગલમાં ઘૂસી ગયાં છે. તે એમનાં પગલાં જોતો જોતો પુષ્કરિણીના તટ પર પહોંચ્યો. એણે જોયું કે એમનાં પગલાં પાણીમાં જાય છે, ત્યારે એ સમજી ગયો કે તેઓ પાણીમાં છુપાઈ ગયા હશે. એણે 'તાત ! જાલિની'નો પોકાર કર્યો.

'તાત, પ્રિય પુત્ર ! આવ, મારી પારમિતા પૂર્ણ કર. મારા હૃદયને તૃપ્ત

કર. મારું કહેવું કર. ભવસાગર પાર કરવા માટે મારી સ્થિર નૌકારૂપી વાહન બન. હું જન્મમરણનાં બંધનની પાર જઈશ અને સદેવ લોકનો ઉદ્ધાર કરીશ.

કુમાર પિતાના શબ્દો સાંભળી વિચારવા લાગ્યો, બ્રાહ્મણ મારું જે કરવાનું હશે તે ભલે કરે, હું મારા પિતા સાથે બેવડી વાત નહીં કરું. તેણે માથું બહાર કાઢ્યું અને કમળપત્ર હટાવીને પાણીમાંથી બહાર નીકળ્યો. પછી બોધિસત્ત્વનો જમણો પગ પકડીને રડવા લાગ્યો. તેથી બોધિસત્ત્વે પૂછ્યું, 'તાત, તારી બહેન ક્યાં છે ?' 'પિતાજી, ભય માથે ઝળુંબતો હોય તો દરેક પ્રાણી પોતાની રક્ષા કરે જ છે.' બોધિસત્ત્વને ખ્યાલ આવ્યો કે મારાં બાળકોએ પરસ્પર એકબીજાને વચન આપ્યું હશે. એણે દીકરીને બોલી. 'મારી પ્રિય પુત્રી ! આવ ! મારી પારમિતાને પૂર્ણ કર. મારા હૃદયને તૃપ્ત કર. મારું કહેવું કર. ભવસાગર પાર કરવા માટે તું મારી સ્થિર નૌકા રૂપી વાહન બન. હું જન્મ-મરણના બંધનની પાર જઈશ અને સદેવ લોકનો ઉદ્ધાર કરીશ.'

એણે પણ વિચાર્યું કે પિતા સાથે બેવડી વાત નહી કરું. એ પણ એ જ પ્રકારે બહાર નીકળી અને બોધિસત્ત્વના પગ પકડીને રડવા લાગી. એનાં આંસુ બોધિસત્ત્વના ખીલેલા કમળ જેવા પગ પર ટપકતાં હતાં. બોધિસત્ત્વે બાળકોને ઊભા કરીને આશ્વાસન આપ્યું અને કહ્યું, 'તાત, જાલિ ! શું તું મારી દાનધર્મની વાત નથી જાણતો ? તો તું મારા ઉદેશને પૂર્ણ કર.' તેણે ત્યાં ઊભા ઊભા જાણે કોઈ બળદના ભાવ તાલ કરે તેમ બાળકોનાં મૂલ્ય નક્કી કરી દીધાં. એણે પુત્રોને સંબોધન કરી કહ્યું – 'તાત જાલિ ! જો તું દાસત્વમાંથી મુક્ત થવા માંગે તો બ્રાહ્મણને હજાર નિકષ આપીને મુક્ત થઈ જજે. તારી બહેન અસાધારણ સૌંદર્યવતી છે. કોઈ નીચ-જાતિનો માણસ બ્રાહ્મણને મામૂલી ધન આપીને, તારી બહેનને દાસત્વમાંથી મુક્ત કરીને, 'જાતિ'ને કલંકિત કરી શકે છે. રાજા સિવાય કોઈ અન્ય વ્યક્તિ બધી સો વસ્તુઓ આપી ન શકે. આથી તારી બહેન જો દાસત્વમાંથી મુક્ત થવા માંગે, તો બ્રાહ્મણને 'સો દાસ, સો દાસીઓ, સો હાથી, સો ઘોડા તથા સો નિકષ આપીને મુક્તિ અપાવજે.' આ પ્રકારે બાળકોનાં મૂલ્ય નક્કી કરીને, એમણે આશ્વાસન આપીને આશ્રમમાં લઈ જઈને, કમંડળથી પાણી લઈ બ્રાહ્મણને બોલાવ્યો અને પ્રાર્થના કરી મારું આ દાન સર્વજ્ઞ જ્ઞાનનું સાક્ષી બને ! આમ

કહી બ્રાહ્મણને પ્રિય સંતાનોનું દાન કરી દીધું. એણે કહ્યું, 'હે બ્રાહ્મણ ! સો પુત્રોથી, હજાર પુત્રોથી અને લાખ પુત્રોથી પણ સર્વજ્ઞતા જ્ઞાન મારા માટે પ્રિયતર છે.' આ અર્થ ધરાવતી વાણી શાસ્તાએ ઉચ્ચારી : જાલિ તથા કૃષ્ણાર્જિના બંને બાળકોનું દાન આપી દીધું. બ્રાહ્મણને પુત્રોનું ઉત્તમ દાન આપ્યું. ત્યારે કોલાહલ થયો, રોમાંચ ફેલાઈ ગયો. બાળકોના આપવાના સમયે પૃથ્વી કાંપી ઊઠી. તે સમયે કોલાહલ મચી ગયો; શિવિઓના રાષ્ટ્રવર્ધને સુખમાં ઉછરેલાં બાળકોનું કરાંજલિ વડે બ્રાહ્મણને દાન આપી દીધું. બોધિસત્ત્વે દાન આપ્યા પછી ઊભા થઈને 'મારું દાન સુ-દાન છે' એમ વિચારીને બાળકોને જોવા લાગ્યા. પૂજક ઘોર જંગલમાં પ્રવેશ્યો. ત્યાં દાંતથી વેલ કાપીને, એણે કુમારનો ડાબો હાથ તથા કુમારીનો જમણો હાથ એક સાથે બાંધી દીધા અને એમને એ જ વેલથી મારતો મારતો લઈ ગયો.

આ વાત સ્પષ્ટ કરતાં બુદ્ધ ભગવાને કહ્યું : એ નિર્દય બ્રાહ્મણે દાંત વડે વેલ કાપી અને એ વડે બાળકોના હાથ બાંધી દીધા અને વેલથી તેમને મારવા લાગ્યો. શિવિરાજના દેખતાં જ હાથમાં દોરડું અને લાકડી વડે મારતો એ બ્રાહ્મણ તેમને લઈ જવા લાગ્યો. જ્યાં જ્યાં એમને ઇજા થતી, તે ભાગની ચામડી નીકળી જતી. લોહી વહેવા લાગતું. ઘા થાય ત્યારે બાળકો પરસ્પર એકબીજાને સહારો આપતા. એક ઉબડખાબડ જગ્યાએ બ્રાહ્મણનો પગ લપસી પડ્યો. બાળકોના કોમળ હાથ પરથી કઠોર વેલની બાંધેલી ગાંઠ નીકળી ગઈ. તેઓ રડતાંકકળતાં ભાગીને બોધિસત્ત્વ પાસે જઈ પહોંચ્યાં.

આ અર્થ ધરાવતી વાણી શાસ્તાએ ઉચ્ચારી : બ્રાહ્મણના બંધનમાંથી મુક્ત થઈને અશ્રુભીની આંખે કુમાર પિતા સામે જોવા લાગ્યો. પીપળાના પાંદડાની માફક ધ્રૂજતા, એણે પિતાના ચરણોની વંદના કરી. પિતાના ચરણોની વન્દના કરીને, એણે કહ્યું, 'તાત ! મા બહાર ગઈ છે ત્યારે તમે અમને સોંપી રહ્યા છો. અમે માને મળી લઈએ, પછી તમે અમને સોંપજો. અમારી મા ન આવે ત્યાં સુધી તમે અમને દૂર ન કરો, પછી આ બ્રાહ્મણ ભલેને અમને વેચે, અથવા મારી નાંખે. પહોળા પગ, સડેલા નખ, ગળી ગયેલી પિંડીઓ, લાંબા હોઠ, ટપકતી લાળ, સુવર જેવા દાંત, ચીબું નાક, ગાગર જેવું પેટ, વાંકી કમર, બાંડી આંખ, તાંબાના રંગનું મ્હો, રાતા કેશ, તલવાળી કરચલીઓ

પડેલી ચામડી, પીળા રંગની આંખો, કાંધ, પીઠ તથા કમર ઝૂકેલી, ખખડી ગયેલી પાંસળીઓ, હાડકાં, લાંબો રુક્ષ, અજિનચર્મ પહેરેલો, ભયાનક રાક્ષસ જેવો એ બ્રાહ્મણ છે. આ મનુષ્ય છે કે રક્ત-માંસ ખાનારો કોઈ યક્ષ ? એ ગામડામાંથી જંગલમાં આવીને તમારી પાસે ધન માંગે છે. હે તાત ! અમને પિશાચ લઈ જઈ રહ્યો છે. તમે શું જોઈ રહ્યા છો ? તાત, તમારું હૃદય અમારા પ્રત્યે વજ્ર જેવું કઠણ છે. ધનલોભી બ્રાહ્મણે અમને પકડી રાખ્યા છે અને તમેન જાણે કશી જાણ જ નથી. અત્યન્ત ક્રૂર બ્રાહ્મણ અમને ઢોરની જેમ પીટી રહ્યો છે. આ કૃષ્ણા કશું નથી જાણતી. એને અહીં રહેવા દો. એ તા ટોળાથી વિખૂટી પડેલી રડતી, કકળતી હરણી જેવી છે. આ સાંભળીને બોધિસત્ત્વે કશું કહ્યું નહીં. ત્યારે કુમાર માતાપિતાને યાદ કરીને વિલાપ કરવા માંડ્યો, 'મારા માટે કંઈ આ દુઃખ નથી. પુરુષને આવું સુખદુઃખ મળતું જ રહે છે. મને માતાનું મોઢું જોવા નહીં મળે, એ જ મોટું દુઃખ છે. મને પિતાનું મોઢું હવે પછી જોવા નહીં મળે એનું દુઃખ છે. બિચારી મારી મા, સુંદર દીકરીને જોયા વિના લાંબા કાળ સુધી રડતી રહેશે. બિચારા પિતા સુંદર દીકરીના દર્શન કર્યા વિના લાંબા કાળ સુધી રડતા રહેશે. બિચારી મા, ચિરકાળ સુધી રડ્યા કરશે, અને અધરાતે કે રાત્રિના અંતે નદીની માફક સુકાઈ જશે. બિચારા તાત; લાંબા કાળ સુધી રડ્યા કરશે અને મધરાતે કે રાત્રિના અંતે નદીની માફક સુકાઈ જશે. આ જાંબુના વૃક્ષ અને લટકતા સિન્ધુવારિક તથા અન્ય પ્રકારનાં વૃક્ષ છે. આજે અમે એમને ત્યજીને જઈએ છીએ. અહીં અશ્વરથ, વડ જેવાં અનેક વૃક્ષ છે. આજે અમે એમને ત્યજીને જઈએ છીએ. આ આશ્રમ અને આ શીતળ જળધારિણી નદી છે જ્યાં અમે રમીએ છીએ આજે અમે આ બધાંને ત્યજી રહ્યા છીએ. આ પર્વત ઉપર અનેક પ્રકારનાં પુષ્પ છે, તેની અમે અગાઉ માળાઓ પહેરતા હતા. આજે અમે ત્યજી રહ્યા છીએ. આ પર્વત ઉપર અનેક પ્રકારનાં ફળ છે, અગાઉ અમે તે ફળ ખાતાં હતાં. આજે અમે એને ત્યજી રહ્યા છીએ. આ અમારા હાથી, ઘોડા.તથા બળદ છે, એનાથી અગાઉ અમે રમતા હતા. આજે અમે એમને ત્યજી રહ્યા છીએ.

જે સમયે એ આ પ્રકારે વિલાપ કરી રહ્યો હતો, તે સમયે પૂજક પણ આવ્યો. એને બહેનની સાથે પકડીને મારતો મારતો લઈ ગયો. આ અર્થ ધરાવતી વાણી

શાસ્તાએ ઉચ્ચારી : જ્યારે એ બાળકોને લઈ જતો હતો, ત્યારે એમણે પિતાને કહ્યું, માની ખબર પૂછજો અને હે તાત ! તમે સુખી રહેજો. આ અમારા હાથી, ઘોડા અને બળદ માને આપી દેજો. એ એનો શોક દૂર કરશે.

પુત્રોને જતા જોઈ બોધિસત્ત્વના મનમાં શોક ઉત્પન્ન થયો. એનું હૃદય, માંસ ગરમ થઈ ગયું, જાણે કોઈ હાથીને કેહર સિંહે પકડી લીધો હોય અથવા ચન્દ્રને રાહુએ ગ્રસી લીધો ન હોય, એ રીતે એ કાંપતો પોતાની જાતને સંભાળી ન શક્યો. અશ્રુ-પૂર્ણ નેત્રો સાથે પર્ણકુટીમાં પ્રવેશીને, કરુણ વિલાપ કરવા લાગ્યો. આ અર્થ ધરાવતી વાણી શાસ્તાએ ઉચ્ચારી : 'ભૂખ, તરસ લાગશે ત્યારે બાળકો હવે કોની સામે રડશે ? સાંજે સૂવાના સમયે એમને ભોજન કોણ આપશે ? સાંજે કોને કહેશે કે મા ભૂખ લાગી છે, અમને ખાવાનું આપ. પગરખાં પહેર્યા વિના ઉઘાડા પગે કેવી રીતે જશે. એ કોમળ પગવાળાં બાળકો થાકી જશે ત્યારે કોણ એમને ઊંચકશે. મારી સામે એ નિર્દોષ બાળકોને મારતાં એને જરાય શરમ ન આવી. એ બ્રાહ્મણ નિર્લજ્જ છે. જે મારા દાસદાસી હોય અથવા એમના જેવા કોઈ બીજા હોય, તો એમને કોઈ પણ શાણો માણસ કઈ રીતે મારી શકે ? જાળમાં ફસાયેલી માછલીની જેમ, મારા હોવા છતાં, મારી આંખોની સામે જ એ મારા પ્રિય સંતાનોને ગાળો ભાંડે છે અને મારે છે.

સંતાનો પ્રત્યે સ્નેહ હોવાથી બોધિસત્ત્વના મનમાં સંકલ્પ-વિકલ્પ જન્મવા લાગ્યા. આ બ્રાહ્મણ મારા બાળકોને ઘણું કષ્ટ આપે છે. બ્રાહ્મણનો પીછો કરીને, એને મારીને બાળકોને લઈ આવું. ધનુષ લઈને, ડાબી બાજુએ ખડગ લઈને પુત્રોને લઈ આવું. બાળકોને કષ્ટ આપવું અયોગ્ય છે, પરંતુ દાન આપીને વિચારવું એ સત્પુરુષોનો ધર્મ નથી.

એ સમયે એણે બોધિસત્ત્વની પરમ્પરાને યાદ કરી. એણે જોયું કે દરેક બોધિસત્ત્વે ધનત્યાગ કર્યો છે, અંગત્યાગ, જીવનત્યાગ, સંતાનત્યાગ અને પત્નીત્યાગ કર્યો છે. આ પાંચનો ત્યાગ કર્યા વિના બુદ્ધ થઈ ગયા હોય એવા કોઈ બોધિસત્ત્વ થઈ ગયા નથી. હું પણ એમાંનો જ એક છું. પુત્રપુત્રીનો ત્યાગ કર્યા વિના, હું પણ બુદ્ધ નહીં બની શકું. હે વેસ્સન્તર ! બીજાનું દાસત્વ કરવાને માટે આપી દીધેલા પુત્રોનાં દુઃખને તું નથી જાણતો. તે પાછો બ્રાહ્મણનો પીછો કરીને એને મારવાનો વિચાર કરે છે ? દાન આપી દીધા પછી એમની ચિંતા

કરવી તને ન શોભે. આ પ્રકારે એણે પોતાની જાતને જ વારી અને દૃઢ સંકલ્પ કર્યો કે જો એ બાળકોને મારી પણ નાંખે, તો દાન આપ્યા પછી મારે એમની સાથે કશું લાગતું વળગતું નથી. આ પ્રકારે નિશ્ચય કરીને, એ પર્ણકુટીએથી નીકળ્યો અને પર્ણકુટીના દ્વાર પાસે શિલા ઉપર સ્વર્ણમૂર્તિની જેમ બેસી ગયો.

પૂજક બાળકોને મારતો મારતો લઈ ગયો. ત્યારે કુમારે રુદન કરવા માંડ્યું : કેટલાક લોકો સાચું જ કહી ગયા છે કે, જેની પોતાની મા નથી હોતી, એમનું હોવું અને ન હોવું સરખું જ છે. કૃષ્ણા, ચાલ, આપણે મરી જઈએ. આપણું જીવવાનું કોઈ પ્રયોજન નથી. રાજાએ ધનલોભી અને અત્યંત ક્રૂર બ્રાહ્મણને હવાલે આપણને કરી દીધા છે, તે આપણને પશુઓની માફક મારે છે. આ જાંબુના વૃક્ષ અને લટકતા સિન્ધુવારિક તથા અન્ય પ્રકારનાં વૃક્ષ છે. આજે અમે એમને ત્યજીને જઈએ છીએ. અહીં અશ્વત્થ, વડ જેવાં અનેક વૃક્ષ છે. આજે અમે એમને ત્યજીને જઈએ છીએ. આ આશ્રમ અને આ શીતળ જળધારિણી નદી છે જ્યાં અમે રમીએ છીએ આજે અમે આ બધાંને ત્યજી રહ્યા છીએ. આ પર્વત ઉપર અનેક પ્રકારનાં પુષ્પ છે, તેની અમે અગાઉ મા'[illegible]ઓ પહેરતા હતા. આજે અમે ત્યજી રહ્યા છીએ. આ પર્વત ઉપર અનેક પ્રકારના ફળ છે, અગાઉ અમે તે ફળ ખાતાં હતાં. આજે અમે એને ત્યજી રહ્યા છીએ. આ અમારા હાથી, ઘોડા તથા બળદ છે, એનાથી અગાઉ અમે રમતા હતા. આજે અમે એમને ત્યજી રહ્યા છીએ.

પૂજક ખાડાટેકરાવાળી જમીન પર ગબડી પડ્યો. એના હાથમાં પકડેલું દોરડું છૂટી ગયું. જાલી તથા કૃષ્ણાર્જિના બંને કોઈએ પીછો પકડ્યો હોય એવા કૂકડાકૂકડીની જેમ એકી શ્વાસે પિતા પાસે પહોંચી ગયાં.

શાસ્તાએ આ અર્થ સૂચવતી ગાથા કહી : એ બાળકોને લઈને જ્યારે પૂજક જઈ રહ્યો હતો ત્યારે જાલિ અને કૃષ્ણાર્જિના એના હાથમાંથી છટકી ગયાં.

પૂજક જલદીથી ઊઠ્યો અને દોરડું તથા ડંડો હાથમાં લઈને યુગ પૂરો થાય ત્યારે લાગનારી આગની જેમ ઊઠીને આવ્યો અને બોલ્યો, 'તમે ભાગી જવામાં ખૂબ ચતુર છો.' એ ફરીથી એમના હાથ બાંધીને લઈ ગયો. શાસ્તાએ કહ્યું : શિવિરાજની આંખો સામે જ બ્રાહ્મણ એમને મારતાં મારતાં લઈ ગયો. આ રીતે જતી વખતે કૃષ્ણાર્જિના રોકાઈને પિતાની સામે જોતી બોલી, 'પિતા,

આ બ્રાહ્મણ મને ઘરમાં જન્મેલી દાસીની માફક મારે છે. તાત ! આ બ્રાહ્મણ નથી, બ્રાહ્મણ તો ધાર્મિક હોય. આ તો બ્રાહ્મણના વેશમાં કોઈ યક્ષ છે, જે અમારું ભક્ષણ કરવા અમને લઈ જઈ રહ્યો છે. તાત ! અમને પિશાચ લઈ જઈ રહ્યા છે. તમે શું જોઈ રહ્યા છો ?'

નાની પુત્રીના વિલાપથી અને એને કાંપતી જોઈ, બોધિસત્ત્વના મનમાં શોક ઉત્પન્ન થયો. એનું હૃદય ઊકળી ઊઠ્યું. ગમર શ્વાસ નાકમાંથી નીકળી ન શકવાને કારણે, મોંથી નીકળવા લાગ્યો. આંસુ લોહી બનીને આંખોમાંથી ટપકવાં લાગ્યાં. ત્યારે એણે વિચાર્યું કે આવું દુઃખ મારા સ્નેહને કારણે જ થાય છે, બીજા કોઈ કારણે નહીં. મારે સ્નેહભાવ ત્યજીને તટસ્થ  જ રહેવું જોઈએ. એણે પોતાના જ્ઞાનબળથી એ શોકરૂપી શલ્યને કાઢી નાખ્યો અને સ્થિર થઈ બેઠો. પર્વતની સીમા સુધી પહોંચ્યા વિના કૃષ્ણા વિલાપ કરતી કરતી ગઈ.

અમારા પગ દુઃખી રહ્યા છે. રસ્તો લાંબો અને દુર્ગમ છે. સૂર્ય માથે તપે છે અને બ્રાહ્મણ અમને જલદી જલદી ચલાવી રહ્યો છે. અમે બધાને નમસ્કાર કરીએ છીએ, પર્વતોને, વનને, સરોવરને પણ મસ્તક નમાવીને નમસ્કાર કરીએ છીએ તથા અનેક તીર્થોવાળી નદીને પણ. હે વર્ણલતાઓ ! હે ઔષધિઓ ! હે પર્વતો ! હે વન ! માતાના કુશળ સમાચાર પૂછશો. અમને આ બ્રાહ્મણ લઈ જઈ રહ્યો છે. તમે અમારી માતા માદ્રીને કહેજો કે જો એ અમારી પાછળ પાછળ આવવા માંગે તો જલદી આવે. આ પગદંડી સીધી આશ્રમે જાય છે. આ પગદંડીએ ચાલી આવે, તો અમારી સાથે મેળાપ થઈ શકશે. હે જટાધારિણી, વનમાંથી ફળફૂલ લાવનારી મા, આશ્રમ સૂનો ભેંકાર જોઈને તને દુઃખ થશે. માતાને ફળફૂલ વીણતાં ચોક્કસ મોડું થયું લાગે છે. એ નથી જાણતી કે ધનલોભી બ્રાહ્મણે અમને બાંધી દીધા છે. એ અત્યંત ક્રૂર છે. આ અમને પશુઓની માફક મારે છે. જ્યારે માતા ફળ-ફુલ ચૂંટીને આવશે, ત્યારે આપણે એણે જોઈશું. મા ! બ્રાહ્મણને મધુ-મિશ્રિત ફળ આપ, તો એ ખાઈ-પીને સંતુષ્ટ થઈને અમને વધુ નહીં ચલાવે, અમારા પગ સૂજી ગયા છે. બ્રાહ્મણ ખૂબ ઝડપથી ચાલે છે. આ પ્રકારે માતૃસ્નેહી બાળકો વિલાપ કરતા હતા.

(કુમારપર્વ સમાપ્ત)

## 'એબેકસ' : એક મહા-શિલ્પ / ગુલામમોહમ્મદ શેખ

જૂના પાદરા રોડ અને અટલાદરા રોડના સંગમ સ્થાને, અક્ષર ચોકમાં પ્રસ્થાપિત 'એબેકસ' શિલ્પ દ્વારા કળાકાર નાગજી પટેલે વડોદરા શહેરને એક નવા પ્રવેશદ્વાર, નવા તોરણની ભેટ ધરી છે. ૧૯૯૧માં ફતેગંજને ચોભેટે મુકાયેલ એમનું 'વટવૃક્ષ' મહા-શિલ્પ વડોદરાના પર્યાય રૂપ એવા સીમાચિહ્નનો દરજ્જો પ્રાપ્ત કરી ચૂક્યું છે. હવે ઈશાન ખૂણે 'વટવૃક્ષ' અને નૈર્ઋત્યે 'એબેકસ' એવાં બે શિલ્પ-દ્વારે વડોદરા શહેર જોડાય છે.

અક્ષર ચોકના શિલ્પના પ્રકલ્પ માટે પથ્થરોની પસંદગી કરવા નાગજી પટેલે રાજસ્થાનની અનેક ખાણોની સામગ્રીની ચકાસણી કરી. અગાઉના શિલ્પ-પ્રકલ્પોમાં એક જ પ્રકારના પથ્થરની શોધ હતી. આ વખતની રૂપરચનામાં વિશિષ્ટ રંગ, પોત અને ચમકવાળા રેતિયા પથ્થર અને આરસપહાણ બંનેનો સમાવેશ થતો હતો. છેવટે ગુલાબી ઝાંયવાળો રેતિયો પથ્થર બંસી પહાડપુરથી આવ્યો અને ધોળો, લીલો તથા પીળો આરસપહાણ અનુક્રમે કેલવા, કેસરિયાજી અને જેસલમેરથી. વીસ ટન વજનના, સોળ ફૂટ ઊંચા શિલ્પને કંડારતા ચાર રાજસ્થાની સહાયક કારીગર - શિલ્પીઓને પાંચ મહિના લાગ્યા.

એક ટચૂકડું તત્ત્વ મહાકાય સ્વરૂપને ભેદી અધ્ધર ઉઠાવે એવા સ્વરૂપની કલ્પનાને મૂર્તિમંત કરવા નાગજી પટેલે જાતજાતનાં શિલ્પો રચ્યાં. આખરે એ કલ્પના ગણતરીના ચીની સાધન 'એબેકસ'ના રૂપમાં ફળીભૂત થઈ. એક ચોકઠામાં સળિયે મણકા પરોવેલું આ ઉપકરણ ગણતરી શીખવાનું રમકડુંય

છે. ઉપયોગિતા ઉપરાંત 'એબેકસ'ના સ્વરૂપમાં સમાવિષ્ટ એ રમતિયાળપણું પણ શિલ્પીને સ્પર્શી ગયું હશે. હવે પડકાર હતો રમકડા જેવા આ ટચુકડા પદાર્થ અને શિલ્પના મહાકાય રૂપના સુમેળનો. એવા, રમતિયાળપણા અને ગાંભીર્ય વચ્ચેના સંતુલનની વિભાવના તો નાગજી પટેલના આજીવન સર્જન-ચિંતનના મૂળમાં સમાયેલી છે.

પણ 'એબેકસ' એમની સર્જન-સૃષ્ટિમાં નવાં પરિમાણો ઉમેરે છે. અહીં, વિવિધરંગી પથ્થરોનો વિનિયોગ, સામાન્યતયા એકરંગી શિલ્પ-કેન્દ્રિત એવા આધુનિક ભારતીય શિલ્પના રચનાપ્રકારોમાંય જુદો ચીલો પાડે છે. વિભિન્નતા અને સહ-અસ્તિત્વના પ્રતીક સમા વિવિધરંગી ચક્રરૂપોને એક સળિયે પરોવી આ 'એબેકસ' રચાયું છે. રેતિયા પથ્થરના સ્થંભો વચ્ચે મણકા જેવાં ચક્રરૂપોને અંદરનો 'અદૃશ્ય' સળિયો જકડી રાખે છે. સર્જનની અદ્‌ભુત પ્રભાવકતાનું આ નિદર્શન અને એમાંથી પ્રગટતા ચૈતન્યનો આવિર્ભાવ, કળાકારના સ્વરૂપ અને સામગ્રી પરના ગોપિત પ્રભુત્વનો પરચો કરાવે છે. કૌશલ અને કારીગરીનું સામર્થ્ય તો નાગજી પટેલની સર્જનપ્રવૃત્તિ વિશે હંમેશ સંકળાયેલું રહ્યું છે. 'એબેકસ'માં એથી વિશેષ એવા નિર્ભય, નવા પ્રયાણોની ક્ષિતિજો ખુલે છે.

જાહેર અને ખાનગી ક્ષેત્રોના સહયોગ વડે શહેરમાં પરિસર શિલ્પો સ્થાપવામાં વડોદરા અગ્રેસર રહ્યું છે. 'એબેકસ' જેવું સુયોગ્ય શિલ્પ-સ્મારક શહેરને સમર્પિત કરીને ટ્રાન્સપેક્સ સીલોકસ ઇન્ડસ્ટ્રી લિમિટેડ કંપનીએ એ પરંપરામાં મૂલ્યવાન પ્રદાન કર્યું છે.

## સન્નિધિ

છઠ્ઠી સપ્ટેમ્બરે સુરેશ જોષીની પુણ્યતિથિ નિમિત્તે વડોદરામાં 'સન્નિધિ'ની આઠમી બેઠકનું આયોજન વિચારાયું હતું, પરંતુ સૌને અનુકૂળતા રહે એટલા માટે રવિવાર, બારમી સપ્ટેમ્બરે સુરેશ જોષી પરિવારના આમંત્રણથી બધા મિત્રો ઋચા શૈલેશ વૈદ્યને ત્યાં ભેગા થયા હતા. આ પ્રસંગે ગુલામમોહમ્મદ શેખ, રાજેન્દ્ર નાણાવટી, જયદેવ શુક્લ, પ્રતીક્ષા બ્રહ્મભટ્ટ, રાજેશ-મમતા પંડ્યા, કિશોર વ્યાસ, મણિલાલ પટેલ, મીનળ દવે, શિરીષ-ચંદ્રિકા-યુયુત્સુ-વિરલ, ઉષા જોષી, પ્રણવ-સુરભિ જોષી, ઋચા-શૈલેશ વૈદ્ય હાજર રહ્યા હતા.

બેઠકના પૂર્વાર્ધમાં સુરેશ જોષીના અવાજમાં સૌએ તેમના નિબંધ, કવિતા, વાર્તા, વિવેચનમાંથી કેટલીક ચૂંટેલી રચનાઓ સાંભળી. સર્જકના અવાજમાં રજૂ થતી રચનાઓ કેટલીક દુર્બોધતાઓને ગાળી નાખે છે એનો એક વધુ અનુભવ સૌને થયો. સુરેશ જોષી પૂરા સમજાયા નહીં એ કારણે કેટલાક અપ્રસ્તુત મુદ્દાઓ ચર્ચાતા થયા એની વાત શિરીષ પંચાલે કરી. સૌથી મોટો આક્ષેપ સુરેશ જોષી સામે એ કરવામાં આવ્યો કે તેઓ પશ્ચિમનું અનુકરણ કરે છે. પરંતુ સુરેશ જોષીના નિબંધો અને ટૂંકી વાર્તાઓ જો ધ્યાનથી વાંચવામાં આવે તો તેઓની સામેનો એ આક્ષેપ ટકી નહીં શકે. હા, તેમણે પોતે કહ્યું છે એ પ્રમાણે પરંપરાગત ભારતીય જીવનવિચારણા-કર્મફલના સિદ્ધાંતો અને માનવીય કર્તૃત્વ ઉપર અનેક ગણો ભાર મૂકતી અસ્તિત્વવાદી વિચારણા – આ બેએ તેમના ચિત્તમાં એક મોટો સંઘર્ષ પ્રગટાવ્યો અને એ સંઘર્ષ એમના સર્જનમાં જોવા મળે છે. ગુજરાતી વિવેચન એક રીતે સુરેશ જોષીના કિસ્સામાં તો અનુદાર રહ્યું જ હતું. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, યશવંત શુક્લ જેવા 'જનાન્તિકે' વિશે લખી શક્યા ન હતા, એનાથી ઊતરતી કક્ષાના સાહિત્ય વિશે તેઓ ખૂબ જ ઉમળકાથી લખી બેઠા હતા. 'અપિ ચ'ની એક પ્રત સુરેશ જોષીએ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને મોકલી હતી. પ્રત્યુત્તર રૂપે મુરબ્બીએ કૈંક આવું લખ્યું હતું : મને તો 'વરપ્રાપ્તિ' ગમી. તમે કહેશો કે એનો ઢાંચો પરંપરાગત હતો એટલે ગમી. અને આવું રૂડુંરૂપાળું ગદ્ય આ પ્રકારની વાર્તાઓ લખીને શા માટે વેડફી નાખો છો. એની સામે મનુભાઈ પંચોળી ખૂબ જ આત્મીયતાથી

સુરેશભાઈ સાથે સંબંધ રાખતા હતા, સુરેશભાઈએ એમની નવલકથાઓની આકરી ટીકા કરી હોવા છતાં.

એ સમયે ૬૦-૬૧ના ગાળામાં – ભોગીલાલ ગાંધીને ત્યાં રામજી મંદિરની પોળમાં ગુલામમોહમ્મદ શેખ, પ્રબોધ ચોક્સી, સુરેશ જોષી, ગાંધી દંપતી, સુરેશભાઈ-ઉષાબહેન નિયમિત રીતે મળતા હતા. વચ્ચે વચ્ચે ડૉ. મધુકર શાહ પણ આવતા. સુરેશભાઈએ પાછળથી એ દિવસોની સ્મૃતિને ખૂબ જ ઉષ્માપૂર્વક યાદ કરીને કહ્યું હતું કે ક્યારેક તો અમે ચૂપ થઈ જતા અને વાદવિવાદ શેખ અને પ્રબોધભાઈ વચ્ચે જ ચાલતો.

ગુલામમોહમ્મદ શેખે દુર્બોધતા અંગેની કેટલીક ચર્ચાઓને બિનપાયાદાર લેખી. સર્જકના પોતાના અવાજમાં જ્યારે આપણે એ કૃતિઓને સાંભળીએ છીએ ત્યારે ઘણું બધું વધારે સ્પષ્ટ થતું હોય છે. આધુનિકતાના એ છઠ્ઠા દાયકામાં અઢળક ઉપલબ્ધિઓ થઈ, જોકે તે સમયે યુરોપમાં જે રચાઈ રહ્યું હતું એ કંઈ આપણી પાસે આવ્યું ન હતું. પણ જે આવ્યું – તેમાંય કેટલાક અનુવાદો મૂળ સમેત આવ્યા, અનુવાદમાં ન ઝીલાયેલાનો જ્યારે ખ્યાલ આવે ત્યારે કેટલાંક સર્જન સાથે આત્મીયતાનો નાતો બંધાયો.

ભોજન પછી બીજી બેઠકમાં મણિલાલ પટેલ અને કિશોર વ્યાસે સાહિત્યના શિક્ષણ વિશે પોતાનાં લખાણો વાંચ્યાં. એને લગતી ચર્ચામાં મીનળ દવે, સમીર ભટ્ટ, રાજેશ પંડ્યા, રાજેન્દ્ર નાણાવટીએ ચર્ચામાં ભાગ લીધો.

શિરીષ પંચાલે ગુજરાતી સાહિત્યકારમાં રાજકીય સભાનતાની ઓછપ અંગે ટકોર કરી હતી. સાહિત્યની સ્વાયત્તતાવાદી વિચારણાઓના સમયમાં સાહિત્યકારને અંતર્મુખ થઈ રહેવું પરવડ્યું પણ આપણા સમયમાં હવે એ પરવડે એમ નથી, ૧૯૭૭માં કટોકટી લદાઈ ત્યારે 'અનુશાસન' શબ્દ પ્રચલિત થયો હતો અને ૨૦૦૨માં કોમી તોફાનોના સંદર્ભે 'રાજધર્મ' શબ્દ પ્રચલિત થયો હતો. આ બંને શબ્દપ્રયોગો મહાભારતમાંથી લેવામાં આવ્યા હતા. ગુજરાતી ભાષામાં આ બંનેને નિમિત્તે મહાભારતમાં કેવી ચર્ચા આકારિત થઈ હતી તેની નોંધ લેવાવી જોઈતી હતી. ભીષ્મ અને અન્ય ઋષિઓએ દૃષ્ટાંત કથાઓની સાથે સાથે રાજધર્મની જે ભૂમિકા રજૂ કરી એમાંની ઘણી વાતો પ્રસ્તુત સંદર્ભમાં પણ લાગુ પડે એવી છે. સરયૂ નદીમાં

નગરનાં બાળકોને રમત ખાતર ડુબાડી દેતા રાજકુમારને સગર રાજાએ દેશવટો આપ્યાનું દૃષ્ટાંત મહાભારતકાર ટાંકે છે, ઋજ્રાસ્વ નામના રાજકુમારે રાજ્યનાં ઘેટાં વરુને ફાડી ખાવા આપ્યાં એટલે તેના પિતાએ તેને આંધળો કરી નાખ્યાની વાત ઋગ્વેદમાં આવે છે. વળી, મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ રાજકારભાર વિશે કલાપીને પત્રો લખ્યા હતા, તેમાં ય ઉત્તમ રાજનીતિની ચર્ચા આવે છે. વાસ્તવમાં તો આવી બધી જાણકારી ગુજરાતી સર્જનવિવેચનમાં વધુ વ્યાપક બનવી જોઈએ અને તો જ સાહિત્યની કેટલીક નવી ક્ષિતિજો ઊઘડતી આવશે.

## સાંપ્રત પ્રવાહો / મણિલાલ હ.પટેલ

### સાહિત્ય અને સાહિત્યનું શિક્ષણજગત : એક દૃષ્ટિપાત

કલા અને જીવનમૂલ્યો તથા એના શિક્ષણ સંદર્ભે, સાચા અર્થમાં સક્રિય માણસોને પોતાના સમકાલીન સમાજ અને સાંપ્રત પરિસ્થિતિઓ સામે, ફરિયાદો ન હોય એવું ભાગ્યે જ બન્યું છે. નર્મદને તત્કાલીન સમાજ સાથે ફરિયાદો હતી – કેટલીક તો આજે ય એવી ને એવી જ છે –; એ પ્રારંભનો 'અર્વાચીનતાનો) ઉદયકાળ હોવાથી સમજી શકાય કે એમાં કદાચ પ્રજાનો એટલો વાંક નહિ હોય ! પણ ગાંધીયુગનાં વર્ષોમાં ઝવેરચંદ મેઘાણીએ સર્જન-વિવેચન-વાચન-શિક્ષણ તથા પ્રજાની (લેખકો સમેતની) બેદરકારી વિશે કરેલી ફરિયાદો – એમનાં એવાં લખાણો/ચર્ચાઓ – વાંચીએ છીએ ત્યારે આપણી મર્યાદાઓ અને દાયિત્વ વિશે આપણે પણ વિચારતા થઈ જઈએ છીએ. મેઘાણીની એ ફરિયાદો જાણે કે આપણા આજના સમયને વિશેષ લાગુ પડે છે – ને એ દુઃખદાયક છે. વિવેચનની બેજવાબદારી અને વાચનવિમુખતા વિશે એમણે જે વાતો કહેલી તે આજે વધારે વકરેલી માલુમ પડે છે. જરાક પાછા જઈને જોઈએ તો નવલરામે અને મણિલાલ નભુભાઈએ સમીક્ષા/અવલોકનો વિશે મૂકેલી વાતો (એક પ્રકારની ચેતવણીઓ છે.) આજે પણ એટલી જ પ્રસ્તુત છે.

સર્જન સ્વાયત્ત છે એ ખરું પણ એનું સંવર્ધન સામાજિક પર્યાવરણની

નિરામયતા ઉપર આધાર રાખે છે. આજે સમાજ પોતે જ ઊઠી જાગીને નિરામયતા માટે સંઘર્ષ કરે એવી જરૂર છે – પણ એવાં કશાં શુભચિહ્નો દેખાતાં નથી. સમાજમાં મૂલ્યો જ નહિ રોજેરોજના જીવનની બાબતે પણ ચારેતરફ અંધાધૂંધી અને બેજવાબદારી વર્તાય છે. એક તરફ ભૌતિક સગવડોને નામે વિજ્ઞાન જે કાંઈ કરી-લાવી આપે છે તે મેળવવાની હોડ છે પણ એને ઉચિત રીતે ભોગવી-જોગવી શકાય અને જીવતર તેજસ્વી બને એવું વાતાવરણ જ નથી વર્તાતું. આની વચાળે સંસ્કાર-સભ્યતાની પરંપરાઓ સામે પણ ખતરો ઊભો થયેલો પમાય છે. રાજકીય નેતાઓ, સાધુસંતો, સાહિત્યકારો અને એન.જી.ઓ. બધાં જ અસ્મિતા અને સાંસ્કૃતિક પરંપરાઓની વાતો કરે છે – એવા કાર્યક્રમો કરે છે પણ એની ખરી ખેવના થતી હોય અને થોડાંકેય સારાં પરિણામો આવતાં હોય એવું તો પ્રતીત થતું નથી. નકરો સ્વાર્થ, અનૈતિક રીતે મેળવાતું નાણું, મૂલ્યહીન સત્તા અને દાંભિક આચરણોની વચ્ચે સામાન્યજન જ નહિ; સમાજને બચાવી લેનારી, જીવનની ધોરી નસો સમી પરંપરાઓ પણ બાજુમાં હડસેલાતાં જાય છે... આ બધું ચિંતાપ્રેરક છે. અદ્યતન વિજ્ઞાનશોધોનો લાભ સાંસ્કૃતિક વિરાસતોને ગળે ટૂંપો દઈને તો નહિ જ લેવો જોઈએ. અસંતુલિત વિકાસે અને સમદૃષ્ટિના અભાવવાળા જીવનવ્યવહારે એનાં વરવાં રૂપો દેખાડવા માંડ્યાં છે ત્યારે માત્ર સર્જક નહિ; શિક્ષક, ઉદ્યોગપતિ, કર્મચારી સમેત અનેકોની સામાજિક નિસબત કારક રીતે સક્રિય થાય તે જરૂરી છે... મોટાભાગના શ્રમજીવીઓ, નાના કૃષિકારો તથા કેટલાક જવાબદાર કર્મચારીઓ કે ચિંતા સાથે સારું કામ કરતા થોડાક નાગરિકોની મથામણો હજી ચાલે છે – એને પ્રચંડ ટેકો મળે અને પરંપરાઓ સાથે નવી વાતોનો સુમેળ સાધનારા વિચારેઆચારે એકવાક્યતા જાળવનારા હજી જરા મોટેથી બોલે એ સમયનો તકાજો છે.

સાહિત્યકળાને ક્ષેત્રે પુનઃ મંદપ્રાણતા (અને મધ્યમતાની ઉપાસના) દેખાય છે. તો સાહિત્યના શિક્ષણનું ક્ષેત્ર કટોકટીમાંથી બહાર નીકળે એવાં કશાં ચિહ્નો પમાતાં નથી... તો ય – 'બધું સરસ સરસ ચાલે છે – ' એવો સૂર પ્રવર્તે છે. 'કામ કર્યા વિના જ દામ મેળવનારાઓ'-ને અહીં પણ પોતાનાં હિતો સાચવતાં આવડી ગયું છે. 'કાયદો છે પણ પાલન કરાતું નથી' –

એ ફરિયાદ સમાજની છે એમ શિક્ષણમાં ય નિયમો અને નિયમનો છે જ, પણ એની જરૂર હોવા છતાં પ્રન્યોગ કરાતો નથી. પરિણામે – 'નકામા ઘાસને પોષણ મળે છે અને મોલ પાતળો પડે છે –' એવો ઘાટ અહીં પણ રચાયો છે. જેની પાસે પગલાં ભરવાની સત્તા છે તેઓ, પોતાની સામે, સારું કરવા જતાં, વિરોધ થાય એવું ઇચ્છતા નથી – સૌને પોતાને મળેલી સત્તા તથા તેની અવધિ લંબાતાં રહે એમાં રસ છે – જે જવાબદારીઓ માટે પદ સોંપાયું છે તે ઉપાડીને 'અપ્રિય' થવાનું અહીં કોઈને ગમતું નથી. ...ને આપણા જેવા કેટલાય રાહ જુએ છે કે કોક તો જરૂર કંઈક કરશે. ક્યાંક કોઈક સારું કરનારો દૂષણો ખુલ્લાં પાડી કડક હાથે – નિયમ પ્રમાણે – કામ લે છે તો ઉપરની સત્તા એને બીજે ખસેડી દે છે – શેહ અને નાણાંથી ચાલતી સત્તા સચ્ચાઈને ભાળીને ભડકે છે... ને તરત ફતવાઓ બહાર પાડી પ્રજાની આંખે પાટા બંધાવે છે કે કોણીએ ગૉળ ચોપડીને પોતાના સ્વાર્થોમાં રમમાણ થઈ જાય છે. બધાં યુગપુરુષની રાહ જોતાં બેઠાં છે... ને એના અવતારની કશી સંભાવના છે જ નહિ.

આજે સર્જન અને વિવેચન વચ્ચે ખાઈ પડી ગઈ છે, સુમેળ તથા મનમેળ પણ નથી વર્તાતો. સાહિત્યનું વિવેચન જ જાણે અટકી ગયું છે. સર્જકે વિવેચકને પૂછી પૂછીને લખવાનું નથી હોતું એ ખરું પણ એના સર્જનને તાટસ્થ્યભર્યા સમભાવી નિરીક્ષણ-પરીક્ષણનો લાભ મળતો હોય તો એ અન્યો માટે ધડો લેવા જેવી વાત બની રહે છે. પણ એવી સમીક્ષાઓ(વિવેચના વગેરે) આજે તો દુર્લભ થતી જાય છે. સારી કૃતિઓ ઓછી રચાય છે એ કબૂલ, પણ એવી સારી કૃતિઓને જવાબદાર અને દૃષ્ટિવંત વિવેચનાનો લાભ પણ ભાગ્યે જ મળે છે. આની સામે નબળી રચનાઓની સમીક્ષામાં નિરાધાર પ્રશંસાઓ કરાતી રહે છે. સાહિત્યમાં જૂથબંધી તો જૂની વાત છે. જે તે જૂથે છેવટે તો સાહિત્યપદાર્થની ચિંતા કરવાની અને એને માટે ઉચિત વાતાવરણ રચવાની જવાબદારી ઉપાડવાની હોય છે, આવું થાય તો જૂથબંધી ભલે રહી. પણ નબળી કૃતિઓને 'પ્રમોટ' કરવી; એની ગળચટી સમીક્ષાઓ લખવી; એને નાનાંમોટાં પારિતોષિકોથી નવાજવી ને છેવટે અભ્યાસક્રમો સુધી લઈ જવી – જૂથબંધી આટલા માટે જ હોય તો તે એ દરેક જૂથને માટે ભયાનક

વસ્તુ છે. સાહિત્યિક સંસ્થાઓ પણ આવી જૂથબંધીને જાણેઅજાણે પોષે છે પરિણામે એમણે કરવાનાં અગત્યનાં સાહિત્યિક કાર્યો સાર્વત્રિક ભૂમિકાએથી થતાં નથી. એટલે આપણી સાહિત્ય સંસ્થાઓ સમાજ પર પોતાનો કશો પ્રભાવ ભાગ્યે જ પાડી શકી છે.

અભ્યાસો, સંશોધનો તથા પૂર્ણ કદનાં વિવેચનો; સળંગ અભ્યાસગ્રંથો અને ખરા અર્થમાં પુનર્મૂલ્યાંકનો કરનારા અભ્યાસી વિવેચકો-લેખકોની સંખ્યા ઘટતી ગઈ છે... એવા એકલદોકલ તેજસ્વી અપવાદો પણ મળતા નથી. કેટલાં બધાં સંપાદનો ઉપરછલ્લી પ્રાસ્તાવિક નોંધો સાથે પ્રકાશિત થાય છે ! ખરા અર્થમાં પ્રતિનિધિ કૃતિઓ તથા પૂર્ણ કદના અભ્યાસલેખો, કર્તાકૃતિના ઉચિત પરિચયો સાથે પ્રગટ થનારાં અને નિશ્ચિત ઉદ્દેશ્યને પાર પાડનારાં સમ્પાદનો ઓછાં જ મળે છે. પોતાનાંને સમ્પાદન સોંપવું અને કૃતિઓ પણ બહુધા નિજવર્તુળની સમાવવી, અથવા ઉત્તમ કૃતિઓના આગ્રહને બદલે બાંધછોડ કરવાનાં વલણો પ્રત્યેય આંખમીંચામણાં કરવાં – આ બધી બાબતો ચારે તરફ ગંધાય છે. આમાં નવા અભ્યાસીઓ, જો સોઈઝાટકીને કહેતા થયા હોય છે તો, એમને તડકે નાખવાની પેરવીઓ પણ થતી રહે છે. આપણી સાહિત્યસંસ્થાઓએ કોની કોની કેટલી ને કેવી કૃતિઓ (વિવેચનો-સમ્પાદનો સમેત) પ્રગટ કરી-કરાવી છે તે તથા કોને કેટલાં સમ્પાદનો શા માટે સોંપાયાં અને એ બધાં કેવાં બન્યાં છે એ ચકાસવા જેવું છે. જો કે – આ બધું દીવા જેવું સ્પષ્ટ છે – છતાં એનો ચાર્ટ પ્રગટ કરવાથી આપણી વાતને સમર્થન મળશે.

ટૂંકી વાર્તા સ્થિત્યંતર સાધીને કૈંક સ્થિર થઈ ખરી પણ હવે એમાં પણ સ્થગિતતા, પુનરાવર્તનો અને મંદપ્રાણતાનો અનુભવ થાય છે. નીવડેલા કવિઓ પણ ગતાનુગતિક લખતા રહે છે એ ખરું પણ કેટલીક સારી રચનાઓ એમની પાસેથી જ મળતી રહે છે. કવિતાક્ષેત્રે કોઈ નૂતન ઉન્મેષ છેલ્લા દશકાથી ભાગ્યે જ વર્તાયો છે. નવી કલમો પાસેથી ક્યાંક પંક્તિઓ કે એકાદ બે સંતર્પક રચના મળે છે એટલું નોંધીએ. ગઝલના ઉકરડાઓ ગંધાય છે પણ એમાં રાચનારા તો ગમે તે કક્ષાએ ઊતરીને સમાધાન કરી રહ્યા છે. ગીતોમાં ક્યાંક નવતા ભળાઈ જાય છે... નિબંધને પગે પાણી ઊતર્યાં છે

– હવે એમાં ય એની એ જ કલમોનો એ જ વ્યાપાર પમાય છે. નિબંધોમાં ગ્રામચેતના જરા જુદી રીતે મૂકવાના એકબે પ્રયત્નોને જરાક આશ્વાસક ગણવા હોય તો ગણાવી શકાય... બાકી એમાં ય સપાટ બયાની પજવે છે. સાંપ્રત સમસ્યાઓને લઈને રચાયેલી મોટી નવલકથા કે સારું નાટક આપણને છેલ્લાં કેટલાંક વર્ષોથી નથી મળ્યાં... વ્યતીત અને ઈતિહાસ, ગામડું કે વનવાસીઓમાં કેટલાંક જવા મથ્યાં છે પણ પરિણામો મધ્યમ કક્ષાનાં જ આવ્યાં છે. વિવેચને આ બધાંની પૂરી ખાંખતથી ખબર લીધી નથી. જો કે ખબર તો ઘણાંને પડે છે પણ ઘણા બધા બોલવા-લખવાનું ટાળે છે. સર્જન અને વિવેચન બંને માટે આ વલણ તંદુરસ્ત તો નથી જ નથી.

દલિત સાહિત્ય ક્ષેત્રે પણ પ્રારંભિક વર્ષોનાં થોડાંક સારાં પરિણામો પછી નવાં પરિમાણો રચાયાં નથી. સૌથી વધારે ચિંતાજનક તો એ છે કે આપણું વિવેચન દલિતસાહિત્યને પણ કલાસૌંદર્યના માનદંડોથી મૂલવવા માગે છે – હઠ પણ કરે છે. દલિત લેખકોમાંના ઘણાંને દલિત સાહિત્યની ભૂમિકા હેતુ તથા સ્વરૂપ – વગેરેનો ખ્યાલ નથી – એમાંથી કેટલાકને કળાવાદનો દેખાડો કરતાં ફાવે છે. સામાજિક પ્રતિબદ્ધતા આપણા સર્જકને હજી આવડતી-ફાવતી નથી... ભૂકંપ પછી એને વિશે તરત લખાયેલું આપણું મોટાભાગનું સાહિત્ય 'આફ્ટરશૉક' જેટલું ય જીવંત નથી રહ્યું. વાસ્તવને, એની સમસ્યાઓને, સાહિત્યિક ગુણવત્તા સાચવીને આલેખવાનો પડકાર હજી ઉપાડવો બાકી જ છે. કેટલાક સર્જકોની એકલદોકલ કૃતિઓમાં એવાં વલણો પમાય છે ત્યારે વળી સારું લાગે છે. નારીસંવેદના અને નારીવાદી અભિગમથી કેટલીક વાર્તાઓ સફળ રીતે રચાઈ છે એ જમા પાસું નોંધવા જેવું તો છે જ.

ભાષાસાહિત્યનું શિક્ષણ મૃતઃપ્રાય થતું જાય છે. અપવાદરૂપ કેટલાંક કેન્દ્રોમાં થોડાંક વિદ્યાર્થી ભાઈબ્હેનો ખરા અર્થમાં રસરુચિ દાખવે છે અને સક્રિય છે. એમને પ્રેરનારા એમના કોઈક કોઈક અધ્યાપકોમાં હજી નિસબત અનુભવાય છે. આવાં કેન્દ્રોમાં વિદ્યાર્થીઓ સંદર્ભો સમેત વાંચે છે; જાતે લેખો/નોંધો કરે છે. વક્તવ્યો આપે છે ને કાર્યક્રમોનું આયોજન તથા સંચાલન પણ જાતે જ કરે છે. વાચનશિબિરો અને અભ્યાસશિબિરો થાય છે... છેલ્લા દાયકા દોઢ દાયકામાં નીમાયેલા આપણા અધ્યાપકોમાંથી મોટા ભાગના બધી

રીતે કાચા, નબળા અને બેદરકાર માલુમ પડ્યા છે. એમના કરતાં ઉક્ત વિદ્યાર્થીઓ સારું કામ કરે છે. આ અધ્યાપકોને નિમણૂક આપવામાં – પસંદ કરવામાં આપણા સિનિયરો જ હતા... એમાંથી ઘણા હવે નિવૃત્ત થઈને ટીકાઓ કરે છે... પરિસ્થિતિ નિરાશ કરી મૂકે એવી છે; આગળ ઉલ્લેખ્યાં તેવાં કેન્દ્રોમાં સારું કામ થાય છે પણ સેંકડો શાળાકૉલેજોમાં કામ કરતાં શિક્ષકો-અધ્યાપકોને સાચાં વાક્યો, અરજી, અહેવાલ કે નિમંત્રણપત્રો પણ લખતાં નથી આવડતું. સાહિત્યપદાર્થની તો મા મૂઈ ! પરંતુ એમની પાસે તો યુગ-કર્તા-કૃતિ-સામયિકો-પરિભાષા-સ્વરૂપો : કશાની સમજ નથી; અરે ! પ્રાથમિક માહિતી પણ નથી. વિષયની વાતે એ વિદ્યાર્થીઓથી પણ નબળા પડેલા છે.

આપણા મોટા ભાગના અધ્યાપકોએ –

- વાંચવાનું, સામયિકો તથા પુસ્તકો વસાવવાનું બંધ કર્યું છે.
- સજ્જતા શિબિરોમાં એ ભાગ લેતા નથી; પરિસંવાદોમાં જોડાતા નથી. અરે, જવાબ લખતા જ નથી.
- ગાઈડો અને જૂની નોટોને આધારે એ 'વર્ગો ચલાવે' છે.
- એમને ગુજરાતી ભાષા તથા સાહિત્યની ભાગ્યે જ પડી છે. એમને આ બાબતે કશી ફિકર-ચિંતાય જણાતી નથી.
- પરીક્ષાઓમાં એ ઘાલમેલ કરે છે. વાંચ્યા વિના ઉત્તરવહીઓ જુએ છે ને Zeroના અધિકારીને પ્રથમ વર્ગ આપે છે.
- આસ્વાદાત્મક લખાણો, પાઠપેરે થોડી ઝાઝી ઉઠાંતરી કરીને આ લોકો Ph.D. થાય છે... સૌને મોજ મઝા છે. પગાર મોટો છે.

ભાષાસાહિત્યના નબળા પડતા શિક્ષણને સન્નિધાન અને રિફ્રેશર કોર્સ પણ ખાસ બચાવી શક્યાં નથી. હા, પાંચ પંદરમાં સક્રિયતા રોપી શકાઈ છે. સારી સામગ્રી અપાઈ છે. પણ એ ય ઉપયોગમાં નથી લેતા. 'મેજર ઓપરેશન' વિના તંદુરસ્તી હવે શક્ય નથી. બધાં ક્ષેત્રોમાં વાઢકાપ કરી ઉગારનારા બીજા ગ્રહો પરથી આવે એની વાટ જોવાય છે.

– હવે એમાં ય એની એ જ કલમોનો એ જ વ્યાપાર પમાય છે. નિબંધોમાં ગ્રામચેતના જરા જુદી રીતે મૂકવાના એકબે પ્રયત્નોને જરાક આશ્વાસક, ગણનીય હોય તો ગણાવી શકાય... બાકી એમાં ય સપાટ બયાની પજવે છે. સાંપ્રત સમસ્યાઓને લઈને રચાયેલી મોટી નવલકથા કે સારું નાટક આપણને છેલ્લાં કેટલાંક વર્ષોથી નથી મળ્યાં... વ્યતીત અને ઈતિહાસ, ગામડું કે વનવાસીઓમાં કેટલાંક જવા મથ્યાં છે પણ પરિણામો મધ્યમ કક્ષાનાં જ આવ્યાં છે. વિવેચને આ બધાંની પૂરી ખાંખતથી ખબર લીધી નથી. જો કે ખબર તો ઘણાંને પડે છે પણ ઘણા બધા બોલવા-લખવાનું ટાળે છે. સર્જન અને વિવેચન બંને માટે આ વલણ તંદુરસ્ત તો નથી જ નથી.

દલિત સાહિત્ય ક્ષેત્રે પણ પ્રારંભિક વર્ષોનાં થોડાંક સારાં પરિણામો પછી નવાં પરિમાણો રચાયાં નથી. સૌથી વધારે ચિંતાજનક તો એ છે કે આપણું વિવેચન દલિતસાહિત્યને પણ કલાસૌંદર્યના માનદંડોથી મૂલવવા માગે છે – હઠ પણ કરે છે. દલિત લેખકોમાંના ઘણાંને દલિત સાહિત્યની ભૂમિકા હેતુ તથા સ્વરૂપ – વગેરેનો ખ્યાલ નથી – એમાંથી કેટલાકને કળાવાદનો દેખાડો કરતાં ફાવે છે. સામાજિક પ્રતિબદ્ધતા આપણા સર્જકને હજી આવડતી-ફાવતી નથી... ભૂકંપ પછી એને વિશે તરત લખાયેલું આપણું મોટાભાગનું સાહિત્ય 'આફટરશોક' જેટલું ય જીવંત નથી રહ્યું. વાસ્તવને, એની સમસ્યાઓને, સાહિત્યિક ગુણવત્તા સાચવીને આલેખવાનો પડકાર હજી ઉપાડવો બાકી જ છે. કેટલાક સર્જકોની એકલદોકલ કૃતિઓમાં એવાં વલણો પમાય છે ત્યારે વળી સારું લાગે છે. નારીસંવેદના અને નારીવાદી અભિગમથી કેટલીક વાર્તાઓ સફળ રીતે રચાઈ છે એ જમા પાસું નોંધવા જેવું તો છે જ.

ભાષાસાહિત્યનું શિક્ષણ મૃતઃપ્રાય થતું જાય છે. અપવાદરૂપ કેટલાંક કેન્દ્રોમાં થોડાંક વિદ્યાર્થી ભાઈબ્હેનો ખરા અર્થમાં રસરુચિ દાખવે છે અને સક્રિય છે. એમને પ્રેરનારા એમના કોઈક કોઈક અધ્યાપકોમાં હજી નિસબત અનુભવાય છે. આવાં કેન્દ્રોમાં વિદ્યાર્થીઓ સંદર્ભો સમેત વાંચે છે; જાતે લેખો/નોંધો કરે છે. વક્તવ્યો આપે છે ને કાર્યક્રમોનું આયોજન તથા સંચાલન પણ જાતે જ કરે છે. વાચનશિબિરો અને અભ્યાસશિબિરો થાય છે... છેલ્લા દાયકા દોઢ દાયકામાં નીમાયેલા આપણા અધ્યાપકોમાંથી મોટા ભાગના બધી

રીતે કાચા, નબળા અને બેદરકાર માલુમ પડ્યા છે. એમના કરતાં ઉક્ત વિદ્યાર્થીઓ સારું કામ કરે છે. આ અધ્યાપકોને નિમણૂંક આપવામાં – પસંદ કરવામાં આપણા સિનિયરો જ હતા... એમાંથી ઘણા હવે નિવૃત્ત થઈને ટીકાઓ કરે છે... પરિસ્થિતિ નિરાશ કરી મૂકે એવી છે; આગળ ઉલ્લેખ્યાં તેવાં કેન્દ્રોમાં સારું કામ થાય છે પણ સેંકડો શાળાકૉલેજોમાં કામ કરતાં શિક્ષકો-અધ્યાપકોને સાચાં વાક્યો, અરજી, અહેવાલ કે નિમંત્રણપત્રો પણ લખતાં નથી આવડતું. સાહિત્યપદાર્થની તો મા મૂઈ ! પરંતુ એમની પાસે તો યુગ-કર્તા-કૃતિ-સામયિકો-પરિભાષા-સ્વરૂપો : કશાની સમજ નથી; અરે ! પ્રાથમિક માહિતી પણ નથી. વિષયની વાતે એ વિદ્યાર્થીઓથી પણ નબળા પડેલા છે.

આપણા મોટા ભાગના અધ્યાપકોએ –

- વાંચવાનું, સામયિકો તથા પુસ્તકો વસાવવાનું બંધ કર્યું છે.
- સજ્જતા શિબિરોમાં એ ભાગ લેતા નથી; પરિસંવાદોમાં જોડાતા નથી. અરે, જવાબ લખતા જ નથી.
- ગાઈડો અને જૂની નોટોને આધારે એ 'વર્ગો ચલાવે' છે.
- એમને ગુજરાતી ભાષા તથા સાહિત્યની ભાગ્યે જ પડી છે. એમને આ બાબતે કશી ફિકર-ચિંતાય જણાતી નથી.
- પરીક્ષાઓમાં એ ઘાલમેલ કરે છે. વાંચ્યા વિના ઉત્તરવહીઓ જુએ છે ને Zeroના અધિકારીને પ્રથમ વર્ગ આપે છે.
- આસ્વાદાત્મક લખાણો, પાઠપેરે થોડી ઝાઝી ઉઠાંતરી કરીને આ લોકો Ph.D. થાય છે... સૌને મોજ મઝા છે. પગાર મોટો છે.

ભાષાસાહિત્યના નબળા પડતા શિક્ષણને સન્નિધાન અને રિફ્રેશર કોર્સ પણ ખાસ બચાવી શક્યાં નથી. હા, પાંચ પંદરમાં સક્રિયતા રોપી શકાઈ છે. સારી સામગ્રી અપાઈ છે. પણ એ ય ઉપયોગમાં નથી લેતા. 'મેજર ઓપરેશન' વિના તંદુરસ્તી હવે શક્ય નથી. બધાં ક્ષેત્રોમાં વાઢકાપ કરી ઉગારનારા બીજા ગ્રહો પરથી આવે એની વાટ જોવાય છે.

સાંપ્રત સાહિત્યની ચર્ચાઓમાં સુરેશભાઈ જેવા સર્વતોભદ્ર સર્જક-વિવેચકને આપણે સતત યાદ કર્યા કરીએ છીએ. એ વિરલ પ્રતિભાએ વિરોધની વચ્ચે પણ 'તત્ તુ સમન્વયાત' જેવો આદર્શ ધર્યો જેના અભાવની પ્રતીતિ ક્યારેક તો તીવ્રપણે થાય. સંપાદનો, પરિસંવાદો, ગ્રંથયોજનાઓ, સરકારી અનુદાન પ્રેરિત પુસ્તક પ્રકાશનો તેમ વરસોવરસ જાહેર થતા પુરસ્કારો-ચંદ્રકો જેવા સાહિત્યની આબોહવાને ઘડનારા મુદ્દાઓ વિશે મુખોમખ વાદ-વિવાદો લંબાતા રહે છે પરંતુ આ શબ્દો લિખિતરૂપે આવી ઊહાપોહ જગવવા સુધી જઈ શકતા નથી. તમામ સ્થિતિનો મૂંગા મોંએ સ્વીકાર કરવાની, સ્વકીય પ્રવૃત્તિઓથી દૂર ન જોવાની વૃત્તિને લીધે ચૈતન્યનો જે સંચાર થવો જોઈએ, જે ધાક વરતાવી જોઈએ એ નથી. બધી જ બાબતોમાં સંતોષી બની રહેવાથી સદા સુખી રહી શકાય પણ સમાજને અને પરંપરાને તો મોટું નુકસાન જાય.

મિત્ર બાબુ સુથારને પશ્ચિમના અભ્યાસવલણો ક્યાં પ્રકારના છે એવું પૂછતાં એમણે ત્યાં થઈ રહેલા દીર્ઘપટના અભ્યાસોની જાણે કે એક સૂચિ જ મોકલી આપી હતી. સમાજશાસ્ત્રના અભિગમમાં પાયાનું કામ કરનારા ફ્રેન્ચ ફિલસૂફ બોર્દયુની વાત એમણે લખેલી. બોર્દયુ મ્યુઝિયમમાં કયું ચિત્ર મૂકાવું જોઈએ અને કયું નહીં એનો નિર્ણય અને કોની વાર્તા પ્રગટ કરવી અને કોની નહીં એ બંને પ્રશ્નોને ફિલ્ડ ઓફ કલ્ચરલ પ્રોડક્શન રૂપે ઘટાવે છે. 'ડિસ્ટીંક્શન', 'ધ ટુલ્સ ઓફ આર્ટસ્', 'લેંગ્વેજ એન્ડ સિમ્બોલીક પાવર', 'ફ્રી એક્સચેન્જ' જેવા અભ્યાસો આપણને દોરવણી આપી શકે. એક અમેરિકને આપણા 'સંસ્કૃતિ' સામયિક પર ડીઝર્ટેશન્ કર્યું છે. જ્યારે આપણા અભ્યાસો રૂઢ માળખાથી ઊફરા ચાલવાનો ઉત્સાહ દર્શાવી શકતા ન હોય એવું જણાય છે. યુરોપીયન સંરચનાવાદમાં જેનેત્તે પેરાટેક્સની વિભાવનાના ઉપક્રમે મૂળ કૃતિ નહિ પણ એની આસપાસની કૃતિનો મહિમા કર્યો છે. પુસ્તકો કોને અર્પણ કરવામાં આવે છે ? કઈ રીતે અર્પણ કરવામાં આવે છે ? અર્પણનું રાજકારણ શું છે ? મુખપૃષ્ઠ કોની પાસે દોરાવવામાં આવે છે ? પુસ્તકની પ્રસ્તાવનાઓ કોની પાસે લખાવવામાં આવે છે આ અને

આવું ઘણું બધું પેરાટેક્સમાં જાય. એની સંરચના, એનું સાંસ્કૃતિક મૂલ્ય, એની પાછળનું રાજકારણ વગેરે સંશોધનનો વિષય બને. એકલદોકલ અભ્યાસને બાદ કરતા મૂળથી જ કૃતિ-કવિને તપાસનાર, મધ્યકાલીન-અર્વાચીન સમયનાં સળંગ અભ્યાસો પણ સતત થતા રહેવા જોઈએ પરંતુ એવા સઘન અભ્યાસને માટે તરેહ તરેહની સૂચિઓ હાથવગી જોઈએ. કોશ સાહિત્યના અઢળક નમૂનાઓ જોઈએ. આ પ્રકારની પાયાની સામગ્રીને તૈયાર કરવામાં આપણે ઝાઝાં સફળ થયા નથી પરિણામ એ આવ્યું છે કે લાંબા અભ્યાસોને બદલે એકાદ તરંગબુટ્ટાને વહેતો મૂકનારા ટૂંકા લેખોનો આગ્રહ વ્યક્ત થવા લાગ્યો છે. આપણું સંશોધન-વિવેચન 'લાયબ્રેરી વર્ક'માંથી 'ટેબલવર્ક'માં ફેરવાઈ ગયું હોય એવો અનુભવ થાય છે. પ્રભુના પ્રાસાદને નિરખવાની તત્પરતાને બદલે એનો નકશો જોઈ સૌ રાજીરાજી હોય એવી સ્થિતિ પ્રવર્તે છે.

ભાષાસાહિત્યના શિક્ષણમાં અચાનક આવી ચઢેલા વિદ્યાર્થીઓનો મબલક હિલોળ ગાઈડોના વાયરે પોતાની સફર માંડતો દેખાય છે. જયંત કોઠારી જેવા મિત્રોનો અભ્યાસલક્ષી પુસ્તકો તૈયાર કરવાનો પ્રયત્ન કોઈની નજરમાં આવ્યો જણાતો નથી. અભ્યાસક્રમમાં સૂચિત થયેલાં પુસ્તકોને પડતર કિંમતે આપવાને બદલે દોઢગણો ભાવ વસૂલાતો હોય ત્યારે વિદ્યાર્થી સહેલો રસ્તો જ પસંદ શા માટે ન કરે ? પરિણામે ન તો કૃતિના સઘન અભ્યાસની દૃષ્ટિ સાંપડે છે કે ન તો સાહિત્યકૃતિ માટે વિદ્યાર્થીઓને ભાવ જાગવાના કોઈ સંજોગો ઊભા થાય છે. વાચકના રસ, રુચિ ઘડતરની વાત આમ જ કોરાણે રહી જાય છે. એમાં વિદ્યાર્થી પણ બાપડો બિચારો શું કરે ? અધ્યયન, અધ્યાપન માટે મથનારાં, સતત નવી દિશાઓ તરફ નજર માંડનારા અધ્યાપકો જ ઓછાં થતાં ગયા હોય. વિદ્યાતેજ જેવી કોઈ ખપજોગી વસ છે એ વિસરાતું ચાલ્યું હોય ત્યાં 'ભોમિયા વિના ડુંગરા ભમવા તે શી રીતે ?' યુ. અનંતમૂર્તિએ કેટલાક સમય પહેલા શું દેશી ભાષાઓનું કોઈ ભવિષ્ય નથી ? જેવો સવાલ કરેલો. દેશી ભાષાનું ભવિષ્ય એકલદોકલ સર્જકના હાથમાં ન હોઈ શકે. એ વારસાને યથાતથ જાળવવા અને સંવર્ધિત કરવા સહિયારો પુરુષાર્થ જોઈએ. ભાષા પરત્વેનો અનર્ગળ પ્રેમ જ્યાં સુધી જાગે નહીં ત્યાં સુધી એ શક્ય ન

ભાષા પરત્વેનો આ પ્રેમ એટલે આપણી ભાષાનાં ઉત્તમને વાંચવું પ્રશિષ્ટ કૃતિઓના વિધવિધ અભ્યાસ પ્રતિ દોરવણી આપવી. કેવળ પરિસંવાદો, વ્યાખ્યાનો યોજવા એમ નહીં પણ ભાષામાં થતાં પ્રત્યેક નોંધપાત્ર કામોને પ્રથમ પંક્તિમાં લાવી બેસાડવાં ને એવાં કામોની સતત જિકર કય કરવી એ છે. તો કદાચ, ભાષાસાહિત્યનો વિદ્યાર્થી ને અધ્યાપક શ્રવણ કીર્તનની સોડ છોડી ધ્યાન તરફ પણ દોરાય.

આપણી ભાષામાં પ્રકટ થતાં, ત્રીસેક જેટલાં સામયિકોમાં દર માસે ઠલવાતી હજારેક પૃષ્ઠોની સામગ્રી, દર વર્ષે આપણી ભાષામાં પ્રકટ થત ચારસોથી યે વધુ પુસ્તકોની રાશિ વચ્ચે મધ્યકાળનાં સંશોધનો, લોકસાહિત્ કે ભાષાશાસ્ત્રના અભ્યાસો કેટલી ઓછી માત્રામાં જોવા મળે છે ? આવ લખાણો મેળવવા તેમ એ દિશાના કામમાં તો ધૂળધોયાનો ધંધો કરવો રહે મેઘાણીના શબ્દોમાં કહું તો સાહિત્યક્ષેત્રના મજૂર થવું પડે. સામાન્ય કક્ષાના લખાણોને મળતી ગયેલી સ્વીકૃતિને કારણે કાળબળની સામે ટકી રહે એવાં લખાણોની નિષ્ફળતાનો સંતાપ આકરા વિવેચનનો ઘસરકોય સહી ન શકે એવા આળાપણામાં ફેરવાયો છે ને એના લીધે દૂષિત ચર્ચાઓથી વાતાવરણ અમથું અમથું ગાજ્યા કરે છે. સાંપ્રત તો ક્યારેય સુખાળવો નથી હોતો. એ હંમેશાં અજંપાભર્યો અને ફરિયાદોથી ભર્યોભર્યો જ હોવાનો પરંતુ એ અજંપો દેકારાની દશાને પામ્યા વિના આપણી અપૂર્ણતાને ચીંધતો રહે, આપણને જાગરણ કરાવતો રહે તો યે ઘણું.

---

## સૂચના

'સન્નિધિ'ની આગામી બેઠક દીવાળી પછીની કોઈક અનુકૂળ તારીખે મળશે અને એની જાણ મિત્રોને કરવામાં આવશે.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂ.૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂ.૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

આટાનો સૂરજ

રતિલાલ 'અનિલ'

સર્જનાત્મક નિબંધસંગ્રહ મૂલ્ય રૂ.૧૫૦/-

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો


કંકાવટી પ્રકાશન

૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી,

આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ, બમરોલી રોડ, ઉધના

સુરત-૩૯૪ ૨૧૦

સંવાદ પ્રકાશન

૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭

ફોન : (૦૨૬૫)૨૩૧ ૨૭ ૪૭

# કંકાવટી

નવેમ્બર, ૨૦૦૪

ક્વાસિમોદો
રાધેશ્યામ શર્મા
રમણીક અગ્રાવત
શિરીષ પંચાલ
ના. ગ. ગોરે
શરીફા વીજળીવાળા
ભદંત આનંદ કૌસલ્યાયન
યુયુત્સુ પંચાલ

આવરણ : કચ્છનું મોતીભરત

## દર્પણ / ક્વાસિમોદો

અનુવાદ : રાધેશ્યામ શર્મા

જોઈ લ્યો ! ઝાડથડ પર
ફણગા ફૂટે :
ઘાસ કરતાં અધિક હરિયાળા,
હૃદયશામક :
ખીણ ઉપર ઢળેલ થડ વરતાય
ક્યારનું ય મરી પરવારેલું.

બધું મને ચમત્કાર શું ભાસે;
વાદળાંનું વારિ હું
નીલવર્ણને પ્રતિબિમ્બતો આજે
નીકોમાં આકાશના ટુકડા
આ લીલાશ, ઝાડછાલને ફોડી નાખતા,
ગઈ રાતે પણ ત્યાં નહોતા.

જેક બેવાનના અંગ્રેજી અનુવાદના આધારે

## વંદન : શતાયુ પાબ્લો નેરુદાને / રમણીક અગ્રાવત (૧૯૦૪-૨૦૦૪)

કવિની ઉંમર કાળમાં સમાતી નથી
સમય તો આવે'ને જાય
દશકો, શતકો, સહસ્રાબ્દિઓ જીરવતા
ઘરડાખખ સમયને
સૌંદર્યો પિવડાવે કવિ.
એ રસોજ્જ્વલ ક્ષણોને ગળે વળગાડી
બેસી પડવાનું મન થાય
સર્વભક્ષી ભટ્કુ કાળને પણ
જીર્ણ શબ્દકોશોનાં પાનાંઓ ફાડી
ઉછળી પડે મૃત શબ્દો.
પોતાના સગાવેગને તીવ્રતાથી જીવતા કવિની
પુનર્નવા અંજલિથી બેઠા થાય શબ્દો.
આંધળી લાગણીનાં ઘોડાપૂર ખાળતો કવિ
શબ્દકોશને પાને પાને સ્ફુલિંગો વેરતો
નીકળી પડે અંતહીન વાણીમાં...
એને પગલે પગલે ફૂટે કૂંપળો
નવા સમયની.

ગુજરાતી ભાષાસાહિત્યના મહાન શિક્ષકોની પરંપરામાં આપ સૌના પ્રતિનિધિ બનીને અહીં ઊભા રહેવાનો પ્રયત્ન કરું છું ત્યારે હૃદય એકી સાથે ગરિમા અને અલ્પતાનો અનુભવ કરે છે. જવાહરલાલ નહેરુએ બે પ્રકારની વિરોધાભાસી હકીકતો ભારતના સંદર્ભે ટાંકી હતી, એકી સાથે ગાડું અને અણુવિદ્યુત. આજે હવે એનું અચરજ નથી થતું. એકવીસમી સદી આવા અનેક વિરોધાભાસોથી છલકાઈ જવાની છે. પરંતુ આપણને સૌને સ્પર્શી જાય એવો એક બીજો વિરોધાભાસ પણ છે, અને એના ઉપર વિચાર કરવાની અનિવાર્યતા સૌને વરતાવી જોઈએ – જો આપણે આપણું માનવ તરીકેનું ગરિમાપૂર્ણ વ્યક્તિત્વ ટકાવી રાખવા માગતા હોઈએ તો. અત્યાર સુધી વિજ્ઞાન-ટેક્નોલોજીનું ભારે વર્ચસ્ હતું, અત્યારે સમાજવિદ્યાઓનું વર્ચસ્ વધી રહ્યું છે. યુરોપ-અમેરિકામાં જે વિચારધારાઓ પ્રગટી તેને કારણે સર્જનાત્મકતાનું ગૌરવ અમુક અંશે ઓછું થયું હોય એમ લાગે છે. જોકે આપણે ત્યાં એ વિચારધારાઓનું વર્ચસ્ નથી, આખા ગુજરાતમાં એ બધાથી પરિચિત કેટલા ? માહિતીવિસ્ફોટના યુગમાં અને નવા નવા આવિષ્કારોની અનિવાર્યતાના સંદર્ભમાં વિજ્ઞાન-ટેકનોલોજીની અવગણના ન થઈ શકે, 'હિંદ સ્વરાજ' ગમે તેટલું વિચારોત્તેજક, આદર્શવાદી, ભાવનાવાદી પુસ્તક હોય તો પણ એને અનુસરવાનું આજે હવે જરાય શક્ય નથી. પરંતુ વિજ્ઞાન-સમાજવિદ્યાઓની સાથે સાથે માનવવિદ્યાઓની અવગણના ન કરી શકાય, માનવવિદ્યાઓ અને બધા જ પ્રકારના વિજ્ઞાન વચ્ચેના સંવાદ-વિસંવાદ સંઘર્ષમાંથી જગતને અને જાતને સમજવાની એક તક મળતી હોય છે. આમ તો જમાનાઓથી બધી જ વિદ્યાશાખાઓના મૂળમાં તત્ત્વજ્ઞાનને જોવામાં આવ્યું છે, એક જમાનામાં – ઓછામાં ઓછું ભારતમાં – ધર્મ, તત્ત્વજ્ઞાન અને સાહિત્ય એકાકાર હતા અને ત્યારે રચાયેલા સાહિત્યને આજે ય જ્યારે આપણે માણીએ છીએ ત્યારે આનંદથી સ્પંદિત થઈ જઈએ છીએ, અને એ આનંદ આપણને વિસ્તારે છે. આજે કદાચ ફરી એક સમય આવ્યો છે જ્યારે એક સાથે એ ત્રણેને પામવા ત્રિવિક્રમ બનવું પડે.

પરંતુ સાથે સાથે આત્મપરીક્ષણની પણ આ ઘડી છે. આપણે ધારો કે સાહિત્યસર્જકો નથી, સાહિત્યવિવેચકો નથી, આપણે માત્ર ભાવકો છીએ. સાહિત્યના આદર્શ શિક્ષક તરીકે નહીં, સાહિત્યના માત્ર શિક્ષક તરીકે સાહિત્ય સાથે તારામૈત્રક માણવાની જ આપણી તો નિયતિ છે. કંઈક સંજોગો જુદા ઊભા થયા, બધા પ્રકારના શિક્ષણનું વ્યાપારીકરણ થયું, સામે અનેક પ્રકારનાં પ્રલોભન – ઉર્વશી, રંભા, મેનકાને પણ બાજુએ મૂકે એવાં – સામે આવ્યાં. શોકમોહના અગ્નિ એ હતા, એટલે આપણે જે જે ધર્મ સંભાળવાના હતા તે બધા ભૂલતા ગયા. ધારો કે હું વિદ્યાર્થીઓને કવિતા ભણાવી રહ્યો છું અને એ કવિતા આ રીતે આરંભાતી હોય

મ્હોરી રૂહે છે તેજમાં કાંચનાર
તો મ્હેકે છે મધુર નિશિગંધા થકી અંધકાર.

પહેલી પંક્તિમાંથી જ બીજી પંક્તિ વિસ્તરે છે, ઘણી બધી રીતે. આપણા કવિ એટલે કે રાજેન્દ્ર શાહ આ વિસ્તૃતિ કેટકેટલી રીતે સિદ્ધ કરે છે ? હવે કોઈ શિક્ષક એમ કહ કે હું પહેલી પંક્તિમાં કયો છંદ પ્રયોજાયો છે એ ભૂલી ગયો છું. રસાયણવિજ્ઞાન ભણાવતો શિક્ષક સુરોખારના તેજાબનું સૂત્ર ભૂલી જાય તો ? ગણિતના શિક્ષકને એનથી આર સુધીની ભૂમિકાઓનું ભાન ન હોય તો એને પણ એ અજ્ઞાન ન પરવડે પરંતુ સાહિત્યનો શિક્ષક બીજી પંક્તિના મંદાક્રાંતામાં વિસ્તરતો પહેલી પંક્તિનો છંદ શાલિની છે એ ભૂલી જાય તો એ અજ્ઞાન કેમ પરવડે ? આમ તો કવિતામાંથી જીવન અને જગત પ્રત્યેની દિશાય ઊઘડવી જોઈએ. કાંચનાર જોવું જોઈએ, વિદ્યાર્થીઓને દેખાડવું જોઈએ. લગભગ દરેક ગામમાં કાંચનાર મળે જ. ફૂલોથી શોભી ઊઠતા કાંચનારને જોયા પછી પંક્તિનો મર્મ વધારે સમજાશે. આવું દર વખતે શક્ય ન બને. જેટલું શક્ય બને તેટલું કરી બતાવવું જોઈએ. પછી બીજા પ્રશ્નો આવશે. કવિએ કાંચનાર સાથે અંધકારને મૂકીને કેવા પ્રકારનો પ્રાસ મેળવ્યો ? કાંચનાર ફૂલમાં તો રંગોત્સવ છે, ગંધોત્સવ નથી, નિશિગંધામાં તો ગંધોત્સવ છે, એને અને આ દિવસરાતના પરિમાણને કોઈ સંબંધ ખરો કે ? બીજી પંક્તિના આરંભે આવતો 'તો' માત્ર છંદપૂરક છે કે એ વડે કવિ બીજું પણ કશુંક સિદ્ધ કરે છે ? પહેલી પંક્તિમાં કાંચનારને કોઈ વિશેષણ નથી અને

બીજી પંક્તિમાં નિશિગંધાની આગળ 'મધુર' વિશેષણ શા માટે મૂકવામાં આવ્યું છે ? આ અને આવા બીજા પ્રશ્નો મારે સાહિત્યના શિક્ષક તરીકે, ભાવક તરીકે જો પૂછવાના ન આવે તો મારે આતમખોજ કરવી પડે. વિજ્ઞાનટેક્નોલોજી, સમાજવિદ્યાના શિક્ષકોની જે બુદ્ધિમત્તા સરેરાશ હોય છે એનાથી વધારે નહીં તો એટલી તો કેળવવી પડે. હજુ એક ડગલું આગળ વધું ? સાહિત્યમાં તો સંવેદનાજગત, ભાવજગત અને વિચારજગતનો સમન્વય હોય છે, જે વિજ્ઞાનટેકનોલોજીમાં હોતો નથી; માનવને સંપૂર્ણ બનાવવામાં કળાસાહિત્યતત્ત્વજ્ઞાનધર્મ(ધર્મ શબ્દ પ્રાચીન સંદર્ભમાં)નો બહુ મોટો ફાળો હોય છે; તો આવો સમન્વય કેવી રીતે સિદ્ધ થઈ શકે એ વર્તમાન સાહિત્યકારે અને સાહિત્યના ભાવકે વિચારવાનું કે નહીં ?

એની સાથે સાથે વિચારવાનું કે બૃહત સમાજ માનવવિદ્યાઓના અસ્તિત્વને ટકાવવા માગે છે કે નહીં ? જો એ ટકાવવા માગતો હોય તો તે કઈ રીતે ટકાવશે ? આ સમાજ બહુ બહુ તો ગીતગઝલ, છાપામાં આવતી હપ્તાવાર નવલકથાઓ કે ગળચટી, ચિંતનના ભાસવાળી નિબંધિકાઓને નિભાવશે, પણ ગંભીર સાહિત્યને ટકાવવા માગતો નથી. એટલે જો સાહિત્યના અસ્તિત્વનો પ્રશ્ન – કટોકટીભર્યો પ્રશ્ન – ઘેરો બન્યો હોય તો વિદ્યાપીઠો તરફ દૃષ્ટિપાત કરવો પડે. એવું તો નથી કે આ પ્રશ્ન આપણને જ સતાવી રહ્યો છે. યુરોપઅમેરિકાની હાલત લગભગ આપણા જેવી જ છે. આ સંજોગોમાં વિદ્યાપીઠો સામે અને એથીય આગળ જવું હોય તો શાળાઓ ઉપર નજર સ્થિર કરવી પડે. બાળપણથી જ કળાસાહિત્યના સંસ્કારો ચિત્ત ઉપર ઝીલાવા જોઈએ. મારી દીકરીની દીકરી અમદાવાદની શ્રેયસ શાળામાં ભણે છે, તે બાલવાડીમાં હતી ત્યારથી એને ગુજરાતી ભાષાનાં ઉત્તમ ગીતકાવ્યો(બાળકોની ગ્રહણશક્તિની સીમામાં રહીને)નાં ચાર સંકલન ઈતરવાચનશ્રવણ માટે નિયત કરી આપ્યાં હતાં. ઉમાશંકર જોશીનો તો પ્રેમાગ્રહ હતો કે ગુજરાતી સાહિત્યરસિક(સર્જક, વિવેચક, ભાવક, વિદ્યાર્થી)ને હજાર જેટલી કાવ્યપંક્તિઓ તો કંઠસ્થ હોવી જોઈએ. કૉલેજમાં પ્રવેશ મેળવવા માગતો વિદ્યાર્થી જો અણ-ઘડ હોય તો શિક્ષક ઘડતરનો આરંભ કરે કેવી રીતે ? વળી એ શિક્ષકની રુચિના પ્રશ્નો પણ એટલા જ સંકુલ નથી ? એની

રુચિ કેળવાય, એને પુસ્તકાલયની પૂરતી સગવડ મળે એવા સંજોગો પણ હોવા જોઈએ. કોઈનો બચાવ કરવાનો આશય નથી પરંતુ યુનિવર્સિટીમાં કામ કરતા શિક્ષકોને બધી જ સગવડો ઉપલબ્ધ હોય છે, એ તો સરેરાશ અઠવાડિયે દસ જ વ્યાખ્યાનો લેતો હોય છે અને ચારપાંચ વરસ પહેલાં તો કેટલાય શિક્ષકો માત્ર છસાત જ વ્યાખ્યાનો લઈને થાકી જતા હતા. જ્યારે ગામડાગામની કૉલેજોમાં શિક્ષકે અઠવાડિયે અઢારેક વ્યાખ્યાનો લેવાનાં હોય છે. આવા સંજોગોમાં બધા પ્રકારના પડકારો ઝીલીને પણ ઉત્તમ શિક્ષણકાર્ય કરી શકાય છે એવું કેટલાય મિત્રોએ આપણને પ્રમાણ પૂરું પાડ્યું છે.

એક બીજી રીતે પણ વિચારી જુઓ. ગુજરાતી સાહિત્યના શિક્ષકને એક બીજો લાભ મળ્યો છે. એના અભ્યાસક્રમમાં પશ્ચિમની, ભારતની કાવ્યવિવેચનની પરંપરાઓનો સમાવેશ થાય છે. કેટલેક સ્થળે ગુજરાતી સાહિત્યવિવેચનને પણ સ્થાન મળ્યું છે. આ લાભ જેવોતેવો નથી. કદાચ એ લાભ અંગ્રેજી કે સંસ્કૃતના શિક્ષકને મળતો નથી. પરિણામે ગુજરાતી સાહિત્યના શિક્ષકની પરિપક્વતા માટે વિશેષ અનુકૂળ સંજોગો ઊભા થયા છે એમ કહી શકાય અને જો હવે શિક્ષકને અભ્યાસક્રમની અધૂરપો વરતાતી હોય તો એ નિવારવાના પ્રયત્ન બીજી રીતે કરવા જોઈએ.

એક બીજી મુશ્કેલી સાહિત્યના શિક્ષકને નડી. ૧૯૪૦ પછી જન્મેલાઓનું સંસ્કૃત અને અંગ્રેજી કાચું રહ્યું. જાતમહેનતે જેમણે સાવધાની રાખી તેમની વાત તો જુદી હતી. એ પ્રભુત્વ ન આવે તો કંઈ નહીં. ગુજરાતી ભાષા પર તો પ્રભુત્વ મેળવવું જ રહ્યું. આજે પણ એક કામચલાઉ યાદી બનાવીએ : હરિનારાયણ આચાર્ય, છોટુભાઈ સુથાર, રત્નમણિરાવ જોટે, હરિપ્રસાદ શાસ્ત્રી, હસમુખ સાંકળિયા, પી.સી.વૈદ્ય, મનુ કોઠારી, ઉપેન્દ્ર બક્ષી, રસિક શાહ (આ યાદી હજુ લંબાવી શકાય) જેવાઓ ગુજરાતી સાહિત્ય સાથે સંકળાયેલા ન હોવા છતાં તેમનું ગુજરાતી ભાષા પરનું પ્રભુત્વ અસામાન્ય છે, કેવી રીતે આ બધાએ આવું પ્રભુત્વ મેળવ્યું ? એનો એક માત્ર ઉત્તર છે વિવિધ પ્રકારની ગુજરાતી ભાષાના વાચન દ્વારા. આપણે ભાષા દ્વારા માત્ર ભાવજગતમાં જ નહીં પણ વિચારજગતમાં પણ વિહાર કરીએ છીએ. આ વૈચારિક અભિવ્યક્તિ માટે જે પ્રકારની ભાષા જરૂરી હોય તે બધા પ્રકારો

ઉપર પ્રભુત્વ મેળવવું જ પડશે, એટલે સર્જનાત્મક અને અસર્જનાત્મક એમ બંને પ્રકારની એ ભાષાનો પરિચય કેળવતા જઈએ.

આજે તો સાહિત્યના જ નહીં પણ એકેએક વિદ્યાશાખાના શિક્ષણની, પ્રાથમિકથી માંડીને ઉચ્ચ શિક્ષણની પરિસ્થિતિ કથળી છે. દરેકને માટે શિક્ષણ હોડમાં મૂકી શકાય એવું કશુંક છે. શિક્ષણના વિકેન્દ્રીકરણે ભારે પ્રશ્નો ઊભા કર્યા, પ્રત્યેક સરકાર સ્વાર્થ સાધવા ભ્રષ્ટાચારને છુટ્ટો દોર આપ્યો. બિનજરૂરી કોલેજો ઊભી થઈ એ સાચું તો સાથે સાથે સાવ નાના ગામડાગામમાં ભણતા ભૂપેશ અધ્વર્યુ જેવાને જ્ઞાનવિજ્ઞાનની નવી ક્ષિતિજો પામવા માટેની થોડી સોઈ કરી આપી એ વાત પણ ભૂલવા જેવી નથી. એવા ગામડાગામના વિદ્યાર્થીને(જે પાછળથી અધ્યાપક બને છે) એક વસવસો ભારે હોય છે. 'અમને રામનારાયણ પાઠક, સુરેશ જોષી, પ્રબોધ પંડિત, હરિવલ્લભ ભાયાણી જેવા પાસે શીખવા જ ક્યાં મળ્યું ? જો મળ્યું હોત તો અમે પણ આગળ આવ્યા હોત...' અંગત વાત કરું તો મને પણ ઘણા બધા પાસે ભણવા નથી મળ્યું. આપણું સ્વપ્ન તો એવું જ હોય કે આ બધા એક સાથે આપણને ભણાવતા હોત તો કેવું સારું ! પરંતુ મેં મારો માર્ગ એકલવ્ય બનીને કાઢ્યો. એમનાં પુસ્તકો સામે રાખ્યાં, તેઓ આ પ્રશ્નનો કેવી રીતે વિચાર કરત એ વિશે પૂછતો ને પૂછતો જ રહ્યો. ને આ જ મહાનુભાવો શા માટે ? જયંત પારેખ, પ્રમોદકુમાર પટેલ, જયંત કોઠારી, ચંદ્રકાંત ટોપીવાળા, સુમન શાહ, નીતિન મહેતા, જયદેવ શુક્લ જેવા ઘણા બધાને આરાધવા પડે. સાહિત્યના પાઠ કે કોઈ પણ પાઠ ભણવા કે ભણાવવા માટે ક્યાં કોઈ વય હોય છે ? વળી, આ કંઈ મારા એકલાની વાત ઓછી છે ? આપણા સૌ વડીલો અને સમકાલીન મિત્રો સાહિત્યના પાઠ આ જ રીતે શીખતા રહેલા છે અને શીખે છે. કદાચ પલટાતા સમયમાં આપણે જુદી જુદી સુવિધાઓનો ઉપયોગ કરીએ, દૃશ્યશ્રાવ્ય માધ્યમોનો, અન્ય વીજાણુ સાધનોનો વિવેકપૂર્વક ઉપયોગ કરીએ, અને છતાં મૂળભૂત પાઠ તો એનો એ જ રહે છે અને તે સાહિત્યની ઉપાસનાનો, એ તો સૌથી પહેલાં શીખવો જ પડે.

* * *

વર્ગખંડમાં શિક્ષક સામે કૃતિ છે અને કૃતિની આંતરિક સંરચનાઓ કેમ

ઉઘાડવી એ શીખવા માગતા વિદ્યાર્થીઓ છે, આ વિદ્યાર્થીઓ ભવિષ્યમાં ઉત્તમ ભાવકો કેમ બને તેની આપણને સૌને ખેવના છે. વિવેચનના ગમે તેટલા અભિગમો ઉત્કૃષ્ટ હોય અને આપણા સમયમાં કૃતિનિષ્ઠ વિવેચન સામે ધારો કે ગમે તેટલી સૂગ જન્મી હોય તો પણ આપણે એ અભિગમ વડે જ વિદ્યાર્થી સાથે સંવાદ માંડવાનો છે, પછી જ આપણે સર્જકસંદર્ભ તપાસીશું, યુગસંદર્ભ(તે પણ સર્જકનો અને આપણો પોતાનો) તપાસીશું. વળી, જો આપણે સાહિત્યને લલિત કળાઓમાંની એક ગણતા હોઈએ તો સાહિત્યકૃતિ કળાકૃતિ તરીકેની મૂળભૂત અપેક્ષાઓને કેવી રીતે સંતોષે છે એ પ્રશ્નનો ઉત્તર શોધવો પડે. હવે જ્યાં આ પ્રશ્નનો ઉત્તર તમે શોધવા જાઓ ત્યાં સાહિત્ય અને અન્ય કળાઓ વચ્ચેના પ્રશ્નો તપાસવા પડે. દૃશ્ય કળાઓનો સામાન્ય પ્રાથમિક પરિચય અહીં વધારે ઉપયોગી પુરવાર.થશે. ભરતે 'નાટ્યશાસ્ત્ર'માં રસ વિશે જે ચર્ચાઓ કરી છે તે સાહિત્યના સંદર્ભે નથી, નાટકના સંદર્ભે છે, 'નાટ્યશાસ્ત્ર'માં માત્ર નાટકની નહીં, સંગીત, નૃત્ય, સાહિત્યની ચર્ચા કરવામાં આવી છે. તેમણે તો પ્રત્યેક રસ સાથે રંગોને પણ સાંકળ્યા છે. એમાંથી પસાર થનારને પ્રતીતિ થશે કે કેટલોક પરિચય આપણે જાતે કેળવતા થઈએ તો પણ અનેક દિશાઓ ખૂલી જશે. કેટલીક વખત એક વસ્તુ શોધવા જતાં બીજું જ કશું હાથમાં આવી જતું હોય છે. ભરત મુનિ પોતાના ગ્રંથમાં છંદોની જે યાદી આપે છે તેમાં મંદાક્રાંતા નથી. અર્થાત્ ભરત મુનિને કાલિદાસના 'મેઘદૂત'નો પરિચય નથી: ભરત અને કાલિદાસના સમયનિર્ણય કરવા માટેની એક નક્કર વિગત આપણને મળી આવી. આપણી મૂળ વાત પર પાછા આવીએ. એક કળા અને બીજી કળા વચ્ચેના ભેદક લક્ષણ તરીકે તો માધ્યમને જ સ્વીકારવું પડે. એમ કરતાં કરતાં દરેક માધ્યમની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓની ચર્ચા ઉપાડી લેવાની હોય. સાહિત્યના માધ્યમની વિશિષ્ટતામર્યાદાની ઝીણવટભરી ચર્ચા આપણને અન્ય માધ્યમો તરફની ચર્ચા સુધી લઈ જશે. ધીમે ધીમે આપણા વિદ્યાર્થીને સમજાવા લાગશે કે સંગીત, ચિત્ર જેવી કળાના માધ્યમને ભાવકો તરીકે આખી દુનિયાના ભાવકો મળી શકે છે જ્યારે સાહિત્યના માધ્યમને તો માત્ર એના પ્રદેશના જ ભાવકો મળવાના. સાહિત્યના માધ્યમની આ મર્યાદા મોટામાં મોટી હોય

તો એને દૂર કરવા સાહિત્યસર્જક શું કરી શકે ? આપણો અનુભવ છે કે ભલે સાહિત્યકૃતિ અનુવાદમાં કેટલુંય ગુમાવતી હોય છે તો પણ એ અનુવાદ દ્વારા બીજી ભાષાના ભાવકો સુધી એ પહોંચી શકતી હોય છે. વળી એવું માની નહીં લેવું કે સંગીત, ચિત્ર, શિલ્પનાં માધ્યમ સંપૂર્ણપણે આંતરરાષ્ટ્રીય છે. દરેક કળા સાથે પ્રાદેશિકતા અનિવાર્યપણે સંકળાયેલી છે. હવે જો આવા પ્રશ્નો આપણે સાહિત્યકૃતિને નામે છેડવાના હોઈએ તો સાથે સાથે એક બીજો પ્રશ્ન પણ વિચારીશું અને તે છે સાહિત્યસ્વરૂપનો. જેવી રીતે દરેક માધ્યમની વિશિષ્ટતા છે એવી રીતે દરેક સ્વરૂપની વિશિષ્ટતા છે, મર્યાદા છે. સર્જકે અને વિવેચકે/ભાવકે/અધ્યાપકે એને ઓળખવી પડે.

જો આટલા પ્રશ્નોને ધ્યાનમાં રાખીએ તો ઓછામાં ઓછા કૃતિનિષ્ઠ અભિગમ, ઐતિહાસિક અભિગમ અને પ્રકારલક્ષી અભિગમ સુધી તો આપણે આવી પહોંચ્યા. સાહિત્યના શિક્ષકે એક અથવા બીજા રૂપમાં આ પ્રશ્નોનો વિચાર ઓછીવત્તી માત્રામાં કરવો પડતો હોય છે. બીજા શબ્દોમાં સાહિત્યવિવેચન, સાહિત્યનો ઇતિહાસ અને સૌંદર્યશાસ્ત્ર – પરસ્પરાવલંબી છે, એક અંગની ચર્ચા બીજા અંગ સુધી દોરી જતી હોય છે.

હવે આપણી સામે એક બીજો પ્રશ્ન આવે છે. સાહિત્યકૃતિની ચર્ચા કૃતિનિષ્ઠ ભૂમિકાએ ચર્ચ્યા પછી સાહિત્યકૃતિની બહાર જવું કે નહીં ? બીજા શબ્દોમાં આનો અર્થ એવો પણ થાય કે અભ્યાસક્રમની મર્યાદાઓને ઓળંગવી કે નહીં ? સામાન્ય રીતે અધ્યાપકો અને વિદ્યાર્થીઓ કૃતિ બહાર કે અભ્યાસક્રમની બહાર જવાનું પસંદ નહીં કરે, મોટા ભાગના પરીક્ષાલક્ષી અભિગમ ધરાવતા હોય છે પરંતુ એ અભિગમ નીચા નિશાનનો છે અને નીચા નિશાનને તો માફ ન કરાય, પૂછો બ.ક.ઠા.ને અને ઉમાશંકર જોશીને. હવે જો એક વાર નક્કી કરીએ કે કૃતિની બહાર જવું છે તો પછી કેવી રીતે જવું ? 'સરસ્વતીચંદ્ર' નવલકથા છે અને એને સમજવા માટે 'ગુજરાતનો નાથ' કે મુનશીની બીજી કોઈ પણ નવલકથા પસંદ કરવી કે પછી રમણભાઈ નીલકંઠકૃત નાટક 'રાઈનો પર્વત' પસંદ કરવું ? 'ગુજરાતનો નાથ'ને સગવડ ખાતર ભલે આપણે નવલકથા તરીકે ઓળખાવીએ પણ એનામાં રોમાન્સનાં લક્ષણો વિશેષ છે. એટલે ફરી પ્રશ્ન આવ્યો કે જો 'સરસ્વતીચંદ્ર'ને

નવલકથા કહીને ઓળખાવીએ ત્યારે રોમાન્સથી અથવા 'છિન્નપત્ર' જેવી લિરિકલ નવલકથાથી એ કેવી રીતે જુદી પડે છે ? કે પછી આપણે એની ચર્ચા કરવા 'દિવ્યચક્ષુ', 'ઝેર તો પીધાં જાણી જાણી'ની મદદ લઈએ ? જેમ જેમ આપણે નવલકથાઓનું વિશેષ વાચન કરતા જઈશું તેમ તેમ આપણને એક કૃતિની બહાર જવા માટે બીજી કઈ કૃતિ પાસે જવું એની સમજ આપોઆપ પડવા માંડશે. કૃતિની બહાર જવા માટે અન્ય ભાષાની કૃતિઓ પણ છે, વિદેશી કૃતિઓ છે, એક જ સમયની કૃતિઓ છે તો બીજા કાળખંડની કૃતિઓ પણ છે. આપણને આપણો માર્ગ ધીરે ધીરે સાંપડતો જશે.

કૃતિનિષ્ઠ ભૂમિકાએ કૃતિનાં ઘટકો (છંદ, અલંકાર, બાની, વસ્તુસંરચના, કથનકેન્દ્ર વગેરે)ની ચર્ચા તો કરીએ પણ એક બીજો પ્રશ્ન પણ સામે આવે છે. કૃતિની ચર્ચા માત્ર ઘટકોના સંદર્ભે પૂરી નથી થતી, એ કૃતિની કોઈક સામગ્રી છે, એ સામગ્રી આપણને જે તે સમયસ્થળ વિશે, જગત વિશે કશુંક કહે છે અને એ વિશિષ્ટ હોય છે, એ આપણા મનમાં પ્રતિભાવો જગાડે છે. સાહિત્યકૃતિને માણવી કેવી રીતે અને એના વિશે પ્રતિભાવ કેવી રીતે આપવો ? માનવા ખાતર માની લો કે હું નર્યો નાસ્તિક છું, કોઈ ઈશ્વરમાં મને શ્રદ્ધા નથી અને મારી સામે કૃષ્ણભક્તિનાં કાવ્યો છે. હું ઈશ્વરમાં માનતો નથી એટલે આ કાવ્યો પ્રત્યે મારો પ્રતિભાવ ઉપેક્ષાનો હોય, અનાસક્તિનો હોય તો ? અથવા હું ચુસ્ત વૈષ્ણવ છું અને મારી સામે ખ્રિસ્તી ધર્મને વિષય બનાવતી કૃતિ હોય તો ? ધર્મઝનૂની, સંપ્રદાયઝનૂનીઓએ એટલે જ અન્ય માન્યતાઓવાળી કૃતિઓનો ખાત્મો બોલાવી દીધો. અફઘાનિસ્તાનમાં બૌદ્ધ મૂર્તિઓનો વિનાશ આવી જ અસહિષ્ણુતાનું દૃષ્ટાંત છે. સંભવ છે કે કોઈ સાહિત્યકૃતિ આપણી ચૈતસિક સૃષ્ટિની બહારની હોઈ શકે, આપણી માન્યતાઓની વિરુદ્ધની પણ હોઈ શકે. (અન્ય સંપ્રદાયની જ શા માટે ? અંગત રીતે હું નીતિવાદી છું અને સર્જક અથવા નાયકનાયિકા વ્યભિચારી છે, તો મારો પ્રતિભાવ કેવા પ્રકારનો હોઈ શકે? એક નૃત્યાંગનાએ રવીન્દ્રનાથ ઠાકુરના લગ્નેતર સંબંધની વાતો જાણીને એમની કળા પ્રત્યેનું વલણ સાવ મોળું થઈ ગયાની તાજેતરમાં જ જાણ કરીને મને આઘાત આપ્યો !) ઓગણીસમી સદીના છઠ્ઠા દાયકામાં ફ્લોબેરની 'માદામ બોવારી' સામે

નાયિકા વ્યભિચારિણી હોવાને કારણે કેટલો બધો ઊહાપોહ થયો હતો ! ઇબ્સનના 'ઢીંગલીઘર'ની નોરાના ગૃહત્યાગને કેટલા બધા લોકોએ વખોડી કાઢ્યો હતો અને જર્મનીમાં નાટકનો અંત બદલવાની તેને ફરજ પડી હતી. બીજા શબ્દોમાં સર્જકે આલેખેલું જગત આપણને પજવે છે, આપણી પરંપરાગત માન્યતાઓ ઉપર આકરા પ્રહારો કરે છે. આપણને રહી રહીને થાય છે કે શા માટે સગર્ભા સીતાનો ત્યાગ આટલી બધી ક્રૂરતાથી રામે કર્યો ? શા માટે સરસ્વતીચંદ્રે કુમુદનો ત્યાગ કર્યો ? આનો અર્થ એ થયો કે કૃતિમાં નિરૂપિત જગત અને આપણા જગત વચ્ચે સંઘર્ષ ઊભો થવાની શક્યતા હોય છે. હું જો સાવ અણઘડ હોઉં તો આ સંઘર્ષ મારા પક્ષે અનુદારતામાં, ઝનૂનમાં કે હિંસામાં પરિણમી શકે. શું કળામાં, સાહિત્યમાં એવી શક્તિ છે કે આવા પૂર્વગ્રહ ધરાવતા મનુષ્યને ઉદાર, પૂર્વગ્રહમુક્ત બનાવી શકે ?

હજુ આ વાતને સાદી રીતે મૂકવી હોય તો આમ કહી શકાય. સાહિત્ય કે કળા દ્વારા મનુષ્યને સંસ્કારી બનાવી શકાય ? હજુ આજે પણ કેટલાક એવું માને છે કે વર્તમાન મનુષ્ય કળાસાહિત્યથી ખૂબ જ વેગળો ચાલ્યો ગયો છે એટલે એ હિંસક, આક્રમક, વિકૃત બની ગયો છે અને એને પરિણામે હિંસકતા બર્બરતાનું પ્રમાણ વધી ગયું છે. આની સામે સચોટ દલીલ તો એ કરી શકાય કે મનુષ્ય જ્યારે કળાના નિત્ય સંપર્કમાં રહેતો હતો ત્યારે શું એ હિંસક નહોતો ? હિંસા એ મનુષ્યની પ્રકૃતિ છે અને અહિંસા મનુષ્યની સંસ્કૃતિ છે. હિંસામાંથી અહિંસા તરફ ગતિ કરવી એ ઉત્ક્રાંતિ છે, પછીનું પગલું સમુત્ક્રાંતિનું હોઈ શકે. મહર્ષિ અરવિંદ ચીંધી દિશા હમણાં બાજુ પર રાખીએ. છતાં કેટલાક પ્રશ્નોના ઉત્તર સહેલાઈથી મેળવી શકાતા નથી, એના વિશે વિચારવિમર્શ જ કરી શકાય છે. સાર્ત્રે ક્યાંક લખ્યું હતું કે યહૂદીવિરોધ કે યહૂદીતિરસ્કારને સ્વીકૃતિ આપતા વિષયવસ્તુ ઉપર મારાથી કોઈ કૃતિ રચી જ ના શકાય. બીજા શબ્દોમાં મનુષ્યપ્રેમ એ હકારાત્મક મૂલ્ય છે અને મનુષ્યદ્વેષ નકારાત્મક મૂલ્ય છે. હજુ કોઈને પ્રશ્ન થઈ શકે કે આ પ્રકારની ચર્ચા આપણને નીતિઅનીતિના પ્રશ્નો તરફ તો નથી લઈ જતી ને ? અને ધારો કે લઈ જતી હોય તો ? કેટલાંક મૂળભૂત મૂલ્યો માટે સર્જક

અને તેણે રચેલાં પાત્રો જીવસંટોસટનાં સાહસો આદરી શકે કે નહીં ? સર્જકસૃષ્ટિ મૂલ્યઆધારિત હોય જ નહીં તો એ કેટલે અંશે સ્વીકૃત બને ?

જર્મન ચિંતક શીલર માનતા હતા કે મનુષ્ય સૌંદર્ય દ્વારા સ્વતંત્રતાને પામી શકે છે. તેમની વાતને પરંપરાનું અનુમોદન છે. જેને અસ્તિત્વ છે (જુદી પરિભાષા વાપરીને કહેવું હોય તો જે સત્તા ધરાવે છે) તે પરતંત્ર કેવી રીતે હોઈ શકે ? હજુ એક ડગ આગળ વધીને કહીએ : જે સ્વ-તંત્ર છે, જેને અસ્તિત્વ છે, જે સત્તા ધરાવે છે તે બીજાનું સત્ છિનવી શકે ? બીજાને પરતંત્ર બનાવી શકે ? અહીં સ્વતંત્રતાને રાજકીય અર્થમાં લેવાની ન હોય. કારણ કે કહેવાતી રાજકીય સ્વતંત્રતા મનુષ્યને સાચા અર્થમાં સ્વતંત્ર બનાવશે જ એવી કોઈ ખાત્રી નથી. એટલે લોકશાહીમાં પણ તાનાશાહી સંભવી શકે છે. ગણ્યાગાંઠ્યા લોકો તાનાશાહીના માર્ગે સમાજને ગેરરસ્તે દોરતા હોય અને સમાજનો મોટો લાચાર વર્ગ એનો વિરોધ કરી શકતો ન હોય તો તે સમાજને સ્વતંત્ર કહી શકાતો નથી. એવા સમાજને સ્વતંત્ર કરવા, સાચાં મૂલ્યોની પ્રતિષ્ઠા કરવા કળાકારે કળાસર્જન કરવું જ પડે. આ અર્થમાં દરેક સર્જક પ્રતિબદ્ધ છે, જ્યાં સ્વતંત્રતા હોય ત્યાં જ સૌંદર્ય સંભવે, જ્યાં સૌંદર્ય ત્યાં જ સ્વતંત્રતા અર્થાત્ અસ્તિત્વ – ચૈતન્યમય અસ્તિત્વ. આવા અસ્તિત્વના પાઠ સાહિત્ય કે કળા શીખવી શકે. એ શીખેલા પાઠ આપણે ફરી આપણા વિદ્યાર્થીઓને શીખવવાના રહે છે અને એમ એ પરંપરા, એ ચક્ર અવિરત ચાલ્યા કરે છે. ઘોર અંધકારમાં પણ કોઈક ખૂણે, હૃદયના કોઈક ખૂણે એ ગતિની અનુભૂતિ થતી જ રહેવાની એવી અચળ શ્રદ્ધા સાથે અહીં વિરમું છું.

*૨૮-૨૯ ફેબ્રુઆરી, ૨૦૦૪ના દિવસોએ ઊંઝા ખાતે યોજાયેલા 'ગુજરાતીનો અધ્યાપક સંઘ'ના વાર્ષિક અધિવેશનમાં આપેલું અધ્યક્ષીય પ્રવચન.

ધ કન્ડક્ટર / રમણીક અગ્રાવત

(પોલેન્ડની એક ફિલ્મનો કથાસાર)

પોલેન્ડની આ ફિલ્મ એવા માનવપ્રશ્ન પર મંડાયેલી છે, જે પ્રશ્ન આપણામાં ઊઠે તે પછી જંપવા દે તેવો નથી. હજી આ લખું છું ત્યારે ય એના નાયકની લબકારા મારતી પીળી આંખો મને લપેટમાં લે છે. માત્ર મને જ નહિ, તમને પણ અત્યારે કોઈ ટીકી ટીકીને જોઈ રહ્યું હશે. આપણી આસપાસ છુટ્ટે હાથે આવી આંખો વેરાયેલી હોય છે.

ફિલ્મની નાયિકા માર્થા એક મુગ્ધ કલાકાર છે. 'કલાકાર' અને 'મુગ્ધ' એ બે શબ્દોમાં કદાચ ભાવસ્પર્શતા બેવડાઈ જાય છે. પણ રવીન્દ્રનાથ કહે છે કે દરેક નવું જન્મનાર બાળક એ માનવ માટેનો ફરી ફરી વ્યક્ત થતો પ્રભુનો વિશ્વાસ છે; એ કથન આ નાયિકા-પ્રકારના માનવો માટે ખૂબ સાચું હોવું જોઈએ. કોઈ મોટા નગરના ઝેલોવ્સ્કી નામના સંગીતજ્ઞને નાયિકા મળે છે. માર્થા જાણે છે કે એ સંગીતજ્ઞ તેની માતાનો પ્રેમી હતો/છે. સંગીતજ્ઞ કળાપ્રયોગો, પ્રશંસકો, મુલાકાતીઓ, અખબાર-ટીવીના માણસોથી સતત ઘેરાયેલા રહે છે. એક ઊભડક મુલાકાતમાં નાયિકા પોતાના ગામનું નામ કહે છે. વૃદ્ધ સંગીતજ્ઞ ક્ષણેક અટકી કહે છે – 'હા, ત્યાં કોઈ પરિચિત કુટુંબ હતું ખરું, અરે હા –' ફરી મળવા, – ચોક્કસ મળવાનું કહી છુટાં પડે છે. નાયિકા માર્થા ત્રણેક માસથી આ નગરમાં એ સંગીતજ્ઞના પ્રયોગો વખતે, એ પ્રયોગોના રિહર્સલ વખતે ઉપસ્થિત થતી રહી છે. પોતાના પતિને – જે પણ બીજા શહેરમાં એક સંગીતવૃંદનો સંચાલક છે – પત્રો લખતી રહે છે; લાગણીથી ઊભરાતા, બોલું બોલું થતાં.

વૃદ્ધ સંગીતજ્ઞની કળા, સૌમ્યતા, વ્યવહારથી પ્રસન્ન થયેલી માર્થા રજાના દિવસો પૂરા કરી પતિ અને બાળક પાસે ઘેર પાછી ફરે છે. પતિ કંઈક ચિડાયેલો છે. વ્યક્ત થતો નથી, ધૂંધવાયેલો રહે છે. કહે છે કે 'મને તારી જરૂર છે' આમ પોતાની અસ્વસ્થતાને છૂપાવી દે છે.

બીજા દિવસથી માર્થા પતિ સાથે સંગીતમંડળીમાં વ્યસ્ત થઈ જાય છે. પણ તે વૃદ્ધ સંગીતકાર ઝેલોવ્સ્કી સાથેના દિવસો ભૂલી નથી. તે અનાયાસ

પતિ આદમ અને ઝેલોવ્સ્કીની તુલના કરવા માંડે છે. આદમ – તેનો પતિ – પણ સંગીતમંડળીનો સંચાલક છે, યુવાન છે, 'કઈક-કરવાનું' સતત એ કહેતો રહે છે. પણ તેની કામ કરવાની રીત કંઈક તોછડી છે. ત [illegible] ઝડપથી ઉતારી પાડે છે. તેને કોઈનું કામ પસંદ ન પડે તો કંઈક તીખાશથી તે વર્તે છે. વૃંદના અન્ય સાથી કલાકારો તેનાથી કંઈક ડરતા રહે છે. કશુંક ખૂટે છે, જે માર્થાએ 'ત્યાં' જોયું છે. આદમનું કામ અને આદર્શ, અલગ અલગ છે.

એક દિવસ વૃદ્ધ સંગીતજ્ઞ અહીં આવી ચડે છે. કોઈ સીમ્ફની પર એ લોકો કાં કરતા હોય છે. વારે વારે અટકીને થતું રિહર્સલ, આદમની ચીડ, ઘાંટાઘાંટ; એ બધા વચ્ચે અચાનક વૃદ્ધ સંગીતજ્ઞનું આગમન, માર્થાની જેમ સૌ વિસ્મય અને આનંદથી એમને આવકારે છે. આદમ સૌજન્ય દાખવી એમને સંચાલન સોંપે છે. એકાદ સીમ્ફની ચાલે છે. એ પૂરું થયે સંગીતજ્ઞ કહે છે : 'કશુંક બરાબર નથી થયું – કંઈ ભૂલ છે તેથી આપણે અટક્યા નથી, આપણે વધારે સુંદર કામ કરવું છે તે શરૂ કરવા આપણે અટક્યા છીએ.' અને એક સુંદર સીમ્ફનીના સ્વરોથી હૉલ ગુંજી ઊઠે છે. આદમ પણ વિસ્મિત છે, એના સાથીઓના ઉત્સાહને, આનંદને કદાચ તે પહેલી વાર જ જુએ છે.

માર્થા શયનખંડમાં પણ એ ચિર આનંદદાયી અનુભવને ભૂલી શકી નથી. આદમ થોડો વ્યગ્ર બને છે.

પછીના દિવસોમાં વૃદ્ધ સંગીતકાર અવારનવાર આવતા રહે છે. સંગીતવૃંદમાં ઉત્સાહ છવાયેલો છે. પણ આદમ ચિંતિત છે. કદાચ તેનું સ્થાન જોખમમાં છે. આ બુઢ્ઢો ઘુવડ ભલે ઊંચો કલાકાર રહ્યો, એનું ઉત્કૃષ્ટ સર્જન ભલે બ્રહ્માનંદ સમીપનું રહ્યું. આદમ આ મંડળીમાંનું પોતાનું સ્થાન જવા દઈ શકે નહિ. તે પછી આદમ જે રસ્તો લે છે તે તેના પોતાને માટે જ સરવાળે ખોટો પુરવાર થાય છે. પણ આકરા આદમો આવા જ રસ્તા પસંદ કરી શકે. તે મંડળીના કલાકારોની લાગણી જીતી શકે તેમ નથી પણ પોતાના હોદ્દાના અધિકારથી તે કલાકારોને વશમાં રાખવા ઇચ્છે છે. વૃદ્ધ સંગીતજ્ઞના સૌજન્યપૂર્ણ વ્યવહારે કલાકારોને જે નવો અનુભવ આપ્યો છે તે કલાકારોની

આત્મપ્રતીતિને ઉઘાડે છે. આદમની વિવેકહીનતા, ઉતાવળ, સ્વચ્છંદતા એ બધું હવે 'કલાકારની ધૂન' ગણીને તેઓ સહી શકે તેમ નથી. કલાકાર તો વધારેમાં વધુ માનવીય હોવો જોઈએ. કલા કોઈને ઇજા કરતી નથી. કદાચ કલા ઇજા કઈ રીતે થઈ શકે તે સચોટ બતાવી આપે છે. ઇજાનાં પડે પડ ખોલી આપે છે.

આદમને સંગીતમંડળીના આયોજકોનો પણ ડર લાગે છે. જો આમ જ ચાલશે તો પોતે ચોક્કસ ફેંકાઈ જશે. તેને કોઈ નવી – નવીન કલાકીય સપાટી ચિહ્નીત કરવાના અભરખા નથી. તેને તો પોતાનું સ્થાન, પોતાની પ્રતિષ્ઠા, પોતે કલાકાર છે તેવું બીજાઓને સતત ઠસાવતો દમામ; આ બધું જાળવી રાખવું છે.

માર્થા આદમની વ્યગ્રતાને માપતી રહે છે.

વૃદ્ધ સંગીતજ્ઞ સંગીતમંડળીમાં બેઠેલી માર્થાને આંખો ભરીને જોતાં રહે છે. એક સાંજે હોટેલમાં માર્થાના ચશ્મા ઊતારી તેઓ કહે છે : 'આન્ના !'

માર્થા કહે છે : 'ના, માર્થા ! આન્ના તો મારી મા હતી.'

વૃદ્ધ સંગીતજ્ઞ આખા અતીતને આંખોમાં ભરી માર્થાના ચહેરાને પીતાં રહે છે. કદાચ આન્ના તેમને એક સ્નેહદીર્ઘ ચુંબન લે છે. ફરી, માર્થાને ચશ્મા પહેરાવી તેઓ વાત્સલ્યભર્યું સ્મિત આપે છે.

આદમની સંગીતમંડળીના કલાકારો રિહર્સલ દરમ્યાન બળવો કરે છે. આદમ ઉશ્કેરાઈને કેટલાયનું અપમાન કરી બેસે છે. માર્થા વ્યગ્રતાથી જોઈ રહેવા સિવાય કંઈ કરી શકતી નથી. સંગીતવૃંદના કલાકારો આદમને છોડીને ચાલ્યા જાય છે. ઉશ્કેરાયેલો આદમ બકવાસ કરે છે, ગાળો બોલે છે, કાંડા ઘડિયાળ તોડીને ફેંકી દે છે. તેની હાર થાય છે – ના, તેની નહિ. તે પકડ ગુમાવે છે. તેનામાં સતત જીવતો માલિક આકળો થાય છે. તેનામાં કલાકાર તો કદાચ હતો જ નહિ.

તે રાતે દારૂના નશામાં થતી આદમની અવદશા માર્થા નિહાળે છે. આખી રાત ઊલટી કરતો રહેલો આદમ જ્યારે સહેજ શાંત થાય છે ત્યારે માર્થા હોટેલમાં વૃદ્ધ સંગીતજ્ઞ પાસે જાય છે. એમની પાસે માર્થા છુટ્ટે મોંએ રડી શકે છે.

એ રાતે શહેરમાં સંગીતમંડળીનો પ્રયોગ થવાનો છે. વહેલી સવારથી લોકોએ ટિકિટ લેવા કતારો લગાવી છે. આદમ વૃદ્ધ સંગીતજ્ઞને હૉલમાં છેલ્લા રિહર્સલ માટે દોરી જાય છે. સંગીતજ્ઞ જુએ છે તો અડધાથી વધુ નવા ચહેરા દેખાય છે. જેમણે આટલા દિવસો સુધી સાથ આપ્યો એમાનાં ઘણાં નથી. માર્થા પણ નથી. આદમ આંખો બચાવતો કહે છે : 'નવા લોકોને તક આપી છે. શૉ તો કરવો જ રહ્યો... માર્થા માંદી છે, માર્થા –'

વૃદ્ધ સંગીતજ્ઞ સમજી જાય છે. આદમને કહે છે : 'સંગીત માણસને વધુમાં વધુ સહૃદય બનાવે છે. સંગીત એ તો પોતાના ભણી જવાનો રસ્તો છે.' કોઈ કંઈ સમજી શકે તે પહેલાં તેઓ ચાલ્યા જાય છે. ડઘાયેલાઓને કળ વળે છે. આયોજકો અને આદમ રઘવાયા બને છે, કેમ કે વૃદ્ધ સંગીતજ્ઞને નામે જ શૉ જાહેર થયો છે. એમના નામથી ખેંચાઈને દૂર દૂરથી પ્રશંસકો આવ્યા છે. સૌ એમને શોધવા દોડધામ કરી મૂકે છે. હૉટેલ પર, એરોડ્રામ, ટેક્સી સ્ટેન્ડ બધે શોધી વળે છે.

હૉલ પર બુકીંગ લાઇનને છેડે એક વૃદ્ધ મોં પર ફેલ્ટ કેપ સહેજ ઢળકતી રાખીને ઊંઘે છે. માર્થાની નજર તેમના પર પડે છે : 'ઓહ્ તેઓ જ છે...!'

આદમ-માર્થા દોડી આવે છે. વૃદ્ધની ફેલ્ટ-કેપ ઊંચી કરતાં તેઓ મૃત હાલતમાં હોય એમ લાગે છે. માર્થા એમ્બ્યુલન્સ મંગાવે છે.

ડૉક્ટર વૃદ્ધ સંગીતજ્ઞને મૃત જાહેર કરે છે.

આદમ માર્થાની માફી માગે છે. માર્થા કહે છે : કદાચ એ જ એમની નિયતિ હશે ! એમના જ કાર્યક્રમની ટિકિટ ખરીદવા ઊભેલાં લોકોની કતારને છેડે એમનું મોત હશે ! જીવનની ટિકિટ ખરીદવા ઊભેલાં લોકોની કતારને છેડે એમનું મોત હશે ! જીવનની અંતિમ ક્ષણે ઝેલોવ્સ્કી એમના અભિભૂત પ્રશંસકોની ગુસપુસ સાંભળે છે, કોઈ અજાણ્યા માણસ વિશે સાંભળતા હોય તેમ !

માર્થાના પિતા તેમની સાથે જ રહે છે. તેઓ માર્થાને કહે છે : 'તારે, સંગીત પસંદ હોય તો આદમને છોડવો પડશે. તે સંગીતનો માણસ નથી. એને તો કબજો જોઈએ છે, પ્રતિષ્ઠા જોઈએ છે, પોતાના ખાલીપાને પૂરી દેવા કોઈ પ્રવૃત્તિનું ખોખું જોઈએ છે.' માર્થા કહે છે : 'ના, એ તો પલાયન

થયું. તમને મારી માતાએ છોડ્યાં હતા ? એ ખુદ ઝેલોવ્સ્કીને ચાહતી હતી, છતાં તમને પરણી, તમારી સાથે રહી...'

આદમ કહે છે : 'માર્થા તું મારા પર ગુસ્સે થયેલી છે...'

માર્થા કહે છે : 'હા, આદમ, તું સંગીત છોડી દે. તારી હીનતાનો જ્યાં વધુમાં વધુ ઉપયોગ થઈ શકે, તારી હીનતા જ્યાં તને સફળ કરી શકે એવો રસ્તો લે. સંગીત તારા માટે નથી.

અડધો કાળો અને અડધો ઉજ્જવળ ચહેરો – આદમનો – આખા પડદા પર સ્થિર થઈ જાય છે. મીંઢી નજરથી એ તમને તાકી રહે છે. પીળા લબકારા લેતી દૃષ્ટિ તમને ઘેરી વળે છે, ચસોચસ.

## ચાંગળું પાણી, ચાંગળું લોહી / ના.ગ.ગોરે

અનુવાદ : શરીફા વીજળીવાળા

આસમાનમાં ક્યાં ફોદા જેટલું વાદળું પણ નજરે નો'તું ચડતું. આભમાંથી જાણે કે આગ વરસતી હતી. બહાર માથું ફાડી નાખે એવો, આંખ આંજી દે તેવો પીળો તડકો પડતો હતો. ખેડેલી, તિરાડો પડેલી જમીન વરાળ ફેંકતી હતી. પાકા ગોળમાંથી નીકળેલી માખી જેમ હળુ હળુ પાંખો ફફડાવી આગળ ચાલી હોય તેવી ગતિએ અમારી ગાડી અલ્હાબાદ તરફ સરકી હતી. અમારા ડબ્બામાં ભીડ તો હતી જ. પણ તોય કોઈને સંડાસ સુધી જવું હોય તો સહપ્રવાસીના સામાન પર કે એના પગ પર પગ મૂકીને જઈ શકાતું હતું. પરંતુ એક વાર અલ્હાબાદથી જે ટોળાં ચડશે એ પછી છેક દિલ્હી સુધી આ જરાક જેટલી મોકળાશ પણ કોઈને નહીં મળે એની દરેક પ્રવાસીને ખબર હતી. એટલે જ અલ્હાબાદની ઑટર કેબિન ઓળંગીને અમારી ગાડી જેવી આગળ વધી અને જેવો પાટા બદલવાનો ખખડાટ કાને પડ્યો એ સાથે જ તમામ પ્રવાસીઓ પોતપોતાના મોર્ચા સંભાળીને બરાબર બેસી ગયા. બારી પાસે બેઠેલા મુસાફરો બારી શટર નીચે પાડી પાડીને એવા મોઢા કરીને બેસી ગયા જાણે યુદ્ધના મોરચે દુશ્મનના અપેક્ષિત હુમલાનો જવાબ વાળવા ન બેઠા હોય ! જરાક જેટલી વારમાં તો ડબ્બામાં બેઠેલા તમામ મુસાફરો વચ્ચે બિરાદરીની એક નવી જ ભાવના જાગી ઊઠી !

થોડી વારમાં જ ગાડી અલ્હાબાદના પ્લેટફોર્મ પર આવી પહોંચી. હજી તો ગાડી ઊભી રહે એ પહેલાં જ મટમેલા લીલા રંગનો ગણવેશ પહેરેલા

ફૌજીઓએ અમારા ડબ્બાને ઘેરી લીધો. એક એક ઇંચ ઊંચી એડીવાળા બૂટથી ઠક ઠક અવાજ કરતા, અહીંથી તહીં દોડતા ફૌજીઓથી પ્લેટફોર્મ જાણે કે ઊભરાતું હતું. અમારા ડબ્બાના દરવાજા પાસે પોતાના ભારેખમ દેહને એવા જ ભારેખમ બિસ્તરા પર ગોઠવીને એક મારવાડી મોગલસરાઈથી બેઠો હતો. દરવાજો બહારની બાજુએથી અંદર હડસેલાવાને કારણે એ મારવાડી બાપડો ગાઢ ઝાડીમાં ફસાઈ ગયેલા શિયાળની જેમ રાડો પાડવા માંડ્યો. અમે બધા પણ 'અંદર ના આવશો, અહીં જગા નથી' એવો કકળાટ કરવા મચી પડ્યા. પણ અમારા એ કકળાટની કોને પડી હતી ? દાઢી-મૂછવાળા શીખ સૈનિકો, ફૂમતાવાળી ટોપીઓવાળા પંજાબી અને જાટ સૈનિકો ધડાધડ અંદર ઘૂસી આવ્યા. પહેલા એમણે પ્લેટફોર્મ બાજુની બધી બારીઓ ફટાફટ ખોલી નાખી અને પછી બારીઓમાંથી પોતાનો તથા પોતાના સાથીદારોનો સામાન અંદર ઘૂસાડવા માંડ્યો. બંદૂકો, કિટબેગ્ઝ, બિસ્તરો, મોટી મોટી ટ્રંકો... આ બધાનો ડબ્બામાં ઢગલો કરી દીધો. એક બાજુ બારીઓમાંથી સામાન આવતો હતો તો બીજી બાજુ દરવાજેથી સૈનિકો ઘૂસી રહ્યા હતા. અમે અંદર બેઠેલાઓ બરાબરના અકળાઈ ગયા હતા. અમારાં કપડાં પરસેવાથી ગંધાતાં હતાં, હાથ-મોઢાં કોલસાની રજથી ખરડાયેલાં હતાં. ગાડી ત્રણચાર કલાક મોડી ચાલી રહી હતી. એમાં વળી આ સૈનિકોની ટોળી આવી ચઢી. આખી પરિસ્થિતિ પર અકળાઈને હું બોલી ઊઠ્યો : 'આ બલા અમારા માથે જ કેમ ટપકી ? આ લોકો લશ્કરના ડબ્બામાં કેમ ના ગયા ?'

'અરે ભાઈ, એ તો બધા ફૌજી માણસો છે. એમને કોણ ટોકવાનું ? આપણને ગાડીની બહાર ફેંકી નથી દીધા એટલો એમનો પાડ માનવાનો.' સામેની સીટ પર બેઠેલો એક વૃદ્ધ મુસલમાન તમાકુ ચાવતો ચાવતો બોલ્યો.

એક આધેડ ઉંમરની સ્ત્રી વાતનો દોર હાથમાં લેતાં ઘૂમટામાંથી જ બોલી : 'તમે સાચું જ કહ્યું બાબા, આ ફૌજીઓને શાની લાજશરમ ? એમને વળી શી દયા માયા ?'

અમે, ડબ્બામાં બેઠેલા મુસાફરો આ નવા પ્રવેશેલાઓ બાબતે આમ અંદરોઅંદર વાતો કરતા હતા. પરંતુ એ લોકો તો અમારી બાજુ લેશમાત્ર ધ્યાન આપ્યા વગર પોતાનો સામાન ગોઠવવામાં મશગુલ હતા. એમની

ભારેખમ બેગને નીચે ગોઠવી એના પર કીટબેગ્સ ગોઠવીને એમણે જેમતેમ બેસી શકવા જેટલી જગા કરી લીધી. એમનાં શરીર પરસેવે રેબઝેબ હતાં. એમની વર્દી પર ઠેર ઠેર પરસેવાના ધાબા દેખાતા હતા. અમે બધા પણ પરસેવે નીતરતા હતા. અમારી હાલત ટોપલામાં બંધ મુરગીથી જરાક પણ સારી તો નો'તી જ. ને તોય તરફડતા તરફડતા અમે બધા ગંપાટાં મારતા હતા. એટલામાં એમનામાંના એક હૃષ્ટપુષ્ટ સરદારજીએ બૂમ પાડી : 'બધો સામાન ઠેકાણે પડી ગયો ને ?'

'હા, જી સરદારજી.'

'બસ. તો પછી હવે આરામ કરો...' કમર પરના પટ્ટાને જરાક ઢીલો કરી સરદારજી બેસતાં બેસતાં સ્વગત જ બોલ્યા :

'ચાલો, આખરે યુદ્ધ પૂરું થયું ! પાંચ વર્ષ પછી ફરીથી ઘરનાં દર્શન થશે.' દાઢી મૂછના એ જંગલથી વાક્ય પૂરું ના થઈ શક્યું. એની આંખો ભરાઈ આવી. જરાક આગળની બાજુએ નમીને એ ચુપચાપ બેસી રહ્યા. એમની પાસે બેઠેલા એક ઊંચા પંજાબી મુસલમાન સૈનિકે મૂછોને વળ દઈને પંજાબી ભાષામાં કહ્યું : 'ચિંતા ના કર યાર ! ખુદાની મહેરબાનીથી નરકમાંથી જીવતા પાછા આવ્યા ! અલ્લાહની મહેરબાનીથી હવે બધું ઠીક થઈ જશે.'

મિત્રના આવા આશ્વાસનથી સરદારજીનું મન કેટલું હળવું થયું એ તો કોણ જાણે ! પણ એટલું થયું કે એ પાછા સરખા બેસી ગયા ને દાઢી પર હાથ ફેરવતા ફેરવતા 'વાહે ગુરુ ! વાહે ગુરુ !...' બોલવા લાગ્યા.

એટલામાં બાંકડાના પાછલા ભાગમાંથી એક નાનકડો, ગોરો હાથ સરદારજીના ખભા પર અડ્યો. અને 'ચાચાજી ! ચાચાજી !' એવા કાલા કાલા શબ્દો સંભળાયા. અમે બધા એ બાજુ જોવા લાગ્યા. મકાઈના ડોડાના રેસા જેવા સોનેરી મુલાયમ વાળ વાળો, માંજરી, ચંચળ આંખોવાળો, ગલગોટા જેવો છોકરો, એના સસલાના પંજા જેવા હાથ સરદારજીના ખભા પર મૂકીને બોલાવતો હતો : 'ચાચાજી ! ચાચાજી !'

સરદારજીએ પાછળ ફરીને બાળકના બેઉ હાથ પોતાના હાથમાં પકડી લીધા. અને ખાસ્સી વાર સુધી પકડી રાખ્યા. છોકરો પણ કંઈ જાય એમ નો'તો. એ પણ જરાય ડર્યા વગર સરદારજીની સામે જોઈ રહ્યો. પહાડ

જેવો એ ફૌજી, બાળકના આ કોમળ સ્પર્શથી બરફની જેમ જાણે અંદર ને અંદર પીગળી રહ્યો હતો. એના મોઢામાંથી એક શબ્દ પણ નો'તો નીકળતો. સરદારજીની પ્રચંડ કાયા, એમની લશ્કરી વર્દી અને એમનાં જંગલ જેવાં દાઢી-મૂછ જોઈને પહેલી નજરે છોકરો જરાક ગભરાયેલો પણ થોડી જ વારમાં એની બીક ઊડી ગઈ અને એ સરદારજીની દાઢીમાં આંગળાં ખોસીને ટહુકી ઊઠ્યો : 'મા જુઓ સિંહ !'

બુરખો પહેરીને પાસે જ બેઠેલી એની માએ એને ધમકાવીને કહ્યું : 'અનવર ! તું કેટલો બદતમીઝ છે ?'

પણ સરદારજીને અનવરનું રમતિયાળપણું ગમ્યું હોય એવું લાગ્યું. એમણે હસતાં હસતાં અનવરના ગાલ પર ટપલી મારીને કહ્યું : 'અચ્છા, હું સિંહ છું, તો તું શું છે ? સસલું છે ને ?'

અમે બધા આ કૌતુક જોઈ રહ્યા હતા. પણ હું મનોમન વિમાસતો હતો કે આ મા-દીકરો અમારા ડબ્બામાં આવ્યાં કેવી રીતે ? અલાહાબાદ સુધી તો આ મા-દીકરો અમારા ડબ્બામાં નો'તાં. તો પછી આટલી ભીડમાં એ અંદર કઈ રીતે આવ્યાં ? અમને બધાને નવાઈ લાગતી હતી. કદાચ સૈનિકોની ભીડમાં ધકેલાઈને આપમેળે જ એ બેઉ અમારા ડબ્બામાં ધકેલાઈ આવ્યાં હશે. સસલાના બચ્ચા જેવા ગોળમટોળ, સુંદર અને બટકબોલા છોકરા તરફ અમે બધા કુતૂહલથી જોઈ રહ્યા હતા. એ છોકરો તો સરદારજીને એક પછી એક પ્રશ્ન પૂછ્યે જતો હતો :

'આપણી ગાડી ક્યારે ઉપડશે ?'

'બસ હમણાં ઉપડશે.'

'તમે આવાં કપડાં કેમ પહેર્યાં છે ?'

'ફૌજી લોકોએ આવાં જ કપડાં પહેરવા પડે.'

'આ બંદૂકથી શું કરો છો ?'

'બંદૂકથી શું કરીએ ? ગોળી મારીએ – ધાંય ધાંય... એમ.'

'કોના પર ગોળી ચલાવો ?'

'માણસો પર'

'કેમ ?'

'એ લોકો ત્રાસ આપે એટલા માટે.'

અનવરના સવાલોનો કદી અંત આવવાનો નો'તો એ એની મા જાણતી હતી. એટલે એ બોલી. 'અનવર, તું કેટલું બડબડ કરીશ ? આ સરદારને લાગશે કે તું બહુ તોફાની છોકરો છે ને એમને બહુ હેરાન કરે છે.'

માના ગુસ્સાથી પોતે ડરવાનો નથી એ દેખાડવા અનવરે એના હાથ સરદારજીના હાથમાં રહેવા દઈ પોતાના રેશમી વાળને મરઘીની કલગીની જેમ હલાવતા ચંચળ અવાજે મા તરફ નમીને પૂછ્યું : 'અને તો પછી સરદારજી મને ગોળી મારી દેશે ?'

સરદારજીએ એને છાતીને વળગાડી દીધો અને પ્રેમથી એના ગાલ પંપાળતાં કહ્યું : 'ગાંડો જ છે ને ! જોને કેવું બોલે છે ! બુલબુલની જેમ ચહેકતા બચ્ચાને તે કોઈ ગોળી મારતું હશે ?' પછી એનું ધ્યાન બીજે દોરવા માટે એમણે પૂછ્યું 'બોલ, શું ખાઈશ ?'

અનવરે ફટાક દઈને 'કંઈ નથી ખાવું' કહ્યું. પછી અચાનક પોતાને તરસ લાગી છે એવું યાદ આવતાં એ માના ખોળામાં જઈને વારે વારે કહેવા માંડ્યો : 'મા, મને પાણી દે. મા મને તરસ લાગી છે, મને પાણી દે...!'

પાણીનો ખાલી લોટો દેખાડતાં માએ કહ્યું : 'તને ખબર તો છે કે ભીડમાં પાણી ઢોળાઈ ગયું છે. હવે પાણી માટે હઠ ના કરીશ. હવે તો લખનૌ પહોંચ્યા પછી જ પાણી મળશે. એ પહેલાં પાણીબાણી માર્યું ફરે.'

સરદારજી તરત જ ઊભા થઈને બોલ્યા : 'બહેન, એ લોટો મને આપો, હું પાણી ભરી લાવું છું.'

લોટો લઈને હજી તો એણે બારીમાંથી ડોકું બહાર કાઢ્યું ત્યાં એનો સાથીદાર બોલી ઊઠ્યો. 'ઉધમસિંગ, ગાડી ઉપડવાની તૈયારીમાં છે. હું મારી વોટરબેગનું પાણી આપી દઉં છું પણ તું જઈશ નહીં...'

પણ એટલી વારમાં તો 'હમણાં આવું છું.' કહેતો ઉધમસિંગ પ્લેટફોર્મ પર કૂદીને નળ તરફ દોટ મૂકી ચૂક્યો હતો. ક્ષણવાર પછી એક લાંબી સીટી મારીને ગાડી તો ઉપડી. બારી પાસે બેઠેલા મુસાફરો જોતા હતા કે ડબ્બામાં ચડવા માટે ઉધમસિંગ પ્લેટફોર્મ પર દોડી રહ્યો હતો. દોડી રહેલા ઉધમસિંગને એના થોડાક મિત્રો કહી રહ્યા હતા : 'તું આગળના સ્ટેશનેથી ડબ્બામાં આવતો

રહેજે' તો વળી બીજા મિત્રો બૂમો પાડતા હતા : 'જરા ઝડપથી દોડ !' આ બધી ભાંજગડથી અનવર સ્તબ્ધ થઈ ગયો હતો. પોતાનાથી કોઈ ગુનો તો નથી થઈ ગયો ને ? આ બધી શંકાને કારણે એની આંખોમાંથી ચંચળતા અલોપ થઈ ગઈ. એની આંખો ફાટી ગઈ હતી. તરસ અને ભયાનક ગરમીને કારણે એના ગાલ તપીને લાલચોળ થઈ ગયા હતા. ગાડીએ હવે વેગ પકડી લીધો હતો. પાસે બેઠેલા મુસલમાન પંજાબી સૈનિકે કહ્યું : 'હવે તે નહીં પહોંચી શકે.' અને એણે એની વોટરબેગ અનવરને આપી. અનવરે એમાંથી એકાદ-બે ઘૂંટડાં પીધા ત્યાં તો દરવાજામાંથી સરદારનો અવાજ સંભળાયો... 'અનવર, જો હું પાણી લઈ આવ્યો !'

આ શબ્દો કાને પડતાંની સાથે જ અનવરે મોઢેથી વોટરબેગને ખસેડી લીધી અને સરદારજીના લાવેલા લોટામાંથી પાણી પીવા માંડ્યો. સરદારજીએ એક હાથથી લોટો પકડ્યો હતો અને એમના બીજા હાથની લાંબી આંગળીઓ અનવરના રેશમી વાળમાં ફરી રહી હતી.

આ દૃશ્યની કદર કરીને પેલા પંજાબી મુસલમાને પોતાની વોટરબેગને પાછી હતી ત્યાંની ત્યાં જ મૂકી દીધી. આ દૃશ્યને કુતૂહલથી જોઈ રહેલા સૈનિકોમાંથી એક જાટ સૈનિક જરાક હસીને બોલી ઊઠ્યો : જુઓ ભાઈ મુહબ્બત કેવી વસ્તુ છે !'

ગુલાબની પાંખડી પરથી ઝાકળનાં ટીપાંને લૂછતા હોય એટલી નઝાકતથી અનવરના હોઠ પરથી પાણી લૂછતા સરદારજી એટલું જ બોલી શક્યા : 'મારો લક્ષ્મણ પણ આટલો જ મોટો થઈ ગયો હશે !' આટલું બોલતાંમાં તો જે રીતે ચોમાસામાં તળાવ છલકાઈ જાય એ રીતે સરદારજીની આંખો ઉભરાઈ ગઈ. ગળું રુંધાઈ જવાથી એ આગળ કંઈ ન બોલી શક્યા.

આ ઘટનાને બે અઢી વર્ષ વીતી ગયાં. બે દિવસ પછી તો સ્વતંત્રતા દિવસ !

ભારતનો પહેલો સ્વતંત્રતા દિવસ ! કરોલ બાગની જામિયા મિલિયા સ્કૂલમાં સ્વતંત્રતા દિવસ ઉજવવાની તૈયારીઓ ચાલી રહી હતી. આખી નિશાળને ફૂલો અને પાંદડાંથી શણગારી હતી. વિદ્યાર્થીઓના આનંદઉલ્લાસને કોઈ સીમા નો'તી. હું વર્ગે વર્ગે ફર્યો. છોકરાઓએ ખૂબ જ મહેનતથી તૈયાર

કરેલાં ચિત્રો, તોરણો, રમકડાં અને ચાર્ટ જોયાં. ત્યાં કેન્ટિન છોકરાઓ જ ચલાવતા હતા. ખાવાની વાનગીઓ પણ વિદ્યાર્થીઓ પોતે જ તૈયાર કરતા હતા. હિંદુસ્તાનના બાળ નાગરિક અહીં તૈયાર કરવામાં આવતા હતા. હિંદુસ્તાનના બાળ નાગરિક અહીં તૈયાર કરવામાં આવતા હતા. ડૉ.ઝાકીર હુસૈન તથા એમના સાથીઓના સ્વપ્નબાગના ઉછરતા કોમળ રોપાઓને એ દિવસે જાણે અમે અમારી આંખ સામે જોતા હતા. થોડી વારમાં ઘંટ વાગ્યો. અમને નિશાળ બતાવવા આવેલા શિક્ષકોએ અમને સૂચન કર્યું કે અત્યારે વિદ્યાર્થીઓ સભાખંડમાં એમના કાર્યક્રમનું રિહર્સલ કરી રહ્યા છે એ જોવા અમારે જવું.

સૌ પહેલાં જામિયા મિલિયાનું ઝંડાગીત રજૂ થયું. પછીથી દરેક પ્રાથમિક શાળામાં હંમેશાં થતા હોય તેવા કાર્યક્રમો થયા. આવા બીબાંઢાળ કાર્યક્રમ જોઈને કંટાળેલો હું ઊઠવાની તૈયારીમાં જ હતો ને મહાકવિ ઇકબાલના શબ્દો 'સારે જહાં સે અચ્છા...' કાને પડતાં મેં થોડી વાર બેસવાનું નક્કી કર્યું. શુદ્ધ ઉર્દૂ ઉચ્ચારણ સાથે કાવ્ય ગાનાર આ વિદ્યાર્થી કોણ ? તાજા સફેદ ગુલાબ જેવો ખીલેલો ચહેરો અને જવના ફૂલ જેવી માંજરી આંખોવાળો છોકરો ગાતો હતો.

'હમ બુલબુલેં હૈં ઉસકી, વહ ગુલિસ્તાં હમારા !'

બુલબુલ ? ગોરો ગોરો ચહેરો ? માંજરી આંખો ? મને ધીમે ધીમે ભૂતકાળની વાતો યાદ આવવા લાગી. મંચ પર પેલો છોકરો ગાઈ રહ્યો હતો :

'એ આબે રુદે ગંગા, વો દિન હૈં યાદ તુઝકો
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા.'

એ... ગંગા તને એ દિવસ યાદ છે ?... અરે તો પછી મને કેમ કશું પણ યાદ નથી આવતું ? મેં આ છોકરાને ક્યાં જોયો હતો ? ક્યાં ?...

'હિંદી હૈ હમ, વતન હૈ હિંદોસ્તાઁ હમારા !'

આ પંક્તિ સાથે એણે એનું ગાયન પૂરું કર્યું. તાળીઓનો ગડગડાટ થયો. મારાથી રહેવાયું નહીં એટલે મેં મારી પાસે બેઠેલા શિક્ષકને પૂછ્યું : 'આ વિદ્યાર્થી કોણ છે ?'

'આ ગીત ગાયું તે ? અનવર હુસૈન. શાળાના હોંશિયાર છોકરાઓમાંનો તે એક છે.'

'લખનૌનો છે ?'

'હા, લખનૌનો છે. તમે કેવી રીતે ઓળખો ?'

મેં હસીને ટાળ્યું 'ના રે ના, હું નથી ઓળખતો.'

અનવર ! હવે ઓળખ પડી. શાળાના સંચાલકને મળીને હું બહાર નીકળ્યો ત્યારે ઘણા દિવસથી ખોવાઈ ગયેલી કોઈ અણમોલ ચીજ મળી ગઈ હોય એવો આનંદ થતો હતો. મારું મન પતંગિયાની પાંખ જેવું હળવું થઈ હવામાં તરી રહ્યું હતું. ઉનાળાની એ બપોર, ગાડીની એ ભીડ, ઘરે પહોંચવા તલપાપડ થયેલા અ સૈનિકો, અનવર, એની મા, પેલા શીખ સૈનિકની વાત્સલ્ય છલકાતી આંખો – પળવાર મને લાગ્યું કે હું હજી ગાડીમાં જ બેઠો છું.

હું મારા વિચારોમાં એવો તો ખોવાયેલો હતો કે કરોલ બાગ તરફથી બારાખંભા તરફ જતી બસના ડ્રાઇવરે મને બાજુ પર ખસી જવા માટે જોરજોરથી હોર્ન વગાડ્યું પણ મારી ધૂનમાં મસ્ત હોવાને કારણે મને એ સંભળાયું જ નહી. છેવટે ડ્રાઇવરે જોરદાર બ્રેક મારી. એક કર્કશ અવાજ સાથ ધૂળના ગોટેગોટા ઉડાડતી બસ થોભી ગઈ. અને નાકા પરનો શીખ દુકાનદાર 'અરે બાબુજી... બાબુજી...' કરતો મારી પાસે દોડી આવ્યો. હું કેટલા મોટા સંકટમાંથી બચી ગયો હતો એની મને જાણ જ નો'તી. ડ્રાઇવરે મારી સામ તુચ્છકારભરી નજર જોયું, પણ પછી મારાં કપડાં તરફ જોઈ ગાળો દીધા વગર જ એણે બસ ચાલુ કરી દીધી ! પેલા પ્રચંડકાય સરદારે મારો હાથ પકડી જરા મજાક કરતાં પૂછ્યું : 'આત્મહત્યા કરવાનો ઈરાદો હતો કે શું ?'

'ના !' મેં હસીને કહ્યું.

'એક જરાક માટે બચી ગયા ! એવા તે કેવા સપનામાં ખોવાયેલા હતા તમ ?' મેં એને જવાબ ન આપ્યો. અને અચાનક જ પૂછી બેઠો :

'ઉધમસિંગ, તમે અહીં કવી રીતે ?'

મેં એને નામ દઈને બોલાવ્યા એટલે એ નવાઈ પામી ગયા.

'હેં, જી ? તમે મને કેવી રીતે ઓળખો ? હું તો કેવો ભૂલકણો ? તમને

ક્યાંય જોયા હોય એવું મને કેમ યાદ નથી આવતું ? આમ એક બાજુ પોતાની જાતને દોષ દેતા, બીજી બાજુ 'આવો આવો બાબુજી, મેં તમને ન ઓળખ્યા, માફ કરજો, મારી દુકાનમાં તો આવો...' એવું કહેતા કહેતા એ મને એની દુકાનમાં લઈ ગયો. દુકાનની બેઠકને હાથથી ખંખેરતાં એણે મને કહ્યું : 'આવો બાબુજી બેસો.' બેસતાંની સાથે જ મેં પૂછ્યું.

'તમારો લક્ષ્મણ તો હવે નિશાળે જતો હશે ને ? એ ક્યાં છે ?'

હવે તો ઉધમસિંગના આશ્ચર્યની કોઈ સીમા ન રહી. આ અજાણ્યો માણસ એનાં ઘરનાં વિશે આટલું બધું જાણે છે અને એને તો એના વિશે કોઈ વાત યાદ નથી આવતી. આ વિચારે એને હેરાન પરેશાન કરી દીધો. એના મનને થતું દુઃખ મને સ્પષ્ટ દેખાતું હતું.

'લક્ષ્મણ ને ? એ તો પિંડીમાં રહે છે...' એવો ટૂંકો જવાબ આપીને એ મૂંગો થઈ ગયો. એને વધુ વાર ટટળાવવો મને ઠીક ન લાગ્યું એટલે મેં એને પેલી મુસાફરીની યાદ અપાવી. અને પૂછ્યું : 'તમને પેલો અનવર યાદ છે ? એ અહીં જામિયામાં જ છે. મેં એને આજે જ જોયો.'

'ઓહો ! પેલો મુસલમાન છોકરો ? હા, હશે. જામિયામાં જ હશે. ત્યાં નહીં હોય તો બીજે ક્યાં હશે ?!' ઉધમસિંગ એકદમ સપાટ અવાજે બોલતો હતો. હું એની આંખો સામે જોતો હતો પણ મને એની આંખોમાં એ દિવસવાળી વાત્સલ્યની છાયા ક્યાંય નજરે ના પડી. મને થયું કે આ ફૌજી માણસો આપણી દક્ષિણની નદીઓ જેવા હતા કે શું ? વરસાદ આવે ત્યારે પૂર અને ન આવે ત્યારે ધૂળના ગોટા. એનું લાગણીનું ઝરણું ફરીથી ફૂટી નીકળે એટલા માટે મેં એને પૂછ્યું : 'એ સરસ મીઠડો છોકરો છે નહીં ?'

મારી સામે ચાની પ્યાલી ધરીને ઉધમસિંગ તિરસ્કારભર્યા અવાજે બોલ્યા. 'હા રૂપાળો છે પણ સાપનો કણો છે.'

હોઠ સુધી લઈ ગયેલા કપને અચાનક બાજુ પર ખેસવતાં મેં ચમકી જઈને પૂછ્યું : 'શું મતલબ ?'

'મતલબ સ્પષ્ટ છે બાબુજી. એ મુસલમાનની ઓલાદ છે એ ભૂલશો નહીં !' ઉધમસિંગ કડવાશથી હસ્યો. એની આંખોમાં કિરપાણની ધાર જેવી ચમક હતી.

સ્વાતંત્ર્યદિવસનો નશો લાંબો ના ટક્યો. ટકે પણ કેવી રીતે ? બગીચામાં કળીઓ બેસે ને કડકડતી ટાઢ પડવાથી ફૂલ થયા પહેલાં જ બધી કળી બળી જાય એવી દશા હતી. હજી તો સ્વતંત્રતા દિવસનાં મંગલાષ્ટકો ગવાઈ રહ્યાં હતાં ને મંડપે આગ પકડી હતી. અમૃતસર, લાહૌર, સિયાલકોટ... એક પછી એક શહેર, ગામ અને વસ્તી ભડકે બળતાં હતાં. અને આ અભૂતપૂર્વ દાવાનળ ચોદિશામાં ફેલાઈ રહ્યો હતો. સર્વનાશી ભગવાન શંકરના તાંડવનૃત્યનો પગ ક્યારેક અહીં તો ક્યારેક બીજે પડતો હતો. એના ડમરુનો ભીષણ અવાજ આકાશને કંપાવતો, દિલ્હીના ચાર મિનારને ધ્રુજાવતો હતો. અનું બીભત્સ અટ્ટહાસ્ય ધીરે ધીરે અમારી વિચારશક્તિને ખલાસ કરી રહ્યું હતું. અમારું માનવતાનું મહોરું ઓગળી રહ્યું હતું અને અમારા ચહેરા પર શિયાળની આંખો ફૂટી નીકળી હતી, વાઘના નખ ઊગ્યા હતા, જંગલી ડુક્કરનો દંતુશૂળ અને બકરાનું શિશ્ન ઊગી નીકળ્યું હતું ! આજ સુધી માણસે કઈ ચીજને પ્રિય માની છે ? પ્રિયતમાનો પ્રેમ ? કઈ ચીજને પવિત્ર માની છે ? માનાં આંસુ ? કઈ ચીજને મધુર માની છે ? બાળકોના હાસ્યને ? તો પછી આ બધી પ્રિય, પવિત્ર અને મધુર વસ્તુઓને પગની એડી તળે કચડીને, એમના આર્તનાદોને અટ્ટહાસ્યોમાં ડુબાડીને પોતાનાં સ્વજનોના લોહીથી ખરડાયેલા પંજાઓ નિર્લજ્જપણે ઊંચા કરી, નરપશુ બનીને, પ્રલયકાળે નાચતા હોઈએ એમ દુનિયાની સામે નાગા થઈ આપણે ખુશીથી કેમ નાચતા-કૂદતા હતા ? પોતાની જ માતાની છાતીઓ, પત્નીની જાંઘો અને બાળકોનાં ગળા કાપવાનાં દૃશ્યો ઉઘાડી આંખે જોવાનો દિવસ માણસે જ માણસને દેખાડ્યો હતો.

હજી સુધી દિલ્હીને આગે લપેટમાં નો'તી લીધી. પણ વાયુવેગે આવતી જ્વાળાઓની જેમ પંજાબ તરફથી આવતા સમાચારોથી દિલ્હી સળવળી ઊઠ્યું હતું, તપવા લાગ્યું હતું, તળ ઉપર થઈ રહ્યું હતું. દિલ્હી આકુળવ્યાકુળ થઈ રહ્યું હતું. હિંદુ અને શીખોની આંખમાં લોહી ઊતરી આવેલું દેખાતું હતું તો મુસલમાનોની આંખોમાં ભયની છાયા જોઈ શકાતી હતી. આજે ફિરોજશા રોડ પર દરગાહ પાડી નખાઈ તો કાલે શાક માર્કેટમાં કોઈકને છરો ભોંકી દેવાયો. તો પરમ દિવસે જૂના કિલ્લાની બાજુમાં મુસલમાનોના

ઘર પર પથ્થરમારો થયો. આ પ્રકારની ઘટનાઓ રોજેરોજ બનવા માંડી. આંધી ફૂંકાવાની આ એંધાણીઓ હતી. મૂશળધાર વરસાદના આ પહેલાં છાંટણાં હતાં. ધીમે ધીમે એની ઝડપ વધતી જતી હતી. અને જેવા પશ્ચિમ પંજાબમાંથી, સોનપત-પાણીપત થઈને, તપેલા લોખંડના પ્રવાહની જેમ હિંદુ-શીખ નિર્વાસિતોનાં ધાડાં દિલ્હીમાં પ્રવેશ્યાં ત્યારે પહેલાં તો એમની દુર્દશાથી લોકોનાં મન બળીને કોલસા થઈ ગયા. પણ પછી એ કોલસા પરની રાખ ઊડી ગઈ અને અંગારા તગતગી ઊઠ્યા. નિર્વાસિતોનો એક એક શબ્દ સાંભળનારાને તળે ઉપર કરી દેતો હતો અને એમની આંખોમાંથી ટપકતા એક એક આંસુ સાંભળનારાઓને સળગાવી મૂકતા હતા. દિલ્હીના વાતાવરણમાં એક શબ્દ ગુંજી ઊઠ્યો : 'બદલો ! ન્યાય ! લોહીના બદલામાં લોહી...!!!'

ધીમે ધીમે દરેક ખૂણે, દરેક નાકે માણસોના ટોળાં ભેળા થવા માંડ્યાં. એ બધા અંદરોઅંદર ચર્ચા કરતા, કંઈક નક્કી કરતા અને પછી વિખરાઈ જતા. એવું લાગતું હતું જાણે દિલ્હીમાં મોટી સંખ્યામાં અજાણ્યા માણસો આવી ચડ્યા છે અથવા તો પછી પરિચિત માણસો જ અપરિચિત લાગી રહ્યા છે ! કારણ કે ચહેરા પરની પરિચિતતા ભૂંસાઈ ગઈ હતી. લોકો એકમેક સાથે બોલતા કતરાતા હતા. બાકી પહેલાં તો સતત વાતચીત કરતા. મરઘીનાં બચ્ચાંની જેમ ટોળામાં જ રહેતા હતા. રસ્તા પર સ્ત્રીઓ-બાળકોનું નીકળવાનું લગભગ બંધ થઈ ગયું હતું. માત્ર ઉધમસિંગની દુકાન પર અવરજવર વધી ગઈ હોય એવું મને લાગ્યું. ત્યાં આવનારા બધા ગ્રાહકો તો હતા નહીં. એક વાર મેં એને ત્યાં બહુ મોટું ટોળું ભેળું થયલું જોયું. એ દિવસે ઉધમસિંગ સાથે અચાનક થઈ ગયેલી મુલાકાત પછી ક્યારેક ક્યારેક હું એની દુકાને જઈ ચડતો'તો. કંઈ થયું છે કે શું ? એ જોવા માટે હું ત્યાં જઈ ચડ્યો. મેં જોયું કે ઉધમસિંગ પથ્થર જેવો નિશ્ચલ બેઠો હતો અને બાકીની મંડળી ભવાં ચડાવી, કઠોર ચહેરે એની ફરતે ઊભી હતી. કોઈ કશું બોલતું નો'તું. અક પ્રાણી જેમ સૂંઘીને બીજા પ્રાણીની વાત સમજી લે છે એમ હું પામી ગયો કે આ બધાના મનમાં કડવાઝેર વિચારો ખદબદતા હતા. મારા મનના કોઈ ખૂણામાંથી પણ જાણે કે ક્રોધનો ઝરો ફૂટતો હોય એવું લાગ્યું. મારી આંખો

પર ધૂંધળો પડદો પડી ગયો હતો એવું લાગ્યું. મને લાગ્યું કે હું પણ બદલાઈ ગયો હતો. મેં ધીમેથી બૂમ મારી : 'સરદારજી... ઉધમસિંગ...!'

ઉધમસિંગે એના એકબીજામાં પરોવાયેલા હાથ છોડીને, એની થીજીને પથ્થર થઈ ગયેલી નજર મારા તરફ નાખી. મેં પૂછ્યું : 'શું થયું ?'

વિચિત્ર રીતે કઠોર હાસ્ય વેરતા ઉધમસિંગ બોલ્યો :'શું થવાનું ? જે રાવલપિંડીમાં થયું, સિયાલકોટમાં થયું, મુલતાનમાં થયું, આખા પંજાબમાં થયું... તે જ થયું !'

'પણ શું થયું !'

'મારું સત્યાનાશ નીકળી ગયું બાબુજી !' ઉધમસિંગે ઊભા થઈ એનો પોલાદી પંજો મારા ખભા પર મૂકતા કહ્યું.

'કંઈ વાંધો નહી –' અને પછી ફક્ત મને નહીં, ત્યાં ભેળા થયેલા લોકોને જ નહીં પણ દિલ્હીના ખૂણે ખૂણે ભેળી થયેલી આવી ટોળકીઓને ઉદ્દેશીને કહેતો હોય એમ એ બોલ્યો : 'કાલે દિલ્હીમાં કયામત આવશે. બધા સાપોને કચડી નાખવામાં આવશે !'

અને ખરેખર જ દિલ્હીમાં બીજા દિવસે કયામતનો દિવસ ઊગ્યો. મુસલમાનોનાં ટોળાં બૈરી-છોકરાંને લઈને જ્યાં છુપાઈ શકાય ત્યાં જવા માંડ્યાં. ધોળે દિવસે, છડેચોક એમના પર હુમલાઓ થવા માંડ્યાં. એક પછી એક ઘર ભડકે બળવા લાગ્યાં, રાખ થવા લાગ્યાં. સળગતાં ઘરોના ધુમાડાથી હવામાં એક વિચિત્ર વાસ ભળી ગઈ અને આકાશમાં ધુમાડાનાં વાદળ છવાઈ ગયાં. ભરવાડ વગરનાં ઘેટાંને જે રીતે શિયાળવાં ઘેરી લે અને એક એક ઘેટાને મારી નાખે બરાબર એવું જ એ દિવસે આખા શહેરમાં શરૂ થયું હતું. આ બધામાં હું ક્યાં હતો ? શું કરતો હતો ? મારા મનમાં શાના વિચારો ચાલતા હતા ?

જે કંઈ ચાલી રહ્યું હતું તે મને નો'તું ગમતું ? ખરું પૂછો તો એવું નો'તું. મેં પોતે ભલે કોઈને લૂંટ્યા નો'તા, કોઈના પેટમાં છરો નો'તો ખોસ્યો, કોઈ મુસલમાન છોકરીને ઘરમાં નો'તો ઘસડી લાવ્યો... આ બધી વાત સાચી. પણ મેં એવું કેમ નથી કર્યું ? કારણ કે હું મનથી નબળો હતો, નપુસંક હતો માટે. બીજા લોકોએ આચરેલી નૃશંસતા જોઈને હું ચોરની માફક રાજી

થતો હતો. આ કબૂલ ન કરવાનો શો અર્થ છે? એટલે જ તો હું શહેર આખ્ખાના રસ્તાઓ પર ફરતો હતો. પ્રથમ હરોળમાં બેસીને રંગમંચ પરનું નાટક જોતો હોઉં એટલા રસથી આ બીભત્સ નાટકની પ્રત્યેક ઘટનાને જોતો હતો. જે રીતે ચિત્તો હરણની માંસલ ગર્દનમાં એના નખ ખૂંપાવે ને જોનારના હાથ સળવળી ઊઠે, દાંત પીસાઈ જાય, જે રીતે પશુઓનું મૈથુન જોઈને જોનારનું લોહી તપી જાય, એનાં અંગઉપાંગમાં મસ્તીની લહર દોડી જાય... બસ બરાબર એવા જ હાલ મારા હતા. એ બપોરે હું એવો જ પ્રેક્ષક બન્યો હતો. મારી નજર સામેના આક્રમણખોરો સાથે હું મનથી ભાગીદાર થયેલો હતો. એમણે વહેવડાવેલા લોહીમાં પોતાના હાથ બોળવાનો કાલ્પનિક આનંદ માણનારો, એમણે ભગાવેલી છોકરીઓની ભયથી થરથર કાંપતી ગોરી છાતીઓ પર મારા હાથનો પંજો દબાવું છું એવી કલ્પનામાં રાચનારો પ્રેક્ષક ! એમના દરેક કૃત્યમાં હું મનથી હિસ્સેદાર હતો. એમના દરેકેદરક અત્યાચારમાં મારી કાયિક નહીં તો માનસિક ભાગીદારી તો હતી જ.

બપોરના બે વાગ્યા હશે. જામિયા મિલિયાની બાજુમાં ક્યાંક, કશીક ધમાલ થઈ એવી વાત મારા કાને આવી. મારા પેટમાં ફાળ પડી. તરત જ હું એ બાજુ જવા નીકળી પડ્યો. ત્યાં નજીક જઈને જોયું તો પ્રાથમિક શાળાના મકાનમાંથી આગની જ્વાળાઓ અને ધુમાડાના ગોટગોટા નીકળતા હતા. નજીકના ઝાડના સૂકાઈ ગયેલાં પાંદડાં અને કાગળિયાંની બળીને કાળી પડી ગયેલી થોકડી પવનમાં ઊડતાં હતાં. ગભરાઈ ગયેલા કાગડા-કબૂતર ભાગી છૂટવા આમતેમ ઉડાઉડ કરતા હતા. ટોળાંનો દેકારો સંભળાતો હતો. બસ્સો ત્રણસો મુસલમાન સ્ત્રી-પુરુષ અને બાળકો એ બાજુથી મારા તરફ આવી રહ્યા હતા. આવતા હતા ? કહો કે ઘસડાઈ રહ્યાં હતાં. ડરે એમના પગમાંથી ચાલવાની તાકાત લઈ લીધી હતી. રસ્તાની બેઉ બાજુ ઊભેલાં ટોળાં એમની હલકી મશ્કરી કરી રહ્યાં હતાં, એમને ગાળો ભાંડી રહ્યાં હતા, એમના પર હસી રહ્યાં હતાં. પણ હજી ટોળું બેકાબૂ નો'તું થયું. હજી ટોળાએ હાથ નો'તો ઉપાડ્યો.

નાકા પર જ ઉધમસિંગની દુકાન હતી. ત્યાં પહોંચતાંની સાથે જ આખું દૃશ્ય બદલાઈ ગયું. પેલા ડરતા ડરતા જઈ રહેલા કાફલા પર પચ્ચાસ-પંચોતેર

જુવાનિયા તૂટી પડ્યા. લાઠીઓ, બરછીઓ, છરાના ઘા થવા માંડ્યા. પુરુષો આ હલ્લાને કારણે ભાગવા લાગ્યા. છોકરાઓને છાતીસરસા ચાંપીને સ્ત્રીઓ ગાયોની જેમ ભાંભરડા નાખવા લાગી. પાણી ભરેલા વાસણને ઊંધું પાડો ને જેમ પાણીનો પ્રવાહ વહી નીકળે એમ ડામરના રસ્તા પર ઠેકઠેકાણે લોહી વહેવા માંડ્યું. ઢળી પડેલા માણસો, હાથ-પગ પછાડી, આર્તનાદ પાડી પછી શાંત પડી જતા હતા !

એટલામાં બાજે પકડેલું પંખી ચિત્કારે એવો કાળજું કંપાવતો એક ચિત્કાર મારા કાને પડ્યો. મેં જોયું તો ઉધમસિંગે એના ડાબા હાથની લોખંડી પકડમાં એક છોકરાના માથાના મોવાળા પકડ્યા હતા. એના જમણા હાથમાં લોહીથી ખરડાયેલી કિરપાણ હતી જે એણે છોકરાની છાતી પર ધરી રાખી હતી. છોકરાની માંજરી આંખોની ચમક ડરની મારી બુઝાઈ ગઈ હતી. એના કોમળ હોઠ ભયના કારણે ફિક્કા પડી ગયા હતા. એ કંઈક બોલવા માગતો હતો પણ એના મોંમાંથી એક શબ્દ નીકળતો નો'તો.

હા, હું એ છોકરાને ઓળખી ગયો. એ અનવર હતો. અનવર જ હતો એ. ગ્લેડિયાના ફૂલ જવો પ્રફુલ્લિત, સસલા જેવો નાજુક, બુલબુલની જેમ ચહકતો અનવર ! ના, એને તો ન જ મરવા દેવાય. મારી બધી જ તાકાત એકઠી કરીને માર બૂમ પાડવી હતી કે, 'ઉધમસિંગ, હાથ પાછો લે ! અરે આ તો આપણો અન્વર છે !' પણ આ શબ્દો મારા મોમાંથી નીકળે એ પહેલાં તો ઉધમસિંગની કિરપાણ અનવરની છાતીની આરપાર નીકળી ચૂકી હતી.

જેના રેશમ જેવા વાળ પર એ દિવસે ઉધમસિંગે વહાલથી હાથ ફેરવ્યો હતો, એ તરસ્યો થયો ત્યારે જેને પોતાના હાથે પાણી પીવડાવ્યું હતું, એ સસલું, એ બુલબુલ દિલ્હીના ડામરના રસ્તા પર ચાંગળાંભેર લોહીમાં શાંત પડ્યું હતું ! એના હોઠની લાલી હવે પાછી આવી ગઈ હતી. ગરમીને કારણે એના ગાલ ગરમ હતા. એના રેશમી મુલાયમ વાળ રેશમના દોરાની જેમ ચમકતા હતા. મને લાગ્યું કે જો ઉધમસિંગ પાછો એની પાસ જશે તો હજુ પણ એ એના સસલા જેવા હાથ એના ખભા પર મૂકીને લાડથી ટહુકી ઊઠશે, 'ચાચાજી !...'

મૂળ શીર્ષક : ચુળકાભર પાણી, ચુળકાભર રક્ત

નાના સાહેબના હુલામણા નામે જાણીતા ના.ગ.ગોરે સાહિત્યની દુનિયા કરતાં કદાચ રાજકારણની દુનિયામાં વધુ જાણીતા હતા. નારાયણ ગણેશ ગોરે રાજકીય અને સામાજિક રંગભૂમિ પર અનેકવિધ ભૂમિકા ભજવવાની સાથે સાહિત્ય, સંગીતના પણ એટલા જ જાણકાર અને રસિક ભાવક હતા. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના ઉત્તમ અભ્યાસી નાનાસાહેબે મૌલિક સાહિત્ય સર્જન કરવા ઉપરાંત પંડિત નહેરુની આત્મકથા, રાજેન્દ્રપ્રસાદ લિખિત 'India Partitioned', જયપ્રકાશ નારાયણનાં પુસ્તકોનો મરાઠીમાં અનુવાદ પણ કર્યો છે. એમના સમગ્ર સાહિત્યસર્જનમાં એક વિશિષ્ટ પ્રકારની પ્રતિબદ્ધતા જોઈ શકાશે. ચહેરા પર ચમકતા તેજ જેટલી જ આ દીર્ઘદ્રષ્ટા રાજનીતિજ્ઞની બુદ્ધિ સતેજ હતી.

અહીં જે વાર્તા રજૂ થઈ છે તેમાં આપણે સામાન્ય જનની પલટાતી માનસિકતા જોઈ શકીએ છીએ. ભીષ્મ સાહનીની 'અમૃતસર આવી ગયું છે...' વાર્તામાં આ પલટાતી માનસિકતા જરાક જુદા દૃષ્ટિકોણથી આલેખાઈ છે. અહીં પલટાયેલા સંજોગોમાં વાત્સલ્યનું વૈરભાવમાં થતું રૂપાંતર આપણને સ્તબ્ધ કરી દે છે. હંમેશાં આવું જ થતું આવ્યું છે. ક્યાંક, કોઈકે પાપ કર્યાં ને બદલામાં સજા બીજા પ્રદેશના કોઈ સાવ અજાણ્યા નિર્દોષ લોકોના ભાગ જ આવી... અહીં પણ એ જોઈ શકાય છે. સજાનો ભોગ બનનાર 'આમાં મારો વાંક શો ?' એટલો પ્રશ્ન પણ નથી પૂછી શકતો. જે અનવર પર ઉધમસિંગ ઓવારી જતો હતો, વહાલ વરસાવતો હતો એ અનવર તો એનો એ જ છે... 'સારે જહાઁ સે અચ્છા હિંદોસ્તાં હમારાં' ગાતો અનવર... પણ ઉધમસિંગનાં માલમિલકત-ઘરબાર ઉજાડનારા કોઈ બીજા પ્રદેશના મુસલમાન છે... અને અનવર પણ મુસલમાન છે ! બદલો લેવા માટે આનાથી વધુ મોટા કારણની જરૂર તો આપણને કદી ક્યાં પડી જ છે ?

## મહાવેસ્સન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

જ્યારે રાજાએ બ્રાહ્મણને પોતાનાં સંતાનોનું દાન કરીને પૃથ્વીને ખળભળાવી દીધી, ત્યારે બ્રહ્મલોક સુધી હાહાકાર મચી ગયો. એનાથી હિમવન્તવાસી દેવતાઓનાં હૃદય પીગળી ગયાં. અંદર અંદર મંત્રણા કરી – માદ્રી સમયસર આશ્રમ પાછી આવશે, અને બાળકોને નહીં જુએ તો વેસ્સન્તરને પૂછશે. બાળકોને બ્રાહ્મણને સોંપી દીધાનું જાણી સ્નેહથી વ્યાકુળ થઈ ઊઠશે, તરત બાળકોની પાછળ પાછળ જશે અને એને ઘણું કષ્ટ પહોંચશે. એમણે ત્રણ દેવપુત્રોને આજ્ઞા આપી કે તમે સિંહ, વાઘ અને ચિત્તાનું રૂપ ધારણ કરી દેવીનો જવાનો રસ્તો રોકીને ઊભા રહો, સૂર્યાસ્ત પછી માર્ગ ન આપે : અને એવું કરો કે જેથી તે ચન્દ્રના પ્રકાશમાં જ આશ્રમ પહોંચે અને સિંહ વગેરે પ્રાણીઓથી એની રક્ષા કરો. જેથી એને કષ્ટ ન પડે. આ અર્થ પ્રગટ કરતી ગાથા શાસ્તાએ કહી : 'એમનો વિલાપ સાંભળીને દેવપુત્રોને આજ્ઞા કરવામાં આવી કે તમે સિંહ, વાઘ અને ચિત્તાનું રૂપ લઈને જંગલી પ્રાણી બની જાઓ. રાજપુત્રી ફળફૂલ ચૂંટીને રાત્રે પાછી ન ફરે અને આપણા વિસ્તારમાં કોઈ પણ જંગલી જાનવરનો ત્રાસ ભોગવવો ન પડે. જો આ સુંદરીને સિંહ, વાઘ, ચિત્તાએ ઇજા કરી તો જાલી નહીં રહે, કૃષ્ણાર્જિન નહીં રહે. એટલે સુંદરી પતિ-પુત્રો સાથે ભલે જીવતી રહે.

દેવપુત્રોએ 'ભલે' કહી દેવતાઓની વાત સ્વીકારી અને સિંહ, વાઘ અને ચિત્તાના રૂપમાં એના આવવાના રસ્તામાં ક્રમશઃ પડ્યા રહ્યા. માદ્રીએ વિચાર્યું કે આજે મેં દુઃસ્વપ્ન જોયું છે. આજે હું સમયસર આશ્રમ પહોંચી જઈશ. તે કાંપતી કાંપતી ફળફૂલ શોધતી રહી. એના હાથમાંથી ટોપલી પડી જતી હતી. એના ખભેથી એનું ઉત્તરીય સરી જતું હતું, જમણી આંખ ફરકતી હતી. ફળવાળાં વૃક્ષ ફળ વિનાના દેખાતાં હતાં અને ફળ વિનાનાં વૃક્ષ ફળવાળાં દેખાતાં હતાં. દસે દિશાઓ દેખાતી ન હતી. એ વિચારવા લાગી કે જે પહેલાં કદી ન થયું હતું તે આજે થઈ રહ્યું છે. એનું શું કારણ છે ?

તે કહેવા લાગી, મારી ટોપલી પડી જાય છે, મારી ડાબી આંખ ફરકે

છે, ફળ વિનાનાં વૃક્ષ ફળવાળાં દેખાય છે, મને બધી દિશાઓ મૂઢ બનાવી રહી છે. સાંજે જ્યારે સૂર્યાસ્ત થઈ ગયો અને એનો આશ્રમ પાછા ફરવાનો સમય થયો, ત્યારે જંગલી પ્રાણીઓ રસ્તો રોકીને બેસી ગયાં. સૂર્ય ક્ષિતિજે આવી ગયો છે અને આશ્રમ દૂર છે. જે કાંઈ હું અહીંથી લઈ જઈશ, એનું જ તેઓ ભોજન કરશે. મને નહીં આવતી જોઈને, એ ક્ષત્રિય એકલા બેસીને ભૂખ્યાં બાળકોને આશ્વાસન આપી રહ્યા હશે. મારા જેવી અભાગણીનાં બાળકો સાંજે જે રીતે દૂધ વિના રહેતાં હતાં, એ રીતે ફળફૂલ વિના રહેશે. આ લાચાર સ્ત્રીનાં બાળકો જેવી રીતે વાછરડું ગાયની પ્રતીક્ષા કરે છે તેવી રીતે મારી પ્રતીક્ષા કરતાં ઊભાં રહેશે, જેવી રીતે સરોવર કાંઠે હંસ પ્રતીક્ષા કરે છે તેવી રીતે આ બિચારીનાં બાળકો આશ્રમ નજીક મારી પ્રતીક્ષા જોતાં ઊભાં હશે, ત્યાં જવા માટે એક જ રસ્તો છે, એક જ પંથ છે. તળાવ અને ધોધને કારણે આશ્રમે જવાનો બીજો કોઈ રસ્તો મને દેખાતો નથી. હે પ્રાણીઓ ! તમને નમસ્કાર કરું છું. તમે જંગલમાં મહાબળવાન રાજા છો. તમે મારા ધર્મના ભાઈ છો. હું તમારી પાસે રસ્તો માંગી રહી છું. હું દેશવટો ભોગવતા શ્રીમાન રાજપુત્રની પત્ની છું. હું એમની એવી ઉપેક્ષા કરતી નથી. જે રીતે પતિવ્રતા સીતા રામની ઉપેક્ષા કરતી નથી. તમે સાંજે સૂવાના સમયે પોતપોતાનાં સંતાનોને જુઓ છો. હું પણ જાલી તથા કૃષ્ણાર્જિના મારાં બંને બાળકોને જોવા માંગું છું. ત્યાં ફળફૂલ તથા ખાદ્ય સામગ્રી ઘણી છે. હું આમાંથી અડધી તમને આપી દઈશ. તમે મને માર્ગ આપો. મારી માતા રાજપુત્રી છે, મારા પિતા રાજપુત્ર છે, તમે મારા ધર્મના ભાઈ બનો. હું માંગું છું, મને રસ્તો આપો.' જ્યારે એ દેવપુત્રોએ સમય થયેલો જોઈ વિચાર્યું કે, એને જવા દેવાનો યોગ્ય સમય છે, એટલે તેઓ ત્યાંથી જતા રહ્યા, આ વાતની સ્પષ્ટતા કરતાં શાસ્તાએ કહ્યું : 'એનું અત્યંત કરુણ રુદન તથા એની મધુર વાણી સાંભળીને પ્રાણીઓ રસ્તામાંથી ખસી ગયાં.

તેમના ચાલ્યા ગયા પછી એ આશ્રમ પહોંચી. પૂર્ણિમા ઉપોસથનો તે દિવસ હતો. એને યોગાભ્યાસ માટેની પીઠિકા ઉપર ઊભા રહીને રાહ જોતાં બાળકોને જોયાં. અગાઉ બાળકો ત્યાંથી એને દેખાતાં હતાં, એમને ન જોઈને કહ્યું – 'આ જગ્યાએ ધૂળથી ખરડાયેલાં મારાં બાળકો મારી પ્રતીક્ષામાં ઊભા

રહેતાં હતાં, જે રીતે નાનું વાછરડું પોતાની માતાની પ્રતીક્ષા કરે તેવી રીતે.'
'આ જગ્યાએ... જે રીતે સરોવર ઉપર હંસ પ્રતીક્ષા કરે તેવી રીતે.'

તેઓ હરણીનાં બચ્ચાંની માફક ઉછળતાંકૂદતા ચારે બાજુ દોડાદોડ કરતાં હતાં : આનંદપ્રમોદથી, ઊછળી-ઊછળીને માતાના હૈયાને કંપાવતાં હતાં. એ મારાં સંતાનો જાલી તથા કૃષ્ણાર્જિના મને આજે દેખાતાં કેમ નથી ? જે રીતે બકરી, હરણી અથવા પિંજરામાંથી મુક્ત પક્ષી અને માંસલોભી સિંહણ પોતાનાં બચ્ચાંને છોડીને ચાલી જાય છે, એ જ પ્રકારે હું પણ તેમને છોડીને ચાલી નીકળી હતી. મને આજે જાંલી તથા કૃષ્ણાર્જિના બંને બાળકો નથી દેખાતાં. પર્વત પર હાથીનાં પદચિહ્ન જેવાં એમનાં ચિહ્ન છે અને આ આશ્રમથી થોડે દૂર વેરાયેલી રેતીના ઢગલા છે. મને આજે મારાં બાળકો નથી દેખાતા. રેતીવાળા અને ધૂળથી ખરડાયેલાં મારાં બાળકો મારી ચારે કોર દોડતાં હતાં, એ બાળકો આજે નથી દેખાતાં. જંગલમાં દૂરથી આવતી જોતાંવેંત તેઓ પહેલાં મને આવકારવા દોડી આવતાં હતાં, તે આજે કેમ નથી દેખાતાં. બકરી અને હરણીનાં બચ્ચાંની જેમ જે આશ્રમથી આવકારવા માટે આવતાં હતાં અને મને દૂરથી જ જોઈ લેતાં હતાં, એ બાળકો આજે કેમ નથી દેખાતાં ? આ એમનું રમવાનું પીળું બીલું પડેલું છે. મારાં સ્તન દૂધથી ભરેલાં છે અને હૃદય ફાટી રહ્યું છે. મને આજે કેમ નથી દેખાતાં. મારા ખોળામાં સૂતાં હતાં, એક સ્તનને વળગેલી રહેતી હતી. તે બંને કેમ નથી દેખાતાં ? સાંજે જે ધૂળથી રગદોળાયેલાં બાળકો મારા ખોળામાં સૂતા હતા, એ બાળકો મને કેમ નથી દેખાતાં. આ આશ્રમ અગાઉ મને મેળા જેવો લાગતો હતો, આજે જ્યારે બાળકો નથી ત્યારે આ આશ્રમ મને ચકરાતો દેખાય છે. આશ્રમમાં કોઈ અવાજ કેમ સંભળાતો નથી, કાગડા સુધ્ધાં બોલતા નથી. ચોક્કસ બાળકો મૃત્યુ પામ્યાં છે.

આ પ્રકારે વિલાપ કરતી કરતી તે બોધિસત્ત્વની પાસે પહોંચી, ફળોની ટોપલી નીચે મૂકી. જ્યારે તેણે બોધિસત્ત્વને ચુપચાપ બેઠેલો જોયો અને એની પાસે બાળકોને ન જોયાં ત્યારે તે બોલી, તમે ચૂપ કેમ છો ? મારું મન અંધારી રાત જેવું બની ગયું છે. કાગડા પણ નથી બોલતા. ચોક્કસ મારાં બાળકો મરી ગયાં છે. આ શું છે ? કશું સંભળાતું નથી. પક્ષીઓ સુધ્ધાં મૃત્યુ પામ્યાં

છે. તમે ચૂપ કેમ છો ? આર્યપુત્ર ! શું મારાં બાળકોને જંગલી પશુઓ ખાઈ ગયાં ? આ વેરાન સૂના જંગલમાંથી મારાં બાળકોને ઉપાડીને કોણ લઈ ગયું ? શું એમને દૂત તરીકે કશે મોકલી દીધાં છે ? શું એ પ્રિયભાષી સૂઈ ગયા છે ? શું તેઓ રમતગમતમાં મસ્ત બનીને બહાર ગયાં છે ? નથી એમના કેશ દેખાતા અને ન જાલીના હાથ-પગ. શું પક્ષી આવી પડ્યાં છે ? મારાં બાળકોને કોણ લઈ ગયું ? આ વાત સાંભળીને પણ બોધિસત્ત્વ કશું ન બોલ્યા. ત્યારે એણે 'દેવ ! મારી સાથે બોલતા કેમ નથી ? મારો વાંક શો છે ?' પૂછીને કહ્યું, 'જાલી અને કૃષ્ણાર્જિના બંનેને જોતી નથી. આ બીજો ઘા મારા હૃદયને કંપાવી નાખે છે. હું જાલી તથા કૃષ્ણાર્જિના બંને બાળકોને જોઈ નથી શકતી અને તમે પણ મારી સાથે નથી બોલતા. હે રાજપુત્ર ! જો આજે રાત્રે જ મને નહીં કહો તો એવું લાગે છે કે તમે મને સવારે મરેલી જોશો.' બોધિસત્ત્વે એનો પુત્રશોક દૂર કરવાની આશયથી કઠોરતાથી કહ્યું, 'હે માદ્રી ! હે શ્રેષ્ઠ નારી ! હે રાજપુત્રી ! હે યશસ્વિની ! તું ફળફૂલ લેવા સવારે ગઈ હતી અને હવે રાતે પાછી ફરી છે.' એણે બોધિસત્ત્વની વાત સાંભળીને ઉત્તર આપ્યો, 'શું તમે તળાવ પર પાણી પીવા આવેલા સિંહ અને વાઘની ગર્જનાઓ સાંભળી ન હતી ? ઘોર જંગલમાં ફરતી હતી ત્યારે આવી પડનારા દુઃખનો અણસાર તો આવેલો, મારા હાથમાંથી ટોપલી પડી ગઈ અને ખભેથી ઉત્તરીય સરી ગયું હતું. ત્યારે મેં વ્યથિત અને ભયભીત બનીને વારંવાર હાથ જોડીને સર્વ દિશાઓને કલ્યાણપ્રાપ્તિ માટે નમસ્કાર કર્યા. રાજપુત્રને સિંહ, ચિત્તા વગેરે ઇજા ન પહોંચાડે અને બાળકો રીંછ, વરુ તથા લોંકડીથી સુરક્ષિત રહે. સિંહ, વાઘ અને ચિત્તા આ ત્રણે જંગલી પશુઓએ મારો રસ્તો રોકી લીધો. આથી હું સાંજે આવી.

બોધિસત્ત્વે એની સાથે આટલી જ વાત કરી. પછી સૂર્યોદય સુધી કશું ન બોલ્યા. ત્યારથી માદ્રી અનેક પ્રકારે વિલાપ કરતી રહી – મેં જટાધારિણીએ બ્રહ્મચારિણીએ રાતદિવસ પતિ તથા પુત્રોની સેવા શિષ્ય ગુરુની કરે એવી સેવા કરી. હે બાળકો ! તમારા હિત માટે જ હું અજિન ચર્મ ધારણ કરીને રાત-દિવસ વનના ફળફૂલ વીણતી ફરું છું. આ હું સ્વર્ણ-વર્ણ હળદર લાવી છું અને આ પીળું બીલું અને હે પુત્ર ! આ બીજા વૃક્ષ પર પાકેલાં ફળ છે.

આ તમારાં રમકડાં છે. આ કંદમૂળ છે, શિંઘોડા છે. અને હે ક્ષત્રિય ! આને પુત્રોની સાથે, આ બધું મધમાં મેળવીને ખાઓ, જાલીને પદ્મ આપો અને કુમારીને કુમુદ. નાચતા માલાધારીઓ ને જુઓ, શિવિપુત્રને બોલાવો. હે રાજા ! મધુર સ્વરવાળી, સુંદર આશ્રમમાં આવનારી કૃષ્ણાર્જિનાનું પણ ધ્યાન રાખો. આપણે બંને સુખદુઃખમાં સરખી રીતે ભાગીદાર રહ્યા છીએ. અને આપણને દેશનિકાલ કર્યા છે. મને જાલી તથા કૃષ્ણાર્જિના બાળકો દેખાડો. મેં બ્રહ્મચારી, સદાચારી, વિદ્વાંન શ્રમણ – બ્રાહ્મણોને આ ધરતી પર શાપ્યા હશે. તેથી જ આજે હું જાલી તથા કૃષ્ણાર્જિનાને જોઈ નથી શકતી.'

એનો આ પ્રકારે વિલાપ સાંભળીને પણ બોધિસત્ત્વે કશું ન કહ્યું. એનું મૌન જોઈને કાંપતી માદ્રી ચન્દ્રમાના પ્રકાશમાં બાળકોને શોધવા લાગી. જાંબુના વૃક્ષની નીચે અને બીજે બધે જ્યાં જ્યાં તેઓ રમતાં હતાં, એ સ્થળો શોધતાં શોધતાં વિલાપ કરતી તે કહેવા લાગી. 'આ જાંબુનાં વૃક્ષ છે, વેદિસા વૃક્ષ છે, સિન્ધુવારિકા વૃક્ષ છે તથા બીજાં અનેક પ્રકારનાં વૃક્ષો છે, બાળકો દેખાતાં નથી. આ એ ઉદ્યાન છે અને એ શીતળ જળવાળી નદી છે. અહીં તેઓ પહેલાં રમ્યા કરતાં હતાં, બાળકો દેખાતાં નથી. આ પર્વત ઉપર વિવિધ પ્રકારનાં ફળો છે, તેઓ અગાઉ ખાતાં હતાં. બાળકો દેખાતાં નથી. પહેલાં જેમની સાથે તેઓ રમતા હતાં તે ઘોડા અને બળદ છે, તે બાળકો નથી દેખાતાં. જ્યારે એણે પર્વતની ઉપર બાળકો જોયાં નહીં એટલે ત્યાંથી ઊતરીને ફરી આશ્રમમાં આવીને તેમને ખોળવા લાગી. ત્યાં એમનાં રમકડાં જોઈને બોલી, આ મૃગ છે, આ સસલું છે, આ ઘુવડ છે અને આ ઘણાં બધાં કદલી મૃગ છે, આ બધાં સાથે તેઓ પહેલાં રમતાં હતાં. હવે એ બાળકો દેખાતાં નથી. આ હંસ છે, આ ક્રૌંચ છે, આ સુંદર પીંછાંવાળા મોર છે. તેમની સાથે પહેલાં બાળકો રમતાં હતાં. હવે એ બાળકો દેખાતાં નથી.

. જ્યારે એને આશ્રમમાં પણ વહાલાં બાળકો દેખાયાં નહીં, ત્યારે એ ત્યાંથી અનેક પ્રકારનાં પુષ્પોથી સમૃદ્ધ એવા વનમાં ગઈ. એ સ્થાન જોઈને તે બોલી,

આ સદા પુષ્પિત રહેનારાં વનસમૂહ છે, અહીં તેઓ અગાઉ રમતાં હતાં. હવે એ બાળકો દેખાતાં નથી. આ એ રમણીય સરોવરો છે, અહીં ચકવાક ગુંજન કરે છે અને આ સરોવરો મન્દાલક, પદ્મથી, ઉત્પલથી છવાયેલાં

છે, અહીં પહેલાં બાળકો રમતાં હતાં, હવે એ દેખાતાં નથી. જ્યારે એને ક્યાંય પણ બાળકો દેખાયાં નહીં, તો ફરી વાર બોધિસત્ત્વ પાસે ગઈ અને એને ચિંતાતુર જોઈને બોલી. ન તો તમે લાકડાંઓ ચીર્યાં, નથી પાણી ભરીને રાખ્યું, ચૂલો પણ નથી પેટાવ્યો, તમે શું વિચારી રહ્યા છો ? પહેલાં તો પ્રિય વ્યક્તિઓનો મેળાપ થવાથી દુઃખ દૂર થઈ જતું હતું. મને આજે જાલિ તથા કૃષ્ણાર્જિના બંને બાળકો દેખાતાં નથી. તે આટલું બોલી છતાં બોધિસત્ત્વ ચુપચાપ બેસી જ રહ્યા. એ કાંઈ પણ બોલ્યા નહીં એટલે શોકમગ્ન, ઘવાયેલી હરણીની જેમ કાંપતી, જ્યાં જ્યાં પહેલાં ગઈ હતી ત્યાં ત્યાં ફરી ગઈ. તે બોલી, 'દેવ ! મને એ દેખાતાં નથી. એ પણ નથી જાણતી કે કેવી રીતે મૃત્યુ પામ્યાં ? કાગડાય નથી બોલતા, મારાં બાળકો ખરેખર મરી ગયાં છે.

આટલું બોલવા છતાં બોધિસત્ત્વ મૌન રહ્યા. પુત્ર-શોકથી વિહ્વળ થવાને કારણે, એ ત્રીજી વખત પણ એ જ જગ્યાએ વાયુવેગે ઘૂમી વળી, એક રાતમાં તે એની એ જ જગાએ ઘૂમી ઘૂમીને પંદરેક યોજન કાપ્યા. રાત વીતી ગઈ. સવાર પડી એ ફરી વાર બોધિસત્ત્વ સામે ઊભી રહીને વિલાપ કરવા લાગી, તે પર્વતો તથા વનમાં વિલાપ કરી ચૂક્યા બાદ, ફરી વાર પતિ પાસે આવી રડવા લાગી, 'દેવ ! હું વૃક્ષોની નીચે, પર્વતોમાં અને ગુફાઓમાં ઘૂમું છું. મને ખબર નથી પડતી કે તેઓ કેવી રીતે મૃત્યુ પામ્યાં.' એ પ્રકારે એ શ્રેષ્ઠ દેવી, યશસ્વિની, રાજપુત્રી હાથ લાંબા કરીને રડતી રડતી જમીન પર ફસડાઈ પડી. એ મૃત્યુ પામી છે એમ સમજીને બોધિસત્ત્વ વિચારવા લાગ્યા, માદ્રી વિદેશમાં ખોટી જગ્યાએ મૃત્યુ પામી. જો જેતુત્તર નગરમાં એનું મૃત્યું થયું હોત, તો સારી રીતે એવો મરણોત્તર વિધિ થાત. બંને રાજ્યોમાં હાહાકાર મચી ઊઠત. હું જંગલમાં એકલો છું. હું શું કરું ? એને ઘણો શોક થયો પણ એણે જાત સંભાળી અને જરા જોઉ તોં ખરો એમ વિચાર્યું, એના હૃદય પર હાથ મૂકીને જોયું તો ગરમ લાગ્યું. એ કમંડળમાં જળ લઈને આવ્યા. સાત મહિના સુધી એનો શરીરસંસર્ગ થયો ન હતો, સ્નેહથી અધિકતા કારણે એ પ્રવજ્યા લીધી છે એ વાતનો ખ્યાલ રાખી ન શક્યો. એણે અશ્રુપૂર્ણ નેત્રો સાથે એનું માથું ઊંચક્યું અને પોતાની સાથળ પર મૂક્યું અને પાણીનો છંટકાવ કર્યો, બેઠાબેઠા જ એની છાતી અને મ્હોં પર હાથ ઘસતો રહ્યો. માદ્રી થોડી

વાર પછી ભાનમાં આવી. એ ઊઠી અને લજ્જા-ભયનો ખ્યાલ રાખીને બોધિસત્ત્વને નમસ્કાર કરીને બોલી, 'સ્વામી વેસ્સન્તર ! બાળકો ક્યાં ગયાં છે !' 'દેવી ! મેં એક બ્રાહ્મણને દાસકર્મ માટે બાળકો સોંપી દીધાં છે.' ત્યારે એણે પૂછ્યું, 'તમે પુત્ર બ્રાહ્મણને આપી દીધો અને આખી રાત વિલાપ કરતી ઘુમતી રહી તોય તમે મને કેમ ન કહ્યું ?' બોધિસત્ત્વે ઉત્તર આપ્યો. 'માદ્રી ! તને દુઃખ પહોંચાડવાનું મને યોગ્ય ન લાગ્યું. એક દરિદ્ર ઘરડો બ્રાહ્મણ ઘરે આવ્યો હતો. મેં એને પુત્રો સોંપી દીધા. ભય ન પામીશ. ધીરજ રાખ. માદ્રી ! મારી સામે જો. સંતાનોની ચિંતા ન કર. વધુ ન રડીશ. જીવતાં હશે તો પાછા મળશે જ. કોઈ યાચક આવે ત્યારે સજ્જને પુત્ર, પશુ, ધાન્ય અને ઘરમાં જે ધન હોય એ એને આપવું જ જોઈએ. માદ્રી ! પુત્રદાન શ્રેષ્ઠ છે. તું મારી વાત માન.' માદ્રી બોલી, 'હે દેવ ! તમે જે સંતાનોનું શ્રેષ્ઠ દાન આપ્યું છે તેને હું સ્વીકારું છું. દાન આપીને મન પ્રસન્ન કરો અને વધુ દાન આપતા રહેજો. હે રાજન ! હે શિવિઓના રાષ્ટ્રવર્ધન ! તમે જે અહંકારી મનુષ્યોમાં રહીને બ્રાહ્મનને જે દાન આપ્યું એનાથી વધુ દાન આપો.'

એ સાંભળીને બોધિસત્ત્વે માદ્રીને કહ્યું, 'માદ્રી ! આ તું શું બોલે છે ? જો સંતાનોનું દાન કરીને મારું ચિત્ત પ્રસન્ન થયું ન હોય, તો આ પૃથ્વી ઉપર આટલાં બધાં અચરજ જોવા ન મળત.' આમ કહીને આખી ધરતી ઉપર થયેલા દુંદુભિનાદ જેવાં આશ્ચર્યો વર્ણવી બતાવ્યાં. ત્યારે માદ્રીએ તે આશ્ચર્યો વિશે વિચારીને, દાનનું અનુમોદન કરીને કહ્યું, 'તમારા માટે પૃથ્વીએ દુંદુભિનાદ કર્યો. એ ધ્વનિ ત્રણે લોક સુધી પહોંચ્યા. પર્વતોમાંથી એના પડઘા પડ્યા અને ચારે બાજુ અકાળે વીજળી થઈ.

બંને નારદ-પર્વતવાસી દેવતાઓએ એના દાનને સ્વીકાર્યું. ઇન્દ્રે, બ્રહ્માએ, અને પ્રજાપતિએ પણ એમ જ કહ્યું. ચંદ્ર, યમ તથા કુબેરે પણ એ દાનનો મહિમા કર્યો. આ પ્રકારે શ્રેષ્ઠ દેવી, યશસ્વિની, રાજપુત્રી માદ્રીએ વેસ્સન્તરે દાનમાં આપેલા પુત્રોના શ્રેષ્ઠ દાનનું અનુમોદન આપ્યું.

(માદ્રી-પર્વ સમાપ્ત)

# કંકાવટી

ડિસેમ્બર, ૨૦૦૪

રમણીક અગ્રાવત
સેન્ટ જ્હોન પેર્સ
સુરેશ જોષી
રતિલાલ 'અનિલ'
સ્વયંપ્રકાશ
શરીફા વીજળીવાળા
ભદંત આનંદ કૌસલ્યાયન
યુયુત્સુ પંચાલ

આવરણ : મદનસિંહ ભાંભી

## સંકેત / રમણીક અગ્રાવત

આકાશને પૃથ્વીને અડકવાનું મન થાય,
વજ્જરકાય પથ્થરોની છાતી સોંસરું
ટીપ ટીપે ઝમી
બની ઝરણું માંડે દડબડવાં
હજાર આંખોની તરસ પૃથ્વીને હૈય ચંપાય...

સૂનકારની ભૂરી છાતી પસવારે
ડગલી ડાળની આંગળીથી વૃક્ષો
પૃથ્વીનાં રોમરોમથી ફરફરતા પ્રણયસંકેત વૃક્ષો
આકાશની ઠરીઠામ થયેલી લીલી મોકળાશ વૃક્ષો.

## ત્રણ કાવ્ય / સેંટ જ્હોન પેર્સ

અનુવાદ : સુરેશ જોષી

### નમેલી સાંજ

મકાનોનાં ધાબાં ભૂખરા પથ્થરના કે લીલ બાઝેલી તખતીનાં છે.
એ લોકોનો શ્વાસ ધુમાડિયામાંથી બહાર વહે છે.
તેલિયા ચીકણાશ !

ટોળામાં રહેતાં માણસોની વાસ, કતલખાનાની વાસી ગંધના જેવી !
ઘાઘરા નીચેનાં સ્ત્રીઓનાં ખાટાં શરીર !
હે આકાશ સામે ખડકાયેલી નગરી !
ચીકણાશ ! એની એ વાસી હવાનો શ્વાસ લેતા જીવ, અને અપવિત્ર
લોકોના ઘરનો ધુમાડો – કારણ કે દરેક નગરી એટલે ઉકરડાનું ઢાંકણું.

નાનકડી દુકાનની કાચની બારી પર – ગરીબોનાં ઘર આગળના ગંદકીના
ઢગલા પર – ખારવાઓની વસતિમાંથી આવતી સસ્તા દારૂની વાસ પર
– પોલીસ
ચોકીના આંગણામાં ડૂસકાં ભરતા ફુવારા પર – ફૂગ વળેલા પથ્થરનાં પૂતળાં
પર ને રઝળતા કૂતરાં પર – સીટી મારતા નાનકડા છોકરા પર અને જડબાંની
બખોલમાં થરકતા ગાલવાળા ભિખારી પર,

કપાળમાં ત્રણ કરચલીવાળી માંદી બિલાડી પર,
સાંજ ઢળે છે, માણસોના ધુમાડામાં થઈને.
– ધારા જેવી નગરી નદીમાં થઈને દરિયામાં વહી જાય છે...
કુસો ! – આ સાંજે તારા પેલા દ્વીપ પર, સમુદ્રની સોડમાં સરીને આકાશ એની સ્તુતિ ગાશે અને એકાકી તારાઓના આશ્ચર્યોદ્‌ગારને શાન્તિ દ્વિગુણિત કરશે.
પડદા પાડી દો; દીવો પેટાવશો મા.
તારા દ્વીપ પર ને ચારે બાજુ સાંજ ઢળી છે. અહીં ને તહીં; સમુદ્રનો કુમ્ભ, ખોડખાંપણ વિના, જ્યાં જ્યાં વળાંક લે છે ત્યાં ત્યાં; આંખનાં પોપચાંના રંગની છે એ સાંજ, આકાશ અને સમુદ્રના તાણાવાણાથી વણાયેલા માર્ગો પર.
બધું ખારું ખારું છે, ચીકણું ને લોહીના દ્રવ જેવું ઘટ્ટ.

પંખી એનાં પીંછાંને હિંડોળે ઝૂલે છે, તેલિયા શમણામાં; કીડાઓએ બોદું કરી નાખેલું પોલું ફળ ખાડીના પાણીમાં પડે છે, પોતાના પડવાના અવાજને તાગતું.
વિશાળ જળરાશિના પટાંગણમાં, ઉષ્ણ પ્રવાહ અને મત્સ્યના સ્નિગ્ધ વીર્યથી ધોવાઈને સમુદ્ર કાંપ સાથે બાથ ભરાવીને દ્વીપ નીંદરમાં ઢળે છે.

પથરાયે જતી કાદવિયા વનસ્પતિ નીચે, ચપટાં માથાંથી આળસુ માછલીઓએ પરપોટા કર્યા છે; ને બીજી એનાથીય આળસુ, પડીપડી પહેરો ભરે છે – કાદવમાં ઈંડાં ઊભરાય છે – પોતાની કાચલીની અંદર ખખડતા પોલાં જીવડાંને સાંભળો – હરિયાળા આકાશના નાના શા ખણ્ડની પડછે એકાએક ધુમાડાનું ગૂંચળું દેખાય છે – એ છે ગૂંચવાઈને ઊડતા મચ્છરો.
– પાંદડાં નીચે તમરાઓ એકબીજાને સાદ દે છે – ને બીજા નરમ જીવ, આસન્ન રાત્રિની પ્રતીક્ષામાં, વર્ષાની એંધાણીથીય શુદ્ધ સૂરે ગીત ગાય છે : એ તો બે મોતી ગળીને ફુલાવેલાં પીળાં ગલોફાં છે...

ઘૂમરી ખાતાં ને ચળકતાં જળનો વિલાપ ! ફૂલનાં વજ્ર, આર્દ્ર, રેશમી

મુખડાં : વિષાદ જે ફાટી પડીને ખીલી ઊઠે છે ! મોટાં ઝૂલતાં પ્રવાસી પુષ્પો, સદાકાળ જીવતાં પુષ્પો, જે આખીય સૃષ્ટિમાં, કદીય ઊગતાં નહીં થંભે... શાન્ત જળની ઉપર ચકરી ખાતા પવનનો શો રંગ ! તાડનાં પાંદડાંનો સળવળાટ !

અને દૂર ક્યાં યે રડ્યાખડ્યા ભસતા કૂતરાનો ય અવાજ નહીં, એટલે કે ઝૂંપડી નહીં; એટલે કે ઝૂંપડી ને સાંજનો ધુમાડો ને તેજાનાની વાસમાં ઢંકાયેલા ત્રણ કાળા પથ્થરો.

પણ ચામાચિડિયાં, નાના ચિત્કારથી, નરમ સાંજનું ચિત્ર કોરે છે.

ઉલ્લાસ ! આકાશની ઊંચાઈઓમાં મુક્ત થયેલો ઉલ્લાસ !

...ફ્રુસો ! તું ત્યાં છે ! અને તારું મુખ, રાત્રિના પ્રત્યેક અણસાર પ્રત્યે, અંજલિની જેમ નિવેદિત થયું છે.

હે પ્રિયતમ !

'મારી દન્તપંક્તિ તારી જીભની નીચે સ્વચ્છ છે. તું મારા હૃદય પર ઝળુંબીને મારાં ગાત્રો પર શાસન કરે છે. હે મારા પ્રિયતમ, વહાણના કપ્તાનની જેમ તું મારી શૈયાનો સ્વામી છે. કપ્તાનના સ્પર્શે સુકાન નરમ બને છે, એના વર્ચસ્ હેઠળ મોજાં ધીમાં પડે છે, અને શઢને ખેંચનારાં દોરડાંના ભાર નીચે, મારી અંદર રહેલી બીજી નારી કણસે છે... આખાય વિશ્વમાં એક જ મોજું, એ એક જ મોજું વિશ્વ સમસ્તના ને આપણી વચ્ચેના અફાટ અંતરને વ્યાપતું આપણા સુધી પહોંચે છે... અને બધી બાજુથી એવો તો એનો ઉછાળો, જે ઊંચે ચઢીને આપણામાં એનો રસ્તો શોધી લે છે...'
'ઓહ ! તારાં મૌન અને અનુપસ્થિતિ રખે તને મારો કઠોર કપ્તાન બનાવે ! અત્યંત દક્ષ સુકાની, ભારે સમજણા પ્રેમી ! લઈ લે, તારા દાનથી

વિશેષ મારી પાસેથી લઈ લે. મને ચાહતાં, મારાં પ્રિયતમ બનવાનુંય શું તું નહિ ઇચ્છે ?... હું ભયથી ફફડું છું, મારા હૃદયમાં દર્દનાક અધીરાઈનો વાસો છે. કેટલીક વાર, પુરુષનું હૃદય દૂર દૂર ભટકતું હોય છે ને એની આંખની કમાન નીચે, એકાંતમાં ઊભેલી ઊંચી કમાનો નીચે હોય છે તેમ રણના સીમાડા સુધી ઠેઠ પહોંચી જતો, સમુદ્રનો વિશાળ પ્રસાર હોય છે.

'સમુદ્રની જેમ દૂર દૂરની મહાન વસ્તુને માટે હિઝરાતા હે પ્રિયતમ, મેં તારી ભ્રમરોને નારીની પેલે પાર કશુંક શોધતી જોઈ છે. જે રાતે તું સુકાન ઝાલીને વહાણને દોરે છે તે રાતે ક્યાંય દ્વીપ કે કાંઠાનો અણસાર નથી વરતાતો ? તારામાં વસતું એ કોણ સદા અપરિચિતની જેમ અળગું રહીને પોતાની જાતને નકારે છે ? – પણ ના, તું સ્મિત કરે છે, આ તો તું જ છે, તું મારા મુખ પાસે આવે છે – જળ ઉપર કૂચકદમ કરતી મહાન નિયતિની જેમ, પ્રતિબિમ્બના જેવી વિશદતા સહિત (પીળી અને લીલી માટીના વિસ્તાર વચ્ચે, ફાટેલાં પહોળાં ખેતરોની જેમ, પ્રકાશથી એકાએક આહત થતા હે સમુદ્ર !). અને હું, મારે જમણે પડખે સૂતેલી, મારા ખુલ્લા વક્ષઃસ્થળની પડછે તારા રખડુ લોહીના ધબકારા સાંભળું છું.'

'તું આ રહ્યો, મારા પ્રિયતમ, અને તારામાં મારું સ્થાન છે. અન્ય ક્યાંય નહીં. મારા અસ્તિત્વના મૂળને હું તારા ભણી ઉન્મુખ કરીશ ને પુરુષની રાત્રિ કરતાં વિશદ એવી મારી નારીની રાત્રિને તારી આગળ અવારિત કરી દઈશ; મારામાં રહેલું ચાહવાનું ઐશ્વર્ય કદાચ તને કોઈ વડે ચહાવામાં રહેલા સૌન્દર્યનું ભાન કરાવશે.'

('Sea Marks'માંથી)

## શાહેદી રજૂ કરો

...પણ માણસને વિશે જ સવાલ ઊભો થયો છે ! તો એ માણસનો પોતાનો પ્રશ્ન ક્યારે બનશે ? – આ દુનિયામાં કોઈક તો પોતાના અવાજને બુલંદ બનાવશે ?

કારણ કે માણસને વિશે જ શંકા ઊભી થઈ છે, એની માનવીય ઉપસ્થિતિમાં;
અને એની અંદરના ગર્વીલા વિશાળ સાગરો પરના એના દૃષ્ટિના પ્રસારમાં.
ત્વરા કરો ! ત્વરા કરો ! માણસને માટે શાહેદી રજૂ કરો !
અને કવિ પોતે એનાં હજાર વર્ષોના મહાલયમાંથી બહાર આવે છે.
માટી ખોદતી ભમરી અને રાત્રિના રહસ્યમય અતિથિ સાથે એના અનુચરો
અને અનુયાયીઓનાં ટોળાં સાથે; કૂવા ખોદનાર, અને જ્યોતિષી; કઠિયારો
અને મીઠું પકવનાર, મોચી, શરાફ, 'મરકીથી માંદું પ્રાણી.'
'ચંડોળ અને એનું બચ્ચું અને ખેતરનો માલિક' અને 'આસક્ત સિંહ', અને
'વાનર' જાદુઈ ફાનસનો ખેલ બતાવનાર.'
...ધીરજ ધરનારા બધા માણસો સાથે, બધાં સ્મિત ધારણ કરનારાઓ સાથે,
સમુદ્રના ગર્ભમાંનાં પ્રાણીને ઉછેરનારાઓ અને ભૂમિના ઉદરનાં જળને
ખેડનારાઓ,
ગુફાઓમાં મૂર્તિઓનો સંચય કરનારાઓ અને ભોંયરામાં ગુહ્યાંગોનું શિલ્પ
કંડારનારાઓ.
મીઠું અને કોલસાઓના મહાન દ્રષ્ટાઓ, ખાણને તળિયે આકાંક્ષા અને ઉષાથી
મદમત્ત; બંદૂકની સંગીનના ખડકલા વચ્ચે ને યુદ્ધની છાવણીમાં વાજું
વગાડનારાઓ;
ભવિષ્યકથન કરનારાઓના અડ્ડામાંના ભૂરકી નાખનારાઓ અને હવે પછી
આવનારાં ટોળાંને દોરનારા ગુપ્ત નેતાઓ, કાતરિયામાં ક્રાન્તિના ખરીતા
પર દસ્તખત કરનારાઓ,
અને કોઈનામાં સંશય જગાડ્યા વિના યુવાનોમાં સ્ફૂર્તિ પ્રેરનારાઓ, નવાં
લખાણને ઉશ્કેરનારાઓ અને દૂર રહીને ઉત્તેજક દર્શનને ઉછેરનારાઓ...
નમ્રતાવાળા બધા માણસો સાથે, વિષાદના માર્ગ પર સ્મિત કરનારા બધા
માણસો સાથે,
હદપાર થયેલી રાણીઓને છૂંદણાં છૂંદનારા, મોટી હોટેલોના ભંડારિયામાં
મરવા પડેલા વાનરોનું પારણું ઝુલાવનાર, લગ્નસુખની સેજની કિનારે
સીસાંનો ટોપો માથે ચઢાવીને બેઠેલા રેડિયોલોજીસ્ટ અને લીલાંછમ પાણીમાં
વાદળી પકડનારા માછીમારો, આરસકન્યાઓ અને રોમની કાંસાની મૂર્તિઓ

સાથે પડખાં ઘસનારાઓ;
વનમાં બિલાડીના ટોપ અને કમળકાકડીને વાર્તા કહેનારા, યુદ્ધની સામગ્રી તૈયાર કરનારાં ગુપ્ત કારખાનાંઓ અને પ્રયોગશાળામાં સીટી બજાવનારાઓ,
અને ધ્રુવપ્રદેશની છાવણીમાંના કોઠાર સાચવનારા, બીવરના ચામડાની મોજડી પહેરનારા, શિયાળાના દીવાના સંરક્ષક અને મધ્યરાત્રિના સૂર્યના તેજમાં ગેઝેટ વાંચનારાઓ,
નમ્રતા ધારણ કરનારા બધા માણસો સાથે, ભૂલોનાં કારખાનામાં કામ કરનારા ધીરજવાળા બધા માણસો સાથે,
તોપના ગોળા છોડનારાં યંત્રો બનાવનાર ઇજનેરો, ખડકના પેટાળને ભેદી નાખે એવી તોપનાં મોઢાંવાળી જંગી ઇમારતો સાથે,
સુંદર સંગેમરમરનાં ટેબલો પર અટપટી ચાંપ અને કળ દાબનારા, જુદાં જુદાં રાસાયણિક સ્ફોટક દ્રવ્યોને પારખનારા અને ઊડવાનો માર્ગ બતાવનાર નકશાને સુધારનારા,

દર્પણોથી ખચેલી પરસાળને છેડે સમસ્યાને શોધનાર ગણિતજ્ઞ, કપાળમાં કરચલી પડેલા ચહેરાવાળો બીજગણિતશાસ્ત્રી; દૈવી અનિષ્ટોને સુધારનારા, ભોંયરામાંના ચશ્મા બનાવનારા ને ફિલસૂફો, ચશ્માના કાચ ઘસનારા, ઊંડા ગહ્વરોમાંના ને ખુલ્લા અવકાશમાંના બધા માણસો, મોટાં વાદિત્રોના આંધળા વગાડનારા ને ઊંચેના અવકાશમાં વિમાન હાંકનારા, પ્રકાશનાં ફોતરાંમાં કાંટાળા મોટા સંન્યાસીઓ,
અને રાત્રિએ ધ્યાન ધરનારા, તન્તુને અંતે સોજાથી ફૂલી ગયેલા કરોળિયા જેવા,
...એના અનુચરોનાં ટોળાં સાથે, એના અનુયાયીઓનાં ટોળાં સાથે ને એનાં પવનમાં ફરફરતા ચીંથરા સાથે,

હે સ્મિત, હે નમ્રતા,
કવિ પોતે જ આવીને ઊભો છે શતાબ્દીના ત્રિભેટા પર :
– માણસોના ધોરી માર્ગ પર એનું સ્વાગત હો, એનાથી સો વાર છેટે પવન

નવાં ફૂટેલાં તૃણાંકુરને નમાવે છે.
કારણ કે માણસને વિશે જ સવાલ ઊભો થયો છે, એને ફરીથી અખણ્ડ
કરવાનો.
દુનિયામાંથી કોઈ એનો અવાજ નહિ ઉઠાવે ? માણસને માટેની શાહેદી...
કવિને બોલવા દો, અને એની દોરવણી હેઠળ ચુકાદો આવવા દો.

('Winds'ના ત્રીજા ખંડનો ચોથો સર્ગ)

ડિસેમ્બર, ૨૦૦૪ : ૯

હું વસતો હતો એની તો દસબાર જણને જ જાણ હતી અને કોઈક વાર જ 'રતિભાઈ' એવો સાદ સંભળાતો અને કોઈ અજાણી પ્રેરણાથી મૂગો રહેતો, અહીં આ શહેરમાં મારી પાસે શબ્દો છે, તેમાં કોઈ મૂર્ધન્ય સ્વરનોય હોય. અને તે સારો કહેવાય છે, કારણ કે એ સ્વર નથી પણ પાછળ છતાં સાથે જ રહેતો, પેલા તાનપુરા જેવો વ્યંજન છે ! આપણે માણસોમાં સ્વર-વ્યંજન સાથે રહેતા હોય એવું દેખાય છે, પણ એ બોલપટ નહીં. મોટે ભાગે મૂગું પટ હોય છે, સ્વર-વ્યંજન જેવી અતૂટ બેલડી કેટલી ? પાછળ તો પાછળ, સ્વરની સાથે તો ખરો ! વ્યંજન, સ્વરની પાછળ ખોડાતું ચાલતું હોવાનું મનાય છે, પેલી માતા રસ્તા પર પોતાના બાળકને તેડી જાય છે, પણ મોટાં પગલાં અને નાનાં પગલાંનો મેળ બેસાડવા માટે નાનાં પગલાંને બેવડાવું પડે અને ક્યારેક શું, તે ચાલતું નથી, પણ ખેંચાય છે, છેવટે એ માની કાંખે ચઢી જાય છે અને એ કાંખેનો બોજ સાથે પગલાં ઝડપી બની જાય છે ! વાહ ! કોઈ સ્વર, આમ, વ્યંજનને કાખે બેસાડી દેતાં હશે ! વૈયાકરણીને નહીં, કોઈ શિક્ષિત માતાને જ પૂછવું છે ! સ્વર ઈશ્વર જેવા છે કે કેમ તે હું જાણતો નથી, પણ તે હોય તો સ્વર જેવા, માણસ મૂર્ધન્ય હોય તોયે વ્યંજન ! આ સ્વરોની વાત આવી ત્યારે એકતારાના સ્વરને વ્યંજન હોય છે ખરો ? એવો તર્ક થાય છે, એમાં 'હિ' જ વ્યંજન હોઈ શકે પણ તે તુંકારથી ઓળખે ? હિ... હિ... હિ... ના. સ્હેજ ચમકતી લ્હેરખી જેવું સ્મિત્. એકતારા પાસે સ્વર હોય છે, પણ તે બીજાના હાથની અંગૂલિ સ્પર્શે ત્યારે બોલે ! એક તાર પણ અંગૂલિ સ્પર્શે નહીં ત્યાં સુધી રણઝણ કે ઝણઝણ બોલે નહીં ! સૂરનો સાથ ન મળે તો તાર બોલે નહીં ! આંગળાને અબોલા અસહ્ય થાય ત્યારે તે તાર પાસે જાય, મૂગી આંગળી સ્વરને રણઝણાવ્યા કરે... પણ આ તો ફંટાઈ ગયો, સારું છે કે મને રોકતી રેડ લાઇટ આ માર્ગે નથી.

હું ધ્વનિઓના સહવાસને જંગલવાસ તો કેમ કહું ? જંગલના અવાજો તો જાણે આ વસ્તીમાં આવે છે, અહીં કોઈ સ્વરને 'ટહુકો' થવામાં અડવાપણું

લાગતું હશે... હોય હવે, આપણાને તો વ્હાલ કરીએ, વખોડાય નહીં. પણ જંગલ એ વસ્તીનું પૂર્વજ ખરું, એને વસ્તી બહાર રહેવાની સજાની પીડા નહીં, આનંદ જ હોય એવો મારો ગિરનારના જંગલનો પાંચ વર્ષનો કાનસૂરિયો અનુભવ છે, અને એને માટે બધું છોડીને માત્ર તેમને સમય આપવો પડતો નહીં ! ચાલુ કામે બાળક આવી અડપલું કરી ખિલખિલ હસી પોતાના સાહસ માટે મલકાય અને એવું ચાલ્યા કરે એમ જંગલમાં ધ્વનિઓ આવ્યા કરે. એક ધ્વનિ બીજા ધ્વનિ સાથે વાત કરતા હશે ? બે બાળકો સામસામેથી આવી અથડાઈને પડે અને ઊભા થઈને હસે, એવું ધ્વનિઓનું બનતું હશે ? ક્યારેક તો મોર ટહુકે, પડઘા સાથે બીજી પાંખોનોય ફડફડાટ આવે એવું સજોડિયું કુટુંબ જંગલમાં ખરું. ધ્વનિના મેળામાં કાગડો જાણી જોઈને જ જંગલમાં આવેલો નહીં. એણે પોતે નગરવાસ કે નગરકેદ સ્વીકારી લીધેલી અને નગરકેદીઓ પેરોલ પર છૂટે એમ જંગલમાં કોઈ કોઈ નગરવાસી આવતા પણ કાગડો જંગલમાં આવ્યો જ નહીં ! એને કોની બીક ? સિંહની તો નહીં, તે કંઈ ઝાડ પર ચઢતો નથી, અને દીપડો ઝાડ પર ચઢે છે પણ દૂરથી જમીન કેવી લાગે છે એનો ક્યાસ કાઢવા માટે ચઢતો હશે, પણ એ કદી વૃક્ષ પરના પંખીના માળા સુધી પહોંચ્યો હોય એવું લાગતું નથી – એને એમ કે, મારે માટે પક્ષી કરતાં પ્રાણી સારાં ! બીજા સ્વરો સાથે મારા સ્વરોનો મેળ નહીં ખાય એવું કાગડાને આ શહેરમાં લાગતું જ નથી ! કદાચ એને લાગતું હોય કે અહીંના સ્વરો, ધ્વનિઓ મારા ધ્વનિ સાથે મેળ ખાય છે કે વિના પ્રયત્ને મેળ પડી જ ગયો છે એવી એની પ્રતીતિ હોય. શું કાગડાને પ્રતીતિ હોય ? જવા દો – કાગડાપંચાતમાં આ વાત આવતી નથી. કાગડાને એવું હશે કે મારી પાસે પોતીકો સ્વર છે અને વળી માણસ ઓળખે છે મને મારા પોતીકા સ્વરથી – તો બીજી ઝંઝટ શી ! કાગડાની ચાંચ કઠોર છે એટલે જ એનો સ્વર કઠોર હશે કે માણસને કઠોર લાગતો હશે – કાગડાને એવું હોય તો એ કેટલું ઓછું બોલે ! જંગલમાં કાકસ્વર નહીં. બીજા ધ્વનિઓ સહકુટુંબ જેવા આવ્યા કરે. હવે કાગડો જંગલમાં નહીં, એ તો એણે સ્વેચ્છાએ કરેલો ત્યાગ કરેલો કહેવાય. રામને વનવાસ હોય, કાગડાને નહીં. કેટલાક સ્વર ક્ષણ 'ત્યાગ' કહેવાય છે. સરસ, રમૂજી વાત છે ને ? હવે હું કહું કે, 'મેં જેલનો ત્યાગ કર્યો છે'

તો તમે હસવાના ! પણ આપણી પોતીકી જેલનો ત્યાગ કરે એને વળી સાધુ કહેવાના ? જાતભાઈ પ્રત્યે આપણો એટલો પ્રેમ તો ખરો જ ! પણ કબૂતરો-પારેવાંઓએ શિદ જંગલત્યાગ કર્યો ? કાગડો જંગલમાં નહીં તો પારેવાં પણ નહીં ! શું એ જંગલમાં સાથે રહી ન શકે ? જંગલમાંય જીવયુગલો હોય જ છે. તેઓય સંવનન કરતા હશે ને ? પણ પારેવાંના જ વર્ણના અને જંગલની દિવસની નીરવતામાં ય 'પ્રભુ, તું ! પ્રભુ, તું !' એવું સતત રટણ કરતાં પારેવાંની જ પેટા કોમ કે સહજાતિના તો જંગલમાં હતાં જ, વળી ઘણાં બધાં : એઓ તો વળી પારેવાં કરતાં વધારે ગભરૂ, નાનાં – શરીરે ટપકાંવાળા ! છૂંદણાં તો માણસને છુંદાવવા પડે, પક્ષીને નહીં. એ જન્મે જ સાથે લેતા આવે. વાઘને છૂંદણા નહીં ચાઠાં હોય એવો મને વહેમ છે. તો કબૂતરની પેટા જાતિના અને કાકાસાહેબ કાલેલકરે એમને 'પ્રભુ, તું ! પ્રભુ, તું !' બોલતાં સાબરમતી જેલમાં સાંભળેલા અને મેંય સૌપ્રથમ એમને જોયા સાબરમતી જેલમાં જ ! એમને સાંભળવા ગિરનારના જંગલમાં જવાનો મારો બીજો પ્રવાસ ! આ ભીંતની બહાર ગોખ જેવું પોલાણ બારી પાસે જ છે, ત્યાં બેસવા અને એકાંતમાં થઈ શકે એવી રમણાં કરવાં પાંખો ફફડાવતું પારેવાંયુગલ આવે છે, તેમને પૂછવું છે : તમને જંગલમાં કોની બીક લાગી ? અહીં તો કાગડાઓ વચ્ચે યે પોતાની જાત અને પોતાનો નિજીસ્વર સાચવીને રહો છો – અને જાણે અહીં પ્રેમ સિવાય કશું નથી એવું જીવો છો : કંઈ નહીં, તમારી ન્યાતના, જાતભાઈ તો જંગલમાં અને વળી સારી સંખ્યામાં રહે છે, સાબરમતી જેલમાં તો નકરાં લીમડા – તે વળી મેઘાણી દ્વારા ઊંચે જઈ કોઈ દૂરના નહીં છતાં કર્મે દૂર વસતાને સંદેશ મોકલે ! ધ્વનિઓનો મેળ તો જંગલમાં ! નીરવતાનું મેદાન મળે તો ધ્વનિઓ રમે, ખેલે ! બપૈયો બધી ઋતુઓ જીવતો હોય એવું લાગ્યું. બીજી સૂકી ઋતુમાં એ ક્યાં રહેતો હશે એનું ભારે અચરજ ! 'ખોવાયો છે' એવી જાહેરખબરોના રિવાજ વસ્તી અને માણસોમાં, જંગલમાં ગુમ થાય એની જાહેરખબર નહીં, વળી બીજી વસ્તી ખોવાયાની પતીજ પણ પડવા ન દે ! કેટકેટલા વિવિધ ધ્વનિઓ ! જેટલા વિવિધ પક્ષીઓ એટલા વિવિધ ધ્વનિઓ. પછી મોરને થાય : શું હું નથી ? અને એ ઊંચી ડોક કરીને એવું 'ટેહૂક' કરે કે ગિરનારને હોંકારો

ભણવો પડે. એ ટેહૂક કરે ત્યારે કેટલાંક પક્ષીઓ પાંખો ફફડાવીને ઊડી જાય ! પાંખ ખોલવી અને ફફડાવવી એમાં કેટલું અંતર ! પાંખ તો અંતર ઓછું કરવા જ ખોલાય એવું પક્ષીઓ સૂચવે. સૂચનકળા પક્ષીઓમાં કુદરતીપણે વિકસેલી છે, એમાં માણસની સાંસ્કૃતિક ટાપટીપ નહીં જ વળી ! કેટલાક કવિઓ 'મારો અવાજ !' રટ્યા કરે છે ! બધા માણસ સરખો અવાજ કાઢે તો કવિને 'મારો અવાજ ક્યાં ?' એ શોધવો પડે ? યાદ આવ્યું : ચકલીના ચક્ચક્ જંગલમાં નહીં ઘરખૂણે માળો કરવાનું પસંદ કરે તે વૃક્ષોની ડાળડાળખી માત્ર બેસવા માટે જ પસંદ કરે ! પણ પાંખાળાનાં અનેક નાનાંમોટાં સ્વરૂપો જંગલમાં – આપણે તો કલગીવાળા બુલબુલનું નામ જાણીએ. પણ તેઓ વળી જંતુ આહારી પણ ખરા ! રૂપ સાથે જીવહિંસા ? ગિરનાર પરનાં રૂપાળાં, રઢિયાળા જૈન મંદિરમાં જઈને પ્રશ્ન કરું તોય શું એનો જવાબ મળવાનો હતો ? આપણને તો નામ વગરના વિવિધ રૂપરંગ જોવા સાથે સંબંધ – નામનું કામ નહીં, વિષ્ણુ બસ, તે સહસ્ર હોય તો ચોપડીમાં હોય. હરિ, હરિ ! પણ દિવસે નાના નાના ધ્વનિઓ, નાનીમોટી પાંખોના ફફડાટ વચ્ચે ક્યારેક થક્... થક્... ધ્વનિ સંભળાયા કરે. ઘાસના પૂળા નાખનારો એ એક, આ બે એમ નહીં, બસ, થક્... થક્... થક્... વિવિધ ધ્વનિઓમાં આ અવાજ માટે તો નીરવતા જ ! એ અવાજ લક્કડખોદની ચાંચ વૃક્ષના થડે ટોચે એવો. અવાજનું અંતર એકસરખું... બધા પથરા પર માઈલેજના નંબર જુદા અને તે વળી પેલ્લું આટલું દૂર... એવું સૂચવે ! લક્કડખોદની ચંચુપ્રહારના ધ્વનિ વચ્ચેનું અંતર એક સરખું ઘડિયાળની ટક્... ટક્... જેવું ! અને થક્... થક્... અને ટક્... ટક્...નો મેળ ખરો જ ! ઘણી વાર એવું બન્યું છે આ શહેરમાં કે ખભે ધોતિયું નાખેલો માણસ આંગણે આવી બોલે : ફલાણાભાઈ કે બહેન રહ્યા નથી, પણ જંગલની ધ્વનિસભર નીરવતામાં કોઈ નાની ડાળ લીલા પાંદડા સાથે છેલ્લો સ્પર્શ કરીને જમીન પર આવે તે પણ કહેણ બની જાય ! કેટલાક ધ્વનિઓમાં સંકેતની કળા હોય છે. પડવું પણ લીલા પાંદડાં, લીલી ડાળખીઓને સ્પર્શી જમીન પર આવવું, અને જે ઊંચેથી આવે તેમને છેલ્લો લીલો સ્પર્શ વધારે મળે. આપણું ખરવું એવું ખરું ? મને તો હવે પછી છેલ્લો લીલો સ્પર્શ થવાનો બાકી છે. ઊંચે રહીને પડે

છે તેને છેલ્લો લીલો સ્પર્શ વધારે મળે છે એવું આ સંસ્કૃતિમાં નહીં, અરણ્યમાં જોયું-અનુભવ્યું ! જંગલના ધ્વનિઓમાં ખરી પડતી ડાળનો ધ્વનિ ખરો... પાનખરમાં તો ખરીને એક થયેલાં ઢગલાબંધ સૂકાં પાનોને પવન દોડાવે એનો સમૂહધ્વનિ. મૃત્યુનો ધ્વનિ એક જ હોય જીવ ભલે જુદા. રાત્રે તો પોતાની માદાને સાદ કરતા ઘુવડનો સાદ છાપરેથી આવે અને શિકાર પાછળ દોડતા દીપડાની હાંક. કોઈ જંપેલા પક્ષીનો ઓચિંતા જાગી જવાનો, પાંખોનો ફફડાટ. રાત્રિની નીરવતામાં કોઈ સાપે સીધું ચઢાણ કર્યું હોય એની જાણ થતાં ફફડેલા જીવનો ફફડાટ. દિવસે તો ક્યારેક હુપાહુપ કરતાં વાંદરાં કબીલા સાથે આવે ને સૂરત જિલ્લાના ચૌધરી ઘેરૈયા નવરાત્રિના દિવસોમાં આવીને ભાગી જાય, એમને તેડાંનોતરાંની જરૂર નહીં. પણ, એથી પંખીઓના સ્વરોને અંતરાય એટલો કે વાંદરાંને ડાળે ડાળે ઝૂલવાનું ગમે એટલે ડાળની બેઠકો એક સાથે બદલે – ધારાસભામાંથી સંસદમાં જાઉં છું કે સંસદમાંથી ધારાસભામાં – એવી કોઈ ચિંતા નહીં, વાંદરા ક્યાં સુધી ડાળ પકડી રાખવાના છે, એ ડાળો બદલી બદલીને 'તેરી ડાળ એક તો મેરા ઝૂલા બહોત' સૂચવતા હુપાહુપ કરતા હાલી નીકળવાના, એમને માણસનો 'હાલી નીકળવાનો' સંકેત જ નહીં ! પણ બધાં પક્ષીઓનાં ધ્વનિઓ વચ્ચે એક કાતરચીસ વારંવાર સંભળાયા કરે ટિટોડીની. આઘે રહીને નજીકનો ભય થઈને નહીં, જોયું કે પાસે પથરાળ સમથળ જમીન છે, એમાં પથરા વચ્ચે ટિટોડીએ ઈંડું મૂક્યું છે અને કોઈ પગરવ, પંખરવ આવે ન આવે ત્યારે ટિટોડીની ચીસ સંભળાયા કરે – માતૃહૃદયનાં રક્ષણાર્થી આર્ત પોકાર ! અરે, એક પોલાણ ખોદતાં સાપનાં એટલાં બધાં સફેદ ઈંડાં જોયાં કે તે સાથે અમે સ્તબ્ધ થઈ ગયા હતા. કાઠિયાવાડી ભાષાપ્રયોગ 'આવી ભરાણા' એવો ભાવ ઈંડાંઓને નહીં, અમને થયેલો... બધાં જ પક્ષી એમનાં ઈંડાં સચવાય એવાં સ્થાને મૂકે પણ ટિટોડી ખુલ્લામાં ! અને પછી ટટળ્યા કરે. એનો સ્વર તીખો. ભોળા માતૃહૃદયમાં કેવો તીખો સ્વર અને વળી કકળાટ જેવો ફરી ફરી... માતૃપ્રેમ જાહેર કરવા માટે જ શું જાહેરમાં ઈંડાં મૂકવાં જોઈએ ? પોતાની ભૂખ ભાંગવા માટે એને ઘડીચપકો આમતેમ નજીકમાં જવું પડે પણ એ તરત ઈંડાં પાસે આવી જાય અને કોઈ પક્ષી ઊડતું જુએ કે ટિટોડીનો કાતર સ્વરે નીરવતાને વીંધીને ઊંચે

અને આસપાસ પહોંચી જાય ! માતૃત્વ ક્યારે ઊંચા સાદે બોલે છે ? પોતાને માટે નહીં, બાળક માટેનો ભય દેખાય તો શું અણસાર આવે ત્યારે ઊંચા સાદે બોલે. માતૃત્વ આમ તો વ્હાલસોયા મધુર સાદે બોલે પણ બાળક માટેના ભયના અણસારે તો શું, ભણકારે પણ ચીસ બની જાય. પણ સોનાની ઈંટ મચ્છિન્દ્રનાથની ઝોળીમાંથી સેરવી તેને કૂવામાં નાખી દેતા ગોરખ બોલી ઊઠેલા : 'સમજમેં ન આયે માયા, આપકી પ્રભો !' બે જ શબ્દો ટિટોડીની માતૃમાયા વિશે સાંભરે છે...

અહીં, મહાનગરમાં કેટલાંક કુટુંબો જિપ્સી નથી છતાં જિપ્સીની જેમ ફૂટપાથ પર, થોડી અવાવરુ જગ્યાએ જીવે છે, મા-બાપ મજૂરીએ જાય છે. નાનકાને તો કેડે લઈને જાય, પણ કેટલાકો તો ફૂટપાથ પર, અને શહેરમાં વળી અવાવરુ જગ્યા કેટલી ? ત્યાં સહેજ મોટા બાળક ભેગો રખડતાં રમતાં મૂકી જાય છે, તેમને જોયાં છે... આ શહેરમાં પણ ટિટોડીઓ વસે છે. તેમનાં ઈંડાં ખુલ્લામાં હોય છે. પણ અવશ ટિટોડીની માતૃચીસો સંભળાતી નથી, પણ બીજા બધાં ઘોંઘાટ વીંધીને પણ તે મારી પાસે આવે છે, માનવ અરણ્યની મૂગી ચીસો... મને પણ મૂગો કરી દે છે... મારી મૂંગી ચીસ મારા સિવાય બીજા પાસે ન હોય, આપણી કેટલીક અંગત મૂડી કેવી અસહ્ય હોય છે...

## શું તમે કદી કોઈ સરદાર ભિખારી જોયો છે ? / સ્વયંપ્રકાશ

અનુવાદ : શરીફા વીજળીવાળા

પે'લી તારીખે સાંજે અજમેરથી રવાના થઈ બીજીએ સવારે સાડા પાંચ વાગે અમે દિલ્હી પહોંચ્યા. અમારે નિજામુદ્દીનથી પોણા સાતે બીજી ગાડી પકડવાની હતી. કુલીઓએ કહ્યું કે આજે રિક્શા-ટેક્સી કંઈ નથી ચાલતું એટલે અમે છત્તીસગઢ એક્સપ્રેસ દ્વારા નવી દિલ્હી સુધી આવ્યા. ત્યાં ડ્રાઇવરે કહ્યું કે અહીં એ ડીઝલ ભરાવશે એટલે પોણાસાત સુધીમાં એ નિજામુદ્દીન નહીં પહોંચાડી શકે. મેં જલ્દીથી કુલી પાસે બધો સામાન બહાર કઢાવ્યો. બહાર બહુ જ ઓછી ટેક્સીઓ હતી. જે હતી એના ડ્રાઇવરોનો ક્યાંય પત્તો નો'તો. જેના ડ્રાઇવર હાજર હતા એ આટલી વહેલી સવારે નિજામુદ્દીન જવા માટે તૈયાર નો'તા. માંડ માંડ એક રીક્ષાવાળો પચાસ રૂપિયામાં તૈયાર થયો... અમે બેઠા અને ઘરરર... કરતાકને ઊપડ્યા.

સવારની ધુમ્મસભરી ઠંડીમાં નવી દિલ્હી હંમેશ જેટલું ખૂબસૂરત લાગતું હતું. દુનિયાની સૌથી સુંદર રાજધાનીઓમાંની એક. કોઈ કિશોરને પહેલી વાર કોઈ છોકરીનું નગ્ન શરીર જોઈને થાય, એવી જ અનુભૂતિ મને કનોટ પ્લેસ પાસેથી પસાર થતી વખતે જરાક વાર માટે થઈ. દિલ્હીના શરીર પર એ સવારે મને કોઈ ઉઝરડો, ઘા કે ફરફોલો નજરે નો'તો પડ્યો.

પહોંચ્યા એ ભેળી જ ગાડીની વ્હીસલ થઈ. દીકરીને કાખમાં લઈને મારી પત્ની પુલ પર દોડી. એની પાછળ હું અને કુલી. દોડતાં-હાંફતાં માંડમાંડ ગાડી પકડી. જે ડબ્બો સામે આવ્યો, એમાં જ ઘૂસી ગયાં. એ પૂરી કોચ હતો. અમારું રિઝર્વેશન રાઉરકેલા કોચમાં હતું. મથુરામાં બદલી લઈશું એવું વિચાર્યું.

હંમેશ ભરચક રહેનારો ડબ્બો આજે ખાલીખમ હતો. અમે સગવડ પ્રમાણે વચ્ચેની બે સીટ લીધી. કંડક્ટરને એ સીટ આપવામાં કોઈ વાંધો નો'તો.

અમારી સામેની સીટ પર એક સરદારજી હતા. વૃદ્ધ અને કંગાળ. સિત્તેરેક વરસના હશે લગભગ... એમાં પાછા માંદા... સાવ જૂના બિસ્તરાને પાથરીને ચુપચાપ ચત્તા પડ્યા હતા. પાઘડી પણ સાવ જૂની હતી અને ઘસાઈ ગયેલ

મલેશિયા રંગના પાટલૂનમાંથી બે મરિયલ કાળા ટાંટિયા દેખાતા હતા. એમણે અમારી બાજુ જોયું સુદ્ધાં નહીં. અમારી દીકરીએ કિલકારી મારી, હાથ પગ ઉછાળ્યા, ઈંડા જેવું મોં કરીને 'બાબા ! બાબા !' કહ્યું તો પણ એમણે અમારી દીકરી તરફ નજર સુદ્ધાં ન નાખી.

જમણી તરફવાળી કૂપેમાં પાંચ-છ માણસ, ચાર-પાંચ છાપાંને વહેંચીને, અદલાબદલી કરીને વાંચી રહ્યા હતા. કાળા હાંસિયાવાળાં છાપાં... ફોટા, શ્રદ્ધાંજલિઓ અને આઘાતની સનસનાટીથી ભરેલા... જમણી તરફની કૂપેમાં એક ભારે અવાજવાળા સદ્‌ગૃહસ્થ એની દીકરી સાથે સફર કરી રહ્યા હતા અને અત્યારે એ વિદેશમાં રહેતાં એમનાં સગાંઓ વિશે અંગ્રેજીમાં વાતો કરતા હતા. એમ તો એમાં નવાઈ પામવા જેવું શું હતું ? પણ મને નવાઈ એ વાતે થઈ કે આ બાપદીકરી એ જ વાત શા માટે નથી કરતા જેના વિશે અત્યારે બાકીના બધા લોકો વાત કરી રહ્યા છે.

મથુરા ઘણું મોડું આવ્યું. ત્યાં કંઈ નો'તું. ન ચા, ન નાસ્તો, ન સિગારેટ, ન છાપું, ન કુલી, ન મુસાફર... જાણે સ્ટેશન પર કર્ફ્યુ લાગેલ હોય એવું લાગતું હતું. અમારે દીકરીના દૂધ માટે થર્મોસમાં ગરમ પાણી ભરાવવું હતું. કારણ કે બે દિવસ અને એક રાતની આ મુસાફરીમાં હવે એ પાણી બીજે કશે મળવાનું નો'તું.

પ્લેટફોર્મ પર આંટાફેરા મારી પાછા ડબ્બામાં આવીને મેં પત્નીને કહ્યું કે રાઉરકેલા કોચના રિઝર્વેશનની ચિંતા ના કરી એ સારું જ કર્યું. વળી પાછો નીચે ઊતરીને આંટા મારવા માંડ્યો. અચાનક પચાસ સાઇઠ છોકરાઓનું ટોળું સૂત્રો પોકારતું સ્ટેશનમાં ઘૂસ્યું. કેટલાકના હાથમાં ડંડા પણ હતા. એમણે દરેક ડબ્બાની બારીઓમાંથી ડોકિયાં કર્યાં. આખરે રેલવે પોલિસના સમજાવવાને કારણે રાડો પાડતા પાડતા એ બધા જતા રહ્યા. પણ જતા પહલા એક છોકરો અમારા કૂપેની સામે આવ્યો. બારીમાંથી ડોકિયું કરીને એણે સરદારજીને ગાળો દીધી. એમને ગદ્દાર અને ખૂની કહ્યા. એના ટાંટિયા ચીરી નાખશે એવું પણ કહ્યું અને પછી ચાલ્યો ગયો. 'આ છોકરાઓ પણ ખરા છે...' મેં વિચાર્યું અને પછી ડબ્બામાં આવીને બેસી ગયો. અમારી દીકરી બારીમાં ઊભી ઊભી રમતી હતી. અને સૂત્રો પોકારનારની નકલ કરતી

હોઓ... હોઓ... કરી રહી હતી. અમે પતિપત્ની એની બાળસુલભ ચેષ્ટાનો આનંદ લઈ રહ્યાં હતાં.

'હું સંડાસમાં પુરાઈ જાઉં છું' અચાનક સરદારજીએ મને કહ્યું. એ ખાસ્સા ડરી ગયેલા લાગતા હતા. મેં એમના કરચલીવાળા કાળા ચહેરાને, ઊંડી ઊતરી ગયેલી આંખોને મેલીઘેલી દાઢીને જોઈ. એમણે હમણાં જે કહ્યું એનો મારા મગજમાં પડઘો પડ્યો અને મને ગુસ્સો આવ્યો. મેં દૃઢ અવાજે કહ્યું 'સરદારજી, કંઈ નહીં થાય. તમે તમારે નિરાંતે બેસો. અમે છીએ ત્યાં સુધી કોઈ તમારો વાળ પણ વાંકો નહીં કરી શકે. આ તો બધી વાનરવેજા છે. તમે શું કામ ચિંતા કરો છો ? કંઈ નહીં થાય...'

સરદારજી આખ્ખા દિવસ દરમ્યાન બસ આ એક જ વાક્ય બોલ્યા હતા. એમને આશ્વાસન આપ્યા પછી મારું તાળવું જરા તપી ગયું. શા માટે કોઈ નિર્દોષ માણસે પોતાની જાતને સંડાસમાં પૂરી લેવી પડે ? શા માટે ?

પણ જેમ જેમ ગાડી આગળ વધી વાતાવરણ વધુ ને વધુ તંગ થતું ગયું.

આગ્રામાં સ્ટેશન ખાલીખમ હતું. ગ્વાલિયરમાં કર્ફ્યુ લાગેલો હતો. દીકરી દૂધ માટે વલખાં મારતી હતી. અમે સવારથી ચા પણ નો'તી પીધી. મારી સિગારેટ પણ ખલાસ થવા આવી હતી. અને ખાવાનું ?? અમે વિચારેલું કે જેમ જેમ દિલ્હી પાછળ છૂટતું જશે એમ એમ બધું શાંત અને સહજ થતું જશે. પણ ઝાંસીમાં તો મેં દૂરથી જ કેટલીય જગ્યા પર ધુમાડાના ગોટેગોટા ઉપર ઊઠતા જોયા. અને આઉટર સિગ્નલ પર એક ટોળું જોયું અને વાતાવરણમાં સનસનાટી... મેં સરદારજીને કહ્યું, 'તમે ઉપરની સીટ પર જઈને ઓઢીને સૂઈ જાવ' અને એક સિવાય બધી બારીઓ મેં બંધ કરી લીધી.

પણ સ્ટેશન પર કોઈ જાતનો તનાવ નો'તો. અમને ચા પણ મળી ગઈ. મેં પ્લેટફોર્મ પર ઊભા ઊભા જ સરદારજીને કહ્યું, 'નીચે આવી જાવ, ડરવા જેવું કંઈ નથી.' પગથી માથા સુધી ઓઢીને સૂતેલા સરદારજીની માત્ર આંખો ખૂલી હતી. એ આંખોમાં આતંક ડોકાતો હતો. સુરંગમાંથી ડોકાતા કોઈ ભયભીત પશુની હોય એવી એ આંખો લાગતી હતી. એ નીચે તો ન ઊતર્યા પણ હલ્યાચલ્યા સુદ્ધાં નહીં. અને સારું જ કર્યું કે નીચે ન આવ્યા. કારણ કે થોડી જ વારમાં સૂત્રો પોકારતું, શોરબકોર કરતું, ગાળો બોલતું એક ટોળું

પ્લેટફોર્મ પર આવ્યું. એ ટોળામાં યુવાનોની સાથે આધેડ લોકો પણ હતા અને દસ-બાર વરસનાં ટાબરિયાં પણ હતા. એમાંના કેટલાકના હાથમાં લાઠીઓ હતી, કેટલાકના હાથમાં કુહાડીઓ હતી અને એકાદ-બે જણાના હાથમાં ઘાસલેટ-પેટ્રોલનાં કેન હતાં.

'સરદાર... !! બહાર નીકળ સાલા તારી માને...'

કોઈ માણસ ડબ્બાની દીવાલોને લાઠીથી ઠોકતો ઠોકતો રાડો નાખતો હતો. જોતજોતામાં બેઉ બાજુથી ટોળું અમારા ડબ્બામાં ઘૂસી ગયું. અને દરેકે દરેક સીટ પર, સીટની નીચે, અહીં તહીં બધે જોતું ટોળું બધાને પૂછતું હતું, 'અહીં સરદાર તો નથી ને ?' એમણે ડબ્બામાં ઘૂસતાંની સાથે પહેલું કામ બધા સંડાસ તપાસી લેવાનું કર્યું હતું. અને સંડાસની અંદરથી ઇસ્ટાપડી તોડી નાખી હતી. હવે એ અમારા કૂપે તરફ આવતા હતા. અમારા કૂપેમાં ઉપલી સીટ પર પગથી માથા સુધી ચાદર ઓઢીને સૂતેલા સરદારજીને ટોળું જોઈ લે અને પકડી લે એવી પૂરી શક્યતા હતી પણ બરાબર એ જ ક્ષણે રેલવે પોલિસ આવી ગઈ અને ટોળાને ગાડીમાંથી તથા પ્લેટફોર્મ પરથી તગેડી મૂક્યું.

પ્લેટફોર્મની બહાર સાવ નજીકમાં આવેલા રેલવે ક્વાર્ટરમાં બગીચાથી ઘેરાયેલા, લાકડીઓની વાડવાળા એક ક્વાર્ટર પર પેલું ટોળું તૂટી પડ્યું, કેટલાક દરવાજો તોડીને અંદર ઘૂસી ગયા, કેટલાક પછવાડે ગયા, કેટલાક નળિયા પર પથરા ફેંકવા લાગ્યા અને કેટલાકે ઘાસલેટ છાંટીને અમારી નજર સામે મકાનને આગ લગાડી દીધી.

મુસાફરો તમાશો જોતા જોતા ગાડી જલ્દીથી ઊપડે એ માટે મનોમન પ્રાર્થના કરી રહ્યા હતા અને બરાબર ત્યારે જ ગાડી ઉપડી.

સરદારજી હજીયે ઉપરની સીટમાં એમને એમ પડ્યા હતા. થોડી વાર પછી કોઈ માણસ એની બાજુમાં બેઠેલાને કહેતો હતો, 'બિચારાનું હાર્ટફેલ ન થઈ જાય તો સારું.

પણ પછીના સ્ટેશન પર વળી પાછો એનો એ જ ખેલ હતો. આઉટર સિગ્નલ પર ગાડી લગભગ થોભી ગઈ. સામે એક નળિયાવાળા મકાનમાંથી ધુમાડાના કાળામેશ ગોટા નીકળતા હતા. ગાડી પાસેથી પસાર થઈ ત્યારે

ભડકે બળતા, સામાનના ઢગલા નજરે પડ્યા. સોફાસેટ, પલંગ, ખુરશીઓ, બેડમિંગ્ટનનું રેકેટ, ગાદલાં-ગોદડાં, હોકી, સ્કૂટરના ટાયર અને દૂર ઊભા રહીને તમાશો જોતાં સ્ત્રી-પુરુષ અને બાળકો...

આખ્ખો દિવસ આવો જ જંગાલિયતભર્યો વીત્યો. આખ્ખો દિવસ સરદારજી ચુપચાપ પડ્યા રહ્યા. આખ્ખા દિવસમાં એમણે દવાની બે-ચાર ગોળી સિવાય કંઈ નો'તું ખાધું. આખ્ખો દિવસ ડબ્બામાં ભય, ઉદાસી અને માતમનું વાતાવરણ છવાયેલું રહ્યું.

રાત થતાં સુધીમાં પરિસ્થિતિ વધુ વણસી ગઈ. હવે તો કોઈ પણ બે સ્ટેશન વચ્ચે ગાડી થોભાવી દેવામાં આવતી હતી. બેકાબૂ ટોળું ડબ્બામાં ઘૂસી આવતું, ગાળોની રમઝટ બોલતી, ડંડા ઠોકાતા, 'ભાઈ, કોઈ સરદાર તો નથી ને ?' એમ પૂછાતું અને પથ્થરો પણ ફેંકાતા...

મેં કહ્યું કે આપણે બધા દરવાજા બંધ કરી લેવા જોઈએ.

દરવાજા પાસે બે સિંધી છોકરા બેઠા હતા. એ બેઉ તમાશાની મઝા લેવાના મિજાજમાં હતા જ્યારે ડબ્બાના બાકીના લોકો ઉદાસ અને હેરાન-પરેશાન હતા. કદાચ બધા જરા લજવાયેલા પણ હતા. સિંધીઓએ કહ્યું કે દરવાજો નહીં ખોલીએ તો ઊલટાની એ લોકોને વધુ શંકા પડશે અને પથરા મારશે. મેં કહ્યું, 'મારવા દો પથરા, પથરા મારવાથી ડબ્બો નહીં તૂટી જાય. બારીઓ બંધ રાખો...' એમાંના એકે કહ્યું, 'એ લોકોને ડબ્બાને આગ પણ લગાડી શકે છે.' હું ચૂપ થઈ ગયો. જો કે કોઈ આગ લગાવત તો પણ ડબ્બો કંઈ બળી ન જાત પણ આગના નામે જે અરાજકતા વ્યાપત એનું શું ? મારા વિચારની નિરર્થકતા પર હું માથું ધુણાવવા લાગ્યો. પણ જો બધા ભેગા મળીને... બધા ભેગા મળીને શું ?... બધા ભેગા મળે કઈ રીતે ?...

ડાબી બાજુની કૂપેના લોકો સાવ ગુમસુમ બેઠા હતા. અને કદાચ પોતે સરદાર નો'તા એ બદલ મનોમન ઉપરવાળાનો આભાર માનતા હતા. અથવા કદાચ હજીયે એવી આશામાં હતા કે કંઈ નહીં થાય, ગાડી ચાલતી રહેશે અને એ બધા પોતપોતાના ઘરે સકુશળ પહોંચી જશે. અથવા ઘરેથી નીકળવા બદલ પસ્તાઈ રહ્યા હતા. અથવા રેલવેવાળાઓને ભાંડી રહ્યા હતા કે એ લોકો મન ફાવે ત્યાં ગાડી રોકે જ છે શા માટે ? અથવા ડરી રહ્યા હતા કે

કંઈ પણ થઈ શકે છે. ઉન્માદના આ ઝેરીલા ધુમાડામાં એ લોકો પણ સલામત નથી. ગાડીને ગમે ત્યાં અટકાવી શકાય છે, સરદારોને લૂંટવાવાળા એમનો સામાન ઉઠાવીને પણ ભાગી શકે છે, એમને પણ ધોલધપાટ કરી શકે છે અને ડબ્બામાંથી ઉતારીને આગમાં પણ ફેંકી શકે છે.

જમણી તરફની કૂપેમાં પેલા ભારે અવાજવાળા સદગૃહસ્થ એની દીકરીને અને બીજા એક યુવાન સદ્‌ગૃહસ્થ મુસાફરને યુરોપની વાતો સંભળાવી રહ્યા હતા. થોડી વાર રહીને એમણે ઠાઠથી બોટલ કાઢી અને દારૂ પીવાનો શરૂ કર્યો. પેલી છોકરીએ અંગ્રેજીમાં કહ્યું કે ગ્લાસ એક જ છે. ત્યારે અમારી કૂપેમાં જ બેઠેલો એમનો નોકર અમારી પાસેથી ગ્લાસ માગીને લઈ ગયો. અમને એ ખબર હોત કે એ કોના માટે લઈ જઈ રહ્યો છે અને શું પીવા માટે લઈ જઈ રહ્યો છે તો અમે ન આપત ! પણ ખેર હવે શું થાય ! છોકરીએ અંગ્રેજીમાં પૂછ્યું, 'આનાથી ભૂખ ઊઘડે છે ને ?' બાપે દીકરીને કહ્યું, 'તને મન થતું હોય તો તું પણ લે...' દીકરીએ કહ્યું કે એને દારૂ તો નથી પીવો પણ સિગારટ પીવાની ઇચ્છા થઈ છે. પણ હા, ડબ્બામાં બધાની સામે નહીં પીઉં. હવે પેલો યુવાન સહયાત્રી એને સમજાવવા લાગ્યો કે ખાવાપીવામાં વળી શાની શરમ ? અને એણે શા માટે બીજાઓની પરવા કરવી જોઈએ ? એણે એને સિગારેટ ધરી અને જરાકવાર નખરાં કર્યા પછી છોકરીએ સિગારેટ લઈ લીધી. બાપે મશ્કરીમાં પેલા યુવાનોને કહ્યું ક ખૂબસૂરત છોકરીઓ બહુ 'ફસી' હોય છે. અને વળી પાછી યુરોપની વાતો શરૂ થઈ ગઈ.

પાછી કોઈ જગ્યાએ, જંગલમાં, અંધારામાં ગાડી ઊભી રહી ગઈ અને બેઉ બાજુથી ધડાધડ પથરા ફેંકાવા લાગ્યા. મેં દોડીદોડીને બારીઓ બંધ કરી. માથા પાસેની બારી જામ થઈ ગયેલી હોવાથી બંધ નો'તી થતી. પત્નીએ ગભરાઈને દીકરીને છાતીએ વળગાડી લીધી અને ડરની મારી બે સીટની વચ્ચેની જગ્યા પર બેસી ગઈ. મેં કહ્યું કે કંઈ નહીં થાય, તું ચિંતા ના કર અને બેગને બારીમાં અટકાવી અને હું પીઠ ટેકવીને બેસી ગયો. કોઈ ગાયને ખાટકી લઈ જતો હોય ત્યારે ગાય એના રખેવાળ તરફ જુવે એવી નજરે પત્નીએ મારી તરફ જોયું. હું એના પર ખીજવાયો. 'ભણેલ-ગણેલ થઈને આમ ગભરાય છે શું ? કંઈ નહીં થાય. ઉપર બેસ ચાલ' હું એને ખીજવાઈ

રહ્યો હતો પણ મારા મોંમાંથી અવાજ એવી રીતે નીકળતો હતો જાણે હું એને કરગરતો હોઉં.

સિંધીઓએ દરવાજો ખોલી નાખ્યો.

હાથમાં લાકડીઓ, ડંડા, કુહાડીઓ અને નેતરની સોટીઓવાળું ટોળું ડબ્બામાં ઘૂસી આવ્યું. સૌથી આગળ એક જુવાન છોકરો હતો. પાટલુન અને ગંજી પહેરેલો, કાળો, તગડો અને ખૂંખાર, બરાબરનો ચડાવેલો હતો. એ જાણે હિસ્ટીરિયામાં રાડો પાડતો હતો, 'સરદાર... સાલા બહાર નીકળ... તારી માને... સાલા નીકળ બહાર...' અને સીટો હેઠળનો સામાન હઠાવીને દંડા ફટકારતો એ આગળ જઈ રહ્યો હતો.

મુસાફરો કહી રહ્યા હતા, 'નથી ભાઈ કોઈ નથી. આ ડબ્બામાં કોઈ નથી.'

વાવાઝોડાની જેમ પાગલોની એ ટોળી એક બાજુથી ઘૂસીને બીજી બાજુથી નીકળી ગઈ.

પણ ગાડી તોય ના ઊપડી.

વળી એક ટોળી આવી. વળી પાછી એની એ જ શોધાશોધ. ડંડા પછાડવા અને 'નથી ભાઈ, અહીં કોઈ નથી' સાંભળીને બહાર નીકળી જવું.

ગાડી તોય ના ઉપડી.

મને તો પછીથી ખબર પડી કે એક મૂરખ સ્ત્રીએ બારીમાંથી ડોકું કાઢીને કોઈને કહી દીધેલું કે આ ડબ્બામાં એક સરદાર છે.

હવે ડબ્બામાં બમણી ભીડ હતી અને હવે એ લોકો બધા જ. સૂતેલા, બેઠેલા મુસાફરોના મોં-માથા પરથી કપડાં ખસેડી ખસેડીને તપાસી રહ્યા હતા.

અને બરાબર ત્યારે જ એક ગુંડાએ અમારાવાળા સરદારજીને જોઈ લીધા.

'કોણ છે ? આ કોણ છે ? કોણ છે રે ?' એણે બૂમ પાડી.

બધા ત્યાં જ તૂટી પડ્યા. સરદારજીએ ઓઢેલી ચાદર ખેંચીને નીચે નાખી દીધી. બિસ્તરો ખેંચી લીધો. બૂમો પાડતા ગાળો દેતા એમને નીચે પાડવા માટે ટાંટિયાં ખેંચવા અને મરડવા લાગ્યા. એમાંનો એક તો મારી સીટ પર જ ઊભો થઈ ગયો અને સરદારજીની દાઢી ખેંચવા માંડ્યો. પત્નીએ દીકરીને છાતીએ વળગાડી રાખી હતી અને કચકચાવીને મારું બાવડું પકડી રાખ્યું હતું. હું છૂટવા માટે મથ્યો ત્યારે એ કરગરવા લાગી કે 'મારું શું થશે ?

તમે આમાં ન પડો...' એટલી હદે કે ટોળામાંથી એકે મારી પત્નીને કહ્યું, 'બહેનજી, તમે ગભરાતા નહીં. તમને કોઈ કંઈ નહીં કરે...!'

સરદારજીએ કચકચાવીને સીટનો સળિયો પકડ્યો હતો. આટલા બધા લોકો દ્વારા થયેલી એટલી ખેંચતાણ પછી પણ એમને નીચે ન જ પાડી શકાયા. એ હલાલ કરવામાં આવી રહેલા બકરાની જેમ બરાડતા હતા. ડરના માર્યા એમની આંખોના ડોળા બહાર નીકળી પડ્યા હતા અને આખું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું હતું. એ પાંદડાની જેમ ધ્રૂજતા હતા. અત્યાર સુધીમાં એમનો બિસ્તરો, પેટી, ચાદર, જોડા, પાઘડી વગેરે ખબર નહીં ક્યાં પગ કરી ગયું હતું. ટોળામાંથી જાતભાતના અવાજો આવી રહ્યા હતા. 'નાગો કરી દો સાલાને, મારો સાલ્લાને, છોડતા નહીં સાલ્લા ગદ્દારને...' જેવા બૂમબરાડા થઈ રહ્યા હતા અને આટલા બધા લોકોના સામૂહિક હુમલા સામે પેલો એકલો, હથિયાર વગરનો, બુઢો-બિમાર માણસ ફાટી ગયેલા અવાજે ઓ... ઓ... ઓ... એવી રાડો નાખી રહ્યો હતો. એમના પાટલુન-ખમીસ ફાડી નાખી એમને સાવ ઉઘાડા કરી દીધા. આંખનું મટકું મારો એટલી વારમાં તો આ બધું બની ગયું. બે ગુંડા ઉપરની સીટ પર ચડી જઈ એમને લાકડીઓથી મારતા હતા. એક તો સરદારજીની સીટ પર જ ચડી ગયો અને એની મોટી લાકડીથી ગોદા મારવા લાગ્યો. સરદારજી પાસે પોતાના બચાવ માટે કોઈ ઉપાય નો'તો. પોતાના બે હાથ સિવાય બીજી કોઈ ઢાલ પણ નો'તી. અને બે હાથ બચાવી બચાવીને એમને કેટલા બચાવે ? એ નિહત્થા માણસ પર કેટલા બધા જંગલી એક સાથે તૂટી પડ્યા હતા ? એક મુસાફરે વચ્ચે પડીને એમને બચાવવાની કોશિશ કરી. એક ગુંડો બોલ્યો 'તું પણ આની સાથે મર્યો છે કે' અને પેલો ચૂપ થઈ ગયો. આખરે બધા મુસાફર ગુંડાઓને કરગર્યા કે ભાઈ બસ કરો હવે. બહુ થયું. છોડી દો બિચારાને. વૃદ્ધ માણસ છે. મરી જશે બિચારો... ગુંડામાંથી કોઈ બોલ્યું' અરે એય મરી જશે, માલ લઈ લો માલ...' એ જ સમયે બહારથી કેટલાય લોકોના ભાગવાના, દોડવાના અવાજો અને ચીસો સંભળાઈ. કોઈ બોલી રહ્યું હતું 'ઉતાર, ઉતાર એ સાલા બીજાને પણ ઉતાર, અરે પકડો પકડો... ભાગે છે સાલો...' અને અમારા ડબ્બામાંથી બધા એક એક કરીને ઉતરીને ભાગ્યા.

બહાર અમારા સરદારજીના સામાનની હોળી થઈ રહી હતી અને કેટલા બધા માણસો એક ઉઘાડા સરદારને આગ તરફ ધકેલી રહ્યા હતા. બધા મુસાફર બારીઓમાંથી ડોકાં તાણીને બહાર અંધારામાં જોવાના ફાંફા મારી રહ્યા હતા. કોઈને કશું સ્પષ્ટ દખાતું નો'તું.

બરાબર ત્યારે જ ગાડી ચાલતી થઈ.

સરદારજીની દાઢી અને વાળ બેઉ પિંખાઈ ગયાં હતાં. ઉપરની સીટના ખૂણામાં એ ડોક લટકાવીને બેઠા બેઠા હાંફતા હતા. એમના માથા પર જે થોડા ઘણા વાળ હતા એ લોહીથી લથપથ થઈ ગૂંચળા વળી ગયા હતા. કપાળ લોહીથી લથબથ હતું. દાઢી-મૂછમાંથી લોહી એવી રીતે ટપકતું હતું જાણે હમણાં જ નહાઈને નીકળ્યા હોય. નેણ પણ લોહીથી લથપથ હતાં. નાકની અણી પર લોહીનું ટીપું લટકી રહ્યું હતું. બાવડાં, છાતી... શરીરનો કોઈ ભાગ એવો નો'તો જે લાલ ન હોય, જ્યાં મારની નિશાની ન હોય...

અને હું મૂરખનો જામ... હું સવારે એમને કહેતો હતો કે અમે બેઠા છીએ ત્યાં સુધી કોઈ તમારો વાળ પણ વાંકો નહીં કરી શકે. તમે નિરાંતે બેસો. નિરાંત ! આ દેશમાં વળી નિરાંત !

પત્નીએ પેટીમાંથી મારી લુંગી કાઢીને સરદારજીને આપી અને ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા માંડી. કૂપેના એક બીજા માણસે ખમીસ આપ્યું અને પહેરાવ્યું પણ ખરું. હવે ડબ્બાના બાકીના મુસાફરો પણ એમને જોવા આવી રહ્યા હતા. શું કામ ન આવે ભલા ? આટલા બધા મુસાફરો વચ્ચે, વીસ-પચ્ચીસ આદમીઓના હાથે માર ખાધેલો એ વૃદ્ધ કમજોર આદમી – આવું રોમાંચક દૃશ્ય બીજું કયું હોય ?!

હવે જમણી બાજુવાળા સદગૃહસ્થ બોલી ઊઠ્યા : 'શું થયું ? શું થયું ? બહુ વાગ્યું ? જુવો, એવું કંઈ ખાસ નથી વાગ્યું... કોઈ ઊંડો ઘા પણ નથી થયો, ચિંતા ના કરો. કોઈ જરા એની નાડી જુવો. આવી પરિસ્થિતિમાં આ લોકોએ ઘરની બહાર જ ન નીકળવું જોઈએ... ડબ્બામાં કોઈ ડૉક્ટર છે ! કોઈ ડૉક્ટર છે ! કોઈ ડૉક્ટર છે ?...' કોઈ પાસે સોફ્રામાઇસીન મળી આવી. બાકીના બધા જ્યાં જ્યાં બતાવતા ગયા ત્યાં ત્યાં સરદારજી મલમ

લગાડતા ગયા. પણ ઘા એટલા વધારે હતા અને મલમ એટલો ઓછો હતો કે એનું લગાવવું ન લગાવવા બરાબર જ હતું.

હું વિચારી રહ્યો હતો – માની લો કે આજે સરદારજીની જગ્યાએ હું હોત તો શું કરત ? ધ્રૂસ્કે ધ્રૂસ્કે રોઈ પડ્યો હોત, અથવા પ્રાર્થનાઓ કરતો હોત અથવા ખબર નહીં શું કરી બેસત... પણ સરદારજીની આંખોમાં આંસુનું એક ટીપું પણ નો'તું, ન આંસુ, ન બેબાકળાપણું, ન હતાશા... જાણે કે આંગળી કોઈ વજનદાર પથ્થર નીચે કચડાઈ ગઈ હોય... બસ એથી વધુ જાણે કંઈ થયું જ ના હોય !

તમે વાળ છોડી નાખો અને કપાળ પર તિલક લગાવીને બાબા બની જાવ. કોઈ પૂછે તો કહી દેજો કે બનારસ જઈ રહ્યા છો. રામ રામ બોલતા રહેજો. અને હિન્દીમાં વાત કરજો, પંજાબીમાં નહીં... તો વળી બીજા કોઈએ કહ્યું, 'તમે આગળના સ્ટેશન પર ઉતરી જાઓ અને પોલીસ સ્ટેશનમાં જઈને બેસી જાવ...' આ સૂચનને ઘણા બધા લોકોએ આવકાર્યું. કારણ કે એમના ડબ્બામાં રહેવાને કારણે બધાના માથે જોખમ તોળાતું હતું. સાચી વાત તો એ હતી કે જો સરદારજી ઊતરી જાય તો બધા શાંતિથી સૂઈ શકે. પણ હાલત એવી હતી સરદારજીની આંખમાં ડોકાતો મોતનો આતંક એટલો તો દેખીતો હતો કે લાખ ટીલાં-ટપકાં કરે તોય એ છુપાઈ શકે એમ નો'તો. અને પોલીસથાણે જવાની એમણે ઘસીને ના પાડી દીધી. કેમકે ગુંડાઓએ કમસેકમ જીવતા તો છોડી દીધા. થાણાવાળા તો...

એમણે બધાની સલાહો સાંભળી અને છેલ્લે નીચે જોઈને બોલ્યા. 'પાટલુનના ખિસ્સામાં મારી ટિકિટ હતી.' લોકોએ કહ્યું, 'કંઈ વાંધો નહીં. આવી હાલતમાં ટિકિટને કોણ પૂછવાનું ! ને કોઈ પૂછશે તો અમે શું થયું તે કહીશું.' એમણે કહ્યું, 'પાટલૂનના ખિસ્સામાં મારા પૈસા પણ હતા. પોણી ત્રણસો રૂપિયા...' લોકોએ કહ્યું, 'કંઈ વાંધો નહીં. પૈસાને કોણ રોવે ? પૈસો તો હાથનો મેલ છે. શુકર મનાવો કે જીવ બચી ગયો...' એમણે નીચેની તરફ જોતાં મહામુશ્કેલીએ કહ્યું : 'હવે કેવી રીતે પહોંચાશે, પહોંચાશે એ તો ગમે તેમ... બિલાસપુર જ તો જવું છે. સવારે તો બિલાસપુર આવી જશે. તમે લોકો મને બસ ચાપાણીના પૈસા દઈ દો. બિલાસપુરમાં

પાછા વાળી દઈશ. પછી તો પડશે એવા દેવાશે...'

આ માણસ આવી હાલતમાં પણ માત્ર ચાના પૈસા માગી રહ્યો છે ! મારી કરોડરજ્જુમાં છેક નીચે સુધી કંપારી ફરી વળી. એમનો સિત્તેર વરસનો અનુભવ અમારી જેવા તુચ્છ જીવો પાસે માત્ર ચાના પૈસા માંગતો હતો !

મને ગભરાટ થવા માંડ્યો. જીવ ડોવાવા લાગ્યો. રડવું આવવા માંડ્યું. ઊભો થઈને હું મોં પર પાણી છાંટવા માટે ટોઇલેટ બાજુ જતો રહ્યો.

પાછા વળતાં મેં જોયું કે પેલા ત્રણેય સજ્જનો સિગારેટ પીતાં પીતાં ઠાઠથી પત્તાં રમી રહ્યા છે.

મૂળ શીર્ષક : 'ક્યા તુમને કભી કોઈ સરદાર ભિખારી દેખા ?'

સમૂહની કાયરતાને બખૂબી આલેખતી આ વાર્તામાં ભદ્રવર્ગની જાડી ચામડી પર પણ કટાક્ષ થયો છે. આસપાસના લોકો અને એમની સમસ્યાઓથી અલિપ્ત રહીને પોતાના આગવા વિશ્વમાં રમમાણ રહેનારા બુદ્ધિજીવીઓને લેખકે સદ્‌ગૃહસ્થો નિમિત્તે અડફેટમાં લીધા છે.

## મહાવેસ્સન્તર જાતક / ભદન્ત આનંદ કૌસલ્યાયન

અનુવાદ : યુયુત્સુ પંચાલ

આ પ્રકારે તે બંને એકબીજા સાથે નિરાંતે વાતો કરી રહ્યા હતા, ત્યારે ઇન્દ્રે વિચાર્યું –

'વેસ્સન્તર રાજાએ કાલે પુત્રોનું દાન આપીને, પૃથ્વીને ખળભળાવી મૂકી. હવે કોઈ નીચ પુરુષ એની પાસે જઈને, સર્વ ગુણસંપન્ન શીલવતી માદ્રીનું દાન માગીને રાજાને એકલો પાડી માદ્રીને લઈને ચાલતો ન થઈ જાય. જો એમ થશે તો એ અનાથ, અસહાય થઈ જશે.' એણે વધુ વિચાર્યું કે હું બ્રાહ્મણ વેશે એની પાસે જઈને, માદ્રીની યાચના કરું અને એની (દાન) પારમિતાને શિખરે પહોંચાડી દઉં, જેથી એ કોઈ બીજાને માદ્રીનું દાન આપી ન દે અને પછી એને જ માદ્રી સોંપીને પાછો ફરીશ. એ સૂર્યોદયના સમયે એની પાસે પહોંચ્યો. આ અર્થ પ્રકાશિત કરતા શાસ્તાએ કહ્યું : રાત્રિ પૂરી થતાં સવારે સવારે જ શક્ર બ્રાહ્મણનો વેશ લઈને તેની પાસે જઈ પહોંચ્યો. એના ક્ષેમકુશળ પૂછ્યા.

બોધિસત્ત્વે ઉત્તર આપ્યો : 'ડંખવાળા જીવડાં તથા મચ્છરો તથા પટે સરકતાં પ્રાણીઓ બહુ નથી. વનમાં જંગલી જાનવરો છે પણ મને કષ્ટ નથી થતું. હું આ આશ્રમમાં ઘણાં વર્ષોથી રહું છું છતાં મને ક્યારેય કોઈ ખરાબ રોગ, બિમારી નથી થઈ. મહાબ્રાહ્મણ, તારું સ્વાગત કરું છું. મહાબ્રાહ્મણ, તારું આવવું શુભ છે. તારું કલ્યાણ થાય, તું અંદર આવીને પગ ધો. ટીમરુ, ચારોળી, મહુડા, કાસુમારિય તથા બીજાં સારાં સારાં, નાનાંમોટાં ➤

આ પર્વતના પેટાળમાંથી આણેલું શીતળ જળ છે. હે મહાબ્રાહ્મણ ! જો ઇચ્છા હોય તો પી. જંગલમાં સાવ એકલા રહીને સાત મહિના વીતી ગયા. દેવના જેવો દેખાતો અને બીલીનો દંડ ધારણ કરેલો તથા અજિનચર્મ પહેરેલો તું આ બીજો બ્રાહ્મણ અહીં આવ્યો છે.'

આ પ્રકારે એના ક્ષેમકુશળ પૂછીને બોધિસત્ત્વે વિચાર્યું કે આ બ્રાહ્મણ આ ઘનઘોર જંગલમાં અમસ્તો તો નહીં જ આવ્યો હોય. વિના વિલંબે હું એના આવવાનું કારણ પૂછીશ. આમ બોધિસત્ત્વે એના આવવાનું પ્રયોજન પૂછ્યું. ત્યારે શકે જવાબ આપ્યો : 'મહારાજ, હું વૃદ્ધ થઈ ગયો છું. હું તમારી પત્ની માદ્રીની યાચનાર્થે આવ્યો છું. તું મને દાન કર. જે રીતે જળ ભરેલી નદી કદી ક્ષીણ નથી થતી, તે પ્રકારે હું તમારી પાસે યાચના કરું છું. મારી યાચના સાંભળીને તમે તમારી પત્ની મને આપો.' આ સાંભળીને બોધિસત્ત્વે કહ્યું. 'બ્રાહ્મણ ! કાલે બાળકો આપી દીધાં. જંગલમાં એકલા રહીને હવે હું કેવી રીતે માદ્રી સોંપી દઉં ?' કહીને, પોતાની આગળ ફેલાયેલા હાથમાં હજાર સુવર્ણમુદ્રાની થેલી મૂકતો હોય તેમ એને સ્પર્શ્યા વિના, બંધનમુક્ત રહીને આસક્તિરહિત થઈને પર્વતોને ગજાવી મૂકતા કહ્યું : 'હે બ્રાહ્મણ ! જે તું માંગે તે હું આપું છું. હું વિચલિત નથી થતો. જે છે, અને હું છુપાવતો નથી. મને દાન આપવું સારું લાગે છે.' આમ કહીને તરત જ કમંડળમાંથી જળ હથેળીમાં લઈને, બ્રાહ્મણને પત્ની આપી દીધી. એ જ ક્ષણે ઘણાં બધાં આશ્ચર્ય પ્રગટ્યાં.

જે સમયે શિવિરાજે પોતાની પત્ની બ્રાહ્મણને આપી દીધી, તે સમયે હાહાકાર મચી ગયો, ચારે બાજુએ હર્ષનાદ થયો. જ્યારે માદ્રીનો ત્યાગ કરવામાં આવ્યો, તે સમયે પૃથ્વી કાંપી ઊઠી. માદ્રીએ કોઈ પ્રકારનો વિરોધ ન કર્યો અને રડી પણ નહીં. શું શ્રેષ્ઠ છે એનું જ્ઞાન શિવિરાજને છે એમ માનીને, ચુપચાપ જોતી રહી.

કહ્યું છે કે : (જાલિ, કૃષ્ણાર્જિના અને માદ્રી જેવી પતિવ્રતાનો ત્યાગ કરતી વખતે પણ જ્ઞાનને લીધે જ મેં ચિંતા નથી કરી. બાળકો પ્રત્યે કે માદ્રી પ્રત્યે જરાય દ્વેષભાવ નથી. પરંતુ મને સર્વજ્ઞતા પ્રિય છે. એટલે મેં મારા પ્રિયજનોનો ત્યાગ કરી દીધો.)

બોધિસત્ત્વે 'માદ્રી, કેમ છે ?' પૂછીને એનું મોં જોયું. 'દેવ ! મારી સામે શું જુઓ છો ?' કહીને મોટે અવાજે કહ્યું, 'હું કુમારી જેની પત્ની છું, તે મારો સ્વામી છે, એ મારો ઈશ્વર છે. તે ગમે તેને આપે, વેચે મારી નાખે તો પણ શું ?' શક્રે એના ઉત્તમ વિચારોની પ્રશંસા કરી. એમનો સંકલ્પ જાણીને દેવેન્દ્ર બોલ્યા, 'દિવ્ય તથા માનુષી એવા બધા શત્રુઓને જીતી લીધા છે. તમે પૃથ્વી ધ્રૂજાવી દીધી. તમારો સ્વર ત્રણે લોક સુધી પ્રસરી ગયો. પર્વતોમાંથી પડતા પડઘાની જેમ ચારે બાજુએથી વીજળી ચમકવા લાગી. બંને નારદ-પર્વતોના મૂળ દેવતાઓ તમને આવકારે છે. ઇન્દ્ર, બ્રહ્મા, પ્રજાપતિ, ચંદ્ર, યમ, રાજા કુબેર સર્વ દેવતાઓ સ્વીકારે છે કે તમે ઘણું કઠણ કાર્ય કર્યું છે. ભલભલા દાતાઓ માટે પણ અઘરું છે, મોટાં મોટાં કાર્ય કરનારાઓ માટે પણ આવું કર્મ અઘરું છે. સજ્જન ન હોય તેઓ આવું કર્મ નથી કરતા. સત્પુરુષોની ગતિ ભિન્ન હોય છે. અસત્પુરુષ નરકે જાય છે, અને સત્પુરુષ સ્વર્ગમાં સિધાવે છે. બાળકોનું જે દાન કર્યું અને જંગલમાં રહીને જે પત્નીનું દાન કર્યું તેનાથી બ્રહ્મયાનમાં બેસીને નરકને વટાવીને તમે સ્વર્ગમાં જઈશ.'

આ પ્રકારે શક્રે સ્વીકાર કર્યો અને હવે અહીં મારે વિલંબ કરવો ન જોઈએ તથા એને સોંપીને જ પાછા જવું જોઈએ એમ વિચારીને કહ્યું : 'હું સર્વાંગસુંદર પત્ની માદ્રી તમને આપું છું, તમે જ માદ્રીને માટે યોગ્ય છે અને માદ્રી તમારે માટે યોગ્ય છે. જે રીતે દૂધ અને શંખનો રંગ એક જ હોય છે, એ જ પ્રકારે તમે અને માદ્રી એકસરખા ચિત્ત અને મનવાળા છો. અહીં જંગલમાં બંને એકચિત્ત થઈને રહો. તે માતા-પિતાના પક્ષે સુજાત છે, સગોત્ર છે, ક્ષત્રિય છે. યથાશક્તિ અવારનવાર દાન કરીને પુણ્ય કર્મ કરો.'

આમ કહીને 'વરદાન' આપવા માટે પોતાનું સ્વરૂપ પ્રકટ કરીને કહ્યું : 'હું દેવેન્દ્ર શક્ર તમારી પાસે આવ્યો છું. હે રાજર્ષિ ! વરદાન માંગો ! હું તમને આઠ વરદાન આપું છું.' આમ કહીને તેઓ પોતાના દિવ્ય સ્વરૂપમાં પ્રગટ થયા અને તરુણ સૂર્યની જેમ આકાશમાં સ્થિર થયા.

ત્યારે બોધિસત્ત્વે 'વર' માંગતા કહ્યું : 'હે સર્વ પ્રાણીઓના ઈશ્વર ગણાતા શક્ર, જો તમે મને વર આપવા જ માંગતા હો, તો પ્રથમ 'વર' એ આપો કે જ્યારે હું ઘેર પાછો ફરું ત્યારે, મારા પિતા મારો સ્વીકાર કરે તથા મને

આસન ગ્રહણ કરવાનું કહે. બીજો વર એ આપો કે અપરાધી હોય તો પણ, તો મને એનો 'વધ' યોગ્ય ન લાગે. હું તેમનો વધ થતો હોય તો, તેમને એ વધમાંથી મુક્ત કરાવી શકું. ત્રીજો વર એ'આપો કે જે વૃદ્ધ છે, જે નાની વયના છે અને જે યુવાન છે, તેઓ બધા મારા સહારે જીવે. ચોથું વરદાન એ આપો કે હું પરસ્ત્રીગમન ન કરું, મારી પોતાની સ્ત્રીમાં જ અનુરક્ત રહું. હું બીજી સ્ત્રીઓથી વશ ન થઉં. પાંચમું વર એ આપો કે મારો પુત્ર દીર્ઘાયુ થાય અને ધર્મપૂર્વક પૃથ્વીનું પાલન કરે. છઠ્ઠો વર એ આપો કે રાત્રિ વીતી ગયા પછી અને સૂર્યોદય થાય ત્યારે દિવ્ય ભોજન પ્રગટ થાય. સાતમો વર આપો કે મારા દાન આપવાથી ધન ખલાસ ન થાય અને દાન આપીને મને પશ્ચાત્તાપ ન થાય અને આપવાથી મારા ચિત્તમાં આનંદ થાય. આઠમો વર એ આપો કે અહીંથી મુક્ત થઈને હું વિશેષરૂપે સ્વર્ગગામી બનું અને ત્યાંથી ફરી જન્મમરણના બંધનમાંથી મુક્ત થઈને મોક્ષ પ્રાપ્ત કરું.'

એની આ વાત સાંભળીને, દેવેન્દ્રે કહ્યું – 'તાત ! તમારા પિતા બહુ જલદી તમને મળવા આવશે.' શક્ર બોધિસત્ત્વને આટલું કહીને પોતાના સ્થાને ચાલી ગયા.

(શક્ર-પર્વ કાંડ સમાપ્ત)

બોધિસત્ત્વ અને માદ્રી પ્રસન્નતાપૂર્વક શક્રે આપેલા આશ્રમમાં રહેવા લાગ્યા. પૂજક પણ બાળકોને લઈને સાઇઠ યોજન દૂર આવેલા સ્થાને જવા નીકળી પડ્યો. દેવતાઓ બાળકોની કાળજી રાખતા હતા. સૂર્યાસ્ત થાય એટલે પૂજક બાળકોને બાંધીને, જમીન પર સૂવડાવી દેતો અને પોતે ભયાનક જંગલી પ્રાણીઓના ડરના માર્યા વૃક્ષ પર ચઢીને, ડાળીઓની વચ્ચે પડી રહેતો. એ સમયે દેવપુત્ર વેસ્સન્તરનું રૂપ લઈને અને એક દેવકન્યા માદ્રીનું રૂપ લઈને, બાળકોને મુક્ત કરીને, હાથ પગની માલિશ કરીને, નવડાવીધોવડાવી, ભોજન કરાવતા અને દિવ્ય શય્યા પર સૂવડાવી દેતા, સૂર્યોદય સમયે ફરી બંધનાવસ્થામાં સૂવડાવીને અન્તર્ધાન થઈ જતા.

આ પ્રકારે તેઓ દેવતાઓની કૃપાથી નિરોગી રહીને, રસ્તે ચાલતા રહ્યા.

પૂજકના માથા ઉપર પણ દેવતા હતા. એ બે સપ્તાહમાં કલિંગ રાષ્ટ્ર પહોંચવાના બદલે જેતુત્તર નગર જઈ પહોંચ્યો. એ દિવસે બ્રાહ્મમુહૂર્તમાં સંજય શિવિરાજે પણ સ્વપ્ન જોયું. સ્વપ્ન આ પ્રકારે હતું. જ્યારે રાજા દરબારમાં બેઠા હતા, ત્યારે એક વ્યક્તિએ માત્ર કમળનાં બે ફૂલ લાવીને રાજાના હાથમાં મૂકી દીધા. રાજાએ બંને કમળ કાને ધારણ કર્યાં. એની રજ નીકળીને રાજાના પેટ પર પડી. એણે જાગીને પ્રાતઃકાળે જ બ્રાહ્મણોને પૂછ્યું. એમણે સ્વપ્નનો અર્થ બતાવ્યો : 'દેવ ! ઘણા દિવસોથી દૂર ગયેલા સ્વજનો પાછા ફરશે.' તે પ્રાતઃકાળે જ અનેક પ્રકારનાં શ્રેષ્ઠ ભોજન ખાઈને રાજા સભામાં બેઠા. દેવતાઓએ બ્રાહ્મણને દરબારમાં પહોંચાડી દીધો. એ સમયે રાજાએ બાળકોની સામે જોઈને કહ્યું : આ અગ્નિ દીપ્તસ્વર્ણની સમાન કોનું મુખ દેખાય છે, જાણે કે સોનીની ભઠ્ઠીમાં પડેલું સોનું. બંનેનાં અંગ-પ્રત્યંગ સમાન છે, બંનેનાં લક્ષણ એક છે, એક જાલી જેવો છે, – બીજી કૃષ્ણાર્જિનાની જેવી. ગુફામાંથી નીકળતા સિંહની જેમ બંને રૂપવાન છે. આ બંને બાળકો સ્વર્ગ સમાન જણાય છે.

આ પ્રકારે રાજાએ બાળકોની પ્રશંસા કરીને, એક અમાત્યને આજ્ઞા આપી : 'જાઓ, બાળકો સહિત એ બ્રાહ્મણને અહીં લઈ આવો.' તે જલદી જઈને લઈ આવ્યો. ત્યારે બ્રાહ્મણને રાજાએ કહ્યું : 'હે બ્રાહ્મણ ! આ બાળકો ક્યાંથી લાવ્યા ?' પૂજકે કહ્યું : 'હે રાજા સંજય ! મને આ બાળકો સંતુષ્ટચિત્ત વ્યક્તિ દ્વારા આપવામાં આવ્યાં છે. આજે આ બાળકો મને મળ્યાને પંદર દિવસ થઈ ગયા.'

રાજાએ પૂછ્યું : 'તમને કોના પ્રિય વચનથી પ્રાપ્ત થયા ? સમ્યક્ જ્ઞાનથી મારા મનમાં શ્રદ્ધા ઉત્પન્ન કરો. તમને આ દાન કોણે આપ્યું છે ? પુત્ર-દાન શ્રેષ્ઠ છે.' પૂજક બોલ્યો, 'જે રીતે પ્રાણીઓને માટે પૃથ્વી આધાર છે એ જ પ્રકારે યાચકોના આધારરૂપ વેસ્સન્તર રાજાએ વનવાસ દરમિયાન સંતાન આપ્યાં. જે રીતે નદીઓ માટે સાગર, એ જ પ્રકારે યાચકોનું શરણસ્થાન ગણાતા ને વનમાં રહેતા વેસ્સન્તર રાજાએ મને પુત્ર સંતાન આપ્યાં.'

આ સાંભળીને અમાત્યગણ વેસ્સન્તરની નિન્દા કરવા લાગ્યો. ઘરમાં રહેતી વેળાએ પણ શ્રદ્ધાવાન રાજાએ દુષ્કર કાર્ય કર્યું. હવે જંગલમાં નિર્વાસિત

થવા છતાં એ બાળકોનું દાન કેવી રીતે કરી શકે ? તમે જેટલા લોકો અહીં આવ્યા છો તે બધા સાંભળો કે વેસ્સન્તર રાજા વનમાં રહેવાના સમયે બાળકોનું દાન કેમ કરી શકે છે ? એ દાસ-દાસીઓનું દાન કરી શકે છે, ઘોડા તથા ખચ્ચર તથા રથનું દાન આપી શકે, હાથીનું દાન આપી શકે, એ બાળકોનું દાન કેવી રીતે આપી શકે ?

આ સાંભળીને કુમાર પિતાની નિન્દા સહન કરી ન શક્યો. એણે ઝંઝાવાતથી અફળાના સુમેરુ પર્વતની જેમ હાથ ઉઠાવીને કહ્યું : 'હે પિતામહ ! જેના ઘરમાં દાસ ન હોય, ઘોડા ન હોય, ખચ્ચર ન હોય, રથ ન હોય, હાથી ન હોય, એ બીજું શું આપે ?'

રાજા બોલ્યો : 'બાળકો ! હું આ દાનની પ્રશંસા કરું છું. અમે આ દાનની નિન્દા નથી કરતા. યાચકને તમારું દાન કર્યું ત્યારે એનું હૃદય કેવું હતું ?' કુમાર બોલ્યો : 'એનું હૃદય દુ:ખી હતું, એની આંખોમાં ઉષ્ણ આંસુ હતાં અને રોહિણીની જેમ આંખો રાતી હતી. પિતાની આંખોમાંથી અશ્રુ પણ ટપક્યાં હતાં.' એ વચન સાંભળીને કૃષ્ણાર્જિનાની આંખમાંથી આંસુ ટપક્યાં અને તે બોલી : 'તાત ! મને આ બ્રાહ્મણ જાણે ઘરમાં જન્મેલી દાસી હોઉં તેમ લાકડીથી ફટકારે છે. તાત, આ બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ તો ધાર્મિક હોય છે. આ તો બ્રાહ્મણવેશમાં કોઈ યક્ષ છે, જે અમારું ભક્ષણ કરવા અમને લઈ જઈ રહ્યો છે. તાત ! અમને પિશાચ લઈ જઈ રહ્યો છે. તમે શું જોઈ રહ્યા છો ?'

રાજાએ જ્યારે જોયું કે બાળકો બ્રાહ્મણને છોડતાં ન હતાં, ત્યારે એણે કહ્યું : 'તમારી માતા રાજપુત્રી છે, તમારા પિતા રાજપુત્ર છે. પહેલાં આવીને મારા ખોળામાં બેસો. દૂર કેમ ઊભા છો ?'

કુમારે કહ્યું : 'અમારી માતા રાજપુત્રી છે. અમારા પિતા રાજપુત્ર છે. પરંતુ અમે આ બ્રાહ્મણના દાસ છીએ એટલે દૂર ઊભા છીએ.'

રાજા બોલ્યો : 'હે સૌમ્ય ! આવી વાત ના કરીશ. મારું હૃદય બળી રહ્યું છે. જે રીતે ચિતા પર સુખ ન હોય એ જ રીતે મારા શરીરને આ આસન પર સુખ નથી. સૌમ્ય, આવી વાત મુખેથી ના ઉચ્ચારીશ. એનાથી મારો શોક બમણો થાય છે. હું મૂલ્ય આપીને છોડાવીશ. તમે દાસ નહીં રહો.

તાત ! તમારા પિતાએ તમારું કેટલું મૂલ્ય નિશ્ચિત કરીને તમને બ્રાહ્મણને આપ્યા હતા ? મને બરાબર કહે, જેથી બ્રાહ્મણને ધન આપી શકાય.'

કુમાર બોલ્યો : 'પિતાએ હજાર સુવર્ણમુદ્રાની કિંમત લગાવીને મને બ્રાહ્મણને સોંપ્યો અને સુંદર કૃષ્ણાર્જિનાને સો હાથી વગેરે....'

રાજાએ બાળકોની મુક્તિ માટેની કિંમત અપાવીને કહ્યું, 'હે કર્મચારી, ઊઠ, જલદી કર. બ્રાહ્મણને સો દાસદાસી, સો ગાય, સો હાથી, સો બળદ અને હજાર નિકષ આપો અને બાળકોને મુક્ત કરાવો.' ત્યારે કર્મચારીએ ઉતાવળે બ્રાહ્મણને સો દાસ-દાસી, સો ગાયો, સો હાથી, સો બળદ, અને હજાર નિકષ બાળકોની મુક્તિ પેટે ચૂકવ્યા.

એમનું મુક્તિમૂલ્ય આપીને. સ્નાન કરાવીને, ખવડાવી પીવડાવીને, ઘરેણાંથી અલંકૃત કરીને ખોળામાં બેસાડ્યા. માથાબોળ નવડાવેલા, સ્વચ્છ સુંદર વસ્ત્રો પહેરાવલાં અને બધા અલંકારોથી શણગારેલાં બાળકોને તેમના દાદાએ ખોળામાં બેસાડીને પૂછ્યું, જેમનાં કુંડળ મધુર અવાજ કરી રહ્યાં હતાં અને જે માળાઓ તથા બીજા અલંકારો પહેરીને બેઠા હતા, એમને ખોળામાં બેસાડીને રાજાએ આ વાત કહી : 'જાલી ! શું તારા માતાપિતાની તબિયત સારી છે ને ! શું ફળફૂલ ચૂંટીને જીવન વ્યતીત કરે છે ? શું ફળફૂલ ત્યાં પૂરતા પ્રમાણમાં છે ? શું ડાંસ અને મચ્છર તથા બીજા જંતુ ત્યાં હેરાન કરે છે ? શું જંગલી પશુઓથી ઊભરાતા વનમાં હિંસા નથી થતી ?'

કુમારે ઉત્તર આપ્યો, 'દેવ, મારા માતાપિતા નિરોગી છે. તેઓ ફળફૂલ ચૂંટીને ગુજરાન ચલાવે છે અને ફળફૂલ ઘણાં છે. ડાંસ તથા મચ્છર વધુ નથી, તથા પેટે સરકતા જીવ પણ વધુ નથી. વનમાં જંગલી જાનવરો હિંસા પણ નથી કરતાં. મારી માતા આલુ તથા કમરખ, બીલાં તથા અન્ય ફળફૂલ પણ લાવતી અને અમને ખવડાવતી. તે વનનાં જે કાંઈ ફળફૂલ લાવતી તે અમે બધા ભેગા મળીને રાતે આરોગતા, દિવસે નહીં, વૃક્ષોનાં ફળ ચૂંટી ચૂંટીને લાવતી માતા કાળી અને ફિક્કી પડી ગઈ છે. હવા અને ધૂળ લાગવાથી એની દશા કરમાઈ ગયેલા કમલ પુષ્પ જેવી થઈ ગઈ છે. ઘોર જંગલમાં ઘૂમતી માતાના વાળ આછા થઈ ગયા છે. વનમાં ગેંડા તથા ચિત્તા જેવા જંગલી જાનવરો છે. કેશની જટા બાંધીને, કાછડો વાળીને રહે છે. તે ચર્મવસ્ત્ર

પહેરે છે, પૃથ્વી પર સૂએ છે અને અગ્નિને નમસ્કાર કરે છે.'

આ પ્રકારે માનાં દુઃખનું વર્ણન કરીએ દાદાને દોષ આપતાં તે બોલ્યો : 'આ જગતમાં મનુષ્યોને પુત્રપ્રિય હોય છે. પણ અમારા પિતામહને પોતાના પુત્ર ઉપર સ્નેહ નથી.'

ત્યારે રાજાએ પોતાનો વાંક સ્વીકારીને કહ્યું : 'પુત્ર ! મેં દુષ્કૃત્ય કર્યું છે. શિવિઓના કહેવાથી નિર્દોષ પુત્રને કાઢી મૂક્યો. મેં ગર્ભહત્યા જેવું પાપ કર્યું છે. જે કાંઈ અહીં મારી પાસે ધનધાન્ય છે એ બધું એનું જ છે, વેસ્સન્તર રાજા પાછો આવે અને શિવિરાષ્ટ્ર પર રાજ કરે.'

કુમાર બોલ્યો, 'દેવ ! મારા કહેવાથી શિવિશ્રેષ્ઠ અહીં આવવાના નથી. તમે જાતે જઈને તમારા પુત્ર પર સમ્પતિ વરસાવો.'

ત્યારે રાજા સંજયે સેનાપતિને કહ્યું : 'હાથી, ઘોડા, રથ, પાયદળ તૈયાર કરો. નિગમના લોકો તથા બ્રાહ્મણ અને પુરોહિત મારી પાછળ પાછળ આવો ત્યારે સુંદર દેખાવવાળા અનેક પ્રકારે અલંકૃત, ૬૦ હજાર યોધ્ધા તૈયાર થઈને જલદી આવે. અનેક પ્રકારનાં નીલવસ્ત્રધારી, પીળાં વસ્ત્રધારી, લાલ પાઘડી પહેરેલા, અનેક શ્વેત વસ્ત્રધારી તથા અનેક અનેક અલંકારોથી ભૂષિત બધા સત્વરે આવે. જે રીતે ગન્ધમાદન હિમાલય પર્વત સુગન્ધિત પદાર્થોને ધારણ કરે છે, જુદા જુદા પ્રકારનાં વૃક્ષોથી આચ્છાદિત છે, યક્ષાદિનું નિવાસસ્થાન છે અને દિવ્ય ઔષધિઓની સુગંધીથી દિશાઓ ચમકી રહી છે તથા પ્રવાહિત થઈ રહી છે, એવી જ રીતે તેઓ સત્વરે સજ્જ થઈને આવે.

એ પછી દિશાઓ ચમકી ઊઠો અને પ્રભાવિત બનો, ત્યાર પછી ચૌદ હજાર હાથીઓ સજાવો જેની પીઠ પર સોનું હોય અને જે સોનેરી સાજથી શોભતા હોય. એની ઉપર તોમર અંકુશધારી મહાવતો બેઠેલા હોય. હાથીઓની પીઠ પર બેઠેલા તેઓ તૈયાર થઈને શીઘ્ર આવે. એના પછી ચૌદ હજાર ઘોડા લાવો, ઉત્તમ જાતવાન એ ઘોડા ઝડપી ચાલવાળા હોય. એમના ઉપર તલવાર, ભાલા, ધનુષ લઈને સૈનિકો સવાર થયેલા હોય, તેઓ તૈયાર થઈને શીઘ્ર આવે. એ પછી ચૌદ હજાર રથ તૈયાર કરો, જેમનાં પૈંડાં સુદૃઢ હોય અને સોનેરી કિનારવાળાં હોય, એની ઉપર ધજાઓ ચઢાવવામાં આવે, ચામડાનું કવચ, તીવ્ર બાણવર્ષો કરનારા ધનુષ્ય એમાં

મૂકવામાં આવે. એમાં મહારથીઓ બેસીને, તૈયાર થઈને શીઘ્ર આવે.'

આ પ્રકારે રાજાએ સૈન્યને લગતી આજ્ઞાઓ આપી : 'મારા પુત્રના સ્વાગત માટે જેતુત્તર નગરથી વંક પર્વત સુધીનો માર્ગ પહોળો કરીને, સમતલ કરીને સજાવો અને આમ કરો તેમ કરો.' કહેતાં આજ્ઞા આપી.

'જે માર્ગથી એ આવશે, એ માર્ગ પર સુગંધિત દ્રવ્ય છાંટો, પુષ્પ, માલા-ગન્ધ-વિલોપન વગેરેથી શોભતા ચંદરવા ઊભા કરો. અને બીજી અમૂલ્ય વસ્તુઓ હોય. જે માર્ગેથી એ પસાર થાય, એ માર્ગ પર ગામે ગામે મદ્ય તથા બીજાં પીણાંના સો-સો ઘડા ભરેલા તૈયાર રાખો, જે માર્ગેથી એ પસાર થાય. એ માર્ગ પર માંસ, પૂડા, મઠો, માછળીવાળાં ભોજન તૈયાર રાખવામાં આવે; જે માર્ગે એ આવે, એ માર્ગ પર ઘી, તેલ, દહીં, ખીર તથા કાંગ અને ડાંગરમાંથી બનેલો દારૂ રાખવામાં આવે. રસોયાઓ, નટ, નર્તકો, ગાયકો, વાદ્ય સંગીત વગાડવાવાળા, ઢોલ વગાડનારા, મુંડ ગાયકો, જાદુગરોની વ્યવસ્થા કરો. ઘણી બધી વીણા ભેરી તથા દેન્ડિમ્ વાગે. શંખ ફૂંકવામાં આવે. ઢોલ વાગે, મૃદંગ, પણવ, શંખ, દિન્દિમાની તથા કુટુમ્બદિન્દિની વગેરે પ્રકારનાં અનેક વાજિંત્ર વાગે.'

આ પ્રકારે રાજાએ માર્ગને સજ્જ કરવાની આજ્ઞા આપી. પૂજક વધારે પડતું ભોજન ખાવાથી અને તેઓ આફરો ચડવાથી ત્યાં જ મરી ગયો. રાજાએ એના અંતિમ સંસ્કાર કરાવ્યા અને નગરમાં ઘોષણા કરાવી. એનાં કોઈ સગાંવહાલાંનો પત્તો ન મળ્યો. એને આપેલું બધું ધન ફરીથી રાજાનું થઈ ગયું. સાતમા દિવસે આખી સેના એકઠી થઈ ગઈ. રાજા ખૂબ જ દબદબાથી જાલીને માર્ગદર્શક બનાવીને તેની પાછળ પાછળ ચાલ્યા.

એ શિવિવાહિની સેના ખૂબ મોટી હતી. તે જાલીના માર્ગદર્શન હેઠળ વંક પર્વત આગળ આવી પહોંચી. પાલખીવાળા સાઇઠ વર્ષના માતંગ વારણે ઘોર નાદ કર્યો, જાતવાન ઘોડાઓએ હણહણાટી કરી, રથનાં પૈડાંનો અવાજ થયો. ધૂળથી આકાશ ઢંકાઈ ગયું. શિવિવાહિની સેના આગળ ચાલી. સેના ખૂબ મોટી હતી. તે જાલીના માર્ગદર્શનમાં વંક પર્વત આગળ જઈ પહોંચી. તેઓ પુષ્કળ વનસ્પતિ તતા જળની સમૃદ્ધ ઘોર જંગલમાં પ્રવેશયા; ત્યાં વૃક્ષો, ફળફૂલથી છવાયેલાં હતાં. ત્યાં ઋતુ અનુસાર ખીલેલાં વૃક્ષો પર મધુર કૂજન

કરતાં સુંદર રંગનાં ઘણાં પક્ષીઓ પરસ્પર કૂજન કરતાં હતાં. જ્યાં વેસ્સન્તર હતા ત્યાં તેઓ રાતદિવસ દીર્ઘ પ્રવાસ કરીને જઈ પહોંચ્યા.

(મહારાજ પર્વ સમાપ્ત)

જાલીકુમારે મુચલિંદ સરોવરના કિનારે છાવણી નાંખીને ચૌદ હજાર રથોને ત્યાં રસ્તા પર જ રોકીને. જે સ્થાન પર સિંહ, વાઘ, ગેંડાની અવરજવર થતી હતી ત્યાં તેનો પહેરો ગોઠવી દીધો. હાથી વગેરેને કારણે ઘણો મોટો અવાજ થયો. બોધિસત્ત્વે આ સાંભળી વિચાર્યું : 'શું કોઈ શત્રુ પિતાને મારીને હવે મને મારવા આવ્યો છે ?' તે મૃત્યુભયના કારણે માદ્રીને લઈને પર્વત ઉપર ચઢી ગયો અને ત્યાંથી પેલી સેના જોઈ.

આ અર્થવાળી ગાથા શાસ્તા બોલ્યા :

એમનો અવાજ સાંભળીને વેસ્સન્તર ડરી ગયો. ભયભીત થઈને પર્વત પર ચઢીને ત્યાંથી સેના જોઈ. 'માદ્રી ! સાંભળ, વનમાંથી અવાજ આવી રહ્યો છે. શ્રેષ્ઠ ઘોડા હણહણી રહ્યા છે, અને ધજાઓ દેખાઈ રહી છે. જે રીતે જંગલમાં શિકારી જાનવરોને જાળમાં ફસાવીને તરત જ ઘોધના પાણીમાં નાંખી દે છે, એ જ પ્રકારે આપણને અમોઘ શસ્ત્રોથી ખેંચી જશે અને મારી નાંખશે, જે રીતે આપણે નિર્દોષોને જંગલમાં મોકલવામાં આવ્યા છે, એ જ રીતે આપણે અત્યારે શત્રુના હાથમાં આવી ગયા છીએ. આ હત્યારાઓને જો.' માદ્રીએ એની વાત સાંભળી અને આ સેના તો આપણી જ હશે એમ વિચારીને, બોધિસત્ત્વને આશ્વાસન આપતા કહ્યું :

'જે રીતે આગ પાણીને કશું નુકસાન પહોંચાડવામાં અસમર્થ હોય છે, એ જ પ્રકારે શત્રુનું પણ કશું ઉપજશે નહીં એમ જ તમે માની લો. એનાથી કલ્યાણ થશે.'

બોધિસત્ત્વે શોક પર વિજય મેળવ્યો અને એની સાથે પર્વત પરથી ઊતરીને પર્ણશાળાના દ્વાર પર બેઠો.

આ અર્થ પ્રગટ કરતી ગાથા શાસ્તાએ કહી :

ત્યારે વેસ્સન્તર રાજા પર્વતથી ઊતરીને અને ચિત્તને દૃઢ કરીને પર્ણશાળાના દ્વાર પર બેઠો.

એ સમયે સંજયે દેવીએ સંબોધન કરીને કહ્યું : 'દેવી ફુસતિ, જો આપણે બધા એક સાથે જઈશું તો ઘણાં કલ્પાંત થશે. પહેલાં હું જાઉં છું. પછી હવે બધાનો શોક શાંત થયો હશે એનો અંદાજ લગાવીને તું બધાંને લઈને સાથે આવજે. થોડી વાર પછી જાલી અને કૃષ્ણાર્જિના આવે.' એમ કહીને રથને અટકાવ્યો અને એનું મ્હોં જે દિશામાંથી આવ્યા હતા ત્યાં ફેરવ્યું. આમતેમ પહેરા ગોઠવ્યા અને અલંકૃત હાથી પરથી ઊતરીને જ્યાં પુત્ર હતો ત્યાં જઈ પહોંચ્યા.

આ અર્થ પ્રગટ કરતી ગાથા શાસ્તાએ કહી :

રથને અટકાવી અને સૈનિકોને નિયુક્ત કરીને પિતા જંગલમાં એકલા રહેતા પુત્ર પાસે આવ્યા, હાથી પરથી ઊતરીને વસ્ત્રને ખભા પર વીંટાળીને મંત્રીઓથી ઘેરાયેલો રાજા, હાથ જોડીને ઊભેલા પુત્ર ઉપર ધનવર્ષા કરવા આવ્યા, એણે ત્યાં સુંદર, એકાગ્રચિત્ત, નિર્ભય, ધ્યાનમગ્ન કુમારને પર્ણશાળામાં બેઠેલો જોયો.

પુત્ર પ્રત્યે પ્રેમ રાખનારા પિતાને આવતા જોઈને, વેસ્સન્તર તથા માદ્રીએ આવીને પ્રણામ કર્યા. 'દેવ ! હું તમારા ચરણોની ખૂબ ખૂબ વન્દના કરું છું.' કહીને માદ્રીએ સસરાના ચરણોમાં અભિવાદન કર્યું. એ બંનેએ એ ભૂમિને છાતીસરસી ચાંપીને હાથથી એનો સ્પર્શ કર્યો.

ત્યારે રડીકકળીને શોક શાન્ત થયો એટલે રાજાએ એમના ક્ષેમકુશળ પૂછીને કહ્યું : 'પુત્ર ! કુશળ તો છો ને ? પુત્ર નિરોગી તો છો ને ? શું ફળફૂલ ચૂંટીને જ ગુજરાન ચલાવો છો ? શું અહીં ફળફૂલ ઘણાં છે ? શું ડાંસ, મચ્છર તથા પેટે સરકતાં જીવોનો ત્રાસ નથી ને ? જંગલી જાનવરોથી ઘેરાયેલા જંગલમાં શું હિંસા તો નથી થતી ને ?'

પિતાની વાત સાંભળીને બોધિસત્ત્વે ઉત્તર આપ્યો : 'દેવ ! અમારું જીવ ચાલ્યા કરે છે. અમે ફળફૂલ વીણીને ખાઈએ છીએ. આવું જીવન કષ્ટદાય તો છે જ. મહારાજ, જેમ સારથિ ઘોડાનું દમન કરે છે, એ જ રીતે દરિદ્ર માનવીનું દમન કરે છે. અમે પણ દરિદ્ર હોવાને કારણે દુઃખી છીએ. દરિદ્ર અમારું દમન કરે છે અમે વળી માતાપિતાને ન જોવાથી પણ અમે વધુ દુ છીએ. મહારાજ ! જંગલમાં હાંકી કઢાયેલાઓ માટે સુખ શું, દુઃખ

આમ કહીને પછી પુત્રોના સમાચાર પૂછતાં કહ્યું :'શિવિશ્રેષ્ઠના વંશજ જાલી અને કૃષ્ણાર્જિનાના મનોરથો ફળ્યા નહીં અને બ્રાહ્મણના વશમાં આવી ગયા હતા. એ બ્રાહ્મણ ગાયોને જેમ મારવામાં આવે તેમ સંતાનોને મારતો હતો. એ રાજકુમાર અને રાજકુમારીના સમાચાર જો જાણતા હો તો મને કહો. જેવી રીતે સર્પદંશનો ભોગ બનેલા માણવકને કોઈ ઉત્કટ ઔષધ આપવામાં આવે એવી રીતે તમે મને શીઘ્ર સમાચાર આપો.'

'બ્રાહ્મણને ધન આપીને જાલી તથા કૃષ્ણાર્જિના બંને બાળકોને મુક્ત કરવામાં આવ્યા છે. પુત્ર ! ડરીશ નહીં. ધીરજ રાખજે.' આ સાંભળીને બોધિસત્ત્વે આશ્વસ્ત થઈને, પિતાના કુશળક્ષેમ પૂછ્યા : 'તાત ! કુશળ છો ને ! તાત નિરોગી તો છો ને ? મારી માતાની આંખોનું તેજ ઝાંખું તો નથી થયું ને ?' રાજા બોલ્યા : 'પુત્ર ! હું કુશળ છું. હું નિરોગી છું. પુત્ર ! તારી માતાની આંખ ઝાંખી નથી થઈ.'

બોધિસત્ત્વે પૂછ્યું : 'શું તમારા રથ તો સારા છે ને ! તે માણસોને બેસાડી શકે છે ને ! શું રાજ્ય સમૃદ્ધ છે ? શું અનાવૃષ્ટિ તો નથી થતી ને ?' જે સમયે તેઓ આ પ્રકારે વાતચીત કરી રહ્યા હતા તે સમયે ફુસતી દેવીએ પણ અનુમાન કર્યું કે હવે શોક ઓછો થયો હશે. પછી ઘણા મોટા સમૂહ સાથે પુત્ર પાસે જઈ પહોંચી.

આ પ્રકારના અર્થ પ્રગટ કરતી ગાથા શાસ્તાએ કહી :

એમને આ પ્રકારે મંત્રણા કરતા માતાએ જોયા. રાજપુત્રી પર્વતની તળેટી આગળ ખુલ્લા પગે ઊભી હતી. પુત્ર માટે સ્નેહ રાખનારી માતાને આવતી જોઈને વેસ્સન્તર તથા માદ્રીએ આગળ જઈને માને પ્રણામ કર્યા. 'હે માતા ! હું તમારા ચરણોની ખૂબ ખૂબ વન્દના કરું છું.' કહીને માદ્રીએ સાસુના ચરણોમાં માથું નમાવીને અભિવાદન કર્યું.

જ્યારે તેઓ ફુસતી દેવીની વન્દના કરીને ઊભા હતા ત્યારે કુમારો તથા કુમારીઓથી ઘેરાયેલા કૃષ્ણાર્જિના અને જાલિ ત્યાં આવ્યા. માદ્રી ઊભી ઊભી એમની વાટ જ જોઈ રહી હતી. એમને કુશળ જોઈને તે પોતાની જાત ઉપર સંયમ રાખી ન શકી. જેવી રીતે વાછરડાને જોઈને ગાય દોડે, એ પ્રકારે તે વિલાપ કરતી દોડી. બાળકો પણ એને જોઈને, રડતાં રડતાં એની પાસે દોડી આવ્યાં.

એ અર્થ પ્રકાશિત કરતાં શાસ્તાએ કહ્યું : બાળકોએ દૂરથી જોયું કે સકુશળ માતા ચાલી આવે છે ત્યારે તેઓ વાછરડાં જેવી રીતે ગાય પાસે દોડી જાય એવી રીતે મા પાસે જઈ પહોંચ્યાં.

એ સમયે પર્વતોમાંથી અવાજ આવ્યો, પૃથ્વી કાંપી ઊઠી. સમુદ્રમાં ભરતીઓટ આવ્યાં ગિરિરાજ સુમેરુ ઝૂકી ગયો. દેવલોક ગાજી ઊઠ્યો. શક્ર દેવરાજ તથા છ ક્ષત્રિય પરિષદો બેશુદ્ધ થઈ ગઈ. એમાં એકબીજા પર પાણી છાંટી શકે એવી સ્થિતિમાં ય કોઈ ન હતું.

'પુષ્કર-વર્ષા' વરસાવવાના સંકલ્પથી છ ક્ષત્રિય રાજાઓનાં સ્થળે પુષ્કર વર્ષા વરસાવી. જે ભીંજાવા માંગતા હતા, તે ભીંજાતા હતા, અને જે ભીંજાવા માંગતા ન હતા તેમના ઉપર એક બિંદુ પણ વરસતું ન હતું. જેમ કમલપત્ર પરથી જળબિંદુ સરી જાય તેમ એમના દેહ પરથી પાણી સરી જતું હતું. આ પ્રકારે એ વર્ષા પુષ્કર વનમાં પડતા વરસાદ જેવી જ હતી. છ ક્ષત્રિય અશ્વસ્ત થયા. સ્વજનોના મેળાપ વખતે પુષ્કર-વર્ષા થઈ, મહાપૃથ્વી કાંપી ઊઠી એ જોઈને પ્રજાને ઘણું અચરજ થયું.

આ અર્થ પ્રગટ કરતી ગાથા શાસ્તાએ કહી :

આવેલા સ્વજનો ઘોંઘાટ કરવા લાગ્યા. પર્વતોએ ઘોર રવ કર્યો. પૃથ્વી કાંપી ઊઠી. એ જ સમયે દેવોએ વર્ષા કરી ત્યારે વેસ્સન્તર રાજા પોતાના સંબંધીઓની સાથે, સ્વજનો, પુત્રવધૂ, પુત્ર, દેવી અને બધા એકી સાથે જ્યારે એકઠા થયા ત્યારે ખૂબ જ રોમાંચ થયો. એ ભયાનક વનમાં રાજ્યમાંથી આવેલા, બધા હાથ જોડીને વેસ્સન્તર તથા માદ્રીને પ્રાર્થના કરવા લાગ્યા : 'તમે અમારા ઈશ્વર રાજા છો. તમે બંને અમારા ઉપર રાજ્ય કરો.'

(ક્ષત્રિય કાંડ સમાપ્ત)



## ઇન્દુ ગોસ્વામીનું દુઃખદ અવસાન

ગુજરાતી ભાષાના જાણીતા આધુનિક કવિ ઇન્દુ ગોસ્વામીનું દુઃખદ અવસાન થયું છે એ બદલ કંકાવટી પરિવાર દુઃખની લાગણી વ્યક્ત કરે છે. તેઓ કંકાવટીમાં અવારનવાર કવિતાઓ પ્રગટ કરાવતા હતા અને એ રીતે તેઓ આ સામયિકના પ્રશંસક પણ હતા.

લવાજમ પૂરું થયું

### વાચકોને –

'કંકાવટી'નું ત્રણ વર્ષનું સામટું લવાજમ સીધું કાર્યાલય પર મોકલનારને સર્જનાત્મક નિબંધસંગ્રહ 'આટાનો સૂરજ' રૂ.૧૫૦/-ના મૂલ્યનો ભેટમાં અપાશે.

પોસ્ટથી મંગાવનારે રૂ.૩૦૫/- અને કુરીઅરથી મંગાવનારે રૂ.૩૧૫/- મોકલવા.

કંકાવટી
૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦ ફોન નં. ૫૫૯૫૪૧૮

